# અમારી પ્રતિજ્ઞાઓ.

૧ હરકોઇ પ્રકારે માનવ જીવનને ઉન્નત, વિશુદ્ધ અને ઉજ્જવલ કરે એવું સાહિત્ય ઉત્પન્ન કરવું એ અમારો ધર્મ છે.

૨ ભરતખંડના પ્રાચીન ગૌરવ માટે પ્રજામાં યોગ્ય અભિમાન ઉત્પન્ન કરવું અને ભવિષ્યની ઉન્નતિ માટે તૈયારી કરવા તેમની પ્રવૃત્તિ કરાવવી એ અમારો ધર્મ છે.

૩ આત્મા, પરમાત્મા અને આત્માની અંતિમ સ્થિતિ વિષે વિજ્ઞાનની કસોટીથી કસાયલું જ્ઞાન આપવું એ અમારો ધર્મ છે.

૫ દંભ, મિથ્યાભિમાન, અન્યાય, એકતરફીપણું, ધર્માન્ધ, દુરાગ્રહ, કુપ્રવૃત્તિનું ખંડન કરવા એક ઘા અને બે કટકા જેવું તીખું લખાણ કરવું એ અમારો ધર્મ છે.

૫ શરીરનું સ્વાસ્થ્ય, આત્મિક શક્તિઓનો વિકાસ, ચિત્તની નિર્મળતા, બુદ્ધિની પ્રૌઢતા ઇ૦ સદ્દગુણો ખીલે એવું લખાણ કરવું એ અમારો ધર્મ છે.

૬ સ્ત્રીઓને અજ્ઞાનમાંથી, દાસત્વમાંથી, સાંકડા-પણામાંથી મુક્ત કરી, તેમને બળવાન, ઈશ્વર પરાયણ, અને મેધાવિની બનાવવી, ગૃહ, ધર્મ, રાજ્ય, ઇ૦ જીવનની પ્રગતીઓમાં પોતાના પતિની સાથે વિચરવા સમર્થ બનાવવી એટલે તેમને પતિની ખરેખરી સહધર્મચારિણી બનાવવા યત્ન કરવો એ અમારો ધર્મ છે.

**સ્વામી વિજ્ઞાન ભારતી.**

---

# અમારા ગ્રાહક બન્ધુઓને.

ચંદ્રપ્રકાશ આજે આઠમા વર્ષમાં પ્રવેશ કરે છે. વયની સાથે તેનું કદ વધ્યું છે તે અમારા સુજ્ઞ ગ્રાહકોના જોવામાં આવશે. આજથી તે ત્રણને બદલે ચાર ફૉર્મનું થયું છે. કાગળની મોંઘવારી છતાં કદમાં વધારો કર્યો છતાં અમે લવાજમમાં વધારો કર્યો નથી. અમારી મતલબ માત્ર પૈસા કમાવાની નથી. કોઇ પણ રીતે વાચનારનું જીવન ઉન્નત, વિશુદ્ધ અને ઉજ્જ્વલ થાય એવું સાહિત્ય અમારા માસિકમાં ભરી તેને બની શકે તેટલી સસ્તી કિંમતે આપવું એ અમારી નેમ છે. કદરદાન ગ્રાહકો તેની કદર કર્યા વગર રહેશે નહિ.

એકલા કદમાં નહિ પણ વિષયની વિવિધતા તથા ઉપયોગિતામાં અને સંગીનપણામાં અમે બેહદ સુધારો કર્યો છે. ઉત્તમ કાવ્યો, ધર્મ, સંસાર, અને આરોગ્યના વિષય પર વિદ્વાન લેખકોને હાથે લખાયલા ચૂંટી કહાડેલા લેખોનેજ અમે સ્થાન આપ્યું છે. આ વર્ષથી દરેક દરેક વિષય મનન કરવા જેવો આવશે. આ વર્ષથી ધર્મ, તત્વજ્ઞાન, યોગ, અધ્યાત્મ બળ, આરોગ્ય ઇ૦ વિષયો પર સ્વામી વિજ્ઞાન ભારતી તેમના અનુભવ સિદ્ધ વિચારો પ્રગટ કરનાર છે. આથી અમે આશા રાખીએ છીએ કે ચંદ્રપ્રકાશના ઉપયોગીપણામાં કોઇ પણ અન્ય માસિક સ્પર્ધા કરી શકશે નહિ.

# ગ્રાહકો માટે ખાસ સગવડ.

દરેક ગ્રાહકને આથી અમે ખબર આપીએ છીએ કે આ માસિકમાં ચર્ચાતા વિષયો પૈકી પોતાને કયો વધારે પસંદ છે તે અમને લખી જણાવવાની તસ્દી લેવી. આ ઉપરથી અમારા ગ્રાહક બન્ધુઓને કેવા વિષયો પ્રિય છે તે અમે જાણી શકીશું અને અમે તે પ્રમાણે વધુ ગ્રાહકોના મતનું વલણ જોઇને વિષયોની પસંદગીમાં સુધારો વધારો કરીશું. અમે આશા રાખીએ છીએ કે અમારી અને અમારા ગ્રાહકો વચ્ચે મૈત્રી અને સ્નેહ વધે. આપણો કેવળ ભાડુતી સબંધ નથી. વળી કોઇ પણ ગ્રાહકને આરોગ્ય, મનની નિર્બળતા, ધર્મ, કર્તવ્ય વગેરે વિષયો ઉપર અંગત પ્રશ્નો પૂછવાં હશે તો તેમને અમારી ભલામણથી આ માસિકના શુભેચ્છક **સ્વામી વિજ્ઞાન ભારતી** યોગ્ય ઉત્તર આપવા યત્ન કરશે. પ્રશ્ન કરનારનાં નામ ઠામ તેમની ઇચ્છા હશે તો ગુપ્ત રહેશે. માત્ર સર્વ વાચકોના લાભ માટે ઉત્તર પ્રગટ કરવામાં આવશે.

અમારા ઉપર મ્હોટી ફરિયાદ અનિયમિતતાની છે. ગુજરાતનું કોઇ પણ માસિક પૂરેપૂરૂં નિયમિત નથી. પરંતુ અમે છટકી જવા માગતા નથી. અમે ચંદ્રપ્રકાશને નિયમિત કરવાની તૈયારીમાં છીએ. **માગશરનો** અંક છપાય છે. તે **પોષના** પહેલા અઠવાડીઆમાં ગ્રાહકોને મળશે અને **પોષનો** અંક તેજ મહિનાની આખરે મળશે. ત્યાર પછી દરેક અંક મહિનાની આખર તારીખે પ્રગટ થશે. અને ગ્રાહકોને બરાબર નિયમીત મળશે. **ભેટનું પુસ્તક** ગયે વર્ષે કદમાં ઘણું મ્હોટું હતું તો પણ આ વર્ષનું ભેટનું પુસ્તક પંદર ફૉર્મનું; સારા ઉંચા કાગળ પર છપાયલું, સુશોભિત રીતે બાંધેલું છે તે સ્વર્ગસ્થ બાબુ રમેશચંદ્ર દત્ત, વડોદરા રાજ્યના માજી દિવાને રચેલી "સમાજ" નામની અત્યંત લોકપ્રિય, બોધદાયક વાર્તાનું ભાષાંતર છે તેનો અનુવાદ રા **નર્મદાશંકર બાળાશંકર** જે **સ્નેહ** લગ્ન નામની ચાલુ વાર્તા લખે છે તેમની પાસે કરાવ્યો છે. અનુવાદનાં ઘણાં માસિકોએ તથા વર્તમાન પત્રોએ સારાં વખાણ કરેલાં છે. તે વાર્તા ભેટને માટે નિર્માણ થએલી છે. માટે દરેક ગ્રાહકે લવાજમ ભરી મગાવી લેવું અથવા અમને વી. પી થી લેવાની રજા આપવી.

માસિકની જિંદગીનો આધાર ગ્રાહકોના લવાજમ ઉપર છે. કાગળની મોંઘવારી છતાં અમે કદ વધાર્યું. ભેટનું પુસ્તક સુંદર તૈયાર કરાવ્યું. હવે સુજ્ઞ ગ્રાહકોને પોતપોતાનું લવાજમ ત્વરાથી ભરી દેવાનું શું કહેવું પડશે? છાપખાનાંનાં બીલ અમારે દર મહિને ચુકવવાં પડે છે માટે ગ્રાહકોએ કૃપા કરીને આ અંક મળતાની સાથે લવાજમ ભરી દેવું. અમે અમારા ગ્રાહકોને રાજી કરવા યત્ન કરીએ છીએ ત્યારે અમને સહાય કરવાનું તેમનું પણ કર્તવ્ય છે જે દરેક ગ્રાહક પોતાના મિત્રો, શુભેચ્છકોમાં અને અન્ય સજ્જનોને ગ્રાહક થવા સમજાવશે અને થએલાં ગ્રાહકનાં નામ અમને લખી મોકલશે તેમને ચંદ્રપ્રકાશના શુભેચ્છકોમાં ગણવામાં આવશે અને તેમનાં નામ વર્ષ આખરે પ્રગટ કરવામાં આવશે.




वर्ष ८ कार्त्तिक. १९७१ अंक १

# प्राचीन तपोवन.

(વસંતતિલકા)

માયાવિમુગ્ધ જગ ને જગના જીવોથી
કૈં દૂર—દૂર અતિ નિર્જન રમ્ય સ્થાન;
પુણ્યાત્મ સત્વગુણી તાપસ ત્યાં વસંતા,
ત્યાં તેમના જીવનની પ્રગટે વિભૂતિ.

વિદ્યા, વિશુદ્ધિ, તપ, વીર્ય તથા પ્રતાપ
ને સૌમ્યતાની રમણીય પ્રતિકૃતિ શાં;
છૂટાં ફરે મૃગ શિશુ સમ બાળભોળાં,
ત્યાં દિવ્યદેહી મુનિ બાળક બાળકીઓ.

(અનુષ્ટુપ)

કાળરાશિ સમો ઉભો, કાળને ય ડગાવતો,
કાળાતીત મહાબાહુ, કાળો પર્વતરાજ ત્યાં.

(વસંતતિલકા)

એ પહાડના ઉદરથી ઉછળે પ્રવાહ,
વેગે તહિં રજત રંગની સેર જેવો;
ત્યાંથી ઢળી ચપળ બાળ સમી સરિતા.
નીચે નમે પુનિત તાપસપાદ ધોવા;

(અનુષ્ટુપ)

પ્રભાતે પહાડ પૂંઠેથી, ભાનુનાં ભર્ગ આવતાં,
તપસ્વી તેમને પ્રેમે, અર્ઘ્યથી જ વધાવતા.

સંધ્યાને રંગ રંગેલી, સરિતા શ્યામળ વર્ણની;
ગંધ પુષ્પ અને દુર્વારાશિથી સુરભી થતી

મુનિનાં ચિત્ત શાં શુભ્ર, મીઠાં સૌરભ પુષ્પને,
લાડતો, ભેટતો વાયુ, વેદવાક્ય સુણી જતો.

આકાશે ઉડતાં પંખી, તથા વનચરો બધાં,
સર્વે વનૌકસો કેરા પ્રેમ આશિષ પામતાં.

(હરિણી) ઉપવન વિષે ગીતો ગાતી રૂડી વનદેવી શી;
કુસુમ સમિધા લેવા આવે મોંઠી મુનિકન્યકા;
કનક કરમાં લેઇ બાળા સુમંગલ કુંભ કો
પુનિત-કવિતા ગાતી ગાતી જતી જળ લાવવા.

બકુલ કુસુમો ગૂંથી ગૂંથી રચે વનમાલ કે,
વલકલ તરૂ ડાળે બાળા ભીનાં સૂંકવી જતી;
વનહરિણને પ્રેમે દુર્વા કુળી ખવરાવતી;
ગૃહમયુર ને પારેવાંને વળી ચણ આપતી.

વિદ્યા વિનોદ કરતા મુનિબાળ દીસે,
જે બ્રહ્મવર્ચસ પુનિતની શુદ્ધ મૂર્તિ;
ત્યાં સાંખ્ય, ગૌતમ, કણાદ અને વસિષ્ઠ
ના તત્વદર્શન તણા જ વિવાદ જામે.

કો હોમતા વિવિધ આહુતિ યજ્ઞ કુંડે;
ને વેદમંત્ર તણો ધૂન અજસ્ર જામે;
તે આહુતિ થકી પ્રસન્ન બનેલ દેવો
નિત્યે તપોવન તપોધનને વધાવે;

(અનુષ્ટુપ) યજ્ઞ ધૂમ્ર થકી ઝાંખી, થયેલી પર્ણકુટિઓ,
લસતી તરૂમાલામાં, બાલવત્ ડોકાયાં કરે.

ઝૂકતાં વનવૃક્ષો જે, ઋષિનાં પ્રિય વત્સ શાં;
વાયુથી ડોલતી ડાળે, અતિથિ આવકારતાં.

પ્રેમ શ્રદ્ધા, અને સેવા, દયા, દાન, સુદીનતા,
ધર્મ, કર્તવ્યની ગેબી, ધ્વજા ત્યાં ઉડતી હતી.

જ્ઞાન, વૈરાગ્ય ને ભક્તિ, વિવેક ને વિતૃષ્ણતા,
સંપત્તિહીન જે તેની, સાચી સંપત્તિ એ બધી.

(વસંતતિલકા) એવું તપોવન તપોધનથી વસેલું;
સાચું હતું જ ધન એ મુજ દેશ કેરૂં;
તેને સ્મરી હૃદય ગર્વ થકી ભરૂં છું.
ને ભૂતકાળ સ્મરી સાંપ્રતકાળ ભૂલું.

સ્વામી વિજ્ઞાન ભારતી.

# मुक्तिना महामंत्र.

## મંત્ર ૧ લો.

( શ્રી કૃષ્ણ ભગવાનનું અનુસરણ કરી જગતના મિથ્યા મોહને જાણવા વિષે. )

सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वाम् सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥

શ્રી કૃષ્ણ ભગવાનના આ શબ્દો આપણને શીખવે છે કે આપણે તેમનું શરણ લઈ તેમને પગલે ચાલવું જોઇએ. તેમ કર્યાથીજ સત્યજ્ઞાનની પ્રાપ્તિ થશે અને જગતનાં બંધન છુટી જશે.

શ્રીકૃષ્ણ ભગવાનની માનવ લીલાનો અભ્યાસ અને મનન એજ આપણાં મુખ્ય કાર્ય હોવાં જોઈએ.

જગતના સર્વ ગુરૂઓના ઉપદેશ કરતાં શ્રીકૃષ્ણના ઉપદેશ શ્રેષ્ઠ છે. જેઓ તેમની કૃપાને પાત્ર થયા છે તેઓને ભગવાનના વચનમાં દિવ્ય અમૃતનો આસ્વાદ મળે છે.

પરંતુ એમ ઘણી વાર જોવામાં આવે છે કે શ્રીમદ્‌ભાગવત વાંચ્યા પછી પણ ઘણાઓને શ્રીકૃષ્ણ પ્રતિ અનુરાગ ઉત્પન્ન થતો નથી.

પ્રભુના વચનમાંથી આનંદની પ્રાપ્તિ કરવી હોય તો પોતાનું આખું જીવન પ્રભુના આદેશ પ્રમાણે ગાળતાં શીખવું જોઈએ.

જીવ, બ્રહ્મ, માયા વિષે વિદ્વત્તાથી ચર્ચા કરનારમાં જો દીનતા નહિ હોય તો એવા શુષ્ક જ્ઞાનથી કશો લાભ નથી; ઉલટી હાની છે.

વાસ્તવિક રીતે પંડિતાઈથી માણસ પવિત્ર થતો નથી પણ શુદ્ધ જીવન ગાળનાર માણસ પ્રભુનો પ્રેમપાત્ર થાય છે.

મ્હોડે મ્હોડે ચારે વેદ અને બધાં શાસ્ત્રો જાણવા છતાં કૃષ્ણ-પ્રેમ અને કૃષ્ણ-કૃપા વિના બધું ફોકટ છે.

કૃષ્ણ-ભક્તિ અને કૃષ્ણ-સેવા સિવાયનું બધું જૂઠું છે અને મોહરૂપ છે.

જગતને તૃણવત્ ગણવું, અને પ્રભુપરાયણ થવું એજ પરમ જ્ઞાન છે.

ચાર દિવસ ચમકાર કરનાર ધનની તૃષ્ણા રાખવી અને તેનો વિશ્વાસ રાખવો એ મોહ છે. માનની તૃષ્ણા રાખવી અને મ્હોટા થવા યત્ન કરવો એ મોહ છે.

ઇંદ્રિયોના વેગને તાબે થઇ અંતકાળે આત્માને અત્યંત ક્લેશ ઉપજાવે એવા ઉપભોગની ઇચ્છા કરવી એ મોહ છે.

માત્ર આજ જીવન તરફ નજર રાખવી અને પરલોકની સ્થિતિનું વિસ્મરણ કરવું એ મોહ છે.

પાણીના વેગની પેઠે વહી જતી જગતની વસ્તુઓ પર પ્રેમ રાખવો અને શાશ્વત સુખ તરફ પીઠ ફેરવવી એ મોહ છે.

હે સાધક ! વારંવાર યાદ રાખજે કે નેત્રને જોયાથી અને કાનને સાંભળ્યાથી કદિ તૃપ્તિ થવાની નથી.

જગતની વસ્તુઓ પરથી વૃત્તિઓને ખેંચી લેતાં શીખ, અને અદશ્ય પણ સત્ય વસ્તુમાં ચિત્ત પરોવ. ઇંદ્રિયોના વેગમાં ખેંચાઇ જનાર જીવો હૃદયને ભ્રષ્ટ કરે છે, અને ભગવાનની કૃપાથી વિમુખ થાય છે.

## મંત્ર ૨ જો.

(પોતાને માટે નમ્ર અભિપ્રાય બાંધવા વિષે.)

માણસ માત્રને કુદરતી રીતે જ્ઞાન મેળવવાની ઇચ્છા હોય છે પણ જે પ્રભુથી ડરતો નથી તેને જ્ઞાન શા ખપનું છે ?

પોતાના જ્ઞાનથી ગર્વિષ્ટ થયેલા પંડિત કરતાં સ્વધર્મે નિષ્ટ મનુષ્ય ભગવાનને વધારે પ્રિય છે. પોતાનું કલ્યાણ ભૂલી જઇને જે માત્ર મિથ્યા જ્ઞાનની વાતો કરે છે તે અવળે રસ્તે જાય છે.

જે આત્માને ઓળખે છે તેનો અહંકાર ટળી જાય છે અને બીજા માણસો તેની સ્તુતિ કરે તો તેથી તે કદિ રાજી થતો નથી.

જો કોઈને આ દુનિયાની બધી બાબતોનું જ્ઞાન હોય પણ જો તે સદાચરણી ન હોય તો શું પ્રભુ તેના ઉપર પ્રસન્ન થશે ? તે આપણાં કર્મ તરફ જુએ છે. આપણે શું શું જાણીએ છીએ તેના ભણી નહિ.

ઘણાં શાસ્ત્રો જાણવાની અપરિમિત તૃષ્ણા જેમ બને તેમ ઓછી કરવી જોઇએ. કારણ કે તેનાથી ઘણો ગૂંચવાડો થાય છે તથા મન ભ્રમિત થાય છે.

પંડિતો ઘણીવાર પોતાના જ્ઞાનનો આડંબર કરવા ઉત્સુક હોય છે અને બીજા માણસો તેમની બુદ્ધિનાં વખાણ કરે તે સાંભળી તેમનો આત્મા ઘણો પ્રસન્ન થાય છે.

એવાં ઘણા પ્રકારનાં જ્ઞાન છે કે જેનું જ્ઞાન આત્માના શ્રેય માટે ઉપયોગી નથી. એક થોડી ઉપયોગી વસ્તુ ઉપર લક્ષ આપી સૌથી અગત્યનું કાર્ય જે ઇશ્વરપ્રાપ્તિ છે તેના તરફ જે દુર્લક્ષ આપે છે તેને મૂર્ખ ગણવો જોઈએ.

શબ્દોથી આત્માની તૃષા શમતી નથી પવિત્ર જીવનથી ચિત્તને શાંતિ મળે છે અને અંતઃકરણ વડે ભગવાનની સમિપ જવાની યોગ્યતા આવે છે.

જો તમારા જ્ઞાનના વિસ્તારની સાથે તમારી સાધુતા વધશે નહિ તો તમારૂં જ્ઞાન ખરા નિર્ણય પર આવવામાં સાધનભૂત નહિ થતાં માર્ગમાં અંતરાય નાખશે.

બીજા તમારી શક્તિ કે નિપુણતાની સ્તુતિ કરે એમ ઇચ્છવાને બદલે તમેજ તમારા જ્ઞાન માટે તુચ્છ અભિપ્રાય બાંધતાં શીખો.

જ્યારે તમને એમ લાગે તમારૂં જ્ઞાન ઘણુંજ બહોળું છે અને તમે ઘણી બાબતો જાણો છો ત્યારે યાદ લાવજો કે તમે જાણો છો તે કરતાં ઘણું જાણવાનું બાકી છે.

પોતાના જ્ઞાનને માટે મગરૂર ન થતાં હજી અજ્ઞાન છીએ એવી નમ્ર ભાવના રાખો.

તમારા કરતાં વધારે વિદ્વાન અને શાસ્ત્રોને વધારે સારી રીતે જાણનારા ઘણા છે એમ જાણ્યા છતાં શા માટે લોકમાં પ્રસિદ્ધિ મેળવવાની વૃથા તૃષ્ણા રાખવી જોઇએ !

જો તમારે સાચું અને લાભકારક જ્ઞાન મેળવવું હોય તો અપ્રસિદ્ધ રહેવામાંજ સંતોષ માનજો.

પોતાના ગુણ, શક્તિ ઇત્યાદિ વિષે નમ્ર મત બાંધવું એજ સાચી આત્મ-સમીક્ષા છે અને સૌથી અગત્યનો પાઠ એજ શીખવાનો છે. પોતાને માટે નમ્રતા અને બીજાને માટે સન્માન એજ ડહાપણ છે અને પૂર્ણતાનું એક ચિન્હ છે.

જો તમારી નજરમાં કોઇ પાપાચરણ કરતું હોય તો તેથી કરીને તમે તેના કરતાં વધારે શુદ્ધ છો એવો અહંકાર મનમાં કદિ લાવવો નહિ કેમકે ભગવાનને અહંકાર પ્રિય નથી.

આપણે દરેકને માટે નીતિના માર્ગ પરથી લથડી પડવાનો સંભવ છે પણ બીજા કરતાં આપણે માટે તે વધારે બનવા જોગ છે એવું મનમાં રાખી સર્વદા સાવધાન રહેવું.

---

# जीवन विवृद्धि.

## પેય વિચાર.

અર્વાચિન કાલમાં પાશ્ચિમાત્ય પ્રજા સાથેના વ્યવહારની પરંપરાથી આપણા ખાનપાનની વ્યવસ્થામાં ઘણા ફેરફાર એક ગરીબથી આરંભીને મોટા શ્રીમાનના કુટુંબ સુધી પ્રવેશી રહ્યા છે. કેવલ અનુકરણરૂપે આ થઇ પડ્યું છે એટલે સુધી કે હિતાહિતના વિચારને પણ બુદ્ધિ પ્રદેશમાં પોતાને માટે થોડો સમય સ્થાન મળવું અત્યંત દુર્ઘટવત્ થઇ પડ્યું છે. એ પદાર્થોમાં ખાસ કરીને પેય સ્વરૂપે ચાહ, કોકો, કોફી, સોડા, લેમન, જીંજર, રૌસબરી તથા વિવિધ નામથી ઓળખાતા સ્પીરીટવાળા માદક પદાર્થો દવા વિગેરેને વિષે પ્રથમ ઓળખાણ કરીને વિવિધ ગ્રહોમાં કાયમના અતિથી બને છે. તેમણે એ કાર્ય મહત્વનું કરવા માંડ્યું છે. આપણા પ્રાચીન એવાજ કાયમના અતિથિઓ જેમકે અફીણનો કસુંબો, વિજયા નામક ભાંગનો રગડો, તથા તથા તેવા પદાર્થો ઉપરના અતિથિઓથી ભડકીને આપણો ત્યાગ કરતા જાય છે, એ મહાન ઉપકાર છે. પણ પછી શું ? સાટે મોટો ગાંસડો આપીને નાના પણ બહુ મૂલ્યવાળા રત્નની વીંટી આપણે ખોવા માંડી.

આ રત્ન તે આપણું જીવન છે, અને સુવર્ણમયી વીંટી જેમાં તે જડ્યું છે તે ઉત્તમ વર્ણમાં જન્મેલું ઉત્તમ વર્ણાશ્રમધર્મના સંસ્કારોવાળું આપણું માનવ તનુ છે. આ નવિન પેય પદાર્થોથી જીવનરસ ઉપર શી અસર થતી જાય છે તેના પરિણામરૂપે લીવર આદિ જઠરયંત્રમાં કેવા વિકારો થાય છે તથા અંતે શરીરના એકત્ર ઓજસ ક્ષીણ થતા તેના વર્ણ (રંગ) માં પણ કેવું નિસ્તેજપણું લાવી મુકે છે તે માત્ર અનુભવનો વિષય થઈ પડ્યો છે.

અમુક પદાર્થો શામાટે પીવા, ક્યારે પીવા તે સંબંધમાં વિચાર કરીએ તો નીચે પ્રમાણે સ્ફુરે છે.

જીવન નામનો વ્યાપાર જે શરીરમાં ધમધોકાર ચાલી રહેલો છે તેને અનુકૂલતા કરી આપવી અને તેમાં વચ્ચે અડચણરૂપે જે જે આવી પડતું હોય તેને તે વ્યાપારમાં ખલેલ ન પડે એવિ યુક્તિપૂર્વક ખસેડી નાખવું. શરીરમાં લોહીની પ્રગતી યોગ્ય પ્રકારે ચાલવી

એ વ્યતિકર ઉપર દૃષ્ટિ કરતાં સહજ જણાશે કે જે જીવનબળના ધક્કાથી લોહી વહેતું રહે છે તેમાં એક તો તે જીવનબળ તે કાર્ય કરવામાં જેમ જેમ વપરાતું જાય છે તેમ તેમ તેની પૂર્તિ કરવાની છે. આ પૂર્તિ સામાન્ય રીતે શ્વાસોચ્છવાસથી થાય છે ખરી. પણ જેટલે અંશે થવી જોઇએ તેટલે અંશે થતી નથી. પ્રાણાયામની વિવિધ ક્રિયાઓ તથા વિવિધ આસનો આપૂર્તિ કરવાની અમોઘ કળારૂપ છે. લોહીની પૂર્તિ કરવા માટે હિત તથા મિત આહારની વ્યવસ્થા કરવી ઘટે છે. પરંતુ એટલુંજ બસ નથી, એ લોહીની જેટલી પ્રવાહી સ્થિતિ જોઇએ તેટલી રાખવા ઉપર ખાસ સાવધાનતા સેવવાની છે એ અર્થે આપણા ઋષિ મુનિયોએ દિવસના જૂદા જૂદા ભાગોમાં અનેક ક્રિયાઓની યોજના કરી છે. તે દરેકના આરંભમાં તેમજ વચ્ચે વચ્ચે આચમન તથા પ્રાણાયામને યોજેલાં છે. આ પ્રકારના આચમનોની સંખ્યા, તેમાં લેવાનો કહેલો પાણીનો સમૂહ તથા સમયો ઉપર લક્ષ કરવાથી સમજાશે કે લોહી જોઇએ તેટલી પ્રવાહી સ્થિતિમાં નિરંતર રાખવાનું તે દ્વારા યોગ્ય રીતે બને તેમ છે. આમ થવાથી જે બળનો ઘાડા થતા ભારે લોહીને ધકેલવામાં દૂરૂપયોગ થઇ ક્ષય થાય છે ને જે ક્ષય પ્રવાહરૂપે આંતરથી જલની બુમ પાડે છે તે ક્ષય અટકે છે. શરીરમાં ફોલ્લીઓ ગુમડાં વિગેરે રૂપે ઘાડું થયેલું લોહી બહાર નીકળી આવે છે એવા બનાવ પણ બનતા અટકે છે.

આપણે ઉપર કહ્યા પ્રમાણેના હેતુઓ લક્ષમાં લાવનાર કોઇ નહિ હોવાથી કેવળ કાલક્ષેપ અને જુના વહેમ તરીકે આ ક્રિયાઓને ગણીને તેમનો લગભગ સર્વાંશે ત્યાગ કર્યો છે. લોકમાં કહેવાતી કેળવણી, દ્રવ્ય, યશ આદિની પ્રાપ્તિની ગાંડાઇ એટલી બધી વધી પડી છે કે જીવવાની પણ ફુરસદ કે પરવા વાસ્તવે જણાતી નથી. એવા સમયમાં પુનઃ એ ક્રિયાઓનું આચરણ થાય એ કેવલ અસંભવ છે તેની સાથે હાલ વપરાતા પેય પદાર્થો પણ તે કામ સારી શકે તેવું નથી એ વાર્તા પણ લગભગ અનુભવ સિદ્ધ થઈ ચુકી છે.

વ્યક્તિ પરત્વે સ્વભાવ, શરીર તથા મનની પ્રકૃતિ આદિમાં ભેદ અનેક હોય છે. આપણા વૈદ્યોએ વાત, પીત્ત અને કફ એ પ્રકારે મુખ્ય ત્રણ વિભાગ પાડેલા છે. દરેક વ્યક્તિમાં તે ત્રણેના અંશો હોયજ છે. પરંતુ તે ત્રણના પ્રમાણો ભિન્ન ભિન્ન હોવાથી તેના ભેદો દરેક ભિન્ન મિશ્રણ પરત્વે અનંત થાય છે. ઋતુઓમાં પણ શીત, ઉષ્ણ તથા શુષ્ક તથા ભીનાશવાળી એ પ્રકારના ભેદ પડે છે, તથા ભિન્ન ભિન્ન પ્રકૃતિયો ઉપર ભિન્ન ભિન્ન અસર કરે છે. હર્ષ, શોક આદિ આવે શોક તેમજ લગ્નાદિ પ્રસંગથી પણ આહાર આદિમાં તેમજ નિદ્રામાં કુદરતના નિયમોનું ઉલ્લંઘન વિશેષ થાય છે. અત્યાચારો તથા દૂર્વ્યસનો પ્રકૃતિને હાનિ કરે તેમાં તો કહેવાનુંજ શું ?

ઉપર પ્રમાણે અનંત ભેદ છે તેમાં અમુક વ્યક્તિની પ્રકૃતિને અનુકૂલતા પૂર્વક જીવનપ્રકારને અધિક વેગવાળો કરે એવા હેતુથી થોડા મને યોગ્ય લાગે છે તેવા પેય પદાર્થો નીચે અપાય છે. મારા અનુભવમાં એવી ઘણી વ્યક્તિઓ આવી છે કે પેય પદાર્થ રૂપે કયે પ્રસંગે કઈ વસ્તુ લેવી તેનું તાત્કાલીક સ્મરણ નહિ હોવાથી "બીજું શું કરીએ ભાઇ, આ એ નીચે ચાહ" એ પ્રમાણે વદતા જતા છતાં ખરા ઉનાળાના તાપથી પરસ્વેદના રેલાની નદીઓ એકબાજુએ શરીરે વહીને પહેરલાં કપડાંને લદબદ કરી મુકે છે, તેજ સમયે વિવશવત્ છતાં ઉષ્ણ ચાહનો રગડો જઠરમાં હોમી દે છે. એવી વ્યક્તિઓને

માટે નીચે વિવિધતા તથા સ્વાદની અનુકૂલતા અને સઉથી વિશેષમાં સુખનું ભાન કરાવે તેવા પેય પદાર્થો જડી આવશે એવી આશા છે. અન્ય અનુભવીઓને અન્ય વિશેષ ઉપયોગી પેય પદાર્થોનો અનુભવ હોવો જોઇએ. તેવા પદાર્થો આમાં નહિ આવ્યા હશે તો તેવા પદાર્થોનું સૂચન પણ કરાવવાના સાધનરૂપ આ થશે. એ તો કહેવાની જરૂરજ નથી કે તાડી આદિ નિંદ્ય અથવા તો અવિહિત પેયોનું સ્મરણજ કરવું નહિ જોઇએ.

આ પેય પદાર્થોની યાદી નીચે પ્રમાણે સ્ફુરે છે.

જલ, પ્રાતઃકાલમાં સૂર્યોદય પૂર્વે દંત ધાવન કરીને જેટલું બની શકે એટલું ઠંડુ પાણી પીવું. એથી જઠર વ્યવસ્થામાં રહોય છે ને મળત્યાગ સુખપૂર્વક થાય છે.

પાણી ચોખ્ખું ગળેલું, માટીના શુદ્ધ પાત્રમાંનું ઉત્તમ હોય છે. એ પાત્ર ઘણું જુનું થઇ જાયછે ત્યારે ઉધઈ જેવી કાંઇ અસર તેના ઉપર દેખાય છે. માટે એ પાત્રો ઘસીને ધોવા જોઈએ અને બની શકે તેટલી વખત વર્ષમાં બદલવાં જોઇએ. જે પાત્રો શિયાળાની ઠાઢમાં પાકેલાં હોય છે તે પાત્રો જલમાં વિશેષ જીવન આપવાનું સામર્થ્ય ધરાવે છે. માટે બની શકે તો આ વર્ષના ઉપયોગ જેટલાં પાત્રો તે ઋતુમાં સંઘરી રાખવાં જોઈએ.

એ જળ સુગંધીદાર કરવાથી તેમાં જીવનનો અંશ વધે છે. આ અર્થે તાજાં ગુલાબ, મોગરો, ચમેલી તેમજ વરણવાળા વારા કુદરતી પાત્રમાં રાખ્યાં હોય છે તો લાભ કરેછે ઇલાયચીના છોડા તથા ચીનકબાલા પણ ઉત્તમ લાગે છે. તેમ છતાં ગમે તેવા બજારી પાઉડરો કે સેંટ કે એવા પદાર્થોનો આ કાર્ય માટે અજ્ઞાનથી કોઇ ઉપયોગ કરી બેસે તો તેમાં ઘણું કરીને હાનિજ થાય છે.

ઉપર કહ્યા પ્રમાણેનું સાદું કે સુગંધીદાર જળ સાકરસાથે કે મધસાથે પીવામાં લેવાય છે.

જળને ઉષ્ણ કરીને તેમાં સહજ ઘૃત તથા મીઠું નાખીને પીવાય છે.

મધને અભાવે સૂર્યની લુ લાગી હોય તે વખતે ગોળનું પાણી કરીને એકસો આઠ વાર ગાળીને પીવાના કામમાં લેવાય છે.

ખજુર રાત્રે ઠંડા પાણીમાં પલાળીને સવારે ચોળીને ગાળી નાખીને ઠંડુ અથવા તો ઉકાળીને પીવાય છે. ખાસ મુત્રાશયની અવ્યવસ્થાને દૂર કરવામાં તે બહુ ઉપયોગી થઇ પડે

ધાણા સાકરો પાણીમાં ઉકાળીને પીવાય છે. તેમાં ગુલાબના ફુલની પત્તી નાખવાથી વિશેષ લાભ કરે છે. ઉકાળવાને બદલે ધાણાને વાટી લસોટીને તેનું ઠંડુ પાણી પણ ઉપયોગમાં સારી સહેજત આપે છે, આ પેય પદાર્થ વડે ખાસ આંખના તેજની વૃદ્ધિ થાય છે તેમજ કફદોષને નિવારે છે.

ઠળીઆ કહાડેલી કાળી દ્રાક્ષને લસોટી સહેજ ઇલાયચી તથા ગુલાબના ફુલની પત્તી ઇચ્છા હોય તો નાખીને તેનું પાણી પણ પીવાય છે.

ગુલકંદને પણ પાણીમાં નાખીને પીવાય છે.

ખસખસ, ગુલાબના ફુલ, વરીયાળી, બદામ, તમાલપત્ર તથા મરીને લસોટીને સાકર સાથે તેનું પાણી પીવાથી મગજને બહુ શાન્તિ આપે છે, અને તાપના દુઃખને નીવારે છે.

લીંબુ, સાકર સાથે કે શિવાય ઠંડા પાણીમાં કે ગરમ પાણીમાં પીવાય છે. લીવર ૨ંદ પડવાથી તેમાથી રસ ઓછા પ્રમાણમાં જેને ઝરે છે, તેને ખાસ બહુ ઉપયોગી છે.

મીઠું લીંબુ, સંતરા, નારંગી કે દાડમને કપડાંમાં કે લાકડાના યંત્રમાં દબાવીને તેનો રસ આ કાર્યને માટે અત્યંત સ્વાદિષ્ટ તથા ઉપયોગી પેય છે.

ફાલસાં, જાંબુ કે શેતુરને ઠંડા પાણીમાં ચોળી નાખી જોઇતી સાકરઉમેરી ગાળીને પીવાય છે.

કાચી કેરીને દેવતાની ભરસાડમાં બાફી તેનું પાણી કરી તેમાં સાકર નાખીને પીવાય છે, કેરી બાફવાને બદલે તેનો છુંદો કરીને તેનો પણ તેવોજ ઉપયોગ કરે છે. આ કેરીના પાણીમાં મીઠું નાંખીને રાઇ હીંગ મેથીનો વઘાર દેવાથી એક પ્રકારનો નવીન સ્વાદ થાય છે પાકી કેરીને પાણીમાં નીચોવી નાખી તેમાં સુંઠ નાખીને તેને ઉકાળવાથી એક પાચક પેય પદાર્થ બને છે. આમાં કોઇ છાશને પણ ભેગી કરે છે.

પીપળીમૂળ તથા ઘીને સાકરવાળા પાણીમાં ઉકાળાય છે. પીપળીમૂળ, તથા તજને સાકર સાથે પાણીમાં ઉકાળીને પીવાય છે. કોઇ તેમાં ફુદીનો પણ નાખે છે.

તુલસીના પત્ર, સાકરસાથે પાણીમાં ઉકાળીને પીવાય છે. કોઈ તેમાં ફુદીનો કે ખી-લીપત્રને નાખે છે.

મરી, હીંગ; મીઠું તથા આદાના રસને અજીર્ણાંશ વખતે પાણીમાં ઉકાળી પીવાય છે.

કારી તથા જે ઘાસને લીલી ચાહ કહેછે તેને પણ સાકરસાથે પાણીમાં ઉકાળી પીવાય છે.

ઉપરના કેટલાક ઉષ્ણ પેયોમાં દૂધ નાખવામાં આવે છે.

દૂધ—તાજું હોયતો ઠંડુંને મોળું પીવાય છે. ગરમ કરીને મોળુ કે સાકર સાથે પીવાય છે. ઉકાળવાના દુધમાં ઇલાયચી, તજ, જાયફળ કેસર, નાખવાથી બહુ સારૂં લાગે છે, તે પચવામાં વધારે અનુકૂલ પડે છે. દુધમાં સાકરને બદલે ખજુરને પણ ચોળીને પીવાય છે.

છાશ મોળી મીઠાવાળી તેમજ તેમાં વઘાર કરેલી, જીરાવાળી કે રાઇવાળી વપરાય છે. તેમાં થોડી સાકર પણ નંખાય છે. સાદી મોળી છાશમાં સાકર નાખવાથી એક ઉત્તમ પેય બને છે. ખાસ ગ્રીષ્મરતુમાં તે બહુ ઉપયોગી છે, શિયાળામાં સાકર ન નાખવી સારી પડે છે.

આ આદિ પેય પદાર્થો શોધીએ તો એટલા બધા સ્ફુરશે કે તેમનો યોગ્ય નિયમ સર યોગ્ય સુખને ઉત્પન્ન કરવામાટે કે દુઃખ ને દૂર કરવામાટે ચાહ આદિ પ્રચલિત તથાપિ અહિત કર પેયોનો જયા બંધ ઉપયોગ થતો જોઇને ચકિત થઇ જવાશે છે. આશા છે કે જીવન હર પેયોને તિલાંજલિ સુખાન્વેષી જનો ઉપરના લાભપ્રદ પેયોને સ્વાગત આપી જીવનની વૃદ્ધિ કરશે તથા કરાવશે.

॥ **રસો વૈસઃ** ॥ એ શ્રુતિ ભગવતીના ઘોષને અનુસરીને હૃદયપ્રદેશમાં જે પર-માત્મતત્વ સચ્ચિદાનંદરૂપે રહેલું છે તેની તે તત્વાનુસાર શુભ રસવડે પુજન કરશો ને તે દ્વારા અખંડાનંદરૂપ નિત્ય પ્રસન્નતાને અનુભવશો.

દુર્ગેશ્વર નટવરજી ત્રીવેદિ, બી. એ.

અપૂર્ણ.

## ભારતીય મહિલાનો રાસ.

( શીખ સાસુજી દે છે રે–એ રાગ )

આવો આજ ઉમંગેરે; પ્રભુજીને આંગણીએ;
પાડી તાળી ગજાવો રે, રૂડા રાગ રાગણીએ.

પાડો તાળી સુસંપીરે, કુસંપને દૂર કરી;
એક તાલે ને સુરે રે, ગાઓ રૂડી આ રજની.

આવો હિન્દુ સોહાગણરે, પતિભક્તિમાં પૂરી;
ડાહી, શાણી, સુશીલા રે, દયાળુ ને દીન વળી.

આવો બાળાને પ્રૌઢા રે, સુંદર કોકિલ કંઠી;
ગાઈ ગીત રસાળાં રે, દીપાવો નિજ ભારતી.

આછે સોને શોભીતી રે, રૂડા ગૌર દેહ થકી;
ચાલે હરિણી શી ચપળા રે, રસિલીને નાજુકડી.

મીઠા બોલી, બોલકણીરે, ગુલાબ શી મનહરણી;
એવી પારસી મહિલારે, આવો લઈએ રસ લ્હાણી.

ચક પડદે પૂરેલી રે, પતિપ્રાણા, પતિઘેલી;
જ્ઞાન વિદ્યા વગરની રે, પિંજર કેરા પક્ષી સમી.

તેવી પ્રૌઢ તેજસ્વીરે, થોડા બોલીને સન્નારી;
આવો ઇસ્લામી સુંદરીરે, આપણુ રમીએ એક થઈ.

આવો જૂઈ સમી ઝીણીરે, નાજુક નાગર મહિલા;
શાણી, રસિક, સુલક્ષણીરે, દક્ષિણ કેરી દુહિતા.

આવો પ્રૌઢ પંજાબીરે, કોકિલ કંઠી કચ્છી;
પ્રેમ–ભક્તિ પુનીતારે, રૂડી બંગની રમણી,

રજપુતની રાણારે, જાજલમાન ને શૂરી;
પતિભક્તિ પરાયણ રે, નહિ યુદ્ધે અધુરી.

આવો રસિક સોહાગણો રે, ખીલી આ રસવાડી;
જયગીત ભારતનારે, ગાઓ પાડી રસ તાળી.

સ્વામી વિજ્ઞાન ભારતી.

# સ્ત્રીઓની પરાધીનતા.

( જોન સ્ટુઅર્ટ મીલના તત્સબંધી વિચાર )

હમણાં દેશમાં જ્યાં ત્યાં સ્ત્રીજાતિના ઉદ્ધારનો સવાલ ચર્ચાય છે, અને તે દિશામાં પ્રયત્ન પણ થાય છે. ઈંગ્લંડમાં જોન સ્ટુઅર્ટ **મીલ** સ્ત્રીજાતિના ઉદ્ધારનો એક મહાન પેગમ્બર મનાય છે, અને તેનો "સ્ત્રીઓની પરાધીનતા" નામનો ગ્રંથ આ વિષયમાં એક પ્રમાણભૂત ધર્મગ્રંથ મનાય છે. જેઓને સંસાર સુધારાના વિષય તરફ પ્રીતિ છે તેમણે આ મહા વિદ્વાન ફીલસુફના વિચાર જાણવાની જરૂર છે. પોતાના વિષય ઉપર અત્યંત મનન અને પરિશીલન કર્યા પછી, પોતાના દૃઢ થએલા સિદ્ધાંતો જેમ બને તેમ થોડા શબ્દોમાં દર્શાવવાની અતિ વિરલ શક્તિ જે વિદ્વાનોમાં છે તેઓમાં **મીલ** સર્વોપરી છે. આથી કરીને **મીલ**ના કોઈપણ ગ્રંથનો સારાંશ લખવાનું કામ ઘણું મુશ્કેલ છે. છતાં પણ ઉપર કહેલા પુસ્તકમાં મુખ્ય મુખ્ય સિદ્ધાંતોને સમજાવવાનો આ પ્રયત્ન છે. સમગ્ર પુસ્તક ચાર અધ્યાયમાં વહેંચાયલું છે.*

**અધ્યાય પહેલો**

સ્ત્રીઓની પરાધીનતા એ સર્વથા અન્યાય છે એ સિદ્ધ કરવાનો આ પુસ્તકનો વિષય છે. સ્ત્રીપુરૂષનો સંબંધ સમાનતાના પાયા ઉપર બંધાયલો હોવો જોઇએ. આ સત્યને દલીલવડે સાબિત કરવાનું કામ મુશ્કેલ નથી. મુશ્કેલી તો માત્ર એજછે કે લોકો રાગદ્વેષને લીધે પ્રચલિત રૂઢીને અધીન થઇને અથવા સ્વાર્થપરાયણ થઇને કેવલ અંધ થયા છે. લોકોમાં કહેવાય છે કે સ્ત્રીઓની પરાધીનતા સાર્વત્રીક અને સાર્વકાલીન છે. માટે તે વ્યાજબી છે. અઢારમા સૈકા સુધી ગુલામ રાખવાનો રિવાજ સાર્વત્રીક અને સાર્વકાલીન નહોતો ? શું રાજાઓની આપખુદી સત્તા સાર્વત્રીક અને સાર્વકાલીન નહોતી ? આજસુધી ઘણાખરા દેશોમાં તે પ્રચલિત હતી. માટે તે શું વાજબી છે ? લોકો કહે છે કે સ્ત્રીઓની પરાધીનતા સ્વાભાવિક છે. શું આ દલીલ પણ જૂઠી નથી ? ગુલામોના માલિકોને ગુલામી સ્વાભાવિક નહોતી લાગી ? તેઓ તો પણ એરીસટોટલ જેવા પ્રૌઢ અને પ્રતિભાશાલી તત્વવેત્તાઓને પણ ગુલામી સ્વાભાવિક માલમ પડી હતી. જુલમગાર પાદશાહો પોતાની આપખુદી સત્તાને સ્વાભાવિક નહોતા માનતા ? મોટા મોટા જાગીરદારો અને અમલદારો પોતાની ગરીબ રૈયતને પશુવત ગણી વર્તાવ કરે છે તેમને પોતાની કૃતિસ્વાભાવિક લાગે એમાં શું આશ્ચર્ય ? ખરી હકીકત તો એ છે કે જે વાત પ્રચલિત છે તેને લોકો સ્વાભાવિક માને છે અને અપ્રચલિત હોય તે અસ્વાભાવિક મનાય છે. સત્ય વાત એ છે કે અનેક પ્રકારની પરાધીનતાની માફક સ્ત્રીઓની પરાધીનતા પણ બળીયાના બે ભાગ ઉપર અવલંબે છે.

અસભ્યતાના જમાનામાં અને સભ્યતાની નીચલી શ્રેણીઓમાં બળવાનનું ઉપરીપણું અને નિર્બળની પરાધીનતા એ માનવસમાજનો મોટો નિયમ હતો. ન્યાય અને સમાન-

* આ પુસ્તકમાં દર્શાવેલા બધાજ વિચારો અગર દલીલો અમને માન્ય છે એમ સમજવાનું નથી. પરંતુ આ ઉપયોગી વિષયપર મીલ જે પ્રકાશ નાખે છે તે ગુજરાતના વાંચકો સમક્ષ મૂકવાની અમે અવશ્ય જરૂર માનીએ છીએ. આ લેખ હિન્દી માસિક "સરસ્વતી"ના એક લેખનો અનુવાદ છે.

તાની લાગણીનો ઉદય થયો ન હતો. જેમ જેમ સભ્યતા વધતી ગઈ તેમ તેમ નિર્બળનું સંરક્ષણ થતું ગયું અને તેમને અધિકાધિક સ્વાતંત્ર્ય મળતું ગયું. તોપણ બગીચાના બે ભાગ એ પ્રાચીન સિદ્ધાંતના ઉદાહરણ અને પ્રયોગ ઘણા કાળસુધી કાયમ રહ્યાં અને હજી પણ કાયમ છે. પરંતુ ધીમે ધીમે કમી થતાં જાય છે. ગુલામોની શૃંખલા તૂટી ગઇ, જાગીરદારોની સત્તા પણ ગઈ અને રાજ્યકર્તાઓનું અનિયંત્રિત શાસન પણ લગભગ જતું રહ્યું છે. માત્ર સ્ત્રીઓનું દાસત્વ હજી અવશિષ્ટ રહ્યું છે. તેનાં કેટલાંક કારણ છે. સ્ત્રી-પુરૂષનું પરસ્પર આકર્ષણ; પુરૂષના પ્રેમની ભોક્તા થવાની સ્ત્રીજાતિની સ્વાભાવિક લાલસા; ઘણા પુરૂષોની સ્ત્રીપ્રત્યે પ્રેમભરી વર્તણૂક; સ્ત્રીઓની શારીરિક દુર્બળતા; એકત્ર થઇને પોતાના હક્ક અને સ્વતંત્રતા માટે લડત કરવાનો અસંભવ; એક સ્ત્રીનું એકજ પુરુષને અધીન થઇને રહેવું; ધર્મ, કેળવણી અને રૂઢિથી સ્ત્રીઓના મન ઉપર પડેલા સંસ્કાર; આટલા કારણોથી સ્ત્રીઓને સ્વાતંત્ર્ય મળતાં વિલંબ થયો છે. વળી અર્વાચીન સભ્યતાનું વલણ પરાધીનતાની વિરુદ્ધ છે. પ્રાચીનકાળમાં સઘળા લોકોનો દરજ્જો, કર્તવ્ય અને ધંધો સઘળું અમુક કુળ કે જાતિમાં જન્મ લેવાથીજ નક્કી થઇ જતું. હાલ લોકમતનો ઝોક એવો છે કે દરેક સ્ત્રી યા પુરૂષને પોતપોતાની શક્તિઓનો સંપૂર્ણ વિકાસ કરવાની, તેનો યથેચ્છ ઉપભોગ કરવાની અને પોતપોતાની યોગ્યતા પ્રમાણે સન્માન અને પદવી પ્રાપ્ત કરવાની પૂરેપૂરી સગવડ અને તક આપવી. જો આ વલણ—જો આ સિદ્ધાન્ત સત્ય અને હિતકર હોય તો સ્ત્રીઓની સ્વતંત્રતાના માર્ગમાં નાખેલી હરકતો ઉઠાવી લેવી જોઇએ. તેમને સામાજિક અને રાજકીય જીવનમાં તેમની શક્તિ અને યોગ્યતા પ્રમાણે પુરૂષની ભાગીદાર થવા દેવી જોઈએ તેમજ સ્ત્રીપુરૂષના સમાન હકની તકરાર બંધ કરવી જોઇએ. ઘણે ઠેકાણેથી એમ કહેવામાં આવે છે કે સ્ત્રીઓ તેમની અવસ્થાથી સંતુષ્ટ છે તો તમે શા માટે માથું મારી ધાંધલ મચાવો છો? જવાબ એ છે કે એક તો પોતાની હાલતથી બધી સ્ત્રીઓ રાજી નથી. ધણીને મૂકીને નાસી જવું અથવા સાસરે જતાં ફાંસીએ જતી હોય તેમ આક્રંદ કરવો, ધણી ધણીઆણીના કંકાસ વગેરે સંતોષનાં ચિન્હ છે ખરૂં ને? ભણેલી સ્ત્રીઓ ભાષણો આપીને અથવા લખાણ કરીને પોતાની દુર્દશા વિષે પોકાર ઉઠાવે છે એ તો સંતોષનાં ચિન્હ હશે! ઘણીખરી સ્ત્રીઓ જમાનાને જમાના થયાં અભણ રહેલી હોવાથી તેઓ તેમને ઘેર પાળેલી ભેંસોના જેવી અજ્ઞાન છે તેથી તેમનો સંતોષ અજ્ઞાન જન્ય છે માટે વધારે શોચનીય છે. એમ તો પાંજરે પડેલા પોપટો પણ પાંજરામાં રાજી ખુશીથી રહે છે અને ઘણી વખતે છોડી મૂકે તોપણ પાછા પાંજરામાં આવી ભરાય છે. લાંબા સમયથી પરરાજ્યની ઝુંસરી નીચે આવેલી પ્રજાઓમાંથી મનુષ્યત્વ નીચોવાઈ ગયું હોવાથી તેઓ પણ પરાધીન અવસ્થામાં સુખ માને છે, પણ તેથી શું? એકવાર તેમને પોતાના સાચા હક્કનું અને સાચી પદવીનું સચોટ ભાન થવા દો અને જુઓ પછી શું થાય છે! વળી સ્ત્રીઓ તરફથી પોકાર ઘણો ઓછો કરવામાં આવે છે તેનાં પણ કેટલાંક કારણ છે. એક તો તેમનો પોકાર વ્યર્થ જાય છે–પતિ અગર સમાજના દબાણમાંથી તેમને મુક્ત કરવા અશક્ત નીવડે છે. વળી સ્ત્રીઓને ધર્મ, સમાજ અને માબાપ તરફથી પ્રથમથીજ એવું શીખવેલું હોય છે કે તારે તારૂં વ્યક્તિગત અસ્તિત્વ ભૂલીજ જવું જોઇએ. પતિ જ તારૂં સર્વસ્વ છે. એની સેવા કરવી એજ તારૂં એક માત્ર કર્તવ્ય છે. એજ

તારો-ધર્મ છે અને એજ તારે માટે મોક્ષનો ઉપાય છે. એ સિવાય સંસારમાં તારૂં કશું પ્રયોજન નથી. આ કુશિક્ષણનું પરિણામ એ આવે છે કે સ્ત્રીઓનો મોટોભાગ પોતાનાં સામાજિક અને રાજકીય કર્તવ્યો ભૂલી ગઇ છે—અરે તેમનુ પોતાપણું ભૂલી ગઈ છે, તે એટલે સુધી કે પોતાની ખરી સ્થિતિ પ્રાપ્ત કરવાને યત્ન કરવો એનેજ મહાપાતક ગણે છે. આ બધુ ઉપર કહ્યા તે સંસ્કારથી થએલું "હિપ્નોટીઝમ" છે. આથી તે કરીને માનસિક અને નૈતિક નિર્બળતાનો ભોગ થઇ પડેલી સ્ત્રીઓ મૂંગે મ્હોડે સઘળા અત્યાચાર સહન કરે છે. આ પણ ભૂલવું ન જોઇએ કે કેટલાક આગળ વધેલા દેશોમાં સ્ત્રીઓ પોતાના હક્ક માટે જીવપર આવીને લડત ચલાવે છે અને કોઇ કોઇ ઠેકાણે તેઓએ વિજય પણ મેળવ્યો છે.

એમ પણ કેટલાક કહે છે કે સ્ત્રીઓની પ્રકૃતિ રાજનૈતિક અને સામાજિક કાર્યો માટે અનુકૂળ નથી પણ અત્યારમાં સ્ત્રીઓએ પોતાને વિષે સ્વતન્ત્રતાથી બહુજ થોડાજ વિચારો પ્રકટ કર્યા છે, વિચારશીલ સ્ત્રીઓની સાથે પુરુષોનો પરિચય ઘણો અલ્પ છે, પુરુષો ખુદ પોતાની સ્ત્રીઓનીજ ખરી પ્રકૃતિથી એટલા બધા બિનવાકેફ છે, સ્ત્રીઓની કેળવણી અને તેમનું જીવન એટલું બધું કુદરતથી વિરુદ્ધ થઇ ગયું છે કે સ્ત્રીઓનો ખરો સ્વભાવ ઓળખવાનો દાવો કેવળ મૂર્ખ સિવાય કોઇનાથી થઇ શકે એમ નથી. પરંતુ ઇતિહાસ જોતાં અને ખાસ કરીને પ્રાચીન હિંદુસ્તાનનો ઇતિહાસ જોતાં સમજાય છે કે સ્ત્રીઓને થોડીક પણ તક આપવામાં આવતાં તેઓ ઘોડુંઘણું મહત્વનું કામ કરી શકે છે આ ઉપરથી સહજ અનુમાન થઇ શકશે કે સ્ત્રીઓ સાર્વજનિક કાર્ય સફળતા પૂર્વક કરવાની શક્તિ ધરાવે છે.

કોઈ એવો પ્રશ્ન કરે સ્ત્રીઓને માટે સામાજિક જીવનનો માર્ગ ખુલ્લો થશે તો તેઓ કાં તો લગ્ન નહિ કરે અથવા ઘરકામ નહિ કરે. એમ કહેનારા વિચાર નથી કરતા કે સામાજિક અને રાજનૈતિક વાતાવરણમાં અહોનિશ રહેનારા પુરુષો લગ્ન કરીને અને ગૃહસંસાર નથી ચલાવતા ?

અધિકાર બીજો.

હવે, હાલનાં લગ્ન અને સંસાર પર દૃષ્ટિ કરીએ. કાયદા મુજબ સ્ત્રી-પતિને આધીન છે. એક સમય એવો પણ હતો કે પતિ પોતાની પત્નીને વેચી શકતો અથવા મરજીમાં આવે તો તેને મારી નાખી શકતો. હાલ છેક તેમ તો નથી પણ કેટલા બધા પુરુષો પોતાની સ્ત્રીને મારે છે અથવા બીજી રીતે તેને દુઃખ દે છે. જો સ્ત્રી કોર્ટનો આશ્રય લેવા જાય છે તો કોર્ટ તેને તેના નિર્દય પતિને સ્વાધીન કરે છે. દુઃખ દેનાર પતિથી છુટાછેડા કરવાનો અધિકાર સ્ત્રીઓને મળવો જોઇએ* જગતમાં ઘણા પુરુષો કેવળ દૈત્ય જેવા છે. કાયદો અને રિવાજ તેમને પોતાની સ્ત્રી તરફ રાક્ષસી વ્યવહાર ચલાવવાની છુટ આપે છે. અલબત્ત, બીજા ઘણાક પુરુષો કેવળ દૈત્ય નહિ તો રાની મનુષ્ય જેવા તો ખરા. તેઓ પોતાની નિર્બળ સ્ત્રી, જે બિચારી તેને શરણેજ પડેલી છે તેને યથેચ્છ સંતાવે છે. કેટલાક તા-

* આ ભયકર વિચાર છે. તેની સાથે અમે સંમત નથી. પરંતુ કેટલેક ઠેકાણે ગુજરતો સ્ત્રીઓ ઉપરનો જુલમ તો અટકવો જ જોઇએ. દૃષ્ટાંત માટે જુઓ "સુંદરી સુબોધ" નો મે નો અંક.

મસી મિજાસવાળા પુરુષો, બીજા પુરુષો આગળ પોતાનું કશું વળતું ન હોવાથી, બાપડી સ્રીની ઉપર પોતાનું બધું પરાક્રમ અને જુસ્સો વાપરે છે. બીજા કેટલાક લોકો જેઓ ઉપર કહ્યા તેવા અધમ નથી હોતા તોપણ ઘણીવાર તેઓ સ્રી તરફ અપમાન ભરી વર્તણુક ચલાવે છે અને તેને માટે તેઓ કદિ પસ્તાતા નથી. અલબત્ત, એવાં ઘણાં સંસ્કારી કુટુંબો છે કે જ્યાં ધણી ધણીઆણી બેઉ સમાન અધિકાર ભોગવી, પરસ્પર અનન્ય પ્રેમપૂર્વક સંસારસુખ ભોગવે છે. આમ છે તેથીજ મને સારા ભવિષ્યની આશા રહે છે. એવાજ પ્રકારનો બધાં દંપતિનો પરસ્પર વ્યવહાર થવો જોઇએ. મનુષ્ય સ્વભાવને જોતાં એટલું કહેવાની જરૂર પડે છે કે જ્યારે સેવ્ય સેવકના સંબંધ પર નહિ પણ સમાન હકના નિયમ પર લગ્ન થશે ત્યારે સ્રીઓ ઉપર ગુજરતો અણઘટતો વ્યવહાર રદ થશે.

( અપૂર્ણ. )

---

# काउन्ट टॉल्स्टॉयनुं भविष्य दर्शन.

રૂશિઆના જગવિખ્યાત ફિલસુફ મહાત્મા સ્વ૦ ટૉલ્સ્ટૉય તરફથી સને ૧૯૧૦ મા* નીચે મુજબ ભવિષ્યવાણી પ્રસિદ્ધ થઈ હતી તે સને ૧૯૧૩ માં "ગ્લોબ" માસિકના ફેબ્રુઆરીના અંકમાં પ્રગટ કરવામાં આવી હતી.

" થોડા વખતમાં દ્રષ્ટિગોચર થનાર, જગતના ઇતિહાસના એક અગત્યના બનાવની આ આગાહી છે. તેનું આધ્યાત્મિક દર્શન મને આ ક્ષણે પ્રત્યક્ષવત્ થાય છે. માનવ જાતિના આરબ્ધના મહાસાગર ઉપર ઉભેલી મને એક શ્યામ વર્ણની નગ્ન સ્રીનું દર્શન થાય છે. તેનું સૌન્દર્ય, છટા, હાવભાવ, હાસ્ય, આભરણ વગેરેથી ગ્રીક લોકોની વીનસ દેવી સદ્દશ જણાય છે. જગતની પ્રજાઓ તેના તરફ આતુરતાથી મોહવશ થઇ દોડતી માલમ પડે છે અને તેની સાથે દ્રષ્ટિમિલન કરવાની ઘણીજ ઉલટ ધરાવે છે. હીરા અને માણેકનો તેણે મુગટ ધારણ કરેલો છે. તેની ઉપર "વ્યાપાર" એવા અક્ષરો કોતરેલા છે. તે ઘણી મોહક અને ઉન્માદક છે. તેની પાછળ વિનાશ અને પ્રલય [illegible] આવતાં માલમ પડે છે. તેનો શ્વાસ વેપારીઓની રકઝક અને નિષ્ઠુર લેણદેણથી [illegible] થયેલો છે. તેના અવાજમાં સોનારૂપાનાં નાણાંનો ખણખણાટ સંભળાય છે. તેની લોભ અને લલુતાભરી દ્દષ્ટિ જે પ્રજા ઉપર પડે છે તે તેના પાશમાં લુબ્ધ બની જાય છે. વળી તેના રાક્ષસી હાથમાં મનુષ્ય માત્રનું પ્રલોભન અને વિનાશ કરનારી ઝગઝગતી ત્રણ મશાલ છે.

પહેલી મશાલ "યુદ્ધની જ્વાળા" ની છે. આ વિષમયી નારી પહેલી મશાલ હમણાં શહેરે શહેર અને દેશે દેશમાં ફેરવે છે. તેની પાછળ તરતજ દેશભક્તિની પવિત્ર જ્યોતિ જળહળે છે પણ અંતમાં તે સધળું તોપ અને દારૂગોળાના ધુમાડામાં ઢંકાઈ જાય છે.

બીજી મશાલ "ધર્માન્ધપણાની અને દંભની" છે. તેનો પ્રકાશ દેવાલયોમાંજ

---

* ઈ. સ. ૧૯૧૦ માં જ આ મહાપુરૂષે દેહત્યાગ કર્યો છે.

પડે છે. તેની અંદર ઢોંગ, ધર્માન્ધતા અને અત્યાચારનાં બીજ છે. તે કુમળાં મગજને ઉશ્કેરે છે અને તેમને વિનાશ તરફ પ્રેરે છે.

ત્રીજી મશાલમાં " કાયદો " એવું લખેલું છે. કાયદો એટલે શું ? કાયદો એટલે પ્રમાણભૂત શાસ્ત્ર સિવાયની બાબતો ઉપર સ્થાપેલો ભયંકર પ્રબંધ. તેનું અશુભ પરિણામ પ્રથમ ન્હાનાં કુટુંબોમાં અને પછી ક્રમે ક્રમે સાહિત્ય, કલા અને રાજનીતિના પ્રદેશોમાં પ્રવર્તે છે.

દાવાનળની પ્રથમ શરૂઆત ૧૯૧૨ માં થશે. પેલી અપ્સરાના હાથમાંની પહેલી મશાલ જે " યુદ્ધ " છે તેની ઝાળ પ્રથમ યુરોપના દક્ષિણપૂર્વ ભાગને લાગશે. સને ૧૯૧૪ માં તે ભયંકર સ્વરૂપ ધારણ કરશે.* તે વર્ષમાં હું લગભગ આખા યુરોપને જ્વાળામાં બળતો અને લોહીથી નીંગળતો જોઉં છું. મહારણસંગ્રામોની ચીચીયારીઓ હું સાંભળું છું.

પણ સને ૧૯૧૫ ના અરસામાં ઉત્તર દિશાએથી એક મહા તેજસ્વી પુરૂષ આવશે અને જગતના તકતા ઉપર મચી રહેલા ખુનખાર નાટકમાં પોતાનો પાઠ ભજવશે. તેને લશ્કરી કેળવણી મુદ્દલે મળી નથી. તે તો એક લેખક અને પત્રકાર છે પણ આખો યુરોપ સને ૧૯૨૫ સુધી તેના અધિકાર નીચે રહેશે. આ મહાન વિપત્તિના પરિણામમાં યુરોપ અને એશિઆમા નવો રાજનૈતિક યુગ શરૂ થશે. મહારાજ્યો અને રાજ્યો રહેશે નહિ પણ બધાં રાજ્યો એકત્ર થઇને પ્રજાઓનું સંયુક્ત રાજ્ય બની જશે. માત્ર ચાર મહાન પ્રજાઓનું અસ્તિત્વ રહેશે—એંગ્લોસેકસન પ્રજા, લૅટિન પ્રજા, સ્લાવ પ્રજા અને મોંગોલિયન પ્રજા.

સને ૧૯૨૫ પછી ધર્મનું મહાન પરિવર્તન મારી દૃષ્ટિએ પડે છે. ઉપરોક્ત અપ્સરાના હાથમાંની બીજી મશાલના સ્પર્શથી ધર્મની અવનતિ થએલી છે. નૈતિક વિચાર લુપ્ત થયા છે. મનુષ્યજાતિ નીતિ અને ધર્મ વગરની થઈ છે. પણ સને ૧૯૨૫ પછી એક મહાન પેગંબર અને તારનાર સર્વને દર્શન આપશે. તે જગતને જૂના ધર્મોના સકંજામાંથી મુક્ત કરશે, અને વેદાંત જેવો વિશ્વમાન્ય ધર્મ પ્રવર્તાવશે. ઈશ્વર, જીવ, ચૈતન્ય, [illegible]ના વિચારોને ફરીથી ગાળશે અને તેને નવું સ્વરૂપ આપશે, અને જગતમાં પ્રેમ અને શાંતિનું સામ્રાજ્ય ચાલશે. આ કાર્ય માટે નિર્માણ થએલો મહાપુરૂષ મોંગોલિય સ્લાવ પ્રજામાંનો એક છે. તે અત્યારે પૃથ્વી ઉપર હયાત છે. સાધુ નથી પણ ધંધાદારી માણસ છે. જગતની નિયામક શક્તિએ તેને જે મહાન કાર્ય માટે નિર્માણ કર્યો છે તે કાર્ય હજી તે પોતે પણ પૂરૂં સમજતો નથી.

વળી જુઓ, ત્રીજી મશાલની જ્વાળા તરફ નજર કરો. તેની વિનાશક જ્વાળાથી કુટુંબો છિન્ન ભિન્ન થઇ ગયાં છે. આપણી નીતિમાં અને વ્યવહારમાં સડો પેઠો છે. લગ્નની ભાવના મલિન અને શુષ્ક થયેલી છે. સ્ત્રીપુરૂષનો સંબંધ સ્નેહના સુવાસ વગરનો થયો છે. કલા ક્ષીણ થઇ છે. રાજકીય અને ધાર્મિક મહાવિપ્લવથી સઘળી પ્રજાઓની

* બાલ્કનની લડાઇ. શાણી રાજનીતિની પ્રેરણાથી યુરોપનાં મહાન રાજ્યો આ લડાઇમાં ભળ્યાં નહતાં.

ધાર્મિક ભાવનાઓ ડગમગી ગઈ છે. આ વિશ્વવ્યાપી જ્વાળામાંથી કોઇ કોઇ સ્થાન માત્ર બચવા પામ્યાં છે.

યુરોપનાં પ્રજા પ્રજાનાં કલહ, અમેરિકાના જૂદી જૂદી શ્રેણી (class) ના લોકોના કલહ અને એશિયાના જૂદી જૂદી જાતિના(Race)લોકોનાં યુદ્ધથી જગતની પ્રગતિ થંભી ગઇ છે.

પણ જોજો, આ શતકના મધ્યભાગમાં લેટિન પ્રજામાંથી સાહિત્ય અને કલાનો સૂર્યરૂપ મહા પુરૂષનો આવિર્ભાવ થશે. તે જગતનો બધો કચરો ધોઈ નાંખશે. "વ્યાપાર"ની જ્વાલા ધર્મની જ્વાલા આગળ ઝાંખી પડી જશે.

અનેકલગ્ન અને એકલગ્નને ઠેકાણે લગ્નનો નવો યુગ મંડાશે. પછી સ્ત્રીપુરૂષનાં લગ્ન જાતિ અને સ્થિતિને ધોરણે નહિ પણ તેમના જીવનના રસિક આદર્શને ધોરણે થશે. જેમની ભાવનાઓ મળતી આવશે તેઓ એક બીજા સાથે સંલગ્ન થશે.

મને પ્રજાઓ સુધરતી લાગે છે. તેઓને થોડા વખતમાં સમજાશે કે જે મોહક અપ્સરાએ તેમને લુબ્ધ કર્યા છે તે માત્ર આભાસ–ઇન્દ્રજાળ છે.

એવો પણ વખત આવશે કે કોઇપણ પ્રજાને સૈન્યનો અને યુદ્ધ સામગ્રીનો ખપ રહેશે નહિ."

## લખનારાઓને જવાબ. (રમુજી)

૧ **એક ઉગતા કવિ.** તમારાં કાવ્ય અમે દાખલ કરી શકતા નથી. તમે કવિતા લખવા કરતાં એકાદ વૉશીંગ કંપની કે હૅરકટિંગ સલૂનમાં કામ કરશો તો ત્યાં તમારી અક્કલને સારો અવકાશ મળે તેમ છે. તમારી કવિતા વાંચતાં અમોને પોતાને ચક્કરી આવી અને મૂર્છા આવતી આવતીજ રહી ગઈ. એવાં કાવ્યોને પ્રસિદ્ધ કરીએ તો દુનિયામાં ભારે ઉત્પાત થાય.

૨ **એક દુ:ખી સ્ત્રી.** તમારો કેસ બહુ દિલગીરી ઉપજાવે તેવો છે. તમારા ધણીનો મિજાસ કોઈ વાર ગરમ થાય છે અને કોઇ વાર શાંત રહે છે. હવે અમુક વખતે તે ગરમ છે કે નહિ અગર કેટલી ડીગ્રી ગરમી છે તે તમે જાણી શકતી નથી તેથી તમે [illegible] સહી પડો છો. અલબત્ત, અમે ગુસ્સો માપવાનું થર્મોમીટર બનાવવા માંડ્યું છે [illegible] બની રહે ત્યાં સુધી તમારે તમારા ધણીને બે સીગ્નલ આપવી. એક લાલ અને એક લીલી. જ્યારે તે લીલી સીગ્નલ બતાવે ત્યારે તમારી જીભ રૂપી આગગાડીને પૂર વેગથી દોડાવી મૂકવી. પણ તમારા ધણીને કહી રાખવું કે જ્યારે તેનો મિજાસ ગરમ થવા લાગે એટલે તરત લાલ સીગ્નલ બતાવે. એ તમારી ડેન્જર સીગ્નલ સમજવી. એ જોતાંજ તમારી જીભ ઉપર ડબલ પાવરની બ્રેક દબાવી દેવી. આજ પેલા ઉગતા કવિની કવિતા વાંચતાં મારો પણ મિજાસ ગરમ થએલો તે ઘેર જતાંજ મેં ઘરવાળીને ડેન્જર સીગ્નલ બતાવી દીધી. તેમ ન કર્યું હોત તો મોટું કોલીઝન ( અથડાઅથડી ) થાત.

૩ **એક દરદી.** તમે જાહેરખબરીઆ દવાઓ ખાવા કરતાં રોજ થોડી થોડી ધૂળ ખાવાનો અભ્યાસ પાડો ધૂળમાં બહુ ઉત્તમ તત્ત્વો રહેલાં છે. અમેરિકાના કેટલાક ગૂઢ વિદ્યાના અભ્યાસીઓ તો લગભગ ધૂળ ખાઇનેજ રહે છે. એમ કરવાથી ચિત્તની એ.

કાયતા સારી થાય છે. રોજ એક પૈસાભારથી વધતાં વધતાં શેર સુધી જવું. એક તન્દુરસ્ત માણસને એક શેર કરતાં વધારે ધૂળની જરૂર નથી.

**૪ ધંધા વગરનો માંખીમારૂ.** તમે ધારો તો ઘણા ધંધા કરી શકો એમ છો. મૂડીની પણ જરૂર નથી. ફક્ત અક્કલ જોઇએ અક્કલ. જુઓ, એકાદ બે ધંધા હું તમને બતાવુંઃ—

૧ લોકોની બાઇસીકલોની ટયુબમાં છાનામાના કાણાં પાડી આવવાં અને પછી સાઇકલ દુરસ્ત કરનારા પાસેથી કમીશન લેવું. આ કામનું કશી મૂડીની જરૂર નથી અને આવક સારી છે.

૨ લોકો જરદાલુ ખાઇને ઠળીઆ ફેંકી દે છે તેને એકઠા કરવા અને ફોડીને માંહેથી બદામ કહાડીને વેચવી. એજ પ્રમાણે ચણીબોરના ઠળીઆની ચારોળી કહાડીને વેચી શકાય છે.

૩ લોકોને સાચુંખોટું ભેરવીને લડાવવા અને પછી વકીલો પાસેથી કમીશન લેવું. આ ધંધો બહુજ નફાકારક છે. કેટલાક માંખીમાર વકીલો ૮૦ ટકા કમીશન આપવા રાજી છે.

૪ માંકડ મારવાનો ધંધો પણ નફાવાળો છે. ત્રણ કે ચાર દોઢીઆંની છોકરાંની રમવાની પિસ્તોલ લેવી. માંકડને પકડી પકડીને મારતા જવું. ઘેરે ઘેર ફરશો તો સાંજ પડે રૂપીઓ બે રૂપીઆ કમાઇને આવશો.

---

# चर्चा.

હિંદુસ્તાનમાં અનાજ, ઘી, દૂધ વગેરે જિંદગીની જરૂરીઆતોનાં ભાવ ધાસ્તી ઉપજાવે એવી રીતે વધતા જાય છે તે સરકારને તેમજ પ્રજાને સર્વને વિદિત છે. સને ૧૯૦૭ થી ખાસ કરીને આ વિપત્તિની શરૂઆત થઈ છે. તેનું કારણ શું એવો પ્રશ્ન ઘણા તરફથી પૂછવામાં આવતો હતો. તેના ઉત્તરમાં ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ પત્ર તથા તેના મતના લોકો એવો અભિપ્રાય આપતા કે સમૃદ્ધ દેશોમાં હમેશાં મોંઘવારી હોય છે. હિન્દુસ્તાન બ્રિટિશ અમલ નીચે ધીમે ધીમે આબાદ થતો જાય છે તેથી મોંઘવારી વધતી જાય છે તેથી આપણે તો ઉલટું રાજી થવાનું છે. પણ આ જવાબથી લખનાર સિવાય બીજા કોઇને સંતોષ થતો નહિ, તેમ દિન પ્રતિદિન વધતી જતી મોંઘવારીથી કોઈ રાજી પણ થયું નહિ. આખરે આ બાબત વિષે ખુદ સરકારનું ધ્યાન ખેંચાયું. તેમણે આ વિષયમાં બારીકીથી તપાસ ચલાવવાને વિદ્વાન અર્થશાસ્ત્રીઓનું કમીશન નીમ્યું. તે કમીશને કેટલીક મુદત સુધી હકીકતના આંકડાઓ જૂદે જૂદે ઠેકાણેથી મેળવી મહાભારત પ્રયત્ન કર્યો. છેવટે તેણે પોતાનો રિપોર્ટ સરકારને રજુ કર્યો છે. સારાંશ એ છે કે દુનિયાના બધા સુધરેલા દેશોમાં મોંઘવારી વધતી જાય છે. હિન્દુસ્તાન દુનિયાના એ સુધરેલા દેશો સાથે વ્યાપારના સંબંધથી સંકળાયલો હોવાથી તેને પણ એ મોંઘવારીની અસર પહોંચી છે. આ ઉત્તરથી અમને પોતાને સંતોષ થતો નથી તેમ શિક્ષિત પ્રજાવર્ગને થશે કે કેમ તે શક પડતી બાબત છે. દુનિયામાં ભલે બધે મોંઘવારી હોય પણ એવી ખોરાકની કઈ ચીજ

પરદેશથી હિંદુસ્તાનમાં આયાત થાય છે કે અહિંના બજારમાં તે મોંઘી વેચાય. પ્યાં એ કલીજ અપવાદ રૂપે છે. એ સમગ્ર રિપોર્ટ વાચ્યા પહેલાં હાલ વધારે વિવેચન કરવું અસ્થાને છે પરંતુ એટલું તો કહેવું જોઈશે કે આ પ્રશ્નનો ફેંસલો કરતી વખતે કેટલીક મહત્વની હકીકત કમીશનને જાણવાની જરૂર છે. તે એ છે કે આ દેશના દરેક કુટુંબમાં કમાનાર આસામી કેટલા છે, તેમની માથાદીઠ આવક કેટલા રૂપીઆની છે અને ૧૯૦૭ ની સાલ પહેલાં કેટલી હતી. જો મોંઘવારીની સાથે આવક વધતી હોય તો મોંઘવારીની અસર જણાય નહિ. બીજી બાબત એ છે કે ખુદ હિંદુસ્તાનમાંથી દર વર્ષે ઉત્તમ અનાજ, ઘી, માખણ વગેરે ઉપયોગી ચીજોનો નિકાસ વધતો જાય છે કે કેમ અને તેને લીધે તો બજારમાં મોંઘવાર થતી નથી? ત્રીજી બાબત નાણાંની છે. હિંદુસ્તાનના પ્રતિષ્ઠિત અર્થશાસ્ત્રીઓ તરફથી એવું સૂચન કરવામાં આવે છે કે ટકશાળમાંથી ઘણા રૂપીઆ પાડવામાં આવ્યા છે. આથી કરીને નાણું સસ્તું થયું છે, અને નાણું સસ્તુ થાય એટલે બજારમાં મોંઘવારી થાય એ સ્વાભાવિક છે. આ સિવાય દેશમાં મોંઘવારી થવાનાં ઘણાં કારણ અમને જણાય છે તે વિષે લખાણથી કોઈ પ્રસંગે ચર્ચા થશે.

× × × × × ×

ભારત ધર્મ મહામંડળ તરફથી કાશીક્ષેત્રમાં વેદ વેદાંતની એક પાઠશાળા સ્થાપન થનાર છે. તેમાં ગૃહસ્થ તેમજ સંન્યાસીઓને ઉપરોક્ત વિષયોનો અભ્યાસ કરાવવામાં આવનાર છે. આ સંસ્થાને રાજા રજવાડા તથા સજ્જનો તરફથી સારો આશ્રય મળવા લાગ્યો છે. ખ્રિસ્તી મિશનરીઓ અને આર્યસમાજનું અનુકરણ કરીને હિંદુ ધર્મના સંરક્ષક પક્ષ તરફથી વૃન્દાવન, હરદ્વાર, હૃષિકેશ વગેરે સ્થાનોમાં એવી સંસ્થાઓ સ્થપાઈ છે. પણ હિંદુધર્મની જેવી ઉધુંચીલું સ્થિતિ થઈ છે તેવીજ સ્થિતિ એવી સંસ્થાઓની થોડા સમયમાં થએલી હમારા જોવામાં આવી છે. સજીવન સંસ્થા જો હોય તો માત્ર આર્યસમાજનાં ગુરુકુળો છે. તે તો આર્યધર્મધુરધરોને મન આંખના પાટા જેવાં લાગે છે. અમે ઈશ્વર પાસે એવું માગીએ છીએ કે આ નવીન બાલસંસ્થાની તેની જૂનપણીઓના જેવી દુર્દશા ન થાય.

× × × × ×

હિંદુસ્તાનના લોકોને બરોળ વધવાનો વ્યાધિ બહુ થાય છે અને તેથી કરીને કેટલાક યુરોપિયન અને યુરેઝીયન ગૃહસ્થોને નજીવી તકલીફમાં ઉતરવું પડે છે. કેમકે આ ભલા માણસોને કોઈ કોઈ વાર પોતાના નોકર કે બબરચીને લાત કે મુક્કી મારવાનું મન થઈ આવે છે, અને તેમ કરતાં પેલો નોકર પેટમાંની બરોળને લીધે મરણ પામે છે. આથી બહુ તો કશું નથી પણ આ ધૂળ જેવી બાબત માટે પેલા ભલા યુરોપિયન ગૃહસ્થને કોર્ટે ચ્હડવું પડે છે અને નાહકના વીશ પચીશ રૂપીઆ દંડ આપવો પડે છે. હમણાંજ એવી વિપત્તિ મુંબઈનાં પોર્ટ ટ્રસ્ટના એક અમલદાર મી. ફ્રોમ્પ્ટંપર આવી પડી હતી.

× × × × ×

ઈમ્પીરીયલ લેજીસ્લેટીવ કાઉન્સીલમાં ઓન. સુરેંદ્રનાથ બૅનરજીએ પૂછેલા પ્રશ્નથી

નવીન બાબત આપણને જાણવા મળે છે. કેળવણી ખાતાના જૂના, બાહોશ, અને અનુભવી પ્રોફેસરો અને શિક્ષકોની ઉપર ઇંગ્લાંડથી નવા આવેલા યુરોપિયન પ્રોફેસરોની નીમણૂક કરવામાં આવી છે. અલબત્ત તેમાંના થોડાક પહેલા વર્ગના ગ્રેજ્યુએટો છે પણ ઘણાકે તો સાધારણ બી. એ. ની પરીક્ષા પસાર કરેલી છે.

× × × × ×

બંગાળાના સુપ્રસિદ્ધ દાનવીર સર તારકનાથ પાલીત પરલોકવાસી થયા છે. કલકત્તા યુનીવર્સીટીમાં સાયન્સની કૉલેજ માટે પંદરલાખની રકમનું તેમણે દાન કર્યું હતું. આ તેમની કુલ મિલકત હતી. તેમને વારસ ન હતા એમ નથી. તેમણે દાન કરતી વખતે મુખ્ય સરત એ કરી છે કે એ કૉલેજના સઘળા પ્રોફેસરો હિંદનાજ વતની હોવા જોઇએ. અમે ઉપર કહી ગયા તેવી પક્ષાપક્ષી ચાલતી ન હોત તો બિચારા તારકનાથને આવી સરત ન જ કરવી પડત. ધન્ય છે એમને ! છેવટ બીજે કોઇ ઠેકાણે નહિ તો આ કૉલેજમાં તો દેશી વિદ્વાનોને જગ્યા મળશે !

× × × ×

દક્ષિણ અમેરિકાનાં કેટલાંક પ્રજાસત્તાક રાજ્યોએ અંદર અંદર લડાઈ ન જાગે તેટલા માટે કોઇએ પોતાની યુદ્ધ સામગ્રી ન વધારવી એવો ઠરાવ કરવા માંડયો છે. પોતાની પાસે જેમ તલવાર હોય તો બીજાને પ્રહાર કરવાનું મન થાય છે તેમ સૈન્ય હોય તો લડાઇ કરવાનું મન થાય છે. માટે કોઈએ લશ્કર છે તે કરતાં ન વધારવું. વિચાર તો સારો છે પણ અનિષ્ટનું મૂળ હજી ઉંડું છે. શા માટે કોઇ પ્રજાએ સૈન્ય જ રાખવું જોઇએ ? પણ ખરી વસ્તુ સ્થિતિ એવી છે કે કોઇ પણ પ્રજાને પાડોશી પ્રજા પર વિશ્વાસ જ નથી. સલાહના કોલકરાર માત્ર " કાગળના કડકા " જ સમજવા. જ્યાં સુધી બધી પ્રજાઓમાં ભ્રાતૃભાવની લાગણી ન ફેલાય, બધી પ્રજાઓમાં એક સરખી રીતે ન સુધરે ત્યાં સુધી એવા ઠરાવ અને કોલકરાર બધુંય નકામુ. એક પ્રજા સુધરે અને આસપાસના બધા જંગલી અને લડાયક હોય તો બિચારા ભલા, સાત્વિક, રાંકડા, ધર્મયુદ્ધ કરનારા હિંદુસ્તાનને ખ[illegible] પડયું તેમ તેને દાણુ ખમવું પડે.



\+ + + + +

યુદ્ધ તો પહેલાં થતાં અને હમણાં એ થાય છે, પણ પ્રયોજનમાં ફેર છે. પહેલાંનાં યુદ્ધો સ્ત્રીઓ માટે થયાં હતાં. ત્યાર પછીના જમાનામાં જમીન અને દોલત માટે થવા લાગ્યાં. વળી ધર્મપ્રચાર પણ એક યુદ્ધનું પ્રયોજન થઇ પડયું હતું. હાલનાં યુદ્ધ શાને માટે લડાય છે ? સુધરેલી પ્રજાઓને ધન અને ઐશ્વર્યની લલુતા ઘણી વધી ગઈ છે. તેઓ માલના ઢગલે ઢગલા બનાવે છે. તેમને વેચવા માટે તેમની અંદર હરિફાઇ થાય છે. એટલા માટે દરેક મોટી પ્રજાને છતાયલા દેશોની જરૂર પડેછે કે તેમને પોતાનો બનાવેલો માલ પધરાવાય.

× × × × ×

પ્રોફેસર રૂચિરામ સૅહની જેઓ સાયન્સના ઉંચા અભ્યાસ માટે જર્મની ગયા છે તેઓ લાહોરના એક પત્રમાં લખેછે કે મને તેમજ બીજા હિંદી વિદ્યાર્થીઓને જર્મન

લોકો, અમલદારો, અને ડીટેકટીવો પણ બહુજ વિવેક, અને માયા બતાવે છે. તેમને ત્યાં કશી હરકત કરવામાં આવતી નથી એટલુંજ નહિ પણ ત્યાંના લોકો એવા સભ્ય અને માયાળુ છે કે હિંદી વિદ્યાર્થીઓને પૈસા ધીરવા માટે, અને લડાઇ ચાલે ત્યાં સુધી વગર પૈસે પોતાને ત્યાં જમાડવા માટે ખુશી બતાવે છે, અને તેમને કોઇ વાતે અડચણ પડવા દેતા નથી.

× × × × ×

આ લડાઈથી ઇંગ્લંડ અને જર્મનીના અરસપરસના વેપારને બહુ ધોકો લાગ્યો છે. ઇંગ્લંડમાં છેલ્લાં ચાર વર્ષમાં બે કરોડ અને સીત્તેર લાખ પાઉન્ડની ખાંડ આયાત થઈ હતી. તેમાંની પંચાણુ લાખ પાઉન્ડની ખાંડ જર્મનીથી આવી હતી. મેલી ખાંડ તો બીજા દેશો કરતાં ઇંગ્લંડ જર્મની પાસેથી જ વધુ ખરીદે છે. હવે જે ઘટાડો પડશે તે ઘટાડો ઇંગ્લંડે ક્યૂબા અને ફ્રાન્સથી ખાંડ મંગાવીને પૂરો કરવો પડશે અને જર્મનીને પોતાની ખાંડનો જે ઉઠાવ થતો હતો તે હવે થશે નહિ. ઇંગ્લંડ જો જલદીથી ખાંડ જોઈતા પ્રમાણમાં નહિ મંગાવી શકે તો તેને બીજું એક નુકસાન છે. ત્યાંના દોઢ લાખ માણસો ખાંડની ચીજો બનાવવાનો ઉદ્યોગ કરે છે તેમના ધંધાને હાનિ થવાનો સંભવ છે.

વીજળીના સાંચા, લોખંડ અને પોલાદનો સમાન ઇંગ્લંડને જર્મની પૂરો પાડે છે. એકલો વીજળીના કારખાનાને લગતો સામાન ગયે વર્ષે પાંચ લાખ પાઉન્ડનો જર્મનીએ મોકલ્યો હતો. હવે એ સામાન ઇંગ્લંડ યુનાઈટેડ સ્ટેટ્સ પાસેથી ખરીદશે.

ઇંગ્લંડનો બૂટ બનાવવાનો ઉદ્યોગ પણ જર્મની ઉપર આધાર રાખે છે. દર વર્ષે સાડાબાર લાખ પાઉન્ડનું પૅાલીશ કરેલું ચામડું જર્મની ઇંગ્લંડમાં મોકલે છે.

ચિતારાઓ અને રંગનારાઓ પણ જર્મની પાસેથી રંગ મંગાવે છે તેમને પણ ઘણી હરકત પડવાની. દર વર્ષે આશરે બાર લાખ પાઉન્ડનો રંગ ઇંગ્લંડ જર્મની પાસેથી ખરીદે છે.

તેમજ ઇંગ્લંડથી લાખો પાઉન્ડનું સુતરાઉ અને ગરમ કાપડ તથા બીજો સામાન જર્મની મંગાવતું તેપણ બંધ થવાનું એટલે આ લડાઈથી બેઉ દેશોના વ્યાપારને કેવો આઘાત પહોંચ્યો છે તેનો સહજ ખ્યાલ આવી શકશે

# સ્નેહ–લગ્ન.

## પ્રકરણ ૮ મું.

### સ્નેહનો વિકાસ.

" લગ્ન પ્રાણ વિકાસનું વ્રત છે. " ન્હાનાલાલ.

" તમારાથી બને તેટલું, બને તેટલાં સાધનવડે, બને તેટલે માર્ગે, જે જે સ્થાને બની શકે ત્યાં, જે જે સમયે બને તે તે સમયે, જેટલાં મનુષ્યનું બની શકે તેટલાંનું અને જ્યાં સુધી બની શકે ત્યાં સુધી ભલું કરો. "

—વેસ્લી.

આજે પ્રીતમલાલનો જન્મ દિવસ હતો હમેશાં આનંદ અને સ્નેહથી સુશોભિત રહેતો કાન્તાનો પ્રસન્ન ચહેરો આજે વધુ પ્રસન્ન દીસતો હતો તેના નાનકડા ઘરમાંથી આજે ઉલ્લાસ, આનંદ અને કૃતજ્ઞતાના કલ્લોલ બહાર વહન કરતા હતા.

પ્રભાતમા સૂર્યનાં રક્તરંગી કિરણ સુતા જગતને જગાડે ત્યાર પહેલાં દંપતિ શય્યાનો ત્યાગ કરી, સ્વચ્છ વસ્ત્ર પહેરી ઉપાસના ગૃહમાં જઇ કૃતજ્ઞતા પૂર્વક પ્રભુના ચરણમાં નમન કરવા પ્રવૃત્ત થયાં હતાં આજે પ્રીતમલાલનો ઉપાસના કરવાનો વારો હતો તે આત્મનિવેદન કરતાં કરતાં પોતાનાં ગતવર્ષના જીવનનુ અવલોકન કરતો હતો અને પોતાના ચારિત્ર્યનું સરલ ભાવે નિરીક્ષણ કરતો હતો જન્મ દિવસ કાંઇ ખાલી અર્થ વગરના આનંદ કે ખાનપાનનો દિવસ નથી પરંતુ જીવનના એક પગથીઆ ઉપરથી બીજા પગથીઆપર ચ્હડવાનો ઘણોજ અગત્યનો દિવસ છે. તે દિવસે નવા વર્ષને માટે શુભ નિશ્ચયો ઘડવાના છે આત્મનિરીક્ષણ કરી સ્વદોષ શોધી કહાડી તેને ઉખેડી નાંખવા સચોટ યત્ન કરવાનો છે. જીવન એટલે ઇશ્વિરે મનુષ્યને આત્મવિકાસ અને આત્મસુધારણાને માટે આપેલો સમય છે. આખું વર્ષ જે પસાર થયું તેમાં શું કર્યું તે ચીવટથી તપાસી જોતાં જે કાંઇ દોષ અથવા અધૂરાપણું માલમ પડે તેને માટે હૃદયને ઠપકો આપી, પ્રભુની ક્ષમા યાચી, આગામી વર્ષમાં તેવી અપૂર્ણતા ન રહે તેને માટે વિશેષ મનોબળ, જ્ઞાન અને પ્રકાશને માટે તેની પ્રાર્થના કરવાની છે. આવા પ્રકારની જન્મદિવસ ગાળવાની પદ્ધતિ [illegible]લા તેના ઇશ્વિરપરાયણ પિતા પાસેથી શીખી હતી અને એ સાચું સ્ત્રીધન તે પીયેરથી [illegible]ના કુટુંબમાં લાવી હતી.

[illegible]જે ઘર હમેશાં સ્વચ્છતા અને રસિકતાના આદર્શ જેવું હતું તે આજે અધિક સુશોભિત બન્યું હતું. વિવિધ રંગી રંગોળીઓથી, ઝગમગતાં તોરણોથી, વૃક્ષના કોમળ પલ્લવથી આજે તેનું ગૃહદ્વાર અલંકૃત થયું હતું. માહેથી સુવાસના કલ્લોલ અને ઇશ્વિરસ્તવનના સુર આવતા હતા. શું આવાં ઘર અને આવાં હૃદય જોઇ ઇશ્વિર પ્રસન્ન નહિ થતો હોય ! શું આકાશમાં ફરતા દેવગણો આવા કુલવાસ ઉપર આશીર્વાદ નહિ વર્ષાવતા હોય ?

કેટલાક વિષયાસક્ત લોકો જન્મદિવસ માત્ર સારૂં માઠું ખાવામાં, શેત્રુંજ કે બિઝિક રમવામાં, સાંજ પડયે નવાં ફક્કડ કપડાં પહેરી ફરવા હરવા જવામાં અને રાત્રિએ ગાયનના જલસામાં કે નાટક જોવામાં વ્યતીત કરે છે. તેમને નથી સાંભરતો જીવનને આપનાર ઇશ્વિર, નથી યાદ આવતી જીવનની નશ્વરતા નથી સાંભરતાં પોતાનાં કર્તવ્ય અને સારૂં સારૂં ખાતી વેળા નથી યાદ આવતાં ભરતખંડનાં ભૂખે મરતાં પોતાનાં ભાંડુઓ !

ઉપાસના કરી રહ્યા પછી ઘોડીવારે ચ્હા પીતાં પીતાં કાન્તાએ કહ્યું, " પ્રિય !

આ નવા વર્ષની શરૂઆત આપણે યથાશક્તિ દાન આપીને કરીએ તો કેવું સારૂં ? તમે મારે માટે પંદર રૂપીઆની સાડી લેવાના છો તેમાંથી પાંચ રૂપીઆ ઓછાકરો અને તમારા ડગલામાંથી કાંઇક રકમ ઓછી કરો અને આજે આપણે આઠ દશ રૂપીઆની ન્હાની રકમ ઈશ્વરની સેવામાં સમર્પણ કરીએ. આપણને આ સર્વનાં સુખનાં સાધનો આપનાર પ્રભુ, આપણને અત્યંત પ્રેમથી લાડ લડાવનાર જગન્માતાના મંદિરમાં વિશેષ નહિં તો તેની આપેલી સમૃદ્ધિમાંથી એક પુષ્પની પાંખડી એ અર્પણ કરીએ નહિ તો આપણી કૃતજ્ઞતા માટે આપણા પોતાનાજ અંતરાત્માને શો ઉત્તર આપીશું ? ”

પ્રીતમલાલ કેટલીક પળો સુધી અબોલ રહ્યો. તેણે ન્હાનો પ્યાલો નીચે મૂકતાં સ્મિત કરી પૂછ્યું,—“ પ્રભુના કયા મંદિરમાં તારી સેવા અર્પણ કરવા તું ઇચ્છે છે તે કહીશ? આ ગામમાં અને બીજા બધા ગામોમાં મંદિરોની ખોટ નથી અને તે દરેકે દરેક મારા જાણવા પ્રમાણે સમૃદ્ધ છે અને ધનનો દુર્વ્યય માત્ર કરે છે. પકવાનથી અને ભાતભાતના થાળ ધરાવવાથી ભગવાન પ્રસન્ન થતા હતા તે દિવસ ગયા. તું કોઇ મંદિરમાં ભેટ ભેટ મોકલવાનું કહેતી હોય તો મારી તો ચોકખી ના છે. ”

પોતાના હૃદયનો ભાવ પતિથી સમજાયો નહિ તેથી કાંઈક ખિન્ન વદને કાન્તા બોલી, “ પ્રાણ ! હું પ્રભુનાં જડ મંદિરની વાત નથી કરતી. મારે તો પ્રભુનાં ચેતન મંદિરોને પૂજવાં છે. સાક્ષાત્ નારાયણને મારી સેવાથી તૃપ્ત કરવા છે. મદિરોમાં પધરાવેલી ભગવાનની પ્રતિકૃતિઓનું પૂજન કરવાનો જેમનો અધિકાર હોય અગર તેમ કરવાથી જેમને તૃપ્તિ થતી હોય તેમને ભલે તે શાસ્ત્રોક્ત વિધિથી પૂજન કરવા દો. આપણું શાસ્ત્ર, આપણી પૂજન વિધિ જરા જૂદી હોવી જોઇએ. ”

પરમાર્થ તત્ત્વથી ભરેલી કાન્તાની વાણીનું રહસ્ય પ્રીતમલાલ સમજ્યો હોય તેમ તેણે કહ્યું, “ હાં ! તું જો એમજ કહેતી હોય કે આપણે આજે ગરીબોને અન્ન કે વસ્ત્રનું દાન કરવું તો તેમાં મારી ના નથી. ”

કાન્તાનો ચ્હેરો આ ઉત્તરથી પ્રથમના જેવો પ્રફુલ્લિત થયો.

તેણે કહ્યું, “ પ્રિય ! મનુષ્ય એ જીવતો પરમેશ્વર છે. નિરાકાર, નિરંજન પ્રભુનું પૂજન કઇ વિધિથી કરાય ? મનુષ્ય તેની સેવા શી રીતે કરી શકે ? આ મુશ્કેલી એ રીતે નિવારણ કરવામાં આવ્યું છે. કેટલાંકે ઈશ્વરની મનગમતી પ્રતિમાઓ રચી તે દ્વારા તેમણે ઈશ્વરની સેવા, આરાધના કરવા માંડી પણ એ જડ પ્રતિમાઓ કરતાં તેની જીવતી પ્રતિમા જે મનુષ્ય તેની સેવા શા માટે ન કરવી ? મારા પિતાએ અને એકવાર કહ્યું હતું કે બ્હેન, જ્યારે જ્યારે તું કોઈ પણ માણસને નગ્ન, માંદો અથવા ભૂખ્યો તરસ્યો જુએ ત્યારે ખુદ પ્રભુજ એવી દુર્દશાને પ્રાપ્ત થયા છે એમ માની તેની સેવા કરજે. પ્રભુની એ સર્વોત્તમ સેવા છે. આપણે પ્રભુને શોધવા શા માટે દૂર જઇએ ? આપણી પાસે તે દયા ઉપજાવે એવી અનેક આકૃતિઓ ધારણ કરીને તે જગતને પાળનાર અને જીવાડનાર આપણી પાસે ભિક્ષા માગતો આવે છે પણ આપણે ભાગ્યહીન જીવો તેને નથી ઓળખતા ”

આટલું બોલતાં તે ભક્તહૃદય પીગળી ગયું અને તેની આંખમાંથી પ્રેમનાં આંસુ ટપક્યાં.

પત્નીને આલિંગી તેનાં મોંઘાં આંસુ લૂછતો પ્રીતમલાલ કહે, “ કાન્તા ! ધન્ય છે

તને ! તું મારૂં રત્ન છે ! મારી પરમ ગુરુ છે. મારા જડ જીવનમાં ચેતન લાવનાર સ્વર્ગની દેવી તુંજ છે. "

કાન્તા—" એ સર્વ મારા પિતાનું કામ છે. એવો વિશુદ્ધ, ઉન્નત, ઉદાર આત્મા મેં નથી જોયો. તે ગરીબીથી ઢંકાયલો, અણુમૂલવ્યો હીરો છે. જગતના કહેવાતા મ્હોટા લોકો તેની સરખામણીમાં પણ તુચ્છ છે. એવા અનેક અપ્રસિદ્ધ મહાત્માઓ છે કે જેમના જીવનનાં પાનાં ઇતિહાસ કારોએ નથી ઉકેલ્યાં. એમના જીવનની કસોટીઓ અને તવાઈ એ આગળ ઘણાએ ધર્મવીરોનાં ( Martyrs )ના ધર્મસંકટો હિસાબમાં નથી હું તેમની સાથે એક વાર વૃન્દાવન ગઇ હતી-ત્યાં રામકૃષ્ણ પરમહંસના શિષ્યોએ સ્થાપેલું "સેવાશ્રમ " છે તે જોવા અમે ગયાં હતાં. ત્યાં માંદાઓની સારવાર કરવામાં આવે છે. રસ્તામાં તરફડતા અનાથ દરદીઓને એ સેવામન્દિરના સાધુઓ પ્રેમથી ઉંચકી લાવેછે અને તેમની બરદાસ્ત લે છે. મેં તેમના મુખ્ય અધિકારી સાથે વાતચીત કરી હતી. તે બંગાળી કાયસ્થ હતો. યુનિવર્સિટીની ઉચી કેળવણી પામેલો હતો. મનુષ્યની સેવામાટે તેણે જીવન સમર્પણ કર્યું હતું. તેણે અમને કહ્યું કે હું કેવળ મૂર્ખ, પામર મનુષ્ય છું. વેદ, શાસ્ત્ર ઇ૦ ભણ્યો નથી. માત્ર એક વાત જાણું છું કે માણસ સાક્ષાત્ નારાયણ છે અને તેની સેવા કરવી એને હું મહા પૂજા ગણું છું. મેં પૂછયું કે આ લોકોનાં ઝાડો ઉર્લટી વગેરે માફ કરવા માટે શો બંદોબસ્ત રાખ્યો છે ? તે બાબુએ કહ્યું કે અમે તે અમારે હાથેજ સાફ કરીએ છીએ પ્રભુના આ મંદિરમા આજે આપણે સેવા અર્પણ કરીએ એવો મારો વિચાર છે. તમે બહાર જાઓ ત્યારે મનીઑર્ડર કરવા ભૂલતા નહિ. આપણે ધારીએ તો આ ગામનાં કેટલાક કંગાલ લોકોને વસ્ત્ર વગેરે આપવામાં આ રકમ ખરચી શકીએ પણ તેમ કરતાં જાહેરદાન થઇ જાય છે અને બીજું આપણે હાથે એવું દાન કરવા કરતાં સુવ્યવસ્થિત સંસ્થાઓ મારફતે દાન કરવું વધારે સારૂં છે. "

પ્રીતમલાલ કહે, " બરાબર છે. જમણો હાથ શું આપે છે તે ડાબો હાથ પણ ન જાણે ત્યારેજ દાન કર્યું કહેવાય. "

સાંજ પડવા આવી હતી. આથમવાની તૈયારી કરતા સૂર્યનાં સોનેરી કિરણ બારી ન્હડાવેલી વેલમાં થઇને ઓરડામાં કોમળ પ્રકાશ નાંખતાં હતાં અત્યારે કાન્તા ઘરમાં [illegible]ી હતી. તેના પતિને બહારથી ઘેર આવવાનો વખત થયો હતો. ચ્હા બનાવતાં તે વારેવારે ભીંતપર ટંગેલા ઘડિયાળ સામે જોતી હતી. ચ્હા થઇ એટલે ચ્હાહાની પ્યાલા રકાબી સાથે ગોળ ટેબલ ઉપર મૂકવામાં આવી. તેની પાસે એક તાસકમાં કેટલીક ખાવાની ચીજો કાન્તાએ પતિના ઉપભોગ માટે બનાવી મૂકી હતી. હમેશનો આવવાનો વખત થઇ ગયો તોપણ હજી કેમ ન આવ્યા એમ વિચારતી કાન્તા હાર્મોનિયમ પાસે ગઈ અને ગીત ગોવિંદમાંથી એક સુમધુર ગીત ગાવા લાગી:—

લલિત લવંગ લતા પરિશીલન કોમલ મલય સમીરે,
મધુકર નિકર કરંબિત કોકિલ કૂજિત કુંજ કુટીરે;
વિહરતિ હરિરિહ સર સ વસન્તે નૃત્યતિ,
યુવતિજનેન સમંસખિ વિરહિજનસ્ય દુરન્તે. ધ્રુવ૦

જયદેવની મધુર, ઉન્માદક, લલિત, સુરવરયુક્ત કવિતા, કાન્તાના કોમલ કંઠમાંથી

અમૃતની ધારાની પેઠે વહન કરવા લાગી. જડ હાર્મોનિયમ ચેતન યુક્ત બની જઇ ગીતને અનુરૂપ સુર આપવા લાગ્યું. મહાસાગરની તરંગ માલાની માફક નીચાં ઉંચાં થતાં ગાયનના દોલનથી આખો ઓરડો સચરાચર ભરાઈ ગયો. કાન્તા ગાયનમાં એવી લીન થઇ હતી કે તેનો પતિ ઓરડામાં દાખલ થઇ તેની પાછળ ઉભો ઉભો ગીત લહરીનું પાન કરી રહ્યો હતો તેની તેને લેશ માત્ર ખબર પડી નહિ. તે નિઃસ્તબ્ધ ભાવે સ્વરની મૂર્ત્તિની પાછળ સ્વરમુગ્ધ હરિણની પેઠે ઉભો હતો. તેનું બધું ચેતન એક માત્ર કર્ણેન્દ્રિયમાં એકત્ર થયું હતું. હૃદય કોમલ ભાવથી ધ્રુજતું હતું. અહો સંગીત ! તારી શી મહત્તા ! એક સામાન્ય રસિક સ્ત્રીના સંગીતનો જ્યારે આટલો પ્રભાવ છે ત્યારે રસિક શિરોમણી શ્રીકૃષ્ણના બસીરવથી જડ ચેતન સઘળું વિશ્વ મોહિત થાય એમાં શું આશ્ચર્ય ? જે દિવસથી આ લલિત કલા હિંદુ કુટુંબોમાંથી નીકળી ગઇ તે દિવસથી આપણે એક પરમ સુખનું સાધન ગુમાવ્યું છે. આર્ય મહિલાઓ ! તમારી પ્રજાકીય સરસ્વતીની વીણા પુનઃ જગાડશો ? આર્યો ! તમારી પત્નીઓને ક્યાં સુધી જડ અરસિક રાખશો ! તમારે શા માટે પાશ્ચાત્ય ગ્રામોફોન વસાવવાં પડે ? તમારે શા માટે પંજાબી ગોહરજાનોનાં ગીત સાંભળવા દોડવું પડે ? અફસોસ ! હિંદની અવનતિની સાથે હિંદી સંગીતની પણ અવનતિ થઇ છે !

ગાયન પૂરૂં થયું. સુરની પરંપરા બંધ થઇ. પણ મંત્રમુગ્ધ થએલો પ્રીતમલાલ હજી ત્યાંનો ત્યાંજ ઉભો હતો. કાન્તાએ હાર્મોનિયમ બંધ કરી ખુરશી ફેરવી ત્યારે ચાર નેત્રો મળતાં પ્રીતમલાલને બાહ્યદશા પ્રાપ્ત થઈ. પતિના મેળાપથી આનંદિત થએલી કાન્તા પતિને મોડા આવવા માટે ઠપકો આપવો ભૂલી ગઇ.

તેઓ ચ્હા પીવા બેઠાં.

"કેમ આજ ચ્હા ઠંડી કરી નાંખી ?"

"તમેજ કરી."

"મનીઓર્ડર મોકલતાં ટપાલ ઓફિસમાં મોડું થયું."

"ઠીક, હજી ઘણું મોડું નથી થયું. લ્યો, આ જરા ખાઇ લો. હું કપડાં પહેરી લઉં. તમે તો પહેરેલાંજ છે. તમને હરકત ન હોય તો આજે ફરવા જવાની ઇચ્છા છે."

"પાછાં આવતાં ઘણું મોડું નહિ થાય ?"

મોડું થાય તોપણ હરકત નથી. આજ ખાવાનું તૈયાર છે. આવીને વાળુ કરી શકાશે. તમે જરા પાનની બીડીઓ કરી નાંખોને હું હમણાં આવી."

પ્રીતમલાલ પાન બનાવવા લાગ્યો. કાન્તા કપડાં પહેરવા બીજા ઓરડામાં ચાલી ગઇ.

લાંબા, કાળા, સ્નિગ્ધ કેશ; દીર્ઘ, વિશાળ, પ્રેમ—સરોવર જેવાં બે નેત્ર; ચંદ્રિકા જેવી દેહકાંતિ એવાં કુદરતનાં આભરણથી શણગારાયલી કાન્તાને તેની પાસે જે થોડા ઘણા અલંકાર હતા તે પણ વધારે હતા અથવા તો તેના દેહના સમાગમથી અલંકાર શોભી ઉઠતા હતા.

વરવહુ સાથે હરવા ફરવા જાય એ પશ્ચિમથી આવેલો રિવાજ છે. હાલ તો હિંદુઓમાં એવી પ્રથા નથી. અસલ હતી કે નહિ તે ઇતિહાસકારો જાણે. અમે તો હાલમાં પુરુષોને ગાડીમાં કે પગે ચાલીને ટોળીઆ જેવા મિત્રોની સાથે ગપાટા હાંકતા જોઇએ છીએ અને તેમની જીવનની સહભાગી (!) સ્ત્રીઓ કાંતો મંદિરનાં પગથીઆં ઘસતી હોય છે અથવા તો ઘરને ખૂણે બેસી નિંદા પુરાણની કથા કરતી હોય છે. પુરુષોને હરવા ફર-

વાનો, તાજી હવા ખાવાનો, સુંદર દશ્ય જોવાનો, ચાંદનીની શીતળતા અનુભવવાનો શોખ થાય છે તો, શું સ્ત્રીઓને નહિ થતા હોય ? શું સ્ત્રીઓને આત્મા નથી ? યુરોપિયન લોકો માને છે કે ગાયને આત્મા નથી તેમ કદાચ હાલના હિંદુઓ સમજતા હોય કે સ્ત્રીઓને આત્મા નથી તો કોણ જાણે ! અમે તો સમજીએ છીએ કે અમારી રાંક હિન્દુભગિની-ઓને આત્મા છે અને તેમના ધણી કરતાં ઘણી વાર વિશેષ સંસ્કારી આત્મા હોય છે.

ઉપર કહ્યાં તે કારણને લીધે જ્યારે કોઇ હિન્દુ દંપતિ યુરોપિયનોનું અનુકરણ કરી સાથે સાથે હરવા ફરવા અગર બીજે કોઇ ઠેકાણે જ[illegible]છે ત્યારે તેઓ બિચારાં હિન્દુ સમાજના " પીનલ કોડ"ની સખ્ત કાનુનોનો ભંગ કરે છે. લોકરિવાજ પ્રમાણે ઘરડા થતાં પહેલાં સ્ત્રી પુરુષ જોડે જોડે ચાલવાને અગર ફરવા જવાને અધિકારી થતાં નથી. માત્ર મરવા ભોંય સુધનાર ઘરડાં ડોસા ડોસીઓને તે હક મળે છે. જુવાનીમાં સ્ત્રીથી પતિની સાથે જવાયજ નહિ. જાય તો પણ ઘરડાઓની મર્યાદા સાચવવા માટે પંદરથી વીસ ફુટ પાછળ રહીને ચાલવું જોઇએ. આ રિવાજ શહેરોમાંથી નાબૂદ થવા આવ્યો છે, પણ ન્હાનાં ગામોમાં હજી અમલમાં મૂકાય છે. કાઠીઆવાડમાં તો રૂઢિનાં બન્ધન ઘણાં સખ્ત છે. એવાં પ્રતિકૂળ સ્થાનમાં રહીને આટલી છૂટ લેવાની ધૃષ્ટતા કરનાર પ્રીતમલાલ લોકોને કેવો ઉચ્છૃંખલ લાગતો હશે તેનો વિચાર કરી લેવો, આ બેઉનો સુધરેલી અથવા સુધરેલી કહેતાં આપણા આર્યત્વને હાનિ લાગતી હોય તો નવી ઢબનો પોશાક, તેમણે લીધેલી છૂટ, તેમનો સંસાર એ સર્વ જોઇ લોકો તેમને વિષે હજાર પ્રકારની કલ્પના ચલાવતા અને કેટલીક વિચિત્ર ગપ પણ ફેંકતા. કોઇ કહે, " એ લોકો તો ખ્રીસ્તી છે, એમને આપણી શેરીમાં ઘર શા માટે આપવું જોઇએ ? " બીજો કહે, " ના, ના, છે તે વાણીઆ પણ એમણે તો પુનર્લગ્ન કર્યું છે, તેથી એવાં ફરે છે." ત્રીજો કહે, " અરે ભાઈ ! એમને વળી નાત શી ને જાત શી ? ભાઇ કઇ નાતનો હશે અને બાઇ કઇ નાતની હશે ? " આ પ્રમાણે એમના ગયા પછી એમની પાછળ આર્ય-ધર્મધુરંધરો ચર્ચા કરતા. જ્યારે તેઓ રસ્તા પરથી પસાર થતાં ત્યારે જાણે કાંઇ નવીન જોવા જેવું હોય તેમ તેમને જેવાને માટે લોકો બારીએ અને ગોખમાં દોડી આવતા, કે[illegible] જૂના જમાનાના ઘરડાઓ તો ડોળા ફાડીને તેમની સામે જોઇજ રહેતા, અને તે [illegible]ાર થયા પછી પણ જાણે તેઓ મંગળ અથવા બૃહસ્પતિ ઉપરથી ન ઉતરી આવ્યાં હોય તેમને દિગ્મૂઢ થએલા લોક, પોતાની ડોક દૂખ્યા કે ભાગ્યા વગર જ્યાં સુધી ફરી શકે ત્યાં સુધી ફેરવી ફેરવીને તેમની પાછળ જોતા.

થોડા મહિના આ પ્રમાણે ચાલ્યું. પછી તો રોજનું થવાથી કોઇ તેમના તરફ નજર ફેંકવાની ઇચ્છા કરતું નહિ. વળી તેમના સદ્ગુણ, નમ્રતા, પરોપકાર વૃત્તિ વગેરે ગુણોથી ધીમે ધીમે તેઓ આડોશી પાડોશીઓને પ્રિય થવા લાગ્યાં. શેરીના લગભગ દરેક કુટુંબ-માં કાન્તા તથા તેના પતિને સન્માન મળતું હતું એવો એક પણ મદદાડનો કેસ ન હતો કે જ્યાં તેમણે જાતે જઇને મદદ ન આપી હોય. તો પણ કેટલાક ઘરડા લોક પ્રીતમ-લાલને કહેતા કે તમે રોજરોજ સાહેબ લોકની માફક ફરવા જાઓ છો તે લોકોમાં સારૂં નથી દેખાતું સુધારો એ રીતમાં રહીને કરીએ તો ઠીક. પણ આ શિખામણ દેનાર ભલા ભોળા હૃદયના વૃદ્ધ ગૃહસ્થની અવગણના ન કરતાં પ્રીતમલાલ હસીને પોતાનો હંમેશનો મધુર ઉત્તર આપતો

# રોજની ન્હાની ન્હાની ભૂલો.

શારિરિક તેમજ નૈતિક બાબતોમાં ન્હાની ન્હાની ભૂલોનેજ ખરૂં મહત્વ આપવું જોઇએ. દાખલા તરીકે હાથી કદાવર જાનવર છે ખરો પણ બેસિલિ નામનો જંતુ જે સૂક્ષ્મમાં સૂક્ષ્મ એટલે અદ્દશ્ય છે તેનોજ અભ્યાસ ચિકિત્સકો કરે છે કેમકે તેના સંસર્ગથી મનુષ્યજીવનને લાભ યા હાનિ થવાનો સંભવ છે; કદાવર હાથીના સંસર્ગથી નહિ. તેમજ લાખો કરોડો રૂપીઆની સખાવતો કરનાર તરફ આપણે અચંબા અને માનની લાગણીથી જોઇએ છીએ, પરંતુ ગરીબ લોકો તેમની રોજની જિંદગીમાં ન્હાના ન્હાના જાતિભોગ આપે છે, તેનેજ ખરેખરાં દાન કહેવાય અને તેમના વડેજ જિંદગીમાં મિઠાશ આવે છે. તેજ પ્રમાણે મનુષ્ય જે ન્હાની ન્હાની ટેવો પાડે છે તે વડેજ તે સુખી યા દુઃખી થાય છે અને તેવી ટેવો વિષે હું નીચે પ્રમાણે વિવેચન કરવાનો પ્રયાસ કરૂં છું.

એવી ઘણી ટેવો બેપરવાઇથી પડી જાય છે. કેટલીક શારિરિક અને માનસિક નબળાઇ સૂચવે છે. કેટલીક ખોટી ફેશન તથા અમુક માણસના મનના તરંગમાંથી જન્મે છે. ખરૂં અને ખોટું કામ બેઉ સરખાં સહેલાં હોય છતાં ખોટા કામ તરફ વલણ કરવાની ઘણા મનુષ્યોની વૃત્તિ હોય છે તેથી પણ કેટલીક માઠી ટેવો બંધાય છે. કારણ ગમે તે હો પણ પરિણામે તો શરીર અને મનને બેઉને હાનિ થાય છે.

એક મ્હોટી સામાન્ય કુટેવ ચાલતાં અગર બેસતાં **ખૂંધાં વળવાની** છે. કેટલાક માણસોને આ કુટેવ ફક્ત આળસને લીધેજ પડેલી છે. કેટલાકને સ્નાયુની નબળાઇથી લાગુ પડેલી છે. પરિણામ એ આવે છે કે કરોડ મરડાઇ જાય છે, શરીર સમતોલ રહેતું નથી, મગજમાં લોહીને જવાના માર્ગને નડતર થાય છે, શ્વાસ લેવાના અવયવો પર દબાણ આવે છે અને પાચન ક્રિયા બગડે છે. આ કુટેવવાળો માણસ થોડા વખતમાં ફિક્કા ચહેરાનો, દુર્બલ અને હોશકોશ વગરનો થવા માંડે છે. પાચન શક્તિ બગડવાથી શરીરને જોઇએ તેવું પોષણ મળતું અટકે છે એટલે થોડા વખતમાં તેનું શરીર નિ[illegible] થાય છે અને વ્યાધિનું ઘર થાય છે.

એક લેખક લખતી વેળા શરીરને જેવી રીતે રાખવું જોઇએ તેવી રીતે રાખીને લખવાની કાળજી રાખતો નહતો. તેને ખૂંધા વળવાની ટેવ થોડા વખતમાં સજ્જડ પડી ગઈ. તેથી ઉપર ગણાવ્યા તેવા વ્યાધિ તેને થવા માંડયા. ડાક્તરોની દવાઓ ખવાય તેટલી ખાધી પણ કાંઇ વળ્યુ નહિ. તેના એક મિત્રને તેના મંદવાડનું ખરૂં કારણ સમજાયું. તેણે તેને માટે પટા બનાવ્યા કે જે પહેરવાથી ટટાર બેસવાની કે ઉભા રહેવાની ફરજ પડે. આઠ દિવસમાંજ તેની ચાલવાની રીતમાં તફાવત જણાયો. થોડે થોડે વખતે પટાને વધારે વધારે તંગ કરવામાં આવ્યા. એમ કરતે કરતે તેના આરોગ્યમાં દિવસે દિવસે સુધારો થવા લાગ્યો. બે મહિનામાં તેની ખૂંધા ચાલવાની ટેવ નાબૂદ થઇ અને તેનું શરીર હવે મજબૂત છે અને તે સીધો ચાલી શકે છે.

ધ્યાનમાં રાખવું જોઇએ કે આપણું શરીર એક યંત્ર છે. તેનો એક ભાગ વધારે

ઓછો નમાવ્યાથી ગુરુત્વાકર્ષણની અસરને લીધે શરીરમાં એક પ્રકારની વિક્રિયા જરૂર થવા માંડે છે. જેમ ઘડિયાળને વાંકું ટાગવાથી કાંતો તે બંધ પડે છે અગર તેના વખતમાં ફેર પડે છે તેમ શરીરમાં પણ થાય છે. હૃદય અને ફેફસાંને જલદી અસર થાય છે. આથી કરીને શરીરની સમતોલ સ્થિતિ નહિ સાચવનારા લોકોને ક્ષય રોગ તથા હૃદયના વ્યાધિ લાગુ પડે છે. સાધારણ ડાક્તરો ખરૂં કારણ સમજી શકતા નથી તેથી તેમની ઉપર ઉપરની દવા નિષ્ફળ જાય છે. એવા પણ કેટલાક કેસ જોવામાં આવે છે કે જેમના ક્ષયરોગ ( અલબત્ત શરૂઆતની અવસ્થામાં ) માત્ર ટટાર ચાલવાથી થોડા મહિનામાં મટી ગયા છે શરીર સમતોલ સ્થિતિમાં ઉભું છે કે નહિ તે જાણવા માટે એક મ્હોટા આરસા આગળ મ્હોડાની એક બાજુ દેખાય એવી રીતે ઉભાં રહેવું. પછી ત્રાસી આંખે પોતાના શરીર તરફ જોવું. જો જોઇએ તેવી રીતે ઉભા રહ્યા હશો તો તમારા માથાના સૌથી ઉંચામાં ઉંચા બિન્દુથી દોરેલી કલ્પિત લીટી લંબાવતાં તે તમારા કાનનું છિદ્ર, ખભો, સાથળ, પગની ઘૂંટી એટલા અવયવો ઉપરથી પસાર થશે. જો તેમ ન થાય તો સમજવું કે શરીર સમતોલ નથી.

બીજી એક કુટેવ આગગાડીમાં અગર સૂતાં સૂતાં વાંચવાની છે. તે પણ કેટલીક વિક્રિયાને ઉત્પન્ન કરે છે જો પ્રકાશ દીવાનો હોય અને તે પણ જો સારો ન હોય તો નુકસાન વિશેષ થાય છે. આગગાડીના આંચકાને લીધે આંખના સ્નાયુઓને વારંવાર ફોકસ ( કેન્દ્ર ) બદલવું પડે છે તેથી તે જલદી શ્રમિત થઈ જાય છે. તેમાં ઝાંખા પ્રકાશને લીધે વિશેષ શ્રમ પડે છે. જો લોકો આગગાડીમાં વાંચવાનું મૂકી દે તો ચશ્માવાળાના ધધાને થોડું નુકસાન થાય ખરૂં જે લોકો આગગાડીમાં નથી વાંચતા તેમને નેત્રનું કેમ રક્ષણ કરવું તેની ખબર ન હોવાથી તેઓ પણ કેટલાક કુદરતના નિયમોનો ભંગ કરે છે અને આંખ બગાડે છે રાત્રે વાંચવા બાબત એક સામાન્ય સૂચના એ છે કે દીવાની સાંમે બેસવું નહિ પણ દીવાનું અજવાળું ચોપડી ઉપર પડે અને આંખ ઉપર અંધારૂં રહે એ રીતે દીવાને પોતાની પાછળ રાખીને વાંચવા બેસવું.

કેટલીક કુટેવો જ્ઞાનતંતુની ચોકકસ નબળાઈથી, અથવા પોતાને માટે તથા પોતાના તરફ જોનાર માટે માનની લાગણી ઓછી હોવાથી લાગુ પડે છે. દાખલા તરીકે લોકોના દેખતાં નાક ખોતરવું, આંખમાંથી પીઆ કઢાડવા, દાંત ખોતરવા, નખ કરડવા, માથું ખજવાળવું, ખુરશી પર બેઠા હોય ત્યારે જૂદી જૂદી રીતે પગ હલાવવા, મ્હોમાં કાંઈ ન હોય છતાં ચાવતા હોઇએ એમ ડાચું હલાવવું, મૂછ કરડવી, કાન ખોતરવા, ગુહ્યભાગ નજીક ખજવાળવું, બોલતાં બોલતાં કપાળ પર કરચલીઓ પાડવી, અગર મ્હોં બગાડીને બોલવું, વારે વારે ભમરને નીચી ઉંચી કરવી, આંખ મચમચાવવી, આંગળીઓના કડાકા ફોડવા એવી એવી અનેક હરવા જેવી કુટેવો લોકોમાં જોવામાં આવે છે.

નાક ખોતરવાની અગર મ્હોમાં આંગળાં ઘાલવાની કુટેવ ન્હાનાં બાળકોની બાબતમાં કદાચ દરગુજર કરી શકાય. પણ પુખ્ત ઉંમરના લોકો એકાન્તમાં નહિ પણ ચાર માણસના દેખતાં નાકમાંથી ચીપડા કઢાડે અગર કાનમાંથી મેલ કઢાડે અને તેને ભીંત

પર, ખુરસીપર અગર ગાદીએ લૂછે એ કેવું હસવા જેવું છે ? આ કુટેવ ઘણી ભયંકર નથી અને છોડવી પણ મુશ્કેલ નથી. માત્ર એ કુટેવને વશ થએલા લોકોએ મનપર કાબુ રાખવો અને આત્મગૌરવની ભાવના કેળવવી. અલબત નાક, કાન સાફ તો રાખવાં જોઇએ પણ તે એકાંતમાં કરવાં જોઇએ. નાક, કાન સાફ કરીને બહાર જવું જોઇએ.

કેટલાકને એવી કુટેવ પડી હોય છે કે વાત કરતાં કરતાં અમસ્થા હાથ ઉંચા નીચા કરે છે, આંખો ચોળે છે, કોટનો કોલર જાણે બરાબર ન હોય તેમ તેને સુવ્યવસ્થિત કરવા મંડી જાય છે. આ કુટેવનુ કારણ મજ્જાતંતુની નબળાઇ છે. વાત કરતાં થતા ગભરાટને લીધે હાથ કાંઇ ને કાંઇ નિષ્પ્રયોજન ક્રિયા કરવા લાગે છે. એવા લોકોને માટે મનોબળની જરૂર છે. તેમણે મનને સાવધાનતાથી દૃઢ રાખવું જોઇએ.

નખ કરડવાની એક ઘણીજ ગંદી અને હસવા જેવી કુટેવ લોકોમાં જોવામાં આવે છે. ડાક્તર લોકોનો એવો અભિપ્રાય છે કે શરીરને અગર મનને કાંઈ વ્યથા થવાથી મનને દુઃખના વિષયમાંથી બીજી દિશાએ વાળવાનો આ પ્રયત્ન છે. આમાં કાંઈક સત્ય પણ છે. દાખલા તરીકે આંગળીને કાંઇ વાગે છે અગર તેને ચીપટી ભીંડાય છે ત્યારે કુદરતી રીતે લોકો તે આંગળીને દબાવે છે અગર દાંતવડે હળવેથી કરડે છે. એટલે એક દુઃખને બીજા દુઃખવડે રદ કરે છે. તેજ પ્રમાણે નખ કરડનાર મનની નિર્બળતાને લીધે થએલા ચીડવાટથી નખ કરડીને મનને ભૂલાવામાં નાંખે છે.

આ કુટેવને કાંતો મનના દૃઢ સંકલ્પથી દૂર કરી શકાય. મનને સખ્ત રીતે આજ્ઞા કરવી કે હવેથી નખ કરડવા નહિ. તો પણ જૂની ટેવના બળને લીધે આંગળી મ્હોં ભણી જશે પણ તે વખત પોતાનો અસલ સંકલ્પ યાદ કરીને વૃત્તિને દબાવવી. આમ બે ચાર વખત દબાવ્યાથી ટેવનું બળ નરમ પડતું જશે અને તેને જીતવાનું કામ સહેલું થતું જશે. જેમનામાં આવું મનોબળ ન હોય તેમણે આંગળીના ટેરવાં ઉપર થોડા દિવસ સુધી એળીઓ ચોપડી રાખવો. એળીઆની કડવી, ઉગ્ર વાસને લીધે આંગળીને મ્હોમાં મુકતાંજ અણગમો પેદા થશે અને તેથી અભ્યાસ ઓછો થતાં નખ કરડવાની ટેવ રદ થશે. નખ કરડવા એ કેટલું ગંદુ કામ છે ? નખમાં ભરાયલો મેલ અને ખાસ કરીને ડાબા હાથના નખમાં ભરાઈ રહેલી સુગંધયુક્ત વસ્તુને મ્હોંમાં દાખલ કરવી એ કેવું મજેનું કામ છે ! જોતાં નખને વધવા દેવાજ ન જોઈએ. બે ત્રણ દિવસે કાપી નાંખવા અગર વધ્યા હોય તો બ્રશ અગર કોઈ ઝીણી વસ્તુથી સાફ કરી નાંખવા

પગ પર પગ ચડાવીને બેસવાની પણ એક સામાન્ય કુટેવ છે. વૈદકીય મત એવો છે કે તેમ કરવાથી આંતરડાં, પેડું, તથા પગના નીચલા ભાગમા લોહીનુ અભિસરણ મન્દ થાય છે અને તેથી કેટલાંક દર્દ થવા પામે છે.

માથું ખજવાળવાની એક નાપસંદ કરવા જેવી ટેવ છે. આ ટેવ પડવાનુ એક કારણ માથાની અસ્વચ્છતા છે. માથાને રોજ સાબુ, અગર અરીઠા અને ગરમ પાણીથી સાફ કરવું જોઇએ અને દિવસમાં એક બે વખત ઝીણી કાંસકી વતી ઓળવું જોઇએ તેમ ન કરવાથી વાળના મૂળ આગળ મેલ બાઝે છે અગર માથામાં ઉંદરી થાય છે.

તેથી વારંવાર ચળ આવે છે અને ખજવાળવાની જરૂર પડે છે. બીજું કારણ નખ કરડવાની પેઠે મનનો ચીડવાટ છે. ઘણીવાર માણસ મૂંઝાય છે અગર તેનું ચિત્ત જ્યારે વ્યગ્ર હોય હોય છે ત્યારે તે માથુ ખજવાળે છે. વાંદરાની માફક માથું ખંજવાળતો માણસ ઘણો હસવા જેવો દેખાય છે.

દાંત ખોતરવાની કુટેવ વિષે એટલું કહેવાનું બસ થશે કે તે ખરૂ જોતાં કુટેવ નથી. જમ્યા પછી દાંતના પોલાણમાં ભરાઈ રહેલું અન્ન ઝીણી દાંતખોતરણીથી કાઢી નાખવાની જરૂર છે. પણ કુટેવ ક્યારે કહેવાય છે કે ચાર માણસના દેખતાં; ગમે ત્યાં, વખત બે વખત મ્હોં પહોળું કરીને માણસ દાંત ખોતરવા મંડે ત્યારે. વારે વારે દાંત ખોતરવાથી દાંત વચ્ચેનું પોલાણ વધતું જાય છે. દાંતના પાળીઆં આછાં થાય છે. તેથી દાંતને જલદી સડો લાગે છે તેથી દાંત ખોતરવાની જરૂર વધે છે. કેટલાકને જીભવડે દાંત ચૂસવાની ટેવ હોય છે. તે પણ તેટલીજ નુકસાન કરે છે.

ઉપર વર્ણવી તે અને બીજી એવી ન્હાની મ્હોટી કુટેવોનાં આપણે બે કારણ જોયાં. એક તો મનની નબળાઇ અને બીજા લોકો આપણી કેવી કિંમત કરશે તે તરફ દુર્લક્ષ, આ બેઉ કારણ સાધારણ મનોબળ અને કાળજી વડે થોડા સમયમાં રદ કરી શકાય છે. જેઓ પોતાને સન્માનને પાત્ર સદ્‌ગૃહસ્થ સમજતા હોય તેમણે પોતાનામાં એવી કોઇ કુટેવ ઘુસી ગઇ છે કે નહિ તે ધ્યાનથી તપાસવું જોઇએ અને જો હોય તો તેને જેમ બને તેમ ત્વરાથી રદ કરવી જોઇએ.

---

## स्वागत मंदिर.

આર્યભિષેક::અથવા હિન્દુસ્તાનનો વૈદરાજ પૂર્વાધ તથા ઉત્તરાર્ધ- પ્રકાશક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય મુંબઈ અને અમદાવાદ. મૂલ્ય રૂ. ૧-૮-૦ ) આ પુસ્તકના લખનાર આયુર્વેદ મહોપાધ્યાય શંકર દાજી શાસ્ત્રી પદે છે. અને તેમણે ઘણોજ શ્રમ લઇ તેને તૈયાર કર્યું છે. આથી તે જનસમાજમાં લોકપ્રિય થઇ તેની બે આવૃત્તિઓ પણ ખપી ગઇ છે. તેથી તેની ત્રીજી આવૃત્તિ આ સંસ્થા તરફથી પોતાના સસ્તાપણાના ધોરણને અનુસરીને પ્રસિદ્ધ કરવામાં આવી છે. આ પુસ્તક દરેક ગૃહમાં સંગ્રહ કરવા લાયક છે. સુંદર છાપ સારા કાગળ પાકું સોનેરી પુંઠું અને મોટાં કદનાં ૪૫૬ પૃષ્ઠ હોવા છતાં તેની કિંમત ફક્ત રૂ. દોઢ રાખવામાં આવી છે. આ પુસ્તક તેમજ આ સંસ્થાના બીજાં દરેક પુસ્તકો આ પત્રની ઓફીસમાંથી પણ મળી શકે છે.

**(૨) સ્વામી રામતીર્થ** ભાગ. ૧ થી. ૫ નું મોટું પુસ્તક ( પ્રકાશક સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય અમદાવાદ મૂલ્ય સોનેરી પાકું પુંઠું રૂ. ૨-૪-૦ ) સસ્તા સાહિત્ય તરફથી ચાલતી વિવિધ ગ્રંથમાળા દ્વારા પ્રસિદ્ધ થઇ ગએલા સ્વામી રામતીર્થના ઉપદેશોના

એકથી પાંચ ભાગ આ પુસ્તકમાં છપાવવામાં આવ્યા છે. આ પુસ્તકના જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. સસ્તા સાહિત્યની કીર્તિને આટલી બધી પ્રસરાવનાર જો કોઇ પણ મુખ્ય સાધન હોય તો તે આ સ્વામી રામતીર્થના પુસ્તકોજ છે. જનસમાજમાં આજે સર્વ સ્થળે તેનાં વખાણ થાય છે. જે મનુષ્યને પ્રગતિ પ્રિય છે, જેને પોતાની તેની તે સ્થિતીમાં પડી ન રહેતાં આગળ વધવું છે તેવા મનુષ્યોની પાસે તો આ પુસ્તક અવશ્ય કરીને હોવુંજ જોઇએ.

**(૩) વીણા** માસિક પત્ર તંત્રી રા. રા. ચુનીલાલ જયશંકર ઓઝા. નૃસિંહાશ્રમ-વડોદરા વાર્ષિક લવાજમ રૂ. ૧-૮-૦ પોસ્ટેજ સાથે આ માસિક પત્ર ગત કાર્તિક પૂર્ણિમાથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. તેનો પ્રથમ અંક જોતાં તે તેનાં ઉજળા ભવિષ્યની ઝાંખી કરાવી આપે છે. ઉત્તમોત્તમ લેખોથી વિભુષીત થઈ તે દરમાસે નિયમિત પ્રસિદ્ધ થશે તો વિશેષ ફેલાવાને પામી શકશે એ નિશંસય છે.

**(૪) વાર્તાવૃક્ષ** (લેખક રા. રા. ધનશંકર હીરાશંકરત્રિપાઠી. C/O ગુજરાતી પ્રેસ મુંબાઇ મૂલ્ય ૦-૧૨-૦ ) આ એક વાર્તાનું પુસ્તક છે. વાર્તાઓ આજના સમયમાં પુષ્કળ લખાય છે અને તેમાં ઘણી ખરી વાર્તાઓનો ઉદ્દેશ મુખ્યત્વે કરીને વાંચકોને રાજસી અથવા તામસી આનંદની અથવા શ્રૃંગારની વાત કરી થોડો સમય રસ પડાવવાનો તેના લેખકો રાખે છે પણ આટલામાંજ કાંઇ વાર્તાના ઉદ્દેશની સમાપ્તિ થઇ જતી નથી. વાર્તાનો ઉદ્દેશ મનુષ્યને એકલી ગમ્મત નહિ પણ ગમ્મતની સાથે જ્ઞાન આપવાનો હોવો ઘટે છે. જે વાર્તામાં જ્ઞાન નથી અને માત્ર વાંચનારનું મન ખુસ થાય એવા બે ચાર ગપાટા હાંકવામાં આવ્યા હોય છે તે વાર્તા સંજ્ઞાને પાત્રજ નથી. પ્રસ્તુતઃ પુસ્તકમાં લેખક તરફથી આ મહત્વના ઉદ્દેશને લક્ષમાં રાખી વાર્તાઓ લખવામાં આવી છે. અને તેથી તે માંહિલી એકે એક વાર્તા સારી છે. પુસ્તક એકંદરે વાંચવા યોગ્ય છે.

**(૫) ગુજરાતી પંચનો દિવાળીનો ખાસ અંક** ( પ્રકાશક રા. રા. સોમાલાલ મંગળદાસ શાહ. પાંચકુવા અમદાવાદ. છૂટક અંકનું મૂલ્ય આઠ આના ) ગત દીવાળીના સુપર્વ નિમિત્તે આ અંક રા. સોમાલાલ તરફથી પ્રકટ કરવામાં આવ્યો છે. અનેક ચિત્રો તથા વિવિધ વિષય ઉપર લખાવેલા વિદ્વાનોના ઉત્તમ લેખોથી આ અંક ખાસ વાંચવા વિચારવા યોગ્ય થયો છે. આવા અંકો પોતાની લાયબ્રેરીમાં અવસ્ય રાખવાની જરૂર છે.

☞ સ્થળ સંકોચથી બીજાં પુસ્તકોનું અવલોકન આવતા અંકમાં આવશે.

# तमारुं आरोग्य तमाराज हाथमां.

તમારા શરીર ઉપર તમારા મનનો કુલ અખ્તિયાર છે. મનદ્વારા જે જે વ્યાપાર થાય છે—પછી તે ઈરાદા પૂર્વક થયા હોય અગર અનાયાસે થયા હોય—તોપણ તેની અસર શરીર ઉપર થયા વગર રહેતી નથી. નીતિભ્રષ્ટ, મલિન વિચારોને મનમાં સ્થાન આપ્યાથી અલ્પ સમયમાં જ શરીર રોગનું ઘર થાય છે અને કેવળ ખોખું બની જાય છે. તેથી ઉલટું સુંદર અને આનંદજનક વિચારના સેવનથી શરીરને યૌવન અને સૌન્દર્ય પુનઃ પ્રાપ્ત થાય છે.

જિંદગીની અન્ય બાબતોની પેઠે આરોગ્ય અને વ્યાધિનું મૂળ પણ વિચારમાંજ છે. નિર્માલ્ય વિચાર હમેશાં નિર્માલ્ય શરીર દ્વારાજ પ્રકટ થાય છે. ધાસ્તીના વિચારોથી ઘણીવાર તાત્કાલિક મરણ નિપજ્યાં છે અને તાત્કાલીક નહિ પણ ધીમે ધીમે તો હજારો, લાખો મનુષ્યો ભયના વિચારોથી મરણ તરફ ઘસડાતાં જાય છે. જે લોકો હમેશાં મંદવાડથી બ્હીધા જ કરે છે, હમેશાં મંદવાડના જ વિચારો સેવે છે, અભરાઇ પર મૂકેલા દવાઓના બાટલાથી માંદગીનું જ ચિત્ર મનપ્રદેશમાં ખડું કરે છે તેઓજ હમેશાં માંદા વ્હેલા પડે છે. ચિન્તાથી પણ શરીર નિ:સત્વ થાય છે એટલે વ્યાધિ તેને તરત લાગુ પડે છે. અશુદ્ધ વિચારોને આચારમાં ન મૂકયા હોય તોપણ કેવળ વિચારોને હૃદયમાં લાંબો કાળ સેવ્યાથીજ જ્ઞાનતંતુઓ નાકોવત થઇ જાય છે.

ઉજ્જવલ, શુદ્ધ અને સામર્થ્ય યુક્ત વિચારોથી બળવાન અને તેજસ્વી શરીર બંધાય છે. શરીર અત્યંત મૃદુ અને સંસ્કારગ્રાહ્ય છે. જેવા વિચારોના સંસ્કાર તેના ઉપર પાડવામાં આવે તેવી સ્થિતિને તે ધારણ કરે છે, અને જેવા વિચારોને નિરંતર સેવવાનો અભ્યાસ પડયો હોય છે તેવુ જ શરીર ઘડાય છે.

જ્યાં સુધી અશુદ્ધ વિચારોને મનમાં સ્થાન છે ત્યાંસુધી રૂધિર અશુદ્ધ રહેવાનું જ. સાર્સાપારિલાની સેંકડો શીશીઓથી રૂધિરને પૂરેપૂરી અને કાયમની શુદ્ધિ મળવાની નથી. અંતરને શુદ્ધ કરો એટલે શરીર થોડા સમયમાં એની મેળે શુદ્ધ અને સુંદર બની જશે. તમારા શરીરનો વધારે અગત્યનો ભાગ તમારી અંદર રહેલો છે. જેમ ઝાડનું મૂળ જમીનમાં અદૃશ્ય રહેલું છે તેમ તમારા શરીરનું મૂળ તમારી અંદર છે એ મૂળને પકડો—એને જેવું જોઇએ તેવું બનાવો. શરીર તો એની મેળે ઇચ્છાનુસાર થઈ જશે.

માત્ર દવાઓથી, પૌષ્ટિક વસાણુંથી શરીર સુદૃઢ થશે નહિ. ખોરાકમાં ફેરફાર કરશો પણ વિચારમાં ફેરફાર નહિ કરો તો તેવા ને તેવાજ રહેશો. વિચારને શુદ્ધ રાખશો તો તમારી આસપાસ એવું બળવાન વાતાવરણ બંધાશે કે દરદના જંતુઓ તમારા શરીરમાં પ્રવેશ કરી શકશે નહિ.

તમારા ગામમાં પ્લેગ, કૉલેરા ઇ. નો ઉપદ્રવ થાય ત્યારે જેટલી કાળજી તમે ઘરને ચોખ્ખું રાખવામાં રાખો છો, પાણીને ઉકાળીને, ગાળીને પીવામાં લક્ષ આપો છો તેટલું લક્ષ વિચારોને પવિત્ર રાખવામાં રોકજો. દરદના વિચારોથી દરદ તમારા તરફ ખેંચાય છે અને તમારૂં શરીર દરદને ગ્રહણ કરવા યોગ્ય થાય છે. કદિ દરદનો વિચાર લાવતા ના પેટંટ દવાઓ નજર આગળ રાખતા ના. તેમને વારેવારે જોયાથી વ્યાધિના વિચાર મનમાં ઉત્પન્ન થાય છે અને વિચાર પેદા થયા એટલે વ્યાધિને શરીરમાં દાખલ થવાનો પણ સુયોગ થાય છે. માટે કદાચ તમારા આખા ગામમાં પ્લેગ ચાલતો હોય, તમારી આજુબાજુના માણસો મરતાં હોય તેવામાં જો તમારે તેવા જંતુવાળા સ્થાનમાં રહેવાની ફરજ પડે તો મનને મજબૂત રાખજો, મનને શુદ્ધ રાખજો. હમ્મેશ આરોગ્ય અને બળ-

નાજ વિચાર સેવજો. જો જરાક મન ડગમગાવ્યું તો જરૂર તમે વ્યાધિને શરીરમાં દાખલ થવાનું દ્વાર ખુલ્લું કરશો. તમારામાં એટલી દ્રઢતા ન હોય તો વેળાસર ભયભરેલી જગ્યાએથી દૂર જતા રહેજો.

તમે જંતુથી ડરો છો ? જંતુને જ્યાંસુધી તમારા મનની નબળાઇ, વિચારની અપવિત્રતા પોષણ નહિ આપે ત્યાંસુધી બારણા આગળ રખડતો ચોર જેમ ફાંફાં મારે છે તેમ જંતુ ફાંફાં જ મારશે. બારણું ઉઘાડતા જ નહિ. જ્યારે તમે ભયના વિચાર લાવો છે. ત્યારે તમારા મનપ્રદેશનું દ્વાર ઉઘડે છે. ત્યારે જતુ તમારા શરીરમાં પ્રવેશ કરે છે, ભયના વિચારથી નબળા થએલા તમારા જ્ઞાનતંતુ તેને ધક્કો મારીને બહાર કહાડી શકતા નથી. માટે જંતુને શરીરમાં સ્થાન આપવું યા ન આપવું એ તમારા જ હાથમાં છે.

તમને ડાક્તરો ડરાવે તો ડરશો નહિ. દુનિયામાં અરધો રોગ ડાક્તરો અને જાહેર ખબરીઆ દવાઓવાળા ફેલાવે છે. તેઓ જગતમાં વ્યાધિ, દુઃખ, નબળાઇના વિચારો ઉત્પન્ન કરે છે અને નબળાં મનુષ્યોમાં એ વિચારો સ્થાન પામે છે તેથી ક્રમે ક્રમે એ વિચારો બળવાન સ્વરૂપ ધારણ કરે છે. જો તમારા શરીરના અંદરના કોટ–કિલ્લા મજબૂત હશે તો બહારનો ઉપદ્રવ તમને કશી અસર નહિ કરે.

અમે એક મહા બળવાન મનોબળવાળા, ઉન્નત ચરિત્રવાળા આત્માને જોયો છે. તેનો એક મિત્ર ક્ષયરોગથી પીડાતો હતો. તે બિચારાને બધાંએ છોડયો હતો. ચેપ લાગવાના ભયથી કોઇ તેની પાસે જતું નહિ તેની શ્વાસની દુર્ગંધ ભયંકર હતી. આટલું છતાં તેને પેલા ઉદાર આત્માએ પોતાના જ ઓરડામાં રાખ્યો. રાત્રે પોતે તેની નજદીક સુતો હતો. તેનું હૃદય એટલું પ્રેમથી ભરપૂર હતું કે તેનામાં ભય અને શંકાને સ્થાન ન હતું. તેને તો માત્ર દરદીને કેવે પ્રકારે સહાય અપાય એજ મુખ્ય વિચાર હતો. તેની પાસે પીચદાની નહતી તેથી તે દરદીનો બળગમ પોતાના હાથમાંજ ઝીલતો અને બહાર નાખી આવતો. આટલું છતાં તેને ક્ષયરોગ લાગુ પડયો નહિ જો તમે સ્વતંત્રપણે વિચાર કરી શકતા હો તો વિચાર કરો એને રોગ કેમ લાગુ ન થયો ? કેમ સઘળા જન્તુઓ એની આગળ નિર્વીર્ય થઇ ગયા કારણ કે તેના મનના કોટ કિલ્લા મજબૂત હતા તેથી જંતુ રૂપી ચોરથી પ્રવેશ થયો નહિ. તેનું મન પ્રેમ અને દયાથી ભરપૂર હતું. એવા વાતાવરણમાં દુષ્ટ જંતુ જીવી શકતો નથી.

આખા લેખનો સારાંશ બે સિદ્ધાંતોમાં સમાવી આ વિષય પૂર્ણ કરવામાં આવે છે.

(૧) તમને જો હાલ કોઈ વ્યાધિ હોય તો તે તમારા અપવિત્ર વિચારનું પરિણામ ડોવું જોઇએ. વિચારને પવિત્ર કરો એટલે વ્યાધિ આપોઆપ મટી જશે તેમ કર્યા છતાં ન મટે તો પછી ખુશીથી બીજી દવા લેજો. પણ પહેલાં તમારા વિચારને તપાસી તમારી ચેકિત્સા જાતે જ કરજો.

(૨) જો તમારી આસપાસનું વાતાવરણ ઝેરી જન્તુવાળું હોય તો તમારા હૃદયને વેશેષ કાળજીથી પવિત્ર રાખજો. આરોગ્ય અને બળના વિચાર સેવજો. હમેશાં તમે બળવાન છો અને તનદુરસ્ત છો એવી ભાવના કરજો. તમારૂં શરીર બળવાન હોય એવું તમારૂ પોતાનું ચિત્ર કલ્પજો અને તેનાજ વિચારમાં મસ્ત રહેજો* सर्वे जना निरामयाः भवन्तु ।

* વિશેષ શાસ્ત્રીય ચર્ચા માટે " પ્રાણાયામ " તથા હમણાં પ્રગટ થનાર "પ્રાણચિકિત્સા" એ બે પુસ્તકો જોવાં.

# બળ પ્રાણ ચિકિત્સા. આરોગ્ય.

## ખરા જિજ્ઞાસુ અને અધિકારીઓને જ માટે.

કુદરતના અનંત શક્તિભંડારમાંથી કેવળ સંકલ્પના બળથી અખૂટ શક્તિનું આકર્ષણ કરીને **પૂર્ણ આરોગ્ય પ્રાપ્ત કરવાની** તથા **દીર્ઘ કાળ સુધી યૌવન જાળવી રાખવાની કળા.** યોગ વિદ્યાના આધારથી અને જાતિ અનુભવથી લખાઇ છે. ભાષા સરળ છે. અને ક્રિયાઓ કેવળ માનસિક છે. દરેક જણ પુસ્તક **વાંચતાંજ અમલમાં મુકી શકે છે.**

**રચનાર—સ્વામી વિજ્ઞાન ભારતી. મૂલ્ય માત્ર ટપાલ ખર્ચ સાથે ત્રણ આના.** મળવાનું ઠેકાણું:—**ચંદ્રપ્રકાશ ઑફિસ,** ભાગાતળાવ **સુરત**

તા. ક. ગ્રાહકોની યોગ્ય સંખ્યા થયા પછીજ પ્રકટ કરવામાં આવશે. આ પુસ્તક માત્ર તેનો ઉપયોગ કરે તેવાઓ માટેજ છે. જેમને લેવાની ઇચ્છા હોય તેમણે નામ નોંધાવવાં. **પૈસા મોકલવાની જરૂર નથી.**

---

## ચંદ્રપ્રકાશ મિત્રમંડળ.

આ મંડળ સ્થાપવાનો હેતુ ચંદ્રપ્રકાશના પ્રવર્તકો અને ગ્રાહકો વચ્ચે મૈત્રીભાવ બાંધવાનો તથા એક બીજાને લાભ આપવાનો છે.

આ મંડળમાં દાખલ થવા માટે કોઇ પણ પ્રકારની ફી કે લવાજમ ભરવું પડતું નથી. ઉલટું લાભ સારો છે.

સોળ કરતાં વધારે વયનો કોઇપણ માણસ દાખલ થઇ શકે છે.

સભાસદનું કર્તવ્ય પોતપોતાના ગામમાં તથા જ્યાં લાગવગ હોય ત્યાં અમારા [illegible]ા તથા પુસ્તકનો લાભ લઇ આચારમાં મૂકવા જેવું હોય તેને આચરે તેવાની સંખ્યા વધારવી.

જે સભાસદો તરફથી અમને સારી સહાય મળી હશે તેમને મંડળના શુભેચ્છકો ગણીને તેમનાં નામ વર્ષ આખરે પ્રકટ કરવામાં આવશે. જેમના તરફથી સાધારણ સહાય મળી હશે તેમનો પણ જાહેર ઉપકાર માનવામાં આવશે.

વર્ષ આખરે નવા વર્ષના દિવસે દરેક સભાસદને તથા શુભેચ્છકને તેણે આપેલી સહાયના પ્રમાણમાં પુસ્તકો, કેલેન્ડર, ફેન્સી પેન્સીલ વગેરે રૂપમાં યથાશક્તિ ભેટ આપવામાં આવશે. તેથી કૃપા કરી પોતાનું વર્ષારંભે પૂજન થએલું સ્વીકારવા વિજ્ઞપ્તિ છે.

નામ નોંધાવવાનું ઠેકાણું:—

ચંદ્રપ્રકાશ ઑફીસ
ભાગાતળાવ. સુરત.

# જુઓ! જમાનાની વિચિત્રતા જુઓ



કરિયે છીએ તો અડાઇખોરમાં ખપીએ છીએ અમારી દવાનું ગુણ કથન પણ જમાનાનીજ વિચિત્રતા પોતાની દવા ખપાવવાને મ્હોટાં મ્હોટાં વિશેષ વાપરી ગુણ કથન કરવા બેસવું એ પણ જમાનાનું વિચિત્રપણું કારણ સત્યને પુ કરવા કશાની પણ જરૂર નથી.

આમ સમજી અમે અમારી દવાને માટે કાંઈપણ કહેવાનું માંડીવાળ્યું છે મોટ નડાઇ વગરની અમારી જાહેર ખબર મારી જશે એવી પણ અમોને ધારતી નથ કારણ ઢાંક્યું રહેતુ નથી. એવી અમને પૂર્ણ ખાત્રી છે--પરંતુ દરદીઓનાં લાને માટે એટલુ ઉચિત છે કે:-

દરદોથી કટાળીને, થશો ન લેશ નિરાશ;

"રામબાણ" લેતાં થશે દર્દ સકળનો નાશ.

નિચેનાં દરદોને તેની અપૂર્વ શક્તીથી નશાડે છે સખ્ત માથાનો દુખાવો ત સરદી શળેખમ,દસ્તાવિવા, અજીર્ણ પેટનો દુખાવો હાથ પગનું ઝલાઇ જવું દાઢાં સ્ત્રીઓને રુતુ સમયે થતા દરદો જેવાં કે પેટનો દુખાવો પેડુનો દુખાવો પાસાં દુખાવો બાળકોને તાવ ભરાઇ જવું સરદી વગેરે દરદો માટે અકશીર છે.

# ચમત્કાર ત્યાંજ નમસ્કાર.

જ્યોતિષ્ય તત્વસાર અને ભવિષ્ય ફળ દર્પણ.

જન્મોત્રી, જન્માક્ષર, પ્રશ્નોત્રી, વર્ષફળ વિગેરે બનાવનાર તેમજ તપાસીને આખી જીંદગીનો વર્તારો કરી દરેક પ્રશ્નના ખુલાસા સાથે મનનું ધારેલું પ્રશ્ન રૂબરૂમાં વગર પીથી કહેનાર સ્ત્રીઓને ગર્ભ ધારણ થવાની દવા મફત.

અડધા આનાની ટીકીટ મોકલી પ્રાઇસલીષ્ટ મંગાવો.

મેળાપ—સ[illegible] ૯ થી ૧૨, સાંજે ૪ થી ૬.

જ્યોતિષીઃ—રેવાશંકર ભવાનીશંકર.

ઠે૦ છાપરીઆશેરી—સુરત.

---

## રંગુન સમાચાર પ્રેસ

માંથી દર બુધવારે અને શનીવારે

## પ્રગટ થતું સુધી ગુજરાતી વર્તમાન પત્ર



# રંગુન સમાચાર



જેમાં રંગુન શહેરની તથા બરમા ઈલાકાની બધી અગત્યની ખબરો, જાણવા જોગ કોરટના ચુકાદાઓ, તથા સ્થાનીક વેપાર—ઉદ્યોગને લગતી બાબતો, દુનીયાંની અને ખાસ કરીને હીંદુસ્તાનની ખબરો ઉપરાંત ઉદ્યોગ, ધાર્મીક, સામાજીક, નૈતીક વગેરે ઉન્નતિના માર્ગોનું અવલોકન અને ખાસ કરીને ઝવેરાતના ઉદ્યોગ અને વેપારને લગતા વીષયો વખતો વખત આપવામાં આવે છે.

### વાર્ષીક લવાજમ

દેશાવરવાળાઓ પાસે પોસ્ટ સાથે રૂ. ૬॥, શહેરવાળાઓ પાસે રૂ. ૪.

છુટક નકલના રૂ. ૦–૨–૦

એમ. એ. મામસા.
પ્રોપ્રાઇટર "રંગુન સમાચાર" પત્ર તથા "રંગુન સમાચાર" પ્રેસ.
હેડ ઓફીસ—નીં૦ ૪૨ ગલી નં૦ ૨૭–રંગુન.

રંગુન સમાચાર પ્રેસ,
ગલી નંબર ૨૭, ઘર નંબર ૫૩–રંગુન.

નોટ—આખા બરમાં ઈલાકામા "રંગુન સમાચાર" ફક્ત એકલું એકજ **ગુજરાતી** પત્ર છે એટલે બરમાની વસ્તીના મોટા ભાગની ગુજરાતી ભાષા બોલતી વેપારી પ્રજામાં જાહેર ખબરો ફેલાવવા માટે આ પત્ર એક ઉત્તમ ઉપયોગી સાધન છે.

---

ભારત વર્ષના

રાજકીય ઇતિહાસનો એક પ્રમાણિક અને અપૂર્વ ગ્રંથ.

# પાંડવ અને કૌરવ.

## આવૃત્તિ પાંચમી.

પાંડવ અને કૌરવ વચ્ચેનો રસીલો ઇતિહાસ કે જેની અંદર એક પ્રતાપી અને પ્રભાવવાળા પ્રખ્યાત ક્ષત્રિય કુટુંબમાંનો એક ભાગ કુપુત્રો પેદા થવાને લીધે દ્વેષ, કપટ, કુસંપ અને લોભ દુરાગ્રહ આદિ દુર્ગુણોના વમળમાં ડૂબી કેવી રીતે અસ્ત પામ્યો? તથા બીજો ભાગ ઉદારતા સરળતા, સંપ, સંતોષ અને સારી સલાહનો સ્વીકાર વગેરે સદ્‌ગુણોથી કેવી રીતે ઉદય પામ્યો, તેનો આ પુસ્તકમાં સારી છટાથી અને સરળતાથી સમાવેશ કરવામાં આવ્યો છે. એની અંદર સામાન્યનીતિ, રાજનીતિ, ધર્મને લગતાં વિવેચનો, નિત્ય અભ્યાસ કરવા જેવાં છે. યુદ્ધ પ્રસંગનાં વર્ણનો, તે કાળના સાધારણ ક્ષત્રિયો અને રાજાઓ કેવાં શૌર્ય અને ધૈર્યથી ભરપૂર હતા તે બતાવી આપે છે.

ગ્રંથનું કદ—ડેમી આઠ પેજી ૭૮ ફોર્મનું છે, પુંઠું પાકું કિંમત રૂ. ૩) પુસ્તકો અને દવાઓની વિગત સારી રીતે જાણવા માટે પ્રાઇસલીસ્ટ મંગાવી લ્યો! લખો એટલે વગર પોષ્ટ ખર્ચે તમને મળશે.

**વૈદ્ય શાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**

માલેક—આતંકનિગ્રહ ઔષધાલય.

જામનગર—(કાઠિયાવાડ).

Registered. No B. 712.

# ચંદ્રપ્રકાશ.

શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિના સાચા અને સરળ ઉપાયોને ચર્ચતું, વ્યાવહારિક માર્ગોનું સાચું જ્ઞાન આપનાર, વિદ્યા, કલા, આર્ય ચર્ચા તથા સ્ત્રીઓની ઉન્નતિના વિષયો ચર્ચનાર માસિક પત્ર.

પુસ્તક ૮. માર્ગશીર્ષ ૧૯૭૨. અંક ૨.

## અનુક્રમણિકા.




તંત્રી તથા પ્રકાશક,–

**પ્રભુશંકર નરભેરામ વ્યાસ.**

ચંદ્રપ્રકાશ ઓફીસ–ભાગા તળાવ;

સુરત.

અમદાવાદ–શ્રી સત્યવિજય પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપ્યું.

વાર્ષિક લવાજમ રૂ. સવા. પોષ્ટેજ સાથે છુટક બે આના.

હજારોમાં એકજ બીનહરીફ હોવાનો પુરતો દાવો કરે છે.

## પૂર્વથી પશ્ચિમ, તથા ઉત્તરથી દક્ષીણ સુધીના

## મુલકોમાં ફેલાવો કરી રહેલું.

# સીમલા હેઅર ઓઇલ.




મગજને ઠંડક કરી બાલને પોસણ કરવામાં અને મગજ સંબંધી દરેક વ્યાધી, ટુંક સમય સેવન કરવાથી તુરત જડમુળથી નાબુદ કરવામાં એક અમુલ ચીજ છે. બીજા નાંમ ચીંધ તેલોની જાહેરખબરોથી ન ઠગાતાં ફક્ત એકજ વખત અજમાયશ કરવાથી ગુણોની ખાત્રી થશે. Simla ના ઉત્તમપણા માટે સોનાનો ચાંદ તથા મુબ-ઇના ના. ગવનર સાહેબે સર્ટીફીકેટ. ઓફ મેરીટ આપ્યા છે. જેથી તમામ દેશમાં સ્ત્રીઓ પુરૂષો તથા બાળકો વાપરે છે. કીં. શીશી ૧ નાં રૂ. ૧-૦-૦ પોષ્ટ અલગ ૪ આના.

સોલ એજંટો.

પી. કાકુની કુ.—કાલબાદેવી રોડ—મુંબઇ.




वर्ष ८ मार्गशीर्ष १९७१ अंक २.

# भरतभूमिनुं मंगलस्तवन.

( શિખરિણી )

ધરી માથે મોંઘો, મુકુટ હિમઅદ્રિ શિખરનો,
ઉભી રાખી વ્હાલાં, તનુજ ત્રીશ કોટિ ઉરપરે;
ધુવે જેનાં પાદામ્બુજ ઉદધિ ઉચ્છ્વાસથી સદા,
નમુ હું કલ્યાણી, ભરતભૂમિ માતા યશવતી.

ધરી કંઠે માલા, પિયુષસલિલા જાહ્નવી તણી,
અને બાહુ જેનો વીરપ્રસૂન પાંચાલથી બન્યો;
સુવાસી વૃક્ષોથી, શરીર તણી રોમાવલિ બની,
નમું હું કલ્યાણી, ભરતભૂમિ માતા યશવતી.

મુનિ, સાધુ, યોગી, સમરવીર સેનાપતિ તણી,
હતી તું મા જેવી, નથી અવનિમાં કો થઈ બીજી;
"હતી" શાને કહેવું, સુભટ સુત તું ધારીશે હજી,
નમું હું કલ્યાણી, ભરતભૂમિ માતા યશવતી.

શિખી સૂત્રો તારાં, પુનિત, બળ ને ચેતનભર્યા,
અતિ જૂની ધાડાં, તિમિરદળ જેનાં દૂર થયાં;
નમે છે કૈં એવી, નવી જૂની-પ્રજાઓ તુજ અતિ,
નમું હું કલ્યાણી, ભરતભૂમિ માતા યશવતી.

અહો માતા મારી, મુજ શરીર તારા રસ થકી
ઘડાયું, પોષાયું, જીવિત મુજ ધારૂં તુજ થકી;
વપુ અર્પું પ્રેમે, જનની તુજ સેવાંજલિ મહિં,
નમું હું કલ્યાણી, ભરતભૂમિ માતા યશવતી.

અરે ! બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ગણપતિ, આદ્ય જનની,
કરૂં હું શી રીતે, પૂજન મુજ પાસે નથી કંઈ.

બધી ભક્તિ મારી, તુજ ચરણુમાં ભાવડી ઢળી,
નમું હું કલ્યાણી, ભરતભૂમિ માતા યશવતી. ૬

બધાં દેવી દેવો, તુજ શરીરમાં સ્થાપિત કરૂં;
બધી શક્તિ તારી પુનિત પ્રતિમામાં સ્થિર કરૂં;
અને હું એ મોંઘી પ્રતિષ્ઠ પધરાવું ઉર મહિં,
નમું હું કલ્યાણી, ભરતભૂમિ માતા યશવતી. ૭

થતી જોઉં તારી, અવનતિ, અવજ્ઞા [illegible] કદી,
છતાં તું મા મારી, નથીં અવર કોઈ તુજ સમી;
નમું શ્રદ્ધા, ભક્તિ સહિત જનની અંચલ ધરી,
નમું હું કલ્યાણી, ભરતભૂમિ માતા યશવતી. ૮

નથી વ્હાલું તુથી જીવિત, ધન, દારા, સુત વળી,
નથી મુક્તિ વ્હાલી, સુરસદન કારાગૃહ સમ;
બધી સિદ્ધિ, મુક્તિ, થકી જનની તું શ્રેષ્ઠ મુજને,
નમું હું કલ્યાણી, ભરતભૂમિ માતા યશવતી. ૯

ઉરે છે એ ઇચ્છા, ફરી નવનવા દેહ ધરીને,
હજારો ઇન્દ્રોનું, અજય બળને વીર્ય ધરીને,
તને સેવું, તારો સુયશ, મહિમા શાશ્વત કરું,
નમું હું કલ્યાણી, ભરતભૂમિ માતા યશવતી. ૧૦

**સ્વામી વિજ્ઞાન ભારતી.**

---

આ કવિતામાં હિંદ દેવીની સ્તુતિ કરી છે હિંદુસ્તાન દરેક હિંદવાસીને પૂજ્ય અને આરાધ્ય માતા તુલ્ય હોવો જોઈએ એવી ભાવનાથી આ કાવ્ય લખાયું છે. **ધરી માથે** ઇ. આખી પૃથ્વીમાં સૌથી ઉંચો અને સદાએ બરફથી ઢંકાયલો હિમાલય પર્વત આપણા દેશની ઉત્તર દિશાએ આવેલો હોવાથી તેનાં શ્વેત શિખરોને હિંદ દેવીનો મુગટ [illegible]ો છે. **તનુજ ત્રીશ કોટિ** ઇ. ભરતખંડની ત્રીશ કરોડ માણસની વસ્તી. પોતાનાં [illegible] કરોડ બાળકને છાતી પર ધારણ કરી ઉભી રહેતી હિંદમાતા. **ધુવે જેનાં** ઇ. હિંદ દેવીની પગની પ્હાની જે સમુદ્ર કિનારે કન્યાકુમારીની ભૂશિર રૂપે આવેલી છે તેને મહાસાગર પોતાનાં મોજાથી દિવસ રાત પખાળી રહ્યો છે. ભારતભૂમિની પૂજનીયતાનું સૂચન છે. **પિયુષ સલિલા**=અમૃત તુલ્ય જેનું જળ છે એવી ગંગા નદી. **વીર પ્રસૂન પાંચાલ** જેના લોકો લડવૈયા છે એવો સીખ લોકોનો પંજાબ દેશ **શિખી સૂનો તારાં** ઇ. યુરોપની પ્રજાની સભ્યતાનાં મૂળ ગ્રીક લોકોનાં દર્શન શાસ્ત્રમાં છે તે ગ્રીક લોકોના વિદ્વાનો હિંદના ઋષિઓ પાસેથી જ્ઞાન પામ્યા હતા તેથી હિંદુસ્તાન તરફ યુરોપના વિદ્વાનો પૂજ્ય ભાવથી જુએ છે. જાપાનની ઉન્નતિ પણ હિંદના તત્વદર્શન ઉપર આધાર રાખે છે. અમેરિકા હમણાં ભરતખંડની યોગકલા તથા ઉપનિષદ્‌ના તત્વ ભંડારની ભિક્ષા યાચી રહ્યો છે માટે હિંદુસ્તાનને અનેક પ્રજાઓ નમન કરે છે. **બધી સિદ્ધિ** ઈ. જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસી માતા અને સ્વદેશ આગળ સ્વર્ગ લોક પણ તુચ્છ છે. સર્વ દેવ દેવીની સેવા કરતાં સ્વદેશની [illegible]વા શ્રેષ્ઠ છે.

# मुक्तिना महामंत्र.

## મંત્ર ૩ જો.

### સત્ય શું છે તે વિષે.

મિથ્યા પ્રવચનથી કલુષિત થએલું નહિ પણ શુદ્ધ, અવિચ્છિન્ન સત્ય જેનાથી આપો-આપ સમજાય છે તેને ધન્ય છે !

આપણે જે રીતે જ્ઞાન મેળવવા યત્ન કરીએ છીએ તે રીત ખોટી અને અવળી છે. ગૂઢ બાબતો વિષે [illegible]થી વિવાદ કરીએ અને જે જાણવાનું છે તે ન જાણીએ તો જીંદગી બરબાદ કરી કહેવાય. અમુક પુસ્તકો ન વાંચનાર ઈશ્વરનો અપરાધી થતો નથી.

કેવો મોહ ! જે વાત જરૂરની છે, ઉપયોગી છે તેને ન જાણતાં નિરૂપયોગી, કેટલેક અંશે અવળે રસ્તે દોરનાર તરેહ તરેહની નવી નવી બાબતો જાણવામાં આપણે કાળક્ષેપ કરીએ છીએ ! આપણે છતી આંખે જોતા નથી !

રે વેદાંત અને ષડ્દર્શનની ભાંજગડનું આપણને શું કામ છે ? જેના અંતરમાં અવિરત પ્રણવ ગાન નિત્ય સ્ફૂરે છે તેને ઘટપટના કુતર્કની શી દરકાર છે ?

એક પ્રણવ શબ્દમાંથી જગતની ઉત્પત્તિ થઈ છે અને આખું જગત એક નાદે એક પ્રભુના ગુણ ગાઇ રહ્યું છે.

પ્રભુની કૃપા વિના કોઇને સત્ય જ્ઞાન, સત્ય પ્રકાશ મળતાં નથી.

જે અનેકમાં એક જુએ છે, એકમાંથીજ સર્વની ઉત્પત્તિ માને છે, અને એકમાંજ અનેક જુએ છે તેજ જ્ઞાની છે અને તેજ પરમ શાંતિને પામે છે.

હે સત્ય ! હે પ્રભો ! તારી સાથે મારી નિરંતરની એકતા કરી દે !

મને ઘણી વાર વાંચવાનો અને ચર્ચા કરવાનો કંટાળો ઉપજે છે. તારામાં જ મારી સર્વ ઇચ્છાઓ સમાવી દઉં છું.

હે પંડિતો ! હે વક્તાઓ ! તમારો પ્રલાપ જવાદો. હે સૃષ્ટિના જીવગણો ! શાંત થાઓ ! હે પિતા ! તમારો એકલાનો જ સ્વર મારા અંતરમાં સંભળાઓ !

ક મનુષ્ય જેમ પોતાની વૃત્તિઓને સંકેલાને પોતામાં સમાવતો જાય છે અને ચિત્તની શુદ્ધિ કરે છે તેમ તેમ તેનાથી વિના પરિશ્રમે ગહન બાબતો સમજાય છે કેમકે [illegible] ભગવાનનો પ્રકાશ મળે છે.

શુદ્ધ મનવાળો અને સ્થિતપ્રજ્ઞ પુરુષ તેના માર્ગમાં આવી પડનાર અનેક કાર્યો જોઇ ચિત્તની સ્થિરતા ગુમાવતો નથી, પણ પોતાનાં સર્વ કાર્ય ભગવાનનો આદેશ પાળવા ખાતર કરે છે અને પોતાના સ્વાર્થ તરફ બીલકુલ લક્ષ આપતો નથી.

હે સાધક ! તારા પોતાના અંતઃકરણની નિરંકુશ વૃત્તિઓ તારા ઉન્નતિના માર્ગમાં જેટલી બાધા કરે છે તેટલી બીજા કશાથી થતી નથી.

પવિત્ર મનનો અને પ્રભુપરાયણ સાધક પ્રથમ કોઇ પણ કાર્ય કરતા પહેલાં તેનો પોતાના મનમાં સ્થિર મનથી વિચાર કરે છે; તેની પ્રવૃત્તિઓ તેને કદિ કુમાર્ગે ખેંચી જતી નથી પણ તેની સર્વ પ્રવૃત્તિઓ તેની વિવેકબુદ્ધિને તાબે રહે છે.

જે સાધક પોતાની વૃત્તિઓને જીતવા તેમની સાથે યુદ્ધ મચાવે છે તેના જેવો કોઇ વીર નથી.

આપણી મનોવૃત્તિઓને તવી એજ આપણું મુખ્ય કાર્ય હોવું જોઇએ; દરરોજ વધારે સંયમ કરવો જોઈએ અને વિશેષ વિશુદ્ધ બનતા જવું જોઇએ.

૪ આ જગતમાં કોઇ પૂર્ણતાને પામી શકતો નથી અને ગમે તેટલો જ્ઞાની છતાં મનુષ્ય જ્ઞાનની પરિસિમાએ પહોંચી શકતો નથી.

પોતાને વિષે નમ્ર અભિપ્રાય રાખવો એ ઈશ્વરને પામવાનો વધારે સરળ માર્ગ છે. કેવળ અનેક બાબતોનું જ્ઞાન મેળવ્યાથી ઉન્નતિના માર્ગમાં આગળ વધાતું નથી.

અલબત્ત જ્ઞાન ખોટું નથી. આપણે નાના પ્રકારનું જ્ઞાન મેળવીએ, તેમાં અપરાધ થતો નથી પરંતુ જ્ઞાન કરતાં નિષ્પાપ હૃદય અને શુદ્ધ જીવન વધારે ઇષ્ટ છે.

પણ ઘણા માણસો જીવન પવિત્ર કરવા કરતાં જ્ઞાનની પાછળ વલખાં મારવામાં વધારે પરિશ્રમ ઉઠાવે છે. માટે જ તેઓ અવળે માર્ગે ભ્રમણ કરે છે અને તેમનો યત્ન કાંઈ પણ શુભ ફળને આપતો નથી.

૫ અરે ! માણસો જેટલો પરિશ્રમ પોતાની જિજ્ઞાસાને તૃપ્ત કરવા માટે લે છે તેટલો જ પરિશ્રમ જો તેઓ પોતાના હૃદયમાંથી પાપને નિર્મૂળ કરવામાં અને સદ્‌ગુણ પ્રાપ્ત કરવા લેતા હોય તો જગતમાં જેટલાં પાપાચરણ નજરે પડે છે તે ન પડે અને દુરાચારી, મિથ્યા બકવાદ કરનાર પંડિતો પણ જોવામાં ન આવે.

અરે ! આપણને પરલોકમાં કોઈ એમ નહિ પુછે કે તમે શું વાંચ્યું, પણ તમે શું શું કર્યું એવો સવાલ પુછાશે. કેટલાં ભાષણો આપ્યાં તે નહિ પણ કેવા પ્રકારનું ધાર્મિક જીવન ગાળ્યું તે જ પુછાશે. **नायमात्मा प्रवचनेन लभ्यः ।**

વિચાર કરો કે મ્હોટાં મ્હોટાં પ્રવચનો કરનાર પંડિતો ક્યાં ગયા ? તેમની કીર્તિ કેટલીક વાર ટકી ? તેમની જગ્યા બીજાઓએ લીધી છે અને હવે તેમને કોઇ યાદ પણ કરતું નથી.

૬ હે વત્સ ! જગતની પોકળ કીર્તિ કેવી પાણીના રેલાની પેઠે ચાલી જાય છે ! લોકો જેવું બોલે છે તેવું આચરતા હોય તો કેવું ઉત્તમ ? એમ થાય ત્યારે અભ્યાસ કર્યો સાર્થક કહેવાય.

મિથ્યા જ્ઞાન વડે કેટલાનો વિનાશ થયો હશે ! એવા લોકો ભગવાનની ઉપાસના કોએ કરતા નથી ! તેઓને ભક્તની પેઠે ન્હાના અને દીન થવું પસંદ નથી.

જે પવિત્ર છે તેજ મહાત્મા છે. જે પોતાને તૃણવત્ સમજે છે અને માન, કીર્તિ, લોકપણાને ધિક્કારે છે તેજ મહાત્મા છે.

પાર્થિવ વસ્તુઓને કચરા સમાન જે ગણે છે તેજ ખરેખરો જ્ઞાની છે; તેજ ભગવાનને ભેટે છે.

જે ઈશ્વરને આત્મસમર્પણ કરે છે તેજ ખરેખરો જ્ઞાની છે.

### મંત્ર ૪ થો.

#### વાણી અને કર્મના વિવેક અને સંયમ વિષે.

આપણે કાને પડતા દરેક શબ્દ અથવા આપણા મનમા ઉઠતા દરેક તરંગો ઉપર વિશ્વાસ રાખવો નહિ પણ પ્રભુની આજ્ઞાઓ વિચારીને તે શબ્દોની અને તરંગોની સમીક્ષા કરવી.

આપણાથી બંધુની નિંદાના વચન ઝટ બોલાઇ જવાય છે અને સાંભળનાર તેમને ઝટ સાચાં માને છે; આપણાં મન કેવાં નિર્બળ છે !

પૂર્ણતાને પામેલો પુરુષ ચુગલી ખોરના શબ્દ કાને ધરતો નથી કારણ કે તે સારી રીતે જાણે છે કે મનુષ્યનું નિંદા તરફ વધારે વલણ હોય છે અને ઘણીવાર બોલવામાં ચોક્કસ હોતો નથી.

૬ જે વિચારીને પગલું ભરે છે અને પોતાના વિચાર અસત્ય જણાતાં તેમનો જે તરત પરિત્યાગ કરે છે તે પૂર્ણજ્ઞાની છે.

બીજાઓ જે કહે તે એકદમ ન માની લેવું અને તે બીજાઓની આગળ તરત જ ન જાહેર કરવું એ પણ ડહાપણનું એક અંગ છે.

જ્ઞાની અને ધર્મનિષ્ઠ માણસની પાસે, હે સાધક ! તુ શિક્ષા લેજે અને તારા પોતાના તરંગો પ્રમાણે ન ચાલતાં તારા કરતાં જે શ્રેષ્ઠ છે તેમની સલાહ પ્રમાણે ચાલજે.

પવિત્ર જીવન ગાળનાર આત્મા ઈશ્વરની નજરમાં ડાહ્યો છે અને તેને સત્ય જ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

જેમ સાધક દીન થાય છે, ઈશ્વરનું શરણુ લેછે તેમને સર્વ વાતે માહિતગાર થતો જાય છે અને પરમ શાંતિ પામે છે.

### મંત્ર ૫ મો.

#### શાસ્ત્રો કેવી રીતે વાંચવાં તે વિષે.

શાસ્ત્રના અવલોકનથી સત્યજ્ઞાન મળે છે; મિથ્યા પ્રવચનથી નહિ.

જે ઉદ્દેશથી શાસ્ત્ર લખાયાં છે તે મૂળ ઉદ્દેશને અનુસરીને જ શાસ્ત્રનું વાંચન થવું જોઇએ.

શાસ્ત્રના અભ્યાસથી જ્ઞાન મેળવવાનું છે; વિવાદ કરવાની કુશળતા મેળવવાની નથી.

જેટલા ભાવથી તત્વદર્શનના ગ્રંથો ઉથલાવીએ તેટલા જ ભાવથી ભક્તિ અને ઉપાસનાની સાદી ન્હાની ચોપડીઓ પણ વાંચવી જોઈએ.

પુસ્તકનો લખનાર પ્રૌઢ વિદ્વાન હોય યા ન હોય પણ જો તે સત્ય કહેતો હોય તો તેનો સ્વીકાર કરતાં શરમાવું નહિ.

અમુક વચન કોણ કહે છે તે ન જોવું પણ શું કહેવામાં આવ્યું છે તેનો વિચાર કરો. વિદ્વાનો તો આવે છે અને જાય છે પણ સનાતન સત્યો તો તેનાં તે જ છે.

ઈશ્વર મનુષ્યને અનેક રસ્તે જ્ઞાન આપે છે; ઘણીવાર તે અભણ માણસની મારફતે પણ જ્ઞાન અપાવે છે.

આપણી જિજ્ઞાસા ઘણી વાર આપણને શાસ્ત્રનું અધ્યયન કરવામાં વિઘ્ન કર્તા થઈ પડે છે.

અમુક બાબતો વગર વિલંબે નમ્રપણે માની લેવા જેવી હોય છે તેને વિષે આપણે ચર્ચા કરવા અને કારણો ખોળવા તૈયાર થઇએ છીએ.

જો તમારે શાસ્ત્ર અધ્યયનનો ખરેખરો લાભ લેવો હોય તો નમ્રતાથી, નિષ્પક્ષપાતપણે અને શ્રદ્ધા પૂર્વક વાંચજો. કદિ પણ વિદ્વાન થવાની તૃષ્ણા રાખી શાસ્ત્ર વાંચતા નહિ.

હમેશાં પૂછતા રહેજો અને સાધુ સંતનાં વચન નમ્રપણે સાંભળજો પ્રાચીન કથાઓ ઉપર અણગમો કરતા નહિ. એ કથાઓ અર્થ વગરની નથી.

### મંત્ર ૬ ઠ્ઠો.

વાસનાઓના નિરંકુશ પણા વિષે.

જ્યારે મનુષ્યને કોઈ વસ્તુની અપરિમિત તૃષ્ણા જાગે છે ત્યારે જરૂર તેના હૃદયને ભારે ક્ષોભ થાય છે.

અહંકારી અને લોભી લોકોને કદિ શાંતિ હોતી નથી. દીન અને સંતોષી આત્માઓ પરમ શાંતિમાં રમણ કરે છે.

જેનો અહંકાર મરી ગયો નથી તે ઝટ શિથિલ [illegible] અને નજીવી વસ્તુઓથી પણ લલચાય છે.

જેનું મનોબળ થોડું છે, જે હજી ઇન્દ્રિયપરાયણ છે અને વિષયને સેવે છે તે પાર્થિવ વસ્તુઓથી બહુ જ મુશીબતે મુક્ત થઇ શકે છે.

જ્યારે તેને વિષયનો ઉપભોગ નથી મળી શકતા ત્યારે તે વિકળ થાય છે અને જો કોઇ તેની ઇચ્છાનો વિરોધ કરે છે તો ક્ષણવારમાં તે ક્રોધને વશ થાય છે.

**संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते.**

જો તે પોતાની ઇચ્છાને તૃપ્ત કરે છે તો પણ પોતે ઇન્દ્રિયોને વશ થયો તેનો તેના હૃદયમાં જરૂર પશ્ચાતાપ થાય છે જેથી તે કદિ શાંતિ પ્રાપ્ત કરી શકતો નથી.

ઇન્દ્રિયોને વશ થઇ તેમનું સેવન કર્યાથી નહિ પણ તેમનો સંયમ કરી દમન કરવાથી શાંતિની પ્રાપ્તિ થાય છે.

વિષયાધીન મનુષ્ય આથી કરીને સર્વદા અશાંત, અને વ્યાકુળ રહે છે. જેની વૃત્તિ બહાર ઘૂમી રહી છે તેની પણ તેવીજ સ્થિતિ છે. માત્ર સંયમી, ભક્ત, અને વૃત્તિઓને અંદર વાળનાર યોગીજ શાંતિનો ભોક્તા થાય છે.

( અપૂર્ણ. )

---

## जीवन विशुद्धि.

( ગતાંકથી ચાલુ. )

**॥ आनंदं ब्रह्मणो विद्वान् ॥ न बिभेति कुतश्चन ॥**

તૈત્તિરીયોપનિષત્, બ્રહ્માનંદવલ્લી, નવમો અનુવાક.

બ્રહ્મતત્વના આનંદનો વિશેષરૂપે એટલે અનુભવાત્મક સંગ કરનારને ભય પમાડનાર કાંઇ જ વસ્તુ નથી. દૈન્ય, રોગ, વાર્ધક્ય, ને અંતે મૃત્યુ પ્રતિ રૂચિ કોને ઉત્પન્ન થઇ સાંભળી છે ! એ તો અનિવાર્ય છે એવું મનાઇ રહેવાથી તેને તાબે પરાણે થતા એક પછી એક કેટલાને જોઈએ છીએ ? કોઈ તેના સામે થવા તરફડીઆં મારતા હોય છે તો અન્ય ઉપર ઉપરથી સરલતાનો દેખાવ કરતા, ઉપરથી જ્ઞાનનો ડોળ દાખવતા " મીયા ગીરે તોભી તંગડી ઉંચી"ની માફક વૈખરી વાણીથી ઉપરના વ્યતિકરોને ઇશ્વરની પ્રસાદી રૂપે વધાવી લેતા હોય એવો દેખાવ કરે છે, તે જ સમયે તેમની મધ્યમાં કે પશ્યન્તિના સ્થાન રૂપ હૃદય કે નાભિમાં દર્શન કરી શકીએ તો શું જણાવવા વિશેષ સંભવ છે ?

ઉત્તર—ભય. એક પામરથી આરંભીને મહાત્મા પર્યંતની સ્થિતિ જોતાં ઉપર કહેલા બ્યતિકરો વર્તમાન કે અનાગત સ્થિતિમાં રહીને ભયથી ભારે ત્રાસ મચાવી રહ્યા છે. એ ભયથી ઉગરવાનો એકજ માર્ગ છે. એ માર્ગમાં પ્રયાણ કરનારને સર્વ પ્રકારના ભયમાંથી મુક્ત રાખવાનું વરવચન શ્રુતિ ભગવતીએ ઉપર આપ્યું છે.

પ્રાણી માત્રના હૃદયપ્રદેશમાંને તે દ્વારા આખા શરીરમાં તબ્ધાત્ વિશ્વમાં શ્રીઇશ્વર તત્વ સર્વનું નિયમન કરતું વિલસી રહ્યું છે. પ્રેમ આનંદ આદિ એ તત્વની જીવન કલા-રૂપે થતી પ્રતીતિનો વિલાસ છે. એ જીવનકલાના પ્રકાશની વિશુદ્ધિ કરવી એજ શરીરીરૂપે આપણો પ્રથમ ધર્મ છે. તે કરવાના કુદરતમાં અનેક સાધનો દષ્ટિગત થાય છે. તેમાના એક ઉત્તમ સાધનને આચારમાં ઉતરાય તેવા રૂપમાં આપણે વિચારીએ.

પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી એ પ્રત્યેક વાણી મહાકારણ, કારણ, સૂક્ષ્મ તથા સ્થૂલ રૂપને ધારણ કરતી પ્રવર્તે છે. એ જીવનકલાનું એક પ્રકારનું અવતરણ છે. તેમાંથી પ્રથમ કર્ણેન્દ્રિયગ્રાહ્ય વૈખરીનું સ્વરૂપ જીવનવિશુદ્ધિ અર્થે આપણે હાથમાં લઈએ.

આ લેખના સાધનરૂપ વિચારો " એડા અર્લ સાઉથ હેવન, મીચીગાન " નામક એક લઘુ નિબંધ મારા અવલોકવામાં આવ્યો તેથી તેમાંથી લીધેલા છે. એ લેખક આ જીવનનો નિષ્કારણ વ્યય થતાં શું થાય છે તેમજ નજીવા જણાતા પ્રસંગોમાંથી પણ જીવનતંતુઓને ભેગા કરી એકત્ર સ્વરૂપે વણવાથી શું બને છે તેનું ચિત્ર મથાળે આપે છે.

વૈખરી વાણી ઉચ્ચારવામાં આપણે મુખ્યત્વે કરીને કંઠાદિ પાંચ સ્થાનોનો તેમજ નાસિકાનો ઉપયોગ કરીએ છીએ. તે ઉપરાંત જીવ્હા, હૃદય તથા નાભિ પર્યંતના પ્રદેશનો ઉપયોગ થાય છે. વિવિધ સ્થાનોમાં વિવિધ વિકારો હોય છે. તો તે તે વિકારો વાણીમાં અનુસ્યુત હોવાથી તેટલે અંશે વાણી અપૂર્ણ હોય છે. પૂર્ણ વિકાસને પામેલો હૃદયાકર્ષક સુંદર સુર શરીરના વિવિધ યંત્રોની પૂર્ણતાને જ સૂચવે છે. માટે સ્વરને સુંદર પૂર્ણ વિકાર-વાળો બનાવવો એજ તે સર્વ શારીર યંત્રોની નિરામયતાને અનાયાસે લાવી મુકે છે.

કોઇને શંકા થશે કે ગાયનના શોખીલાં સ્ત્રી પુરૂષોમાંથી ઘણાં એવાં જોયાં છે કે તે ક્ષયપક્ષ થઇ જાય છે. વ્યભિચારાદિ દુષ્ટ દુર્વ્યસનમાં લુબ્ધ થઈ જાય છે, તેનું કેમ ? વાસ્તવિક વિચાર કરતાં સૂક્ષ્મ બુદ્ધિવાળાને જણાયા વિના નહિ જ રહે કે સુરની પૂર્ણ કરવાથી તો માત્ર નિરામયતાની જ પ્રાપ્તિ થએલી હોય છે. નીતિની ભ્રષ્ટતા, ધર્મે [illegible] અશ્રદ્ધા, દુષ્ટ સંગતિ, અત્યાચાર ને ગાવામાં પણ અતિમાત્ર યોગ એજ તેવા મનુષ્યોના જીવનને ગગડાવી મુકનાર પ્રબળ સાધન હોય છે. જીવનબળની કમાઈ શત મુદ્રા કરે છે તો આવા આચારથી વ્યય લક્ષાવધિ કરે છે. એટલે દેવાળું નીકળે તેમાં શી નવાઇ ? અન્ય કારણથી દેવાળાં નીકળતાં દેખાય છે તે કારણોને દૂર રાખવાથી ઉચ્ચ આશય જીવન વિશુદ્ધિનો થયા વિના રહે તેમ નથી. તો આપણા સુરનો પૂર્ણ વિકાસ પ્રાપ્ત કરવાના સાધનો પ્રતિ લક્ષ કરીએ.

## પ્રથમ અધ્યાય.

અભ્યાસકને સામાન્ય સૂચનાઓઃ –

૧ આપણી પાસે આ કાર્ય કરતા પૂર્વે જેમાં આપણું સ્વચ્છ સુંદર પ્રતિબિંબ પડે તેવો મોટો આરસો રાખવો. પ્રયોગ માત્ર આપણે આરસામાં જોતા જોતા કરવા. પ્રયોગ

કરતી વખતે સીધા ટટાર ઉભા રહેવું. આરસામાં જોવાથી આપણું શરીર કેવી વ્યવસ્થામાં ગોઠવાયું છે. તેનો વિચાર કરાશે અને બની શકે તેટલે અંશે સુવ્યવસ્થિત તેને કરાશે. ગળાની નસો તેમજ મુખની, નાકની, આંખોની કપાલની ભ્રકૂટિની શી શી વ્યવસ્થા થાય છે તે પણ સમજાશે. આ સ્થાનોમાં અત્યંત વિરૂપતા થતી અસાવધાનતાથી એટલી બધી આવી પડે છે કે શ્રોતાઓને ત્રાસ થાય છે. આ વિરૂપતાનું વાસ્તવ સ્વરૂપ જોતાં તે ગાનારને પણ જાણતાં કે અજાણતાં હાનિ જ કરે છે. એ હાનિ વિરૂપતાના સ્વરૂપને ધારણ કરીને બહાર પ્રતિત થાય છે. કુદરતી વિકાસ જીવનની વિશુદ્ધિ કરતો સુંદરતા રૂપે જ બહાર ધસી આવે છે, એ વાર્તા ખુબ ધ્યાનમાં રાખવાની છે. ખાસ યાદ રાખવાનું છે કે તેટલે અંશે આ વિરૂપતાની ઝીણામાં ઝીણી કળાને પકડી પકડીને દૂર કરવા આપણે સાવધાનતા પૂર્વક પ્રયાસ કરીશું તેટલે જ અંશે આપણા સ્વરના વિકાસની પૂર્ણતા સિદ્ધ થવાની છે. તેટલે અંશે નિરામયતાની પૂર્ણતા સિદ્ધ થવાની છે. તેથી ખામી માત્રને વીણી વીણીને દૂર કરવાના હેતુપૂર્વક આરસામાં પ્રયોગ કરતી વખતે જોતા રહેવું.

દરેક વ્યક્તિને પોતાના જેટલું વહાલું અન્ય ભાગ્યે જ હોય છે. પોતાની પ્રતિમાને આરસામાં દેખીને જીવન કમલ પત્રો હૃદય મંદીરમાં ખીલી ઉઠે છે. તેનો સુવાસિત પરિમલ આખા શરીરનાં અણુએ અણુમાં પસરી રહે છે. એ સ્થિતિ આ પ્રયોગમાં અત્યંત હિતાવહ છે. શરીરની ઉપર પ્રમાણેની સ્થિતિ સિદ્ધ કરીને મનની સ્થિતિ દ્વારા શરીર ઉપર અમુક પ્રકારની અસર કરવાની જરૂર છે. શરીરના કોઈ પણ ભાગને બળાત્કારથી આકાશના કોઇ પણ ભાગ સાથે જકડીને બાંધી રાખ્યું હોય તેવા જડત્વનો અનુભવ ન્યૂનાધિક અંશે ખાસ અપરિચિત સ્થાનોમાં થાય છે. આ જડત્વને નિશ્ચયબળના આચંકાથી ખંખેરી નાંખવું. શરીરના કોઇ પણ ભાગને કોઈ પણ રીતે લેશ પણ બંધન નથી. શરીરના દરેક ભાગમાં આનંદમય ચૈતન્ય ભર્યું છે, અને તેમાં અનંત વૃદ્ધિ કરવાના ભંડાર સાથે જોડવા અર્થે તેમાં નહેરો છોડી મુકવાની તૈયારીઓ થઈ રહી છે એ વિચારપૂર્વક શરીરમાં લઘુતાનું તથા બલનું ભાન સ્થિર કરી તે પૂર્ણ સ્વતંત્ર છે તેવા વિચારને સ્થાપી દેવો. પરિણામી પ્રતીતિ મુખ ઉપર સ્મિત, સંતોષ તથા સુંદરતા રૂપે થશે. કોઈ વખતે આનંદના મોજાં જોરથી ઉછળશે. તે વખતે હર્ષની હેલીમાં સર્વ સંગીઓને વિવશ બનાવીને પરમાનંદ સમુદ્રમાં ઘસડી જશે. જે પ્રકારનો સ્વર તેજ પ્રકારની જીવન વિકાસની સ્થિતિ તથા આવેશ હોય છે.

આ કારણથી કંઠરવ તથા વાદિત્રાદિ સાધનોની યોજના ગોઠવીને સમય પરત્વે રાગ રાગણીઓના ઉપયોગથી ભારે રોગોની શાન્તિ કરવાના પ્રયોગો થઇ શકે તેમ છે.

૨. અવાજ નીકળવામાં વાયુ સાધનરૂપે છે. આ વાયુ શરીરાંતર્ગત સંબંધી પ્રાણ આદિ શબ્દથી વ્યવહારાય છે. તે પ્રાણનું નિયમન કરવાની કળા પ્રાણાયામ નામથી પ્રસિદ્ધ છે. આરંભક અભ્યાસ કે પ્રયોગ કરતી વેળાએ ધીરેધીરે વાયુને અંદર ભરવો આ ક્રિયામાં નાનો નાનો જથો એક પછી એક અંદર આવે એ પ્રમાણે લેતા જવો. દરેક જથો અંદર લીધા પછી માત્ર સહેજ સાજ શ્વાસ લેવો એટલે થાકી જવાશે નહિ; અંદર લેવાને પવનનો જથો જેમ બને તેમ નાનો લેવાથી જે અવકાશ તે રોકે છે તેના બદલામાં અંદરના ભાગમાં ભીંડ થવાથી તેમજ અંદરનો પ્રાણ બહારના વાયુ કરતાં વિશેષ ઉષ્ણ

હોવાથી તે બહાર નીકળવા ધક્કો મારીને તે ઉચે ચડે છે માટે અંદર એકદમ ગળવામાં આવે તો તેના સામે અંદરથી સ્થાન ભ્રષ્ટ થએલો શ્વાસ પણ અત્યંત મોટા જથ્થામાં બહાર નીકળે છે, તે સમયે શ્વાસનલિકા યંત્રમાં એટલો ભારે ઘસારો કરી મૂકે છે કે અંતરાશ જવી કે ઉધરસ આવવી શરૂ થઇ જાય છે. તેથી પ્રસન્નતાનો ભંગ થઇ વિવશ થઈ જવાય છે માટે પવન તથા શ્વાસ જેમ બને તેમ નાના પ્રમાણમાં લેવાથી લાભ છે, પણ તે પ્રમાણ એક સરખાં હોવાં જોઈએ.

આરંભમાં લગભગ ઘણું કોમળ સ્વરનો પ્રયોગ કરવો. એમ કરવાથી પહેલી કલમમાં બતાવેલા હેતુઓ તે અનાયાસે સરે છે. વળી સ્વરના છેક ઉચ્ચ અંગ કે છેક નીચા અંગને નહિ લેતાં તેના જે મધ્યમ અંગો છે તેનો ઉપયોગ વિશેષ કરવો. જેમકે 'સારીગમ'માં જે અત્યંત ઉંચો નિષાદ તેમજ અત્યંત નીચો ષડજ આરંભમાં લેવાથી શ્રમ વિશેષ પડે છે માટે મધ્ય સ્વરથી વિશેષ સરલ પડે છે. અભ્યાસકને માટે આ વિષયમાં પરિચય કરાવવા માટે દૃષ્ટાંતરૂપે કેટલાક ક્રમ હોય છે. ભિન્ન ભિન્ન જ્ઞાતાઓ ભિન્ન ભિન્ન વિદ્યાર્થિઓને માટે ભિન્ન ભિન્ન ક્રમની રચના કરે છે. તેમની આ એક રચના છે. એક પછી એક ક્રમમાં આગળ ચલાય તેમ તેમ તેમ દરેક ક્રમમાં ખાસ અંતિમ વિભાગમાં જે સ્વરનો ઉપયોગ કરવો તે સ્વર ભરેલો હોય તેવો બનાવવો સ્વરને કાંતી નાખતા હોઇએ તે પ્રમાણે વાણીયંત્રનો સંકોચ થવાદેવો નહિ. યંત્ર સંકોચાવવાથી અંદર ઘસારો પડી હાનિ થાય છે તે કદી જ થવા દેવી નહિ.

( અપૂર્ણ )

દુર્ગેશ્વર નટવરજી ત્રિવેદિ, બી. એ.

---

# સ્ત્રીઓની પરાધીનતા.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૩ થી. )

કેટલાક તરફથી એવો પ્રશ્ન કરવામાં આવે છે કે સ્ત્રી પુરૂષને સમાન અધિકાર મળવાથી ઘરસંસાર સારી રીતે ચાલશે ખરો ? કોઈ પણ રીતે બેમાંથી એકનું ઉપરીપણું તો જોઇએ જ; તે સિવાય વ્યવહાર ચાલે જ નહિ. ઉત્તર એ છે કે બધી બાબતોમાં બેમાંથી એકને પ્રાધાન્ય આપવાની જરૂર જણાતી નથી. પત્યાળો વેપાર કરનાર ધંધાદારીઓને બેમાંથી એકને પ્રાધાન્ય આપવાની જરૂર પડતી નથી. પતિ અથવા પત્ની બેમાંથી એક જે બાબતમાં વિશેષ માહિતગાર હશે તે બાબતમાં તે છેવટનો નિર્ણય કરશે. સાધારણ રીતે પત્ની કરતાં પતિનું વય વિશેષ હોય છે. દ્રવ્યની પ્રાપ્તિ પણ સામાન્ય રીતે તે જ કરે છે. આથી કરીને સંસારને લગતી મહત્વની બાબતોનો ફેંસલો પતિના જ હાથમાં છે અને રહેવાનો જ. જેનું ચારિત્રબળ અને મનોબળ અધિક હોય તેનું જ આધિપત્ય આપોઆપ થઈ જાય એમાં સંદેહ નથી. જો પતિપત્ની વચ્ચે પ્રેમ, ભક્તિ અને વિશ્વાસ હોય તો બેઉની સમાનતા છતાં પણ ગૃહકર્ય નિર્વિઘ્ને ઘણે ઠેકાણે ચાલે છે તેમ બધે ચાલ્યા કરશે. જો એક બીજા ઉપર ઘૃણા અને અવિશ્વાસ હોય તો બેઉનું જીવન સાક્ષાત નરકમય બનાવવા કરતાં છૂટાં પડવું વધારે હિતકર છે.

અસમાનતાના ધોરણપર બંધાયલા લગ્ન-સંબંધ એકલી સ્ત્રી જાતિને દુઃખપ્રદ છે, એટલું જ નહિ પણ પુરુષ જાતિની પણ માનસિક અને નૈતિક અધોગતિ કરે છે અને તેમની સંતતિને પણ યોગ્ય કેળવણી આપી શકાતી નથી. જેમને અનિયંત્રિત અધિકાર ચલાવવાની સત્તા મળે છે તેઓ લગભગ હમેશાં અહંકારવશ થાય છે. ક્રમેક્રમે પાશવ, તામસિક વૃત્તિઓને વશ થઇ નિષ્ઠુર થઇ જાય છે. તેની છાપ બાળકોના કુમળા સંસ્કાર-ગ્રાહી મગજ પર પડતાં તેઓ ક્ષમાશીલ, ન્યાયપરાયણ સંયમી અને ઉદાર વૃત્તિનાં થતાં નથી. જનસમાજને ન્યાયના આધાર પર સ્થાપિત કરવી હોય તો કુટુંબની વ્યવસ્થા ન્યાયમૂલક એટલે સમાનતાના ધોરણ ઉપર રચવી જોઇએ. એ ઉપરથી સૂચિત થાય છે કે સ્ત્રીજાતિને માટે સાર્વજનિક જીવનનો માર્ગ મોકળો થવાથી તેઓ લગ્ન નહિ કરે અથવા સ્ત્રીધર્મનું પાલન નહિ કરે એવી શંકા બીલકુલ પાયા વગરની છે.

**અધ્યાય ત્રીજો.**

સ્ત્રીજાતિને સાર્વજનિક કાર્યથી વિમુખ રાખવાનું ખાસ કારણ એ છે કે પુરૂષવર્ગ તેમને પોતાની હકુમત નીચે જ હમ્મેશ રાખવાનું પસંદ કરે છે. સ્ત્રીઓની માનસિક અને નૈતિક શક્તિઓ વિષે જૂદા જૂદા દેશોમાં ઘણા અસત્ય સિદ્ધાન્તો પ્રચાર થવા પામ્યા છે. સ્ત્રીજાતિને સહજ તક મળતાં તેઓ રાણી, સેનાપતિ, કવિ, લેખક તરીકે બુદ્ધિબળ અને મનોબળનાં વિકટ કાર્યોમાં ફતેહ મેળવી શકે છે એવું ઇતિહાસ સિદ્ધ કરી બતાવે છે. ઘણા અર્ધશિક્ષિત અથવા તદ્દન અનક્ષર પુરુષોને રાજકાર્યમાં મત આપવાનો અધિકાર છે. ત્યારે શું કારખાનાના મજૂરો અથવા બીજા અભણ પુરૂષો જેમને "વોટ" શબ્દ પૂરો બોલતાં નથી આવડતો એવા બળદ જેવા પુરષો કરતા પણ શું વિદ્વાન સ્ત્રી ઉતરતી છે? અને જો ખરેખર તે ઉતરતી જ હોય તો કુદરતી રીતે તે ઉચ્ચ સ્થાન નહિ પ્રાપ્ત કરી શકે. પણ તેમને, તેમની બુદ્ધિનો ઉપયોગ કરવાની મુદ્દલે તક ન આપવી અને કહેવું કે તેઓ કુદરતી રીતે અયોગ્ય છે એ સ્ત્રીજાતિ તથા જનસમાજ તરફ અન્યાય થાય છે અને તેથી બેઉનું અહિત થાય છે. જો સ્ત્રી અને પુરુષનું હિત અને સ્વત્વ એક હોય તો તેમને રાજકાર્યમાં પોતાની ભાગીદાર કરવાથી પુરુષવર્ગને નુકસાન નથી. જો પ્રથક્ હોય તો સ્ત્રીઓને તેમના હક અને સ્વત્વના રક્ષણ માટે તેમને અધિકાર આપવો એમ ઇન્સાફની નજરથી કહેવું પડે છે. પ્રથમ કહેવામાં આવ્યું છે કે સ્ત્રીઓની કુદરતી શક્તિઓ કેટલી અને કેવા પ્રકારની છે તે કહેવાનો દાવો કોઇથી થઈ શકે એમ નથી. પરંતુ ભૂતકાળના અને વર્તમાન કાળના અનુભવો ઉપરથી એવા અનુમાન પર અવાય છે કે કેટલાક સાર્વજનિક ગુણોમાં સ્ત્રીજાતિ પુરૂષથી શ્રેષ્ટ છે અને તેવા ગુણોની જે કાર્યમાં જરૂર રહે છે તેવા કાર્યમાં તેઓ જરૂર વિજય મેળવી શકે છે.

દાખલા તરીકે સ્ત્રીજાતિમાં દયા અને પ્રેમ વિશેષ હોય છે. આ ગુણની ન્યાય કાર્યમાં તથા બીજાં સાર્વજનિક કાર્યમાં બહુ જરૂર પડે છે. વળી તેમનામાં લાગણીનો જુસ્સો અધિક પ્રમાણમાં હોય છે. અલબત્ત ભાવપ્રધાન મનુષ્યો કેવળ લાગણીને વશ થઇ કોઇ કોઇવાર ભૂલ કરી બેસે છે તો પણ જુસ્સાવાળાં મનુષ્યો વિકટ કાર્યોનો સપાટાબંધ નિકાલ લાવી દે છે. વળી તેઓની બુદ્ધિ પુરુષ કરતાં વધારે તીક્ષ્ણ છે. તેઓ અપરી, ગૂંચવણ

ભરેલી બાબતો ઝટ સમજી જાય છે અને કેવળ નિયમો અને કલ્પનાઓને વશ થતી નથી. સ્ત્રીઓ એક વિષયમાંથી બીજા વિષયમાં જલદી પ્રવેશ કરી શકે છે અને વિચાર કરવાની સારી શક્તિ પણ ધરાવે છે. આવા ગુણવાળી જે સ્ત્રીઓ હોય તેમને સાર્વજનિક કાર્યથી દૂર રાખવી એ મહા વિનાશક નિયમ છે.

સ્ત્રીઓએ કેવળ ગૃહકાર્યમાં જ રચ્યાં પચ્યાં રહેવું જોઈએ તથા પોતાના પતિની સેવા સિવાય અન્ય કાર્યમાં તેમણે હાથ નહિ ઘાલવો જોઈએ એવી ધર્મશાસ્ત્રની આજ્ઞા છે એવી દલીલ કેટલાક કરે છે. પણ ખરૂં જોતાં જણાય છે કે જે બાબતો તર્ક અને સમીક્ષાની આગળ ટકી શકતી નથી તે બધી બાબતોના બચાવ માટે ધર્મની ખોટી ઢાલ ધરવામાં આવે છે. ધર્મશાસ્ત્રોમાં તો હિતકર અને અહિતકર એવી ઘણીએ બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે કેમકે જે સમયે તે શાસ્ત્રો રચાયાં તે સમયે એ બાબતો પ્રચલિત હતી અને સ્મૃતિકારો ઘણા બુદ્ધિમાન છતાં તેઓ પોતાના આવરણો (limitations) થી મુક્ત થઈ શકયા નથી માટે એવાં શાસ્ત્રોની આજ્ઞા સર્વત્ર પ્રમાણભૂત ગણાય નહિ.

જો સ્ત્રીજાતિને સ્વતંત્રતા આપવામાં આવે તો તેથી જનસમાજને શો લાભ છે ? હાલમાં સ્ત્રીઓ તરફ જે અણઘટતી વર્તણુક ચલાવવામાં આવે છે તે બંધ થશે.

અધ્યાય ચોથો.

હાલમાં પુરૂષોમાં જે મિથ્યાભિમાન અને સ્વાર્થપરાયણતા જોવામાં આવે છે—કેમકે ઘણાખરા પુરુષો માને છે કે સ્ત્રી તેમની સેવા કરવા માટે જ નિર્માણ થઇ છે—તે અધમ ભાવનાઓ નિર્મૂળ થશે. ગૃહસ્થજીવન પ્રેમ, ન્યાય અને સૌમ્યતાની પાઠશાળા રૂપ થઈ થશે. અને તેથી દરેક કુંટુંબ સમાજનું ભૂષણ અને આધાર રૂપ નીવડશે.

સંસારમાં વિચારકો, સુધારકો અને રાજનીતિજ્ઞ તથા સાચા સેવકની હમેશાં તંગી જ હોય છે. કેમકે અડધાં મનુષ્યોને અત્યાર સુધી આ પ્રદેશમાંથી બાતલ રાખવામાં આવ્યાં છે. સ્ત્રીઓને સાર્વજનિક કાર્યોમાં દાખલ કરવામાં આવે તો તેમના વડે ઉપર કહી તે તંગી કેટલેક અંશે દૂર થશે અને સંસારને તેથી વિશેષ લાભ થશે. એક તો હાલમાં સ્ત્રીઓની કુદરતી શક્તિઓનો વિકાસ ન કરતાં તેમને ગુંગળાવી નાખે છે અથવા તો વસ્ત્ર, ઘરેણાં એવી નજીવી બાબતોમાં તેમનું ચિત્ત પરોવાયલું રહે છે. સ્ત્રીઓ પચાસેક વર્ષની વયે પોતાનાં પુત્ર પુત્રીઓને ઉછેરવાના કામમાંથી જ્યારે મુક્ત થાય છે ત્યારે તેમને માટે કશું ઉપયોગી કાર્ય ન હોવાથી તેમનું શેષ જીવન છેક બોજારૂપ થાય છે.* વળી કેટલીક સ્ત્રીઓ અમુક કારણને લીધે આખી જિંદગી કુંવારી રહે છે. તેથી સ્ત્રીઓને સાર્વજનિક કાર્ય કરવાની છૂટ આપવાથી બહુ લાભ છે. બધી સ્ત્રીઓને ઘર કામમાંથી થોડી ઘણી ફુરસદ તો મળે છે જ. વધારે કેળવાએલી સ્ત્રીઓ ધારે તો વધારે અવકાશ મેળવી શકે આ બધો સમય સંસાર સેવાના કામમાં તેઓએ ગાળવો જોઈએ.

જ્યારે સ્ત્રીઓને માટે સાર્વજનિક કાર્ય અયોગ્ય નહિ મનાય ત્યારે તેમને કેળવણી પણ પુરુષોના જેવી ઉંચા પ્રકારની, ગંભીર અને ઉપયોગી આપવી પડશે. આમ થવાથી ભણેલા લોકોનો ગૃહસંસાર હાલ છે તે કરતાં પણ અનેક ગણો સુખપ્રદ નીવડશે. કોઈ એવી શંકા કરશે કે પતિ પત્નીના રાજકીય વિચારોમાં મતાંતર થતાં તેમની વચ્ચે કલહ

* અલબત, આપણા દેશની પચાસ વર્ષની સ્ત્રીઓ નવરી નથી જ બેસતી. તેઓ પોતાના દીકરાની વહુઓની ઉપર " ઈન્સ્પેક્ટર જનરલ "નું કામ કરે છે.

નહિ ઉત્પન્ન થાય ? પણ એમ થાય તેવો સંભવ નથી. કેમકે સ્ત્રી પુરૂષ બેઉ સામયિક વિષયો ઉપર જાહેરમાં ચર્ચા કરતાં થશે એટલે જેઓ એક મતનાં હશે તેઓ અરસપરસ લગ્ન કરશે. વળી હાલ જોઈએ છીએ કે પતિ પત્નીનાં વિચાર ધર્મ અને સંસાર સુધારાની બાબતમાં જુદા અથવા વિરૂદ્ધ હોય છે તેમ છતાં પણ તેઓ જો સમજુ અને ઉદાર હોય છે તો તેમનો ગૃહસંસાર પરમ શાંતિ અને સુખમાં ચાલ્યો જાય છે.

સ્ત્રીઓને સ્વતંત્રતા આપવાથી એક બીજો લાભ છે. તેઓ પોતાની કિંમત-પોતાનું મહત્વ સમજતી થશે તેથી વિશેષ ગંભીર થશે. જીવનની ઉપયોગીતા પણ સમજવા માંડશે. પુરૂષ પણ મનુષ્ય જીવન તરફ વધારે માનભરી લાગણીથી જોતો થશે.

જ્યારે સ્ત્રીઓની સ્વાધીનતાનો વિષય ચર્ચાય છે ત્યારે કેટલાક લોકો ઘણી નકામી, મૂર્ખાઇ ભરેલી દલીલો બતાવે છે. તેઓ કહેવા લાગે છે કે સ્ત્રીઓ તો પરાધીનતામાં સુખી છે. માત્ર પુરૂષો સ્ત્રીઓને તેમની ફરજ સમજાવે એટલે બસ. એકતો આ દલીલ જ નિરાધાર છે અને કદાચ સત્ય હોય તો પુરૂષો આ સરતે સ્ત્રીઓના અધિકાર નીચે રહેવા ખુશી છે ? જે અવસ્થા હાલ સ્ત્રીઓની છે તે અવસ્થામાં રહેવા તેઓ ખુશી છે ખરા ? ટૂંકામાં જે જે દલીલો ગુલામી તથા અનિયંત્રિત રાજપદ્ધતિનો બચાવ કરવા માટે કરવામાં આવે છે તે સઘળી દલીલો અત્રે પણ રજૂ કરવામાં આવે છે. આપણે જબરદસ્તીની રીતિ બહુ વખત સુધી પાળી ચૂક્યા. હવે જરા ન્યાયી થઈશું કે નહિ ?

**ઉપસંહાર.** જૉન સ્ટુઅર્ટ મીલના વિચારોનો આ સંક્ષિપ્ત સારાંશ છે. " સ્ત્રીઓની પરાધીનતા નામનું પુસ્તક ૧૮૬૭ માં પ્રકટ થયું. આખા યુરોપમાં અને ખાસ કરીને ઇંગ્લાંડમાં તેણે ઘણી અસર કરી છે. સ્ત્રીઓની કેટલીક અડચણો દૂર થઇ છે.× તેઓને કેટલેક અંશે સ્વાધીનતા આપવામાં આવી છે પાર્લામેન્ટની બાબતમાં " વોટ " ને માટે સ્ત્રીઓ લડત ચલાવે છે તેમાં પણ જતે દહાડે તેમને વિજય મળશે એવાં ચિહ્ન દેખાય છે.

---

## संसारबद्ध जीवनुं कथन.

અજ્ઞાને કીધેલાં પાપો, તેને પસ્તાવાથી કાપો;
તે પસ્તાવો કરશું ક્યારે ? કાલે, કાલે, ભાઈ ! કાલે.
મોહ તણા અગ્નિથી બળીએ, હરિના નામ થકી ઉગરીએ;
તે હરિનામ લઈશું ક્યારે ? કાલે, કાલે, ભાઈ ! કાલે.
જીવન તો નિશ્ચે છે ટૂંકું, મૃત્યુ માથા પર ગડગડતું;
વિચાર તેનો કરશું ક્યારે ? કાલે, કાલે, ભાઇ ! કાલે.

---

× દાખલા તરીકે ઇંગ્લંડની કેટલીક યુનીવર્સીટીઓમાં બી. એ ની પરીક્ષા પાસ કર્યા છતાં સ્ત્રી ઉમેદવારોને બી. એ. ની પદવી આપવામાં આવતી નહોતી. હવે તે પ્રથા નીકળી ગઇ છે. હજી તેમને વકીલાત કરવાની સનંદ આપવામાં આવતી નથી.

ધન, વૈભવ છે મિથ્યા માયા, સદ્વ્યય કીધો તે જ કમાયા;
માટે દાન દઇશું કયારે ? કાલે, કાલે, ભાઇ ! કાલે.
માંદાં, દુ:ખીઆં કૈંક બિચારાં, બાપ વિના બાળક ટળવળતાં;
તેની વ્હારે જઇશું કયારે ? કાલે, કાલે, ભાઈ ! કાલે.
ખેલ નવો "દિલકશ" થાનારો, જોવા મળશે લોક હજારો;
તે જોવાને જઇશું કયારે ? આજ, આજ, ભાઇ ! અત્યારે.
મંજાળી ગાનારી આવી, રાગ રાગણી મનહર લાવી;
તે સુણવાને જઇશું કયારે ? આજ, આજ, ભાઇ ! અત્યારે.
માન ભરેલી પદવી મોંઘી, ધન ખર્ચીને પણ તે લેવી;
તે ધનરાશિ દઇશું કયારે ? આજ, આજ, ભાઇ ! અત્યારે.
કોઇ બિચારે સ્હેજ બગાડયું, તેને માફી લેશ ન આપું;
શિક્ષા તેને કરશું કયારે ? આજ, આજ, ભાઈ ! અત્યારે.
નાત વરા, ભારે વરઘોડા, મુંજરા, નાચ તણા માંડવડા;
તેમાં ધન ખરચીશું કયારે ? આજ, આજ, ભાઇ ! અત્યારે.

સ્વામી વિજ્ઞાન ભારતી.

---

## हालनी केळवणीनुं स्वरुप.

ભરતખંડની પ્રજાને યુરોપની પદ્ધતિથી કેળવણી આપવાની શરૂઆત થયાને સાઠ વર્ષ થવા આવ્યાં છે. ઓગણીસમા સૈકાના આરંભમાં ભરતખંડનાં બાળકો તેના દેશની વંશ પરંપરાથી ચાલી આવેલી રીત પ્રમાણે વિદ્યાભ્યાસ કરતાં. ત્યાર પછી પાદરીઓએ અંગ્રેજી શાળાઓ સ્થાપવા માંડી. સરકારે તે વખતે કેળવણીનો વિષય પોતાના હાથમાં લીધો ન હતો.

**નવી કેળવણી**

ઇ. સ. ૧૮૫૪ ની સાલમાં કેળવણીખાતાં સ્થપાયાં. વાંચનમાળાઓ રચાઇ, સરકારી હાઇસ્કૂલો તથા કૉલેજો ઉઘડી-ટૂંકામાં લૉર્ડ મૅકૉલેની સૂચના મુજબ આ દેશની કેળવણીની પદ્ધતિને ફેરવી નાંખી યુરોપને ધોરણે અહિંની પ્રજાને (!) કેળવવાની શરૂઆત થઇ. સંસ્કૃત અને ફારસી, અરબ્બીને બદલે હિંદુસ્તાનનાં બાળકો અંગ્રેજી શીખવા લાગ્યાં. એટલુંજ નહિ પણ બધા વિષયો અંગ્રેજી ભાષામાં જ શીખવા લાગ્યાં. ઇ. સ. ૧૮૫૭ ના બળવા પછી અગર લગભગ તે જ અરસામાં યુનિવર્સિટીઓની સ્થાપના થઇ. તેમનાં ધોરણ પણ કેમ્બ્રીજ, ઑક્સફર્ડ એવી પાશ્ચાત્ય યુનિવર્સિટીનાં ધોરણ મુજબ રચાયાં. ઇ સ. ૧૮૫૯ માં મુંબઇ ઈલાકાના યુવાનો બી.એ. અને એમ. એ. ની માનભરી પદવી પામવા લાગ્યા. શરૂઆતમાં દર વર્ષે ત્રણ ચાર જણ બી. એ. થતા તેને ઠેકાણે હવે ત્રણસો ચારસો જુવાન છોકરાઓ બી. એ. થાય છે. આટલે સુધી કેળવણીનો ફેલાવો થયેલો છે. હિંદુસ્તાનની પ્રજાને યુરોપની પદ્ધતિએ કેળવવાનો પ્રયોગ સાઠ વર્ષ થયાં ચાલુ છે. હવે એ પ્રયોગનું પરિણામ શું આવ્યું તે જોવાનો આપણને હક્ક છે. આ નવી કેળવણીથી ભરતખંડની પ્રજાની

શારિરિક, માનસિક, નૈતિક સ્થિતિ હતી તે કરતાં વધારે સારી થઇ કે નહિ, તેમની જિંદગી વધારે સુખી થઇ કે નહિ, બીજી પ્રજાઓની હારમાં ઉભા રહેવા તેઓ લાયક થયા કે નહિ એવા સવાલ જો નવી કેળવણીના આપનારાઓને પૂછીશું તો તેમનાથી એમ તો નહિ જ કહેવાય કે હજી શરૂઆત છે, હજી વધારે સમયની જરૂર છે; કેમકે સાઠ સાઠ વર્ષ થયાં આ નવી કેળવણી અપાય છે. તેની પાછળ સરકારના અને છોકરાઓનાં માબાપના લાખો રૂપીઆ ખર્ચાય છે. તેનું પરિણામ શું આવ્યું તે અમારે હવે જોવું છે. અમારા દેશના યુવાનો કેવી કેળવણી પામે છે, સંસારમાં જીવવા માટે તેઓ કેવી યોગ્યતા મેળવે છે તે અમારે જાણવું છે. કેમકે અમારા દેશની ચઢતી પડતીનો આધાર—અરે! અમારા અસ્તિત્વનો આધાર અમારા યુવાનો અને યુવતીઓ—ભરતખંડનાં ભવિષ્યનાં માતા પિતાઓ ઉપર છે.

વાંચનાર! અમારી સાથે એકવાર યુનિવર્સિટીના મંડપ અગર આકરી પણ સાંચી ભાષામાં કહીએ તો ગરીબ બિચારા વિદ્યાર્થીઓના કતલખાના આગળ આવીને થોડી વાર ઉભા રહો અને પરીક્ષા આપીને બહાર નીકળતા વિદ્યાર્થીઓ તરફ જુઓ. ભરજુવાનીમાં આંખે ચડાવેલાં ચશ્માં, ગાલે પડી ગએલા ખાડા, સંકોડાયલી છાતી, કરમાયલી મ્હોંની કાંતિ, ચિન્તાથી, ઉજાગરાથી દીન અને ફિક્કા પડેલા ચ્હેરા—આ તમારા જુવાન દેશબાંધવોનો દેખાવ! આ શરીર ઉપર તમારી ભવિષ્યની મ્હોટી આશા અને મગરૂરી! આ તમારી ભરતખંડની ભવિષ્યની પ્રજા! કસાઈખાનાને જોઇ આંખે હાથ દેનાર માબાપો! તમારા ભરજુવાન દીકરાઓની દુર્દશા તમે ઉઘાડી આંખે જોઈ શકો છો? મંડપમાંથી નીકળતા વિદ્યાર્થીઓમાંથી કેટલાં થોડાના મ્હોં ઉપર રતાશ છે? કેટલા થોડાનાં છાતી અને ખભા ઉપસેલા છે? કેટલા થોડાના મ્હોં ઉપર જુવાનીનો ઉમંગ અને શક્તિ દીપી નીકળે છે? કેટલા થોડાની નાડીઓમાં તાજું, રાતું લોહી ઉછાળા મારી રહ્યું છે? અને જો તમારા જુવાનીઆઓના શરીરની આવી દુર્દશા હોય, જો તેઓ ભરજુવાનીમાં ઘરડા ખુસા થતા આવ્યા હોય તો તેમની કેળવણીમાં, ખોરાકમાં, રીતભાતમાં એવું શું છે કે જેથી તમારા દેશની ખીલતી વાડી તેના જુવાનીના પૂર બહારમાં કરમાઇને છિન્ન ભિન્ન થઇ જાય છે તેનો જરા વિચાર કરશો?

**વિદ્યાર્થીઓની દુર્દશા.**

કેળવણી પામેલા દરકોઈ પુરુષનો ચ્હેરો જોશો તો ત્યાં નિરાશા, ઉદાસીનતા મ્હોટે અક્ષરે છપાયલી નજરે પડશે. તેનામાં જીવનનો જુસ્સો નથી, બોલવામાં ઉલ્લાસ નથી અને બાહુમાં મર્દાની નથી. જ્યાં જુઓ ત્યાં નિરાશા અને નિરુત્સાહનો કાળો પડદો. એ નિરાશા ભરતખંડની પ્રજાનો વિનાશ સૂચવે છે. ઇતિહાસની આંખે તે સ્પષ્ટ દેખાય છે. શરીરની કમતાકાત માત્ર કેળવાયલાઓમાં નહિ પણ ભણેલા, અને અભણ બધાઓમાં સપાટાબંધ વધતી જાય છે. પચાસ વર્ષ ઉપર હિંદુસ્તાનનો સાધારણ માણસ જેવો હતો તેવો હાલનો માણસ નથી અને નવાં અવતરતાં બાળકોનાં શરીર તો જાણે કાગળનાં રમકડાં ન હોય! બંગાળાના લેફ્ટનેંટ ગવર્નર સર ચાર્લ્સ ઈલીયટ શું લખે છે તે જુઓ:—

**આગળના હાલ.**

" હિંદુસ્તાનની પ્રજાની શારિરિક ક્ષીણતા સરકારી અમલદાર વર્ગમાં બહુ જ સાધા-

રણુ અને ઉધાડી માલમ પડે છે; મજૂરીઆત વર્ગ પણ જેવું જોઇએ તેવું કામ આપી શકતા નથી; લશ્કરમાં નોકરી કરવા આવનાર સિપાઇઓમાં પણ ઘણા લશ્કરી નોકરી માટે નાલાયક માલમ પડવાથી સરકારને ગુરખા, બલુચ અને એવી બીજી પુષ્ટ જાતોમાંથી સિપાઇઓ પસંદ કરવાની જરૂર પડે છે. ”

એક બીજો સુપ્રસિદ્ધ અંગ્રેજ અધિકારી એવી ગણત્રી બહાર પાડે છે કે **હિંદુસ્તાનની વૈયતનો ૫ા ભાગ દિવસમાં માત્ર એક જ વાર ખાઈને જીવે છે.**× આ દેશની પ્રજાની આવી સ્થિતિ [illegible] ભણેલા લોકો કાંઇ વધારે સુખી નથી. નાદુરસ્ત તબીયત, જિંદગીની હાડમારી અને વ્યગ્રતા એ ત્રણ ઉપાધિઓથી તેમનું શરીર ચૂસાઇને ખાલી ખોખા જેવું થાય છે; તેમને હોશકોશ વગરના કરી નાંખે છે.

**ભણેલાઓ ઊંઘે છે.**

દેશની જ્યારે આવી દુર્દશા છે, જ્યારે સ્વજાતિનો વિનિપાત નજદીક આવતો જાય છે ત્યારે જેઓ કેળવણી પામ્યા છે, જેઓ સ્વદેશની સાચી સ્થિતિ જોઇ શકે છે, જેઓ સ્વદેશ પ્રત્યે પોતાની ફરજ સારી રીતે સમજે છે તેમણે શું હાથ જોડીને બેશી રહેવું જોઇએ? વખતનું કામ વખત કરશે એવો નમાલો ઉત્તર તેમણે આપવો જોઇએ? અથવા પોતાનાં સ્ત્રી, છોકરાંને પોષવામાં અને બાપની ઉત્તરક્રિયામાં તથા પુત્ર પુત્રીના લગ્ન પ્રસંગે સારા નાતવરા કરવામાં જ કૃતકૃત્યતા સમજવી જોઇએ? જેઓ અભણ છે, જેઓ જૂના જમાનાના છે તેમની હિંદુસ્તાન આશા નથી રાખતો. તેઓ તો હવે વાનપ્રસ્થાશ્રમને માટે જ લાયક છે. પણ ભણેલાઓ, ગ્રેજ્યુએટો શું કરે છે? તેઓ ઘાંચીના બળદની પેઠે આંખે પાટા બાંધી વટાએલે રસ્તે ફેરા હંકાય છે.? જેમને જ્ઞાન છે તેમની જવાબદારી વધારે છે અને જો આપણે જ્ઞાની છીએ એમ માનતા હોઇએ તો આપણે આપણી સ્થિતિનો વિચાર કરવો જોઇએ અને તેને સુધારવા પ્રયત્ન કરવો જોઇએ. જ્યારે વિશ્વમાં બધે જાગૃતિ આવી છે, જ્યારે બધા આગળ વધેલા દેશો ઉન્નતિ તરફ વેગબંધ પ્રયાણ કરે છે ત્યારે શું આપણે મૂઢ રહી શકીએ ખરા? નહિં જ. પ્રગતિના ઉત્સાહ ભરતા પવને હિંદની કેટલાક સૈકાથી નિશ્ચેષ્ટ થએલી પ્રજાને પણ હલાવી છે એ અલબત્ત ઘણું આશાજનક છે.

**લક્ષ્યબિન્દુ**

ભરતખંડ પાસેથી જગતને પ્રાચીનકાળમાં ઘણું મળ્યું છે. યુરોપ, અમેરિકા [illegible] જાપાન એવા સુધરેલા દેશો ભરતખંડના ઋણી છે. ભરતખંડના તત્વજ્ઞાને જગતમાં દિગ્વિજય કર્યો છે. એમર્સન, મેક્ષમુલર અને શોપનહૉર જેવા પાશ્ચાત્ય તત્વવેત્તાઓ જે ભરતખંડ તરફ પૂજ્યભાવથી જુએ છે તે ભરતખંડની પ્રજા પાસેથી હજી જગતને ઘણી આશા છે. એક વાર આપણે જગતના ગુરુ હતા અને હજી ધારીએ તો થઈ શકીએ તેવા છીએ. દરેક હિંદવાસીની ફરજ છે કે તેણે આ મહાકાર્યને માટે યોગ્યતા મેળવવી જોઇએ. યોગ્યતા વગર પ્રાચીન કાળની કીર્તિનું સ્મરણ કરીને ફુલાયા કરવાથી વિજય નથી પણ વિનાશ છે. આપણી તમામ શક્તિઓનો આપણે પૂર્ણ વિકાસ કરીએ, શરીરે બળવાન થઈએ, દૃઢ મનોબળ

× આ તથા લેખના બીજા કેટલાક ભાગ મૉડર્ન રિવ્યુના છેલ્લા અંકમાં પ્રગટ થએલા રા. બ. લાલા બૈજનાથના લેખને આધારે લખ્યા છે. એ લેખનો આ વિષય મર્યાદામાં છુટથી ઉપયોગ કર્યો છે.

પ્રાપ્ત કરીએ, આપણા ધર્મના ઉત્તમોત્તમ તત્વોને આપણા જીવનમાં ઉતારી લઇએ અને તેની સાથે પાશ્ચાત્ય સભ્યતાની ખુબીઓની આપણી પ્રાચીન સભ્યતાની ખુબીઓ સાથે મિલાવટ કરીએ ત્યારે જ આપણે યોગ્ય થયા કહેવાઇએ.

ઉપર જણાવી તેવી યોગ્યતા પ્રાપ્ત કરવી એ આપણું લક્ષ્ય બિન્દુ હોવું જોઇએ. તે સ્થિતિએ પહોંચતાં અટકાવનાર આપણામાં કયાં વિરોધી તત્વો છે તેની આપણે સમીક્ષા કરવી જોઇએ. આપણી હાલની સમાજમાં ત્રણ મ્હોટા દોષ બતાવી શકાય છેઃ (૧) શારિરિક ક્ષીણતા (૨) એકઠા મળી પદ્ધતિસર કામ કરવાની અને દીર્ઘકાળ પર્યન્ત ચાલુ યત્ન કરવાની શક્તિની ખામી, (૩) ઉચ્ચ આદર્શ, સત્ય ધર્મનું બળ અને જાતિભોગ એ ત્રણનો અભાવ આ ત્રણ આપણા મ્હોટા દોષ. એ ત્રણ આપણા મ્હા શત્રુ. આપણને બળવાન, વિજયી ન થવા દેનાર ત્રણ પ્રજાકીય કુલક્ષણ. એ ત્રણે દોષનો પ્રતિકાર માત્ર સંગીન કેળવણી વડે થઇ શકે છે એમ મનાય છે.

**કેળવણી એટલે શું?**

કેળવણીનો અર્થ અમુક અમુક પુસ્તકો ગોખવાં અને બરાબર ગોખીને યાદ રાખ્યાં છે કે નહિ તેની કસોટી કહાડનારી પરીક્ષાઓ પસાર કરી ગોખણ શાસ્ત્રની પદવીઓ પ્રાપ્ત કરવી, એવો થઈ શકે જ નહિ. બધા વિષયો કરતાં કેળવણીનો વિષય ઘણા ખરા દેશોમાં લોકો બહુ જ ઓછો સમજ્યા છે અને હિંદુસ્તાનમાં તો એ વિષયનું અજ્ઞાન સાર્વત્રિક છે. સાધારણ માણસો નહિ પણ હજી સાદા સારા ગ્રેજ્યુએટો અને ખુદ કેટલાક શિક્ષકો પણ કેળવણીની સાચી વ્યાખ્યા સમજી શકતા નથી. અમુક પરીક્ષા પસાર કરી છોકરો સર્ટીફિકેટ લાવે એટલે બાપ જાણે કે દીકરો કેળવાયો; પરીક્ષામાં અમુક ટકા પરિણામ આવે એટલે માસ્તર જાણે કે છોકરાને કેળવણી મળી. આવી સ્થિતિ આપણા દેશમાં શિક્ષણની છે. કેળવણી એટલે મનુષ્યમાં રહેલી શક્તિઓનો સંપૂર્ણ અને પ્રમાણસર વિકાસ. કેળવાયલો પુરુષ અને કેળવાયલી સ્ત્રી શરીરે મજબૂત અને તનદુરસ્ત હોવાં જોઈએ; તેમની ઇન્દ્રિયો મનોવૃત્તિઓ, લાગણીઓ કેળવાઇ, શુદ્ધ થઈ ઘણી જ સૂક્ષ્મ અને સંસ્કારયુક્ત થવી જોઇએ. આસ્તિક બળ, ઈશ્વર પ્રતિ પ્રેમ, સ્વદેશભક્તિ, આત્મસમર્પણ, ઉદારતા વગેરે ગુણોનો જેવો જોઇએ તેવો વિકાસ થએલો હોવો જોઇએ. વળી તેમનામાં એવું સામર્થ્ય હોવું જોઇએ કે તેમની આસપાસના સંજોગોનો તથા કુદરતની અનેક ગૂઢ શક્તિઓનો તેઓ પોતાના સુખ અને વિકાસ માટે ઉપયોગ કરી શકે.

**અસલની કેળવણી.**

કોઈ પણ જમાનામાં હિંદુસ્તાન કેળવણીની સંસ્થાઓ વગરનો હતો નહિ. અંગ્રેજી રાજ્ય સ્થપાયા પછી જ ખરેખરી કેળવણીની શરૂઆત થઈ એમ કેટલાક સ્વાર્થપરાયણ ઇતિહાસ લખનારાઓએ સમજાવ્યું હોય તો તેમની અને તેમના લખાણ ઉપર પૂર્ણ વિશ્વાસ મૂકનારની ભૂલ છે. કોઇ પણ યુગમાં ભરતખંડ અભણ દેશ હતો જ નહિ જે દેશની વિદ્યાકલાએ જગતનું માન સંપાદન કર્યું હતું તે આજ સુધી અજ્ઞાન અવસ્થામાં હતો એના જેવું હડહડતું જુઠાણું બીજું ભાગ્યે જ હોઇ શકે. અંગ્રેજી અમલ પહેલાંની ભરતખંડની કેળવણીની સંસ્થાઓ તેના સંગીનપણા માટે જાણીતી હતી, અને તેમાં થોડો જરૂરનો ફેરફાર કરી તેને નવું સ્વરૂપ આપીને તેની પુનઃ સ્થાપના કરવી તેમાં જ કેળવણીનો ઉત્કર્ષ છે.

પહેલાંના વખતમાં પણ ગામેગામ શાળાઓ હતી. તેમાં* છોકરાઓને જે પ્રકારનું શિક્ષણ આપવામાં આવતું, તે શિક્ષણ તે સમયની દેશની જરૂરીઆતો માટે બહુ જ યોગ્ય હતું. તેના વડે વિદ્યાર્થીઓ શરીરે નિર્બળ તથા કેવળ પુસ્તકીઆ નિવડતા નહિ પણ દુનિઆમાં પડવાને શરીરે અને બુદ્ધિએ બળવાન થતા. તે કેળવણી આપવા માટે છોકરાઓના માબાપને ખર્ચ નહિ જેવોજ થતો અથવા મુદ્દલે થતો નહિ એમ કહીએ તો ચાલે. તેઓને દર મહિને ફી આપવી પડતી નહિ અને રોકડા પૈસાને અભાવે અનાજ, ઘી એવી સામાન્ય ઉપયોગની વસ્તુઓ પણ આપી શકાતી. ઘણા ખરા લોક છોકરાઓના માસ્તરોને દરમહિને સીધાં મોકલતા તથા તેમને પ્રસંગે જમવા તેડતા. આજ ફક્ત તે સમયે છોકરાઓની કેળવણીનો ખર્ચ હતો. બ્રાહ્મણો તો એટલા ખર્ચમાંથી પણ મુક્ત હતા. તેમના છોકરાઓ પાસેથી દક્ષિણા કે સીધુ કશું લેવામાં આવતું નહિ. માત્ર શ્રીમંતલોકો તથા રાજાઓ પોતાના પુત્રોના શિક્ષકોને કિંમતી ઉપહાર આપતા, પણ હાલની માફક ગરીબ અને તવંગર સર્વને એક સરખી ફી આપવાનો અસ્વાભાવિક રિવાજ તે સમયે ન હતો. વળી તે વખતે વિદ્યાર્થીઓને જે વિષયોનો અભ્યાસ કરવામાં આવતો તે વિષયો શાળામાં જ છોડીને આપવા જેવા નિરુપયોગી ન હતા પણ વ્યવહારમાં કામલાગે તેવા ઉપયોગી હતા. તે તે વખતની કેળવણી વિદ્યાર્થીઓને કેવળ નોકરી ઉપર આધાર રાખ્યા કરતી ન હતી. તેમના શરીરનાં સત્વ ચૂસી લઇ તેમને ખાલી ખોખાજેવા કરતી ન હતી, આજના વિદ્યાર્થીઓની માફક " બે રોટલી ખાઉં છું પણ પચતી નથી " એવી ફરિયાદ તે વખતના રાતા ચોળ, લઠ્ઠ, બ્રહ્મચારી વિદ્યાર્થીઓ કદી કરતા નહિ તેમ તેઓના અભ્યાસ કરવાના ટેબલ ઉપર કૉડલીવર ઑઇલની શીશીઓ જોવામાં આવતી નહિ. અલબત્ત, તે સમયની કેળવણીની પદ્ધતિમાં કેટલીક અગત્યની ખામીઓ હતી, તે સમયે સ્મરણ શક્તિને હદઉપરાંત કેળવવામાં આવતી હતી. સ્વતંત્ર વિચાર શક્તિને જોઇએ તેવું સ્થાન ન હતું. પણ આટલું છતાં પ્રાચીન કેળવણી વડે સંગીન જ્ઞાન વાળા, પોતપોતાના ધંધામાં કુશળ અને દુનિયાદારીને માટે બાહોશ પુરુષો પેદા થતા. હાલના ગ્રેજ્યુએટોમાંથી ઘણા એવા નીકળી આવશે કે જેઓ સાહિત્ય, ધર્મ, વિજ્ઞાન અર્થશાસ્ત્ર એવા કોઇ પણ વિષય પર બુદ્ધિપૂર્વક ચર્ચા કરવા તદ્દન અસમર્થ છે, કૉલેજમાંથી મેળવેલા જ્ઞાનને જરાપણ વ્યવહારમાં મૂકી શકતા નથી.

અસલની કેળવણી અત્યંત સસ્તી હતી એ ઉપર કહેવાઇ ગયું છે. હાલમાં એક કૉલેજ સ્થાપવા માટે ઓછામાં ઓછું દશ પંદર લાખનું ફંડ જોઇએ. વિદ્યાર્થીઓ પાસેથી દર માસે ઓછામાં ઓછી પાંચથી દશ રૂપીઆની ફી લેવામાં આવે તે તો જૂદી. અસલની પદ્ધતિ પ્રમાણે ફંડ બંડની બિલકુલ જરૂર પડતી નહિ. શાસ્ત્રીઓ પંડિતો આજના પ્રોફેસરોની પેઠે પાંચસેં કે હજાર રૂપીઆના પગાર લેતા નહિ પણ પઠન પાઠન એ પોતાનો ધર્મ છે એમ તેઓ સમજતા. વિદ્યાર્થીઓને પોતાને મફત ભણવા માટે કોઈ જાતનું લાંછન લાગતું નહિ. હાલતો નિશાળમાં અગર કૉલેજમાં માફી વિદ્યાર્થીઓને લાચારી પૂર્વક અરજ કરવી પડે છે. વિલાયતમાં તો લગભગ સો વર્ષ ઉપર ફક્ત ભણનાર વિદ્યાર્થીઓને

* અલબત્ત, કન્યાકેળવણીને સાધન જેવાં જોઇએ તેવાં ન હતાં. છોકરીઓને કેળવણી મળતી ખરી પણ તેનાં દ્વાર જૂદાં હતાં.

નિશાળમાં કચરો વાળવો પડતો તથા એવાં બીજાં હલકાં કામ કરવાં પડતાં ભરતખંડમાં તો વિદ્યા વેચાયજ નહિ એ વાત મનાતી આવી હતી. શાસ્ત્રીઓને અને અધ્યાપકોને તેમના ભરણ પોષણ માટે બિલકુલ ચિન્તા રહેતી ન હતી. તેમને તથા તેમની શાળાને ઉત્તેજન અને સહાય આપવી એ તે વખતના શ્રીમંતો પોતાનું કર્તવ્ય સમજતા. સાધારણ સ્થિતિના માણસો પણ યથાશક્તિ દાન આપતા. લોકોના તેમના ઉપર આસ્તા અને સદ્ભાવ હતાં. તે કેળવણીથી વિદ્યાર્થીઓ મોજીલા, પતરાજીખોર, સ્વાર્થી થતા નહિ અને સમાજની જરૂરીઆતો માટે તે પદ્ધતિ બહુજ બંધબેસતી હતી.

સરકારી શાળાઓ સ્થપાયા પછી અસલી શાળાઓ અદૃશ્ય થઇ ગઇ છે. માત્ર નામું વગેરે વ્યાપારી વિષયો હજી કોઇ કોઈ ઠેકાણે શીખવાય છે અને સંસ્કૃત સાહિત્યના અભ્યાસ માટે કાશીમાં પાઠશાળાઓ છે. પણ જ્યાં છે ત્યાં તેઓ હજી સંગીન કામ કરે છે. ફક્ત નામાની શાળાઓ તરફ નજર કરીએ તો ત્યાં સોળ સત્તર વર્ષની ઉમ્મરના છોકરાઓ દાખલ થાય છે. એક કે બે વર્ષમાં નામામાં તથા એવા બીજા હિસાબી કામમાં તેઓ પાવરધા થઇ જાય છે. પછી તેઓ પોતે વેપારીના દીકરા હોય છે તો પોતાના બાપની પેઢીમાં કામ શીખે છે, અને નહિ તો બીજી પેઢીઓમાં થોડો વખત ટૂંકે પગારે 'ઉમેદવારી' કરે છે. તેમ કરવા માટે તેમને કોઇ પ્રકારની જામીનગીરી અથવા ભારે રકમ અનામત મૂકવી પડતી નથી. શરૂઆતમાં તેમને પચાસ રૂપીઆ વરસ દહાડે મળે છે. પછી ધીમે ધીમે તેઓ વધતા જાય છે. એમ કરતાં કરતાં તેઓ પોતાને હાથે લાખો રૂપીઆના ધંધા ચલાવે છે. આ લોકોની સાથે સરકારી અમલદાર અથવા વકીલ, ડાક્તરોના છોકરાઓની સરખામણી કરી જુઓ. તેઓ વિદ્યાભ્યાસ કરી રહે ત્યાં સુધી જો તેમના બાપ હયાત રહે ત્યારે તો ઠીક પણ ત્યાર પહેલાં જો તેમના બાપનું મરણ થાય તો તેઓ કેવળ નિરાધાર થઇ જાય છે. તેમની અધુરી કેળવણી કશાજ કામમાં નથી આવતી એમ કહીએ તો ચાલે. પણ પેલા વેપારીના અગાવા કારીગરના છોકરાઓ વગર મુશ્કેલીએ પોતાના બાપનો ધંધો ઉપાડી લે છે. આજ આપણી હાલની કેળવણીની ખામી છે, તેના વડે વિદ્યાર્થીઓને માત્ર નોકરી પર આધાર રાખવો પડે છે. માસ્તરની અને કારકુનની નોકરી શિવાય તેઓ એક પણ ધંધો કરે લાયકાત ધરાવતા નથી.

કેટલેક ઠેકાણેથી એમ કહેવામાં આવે છે કે હવે કેળવણી વધી ગઇ; હવે ભણેલા બહુ થઈ ગયા. ' આ અનુમાનમાં બે મ્હોટી ભૂલ રહેલી છે. ભણેલા માણસો ઘણા જોવામાં આવે છે એવો આભાસ થાય છે કેમકે નોકરી ઉપર આધાર રાખતાં શીખેલા બિચારા ભણેલાઓ થોડા પગારની નોકરી કબૂલ કરતા જોવામાં આવે છે; તેમજ ધંધા વગરના વકીલો અને ડાક્તરો પણ ઓછા નથી. પચાશ વર્ષપર

**શું કેળવણી બહુ વધીગઈ છે?**

કેળવણીની શરૂઆતના સમયમાં તેમ હતું નહિ અને નજ હોય કેમકે તે વખતે મેટ્રિક પસેલાને સારી નોકરી મળતી. આ ભૂલ થવાનું કારણ એટલુંજ કે ભણેલા એટલે માત્ર સરકારી નોકર, માસ્તર, વકીલ, ડાક્તર વગેરે ઉજળાં લુગડાં પહેરનાર, બહારથી ભભકાબંધ પણ ખરું જોતાં પૈસા વગરના ખાલી સદ્ગૃહસ્થો એવો લોકો ખોટો અર્થ કરે છે. બીજું દેશમાં ભણેલાઓનું પ્રમાણ કેટલું થોડું છે તેની લોકોને ખબર નથી. સને ૧૯૧૧-૧૨ના છેલ્લા વસ્તી

પત્રક પ્રમાણે હિંદુસ્તાનમાં ૧૦૦૦ માણસમાંથી ફક્ત ૫૯ માણસ ભણેલા છે. માત્ર વાંચતાં લખતાંજ આવડે એવા ૧૦૦૦ માંથી ૧૦૬ પુરુષો અને ફક્ત ૧૦ સ્ત્રીઓ છે. અંગ્રેજી વાંચી લખી શકે એવા ૧૦૦૦૦ માંથી ૬૮ પુરુષો અને માત્ર ૭ સ્ત્રીઓ છે. આમ છે. ત્યારે 'કેળવણી બહુ વધી ગઇ' એ બૂમ શું ખોટી નથી ? દેશમાં બધે કેવળ મૂર્ખતા, વ્હેમ, અજ્ઞાન જામી ગયાં છે છતાં ભણેલા ઘણા શીરીતે થયા ?

હિંદુસ્તાનના દરેકે દરેક પ્રાન્તમાં એવું ઘોર અજ્ઞાન છે કે, તેનું યુરોપ કે અમેરિકાનાં કોઇ પણ વિભાગમાં નહિ જોવામાં આવે બંગાળામાં ૧૦૦૦ માં, ૭૭ મદ્રાસમાં ૭૫, સંયુક્ત પ્રાન્તમાં ૩૪, મધ્યપ્રાન્તમાં ૩૩ ભણેલા છે. મુંબઇ ઇલાકો જે હિંદના બીજા વિભાગ કરતાં અંગ્રેજી અમલનીચે ઘણો વહેલો આવ્યો તે પણ કેળવણીની બાબતમાં ઘણોજ પછાત છે કેમકે અહિંની ગરીબાઈ ધાસ્તી ઉપજાવે તેવી છે. બીજા પ્રાન્તો તો વળી એથીએ પછાત છે. સંયુક્ત પ્રાન્તો ૧૦૦૦૦માં માત્ર ૩૮ પુરુષો અને ૨ સ્ત્રીઓ અંગ્રેજી જાણે છે. દેશી રાજ્યોમાં આથી પણ વિશેષ મૂર્ખતા છે. કારણ અસલની કેળવણીની સંસ્થાઓને એકદમ તોડીપાડવામાં આવી અને તેમની જગ્યાએ સારી સ્થપાઇ નહિ અને જે સ્થપાઇ તે એવી મોંઘી અને વિલાયતી કે બધા લોકો તેનો લાભ લઇ શકતા નથી. માત્ર વડોદરા અને ત્રાવણકોરનાં રાજ્યો અપવાદ રૂપે છે કેમકે ત્યાં કેળવણી ફરજીયાત કરવામાં આવી છે. ત્યાં દશ માણસે એક માણસને લખતાં વાંચતાં આવડે છે.

ઉપર ટાંકેલા આંકડા વડે સિદ્ધ થાય છે કે કેળવણી વધી ગઈ નથી. કેટલેક ઠેકાણેથી એવી સૂચના કરવામાં આવે છે કે ઉંચી કેળવણી ઓછી કરીને તેને બદલે પ્રાથમિક કેળવણીનો ખૂબ ફેલાવો. આપણા દેશમાં અપાતી ઉંચી કેળવણી એવી નીચી છે કે તેને ઉંચી કેળવણી કહેવી એજ ભૂલ છે. બીજા દેશો શું કરે છે તે તો જુઓ. આપણે આપણા ઘરમાં સુતા સુતા ઉંચી કેળવણી બહુ થઇ ગઈ એવી બૂમ પાડીએ તે શા કામની ઉંચી કેળવણીની બાબતમાં આપણે બીજા સુધરેલા દેશ કરતાં પાછળ છીએ એટલું જ નહિ પણ અસલના વારા કરતાં આજે આપણે ઘણા પછાત છીએ. વિદ્વાનો જેને પિતા (Patron) કહી શકીએ એવા ભોજરાજાના સમયમાં એક ઘાંચી પણ સંસ્કૃતમાં કાવ્ય લખી શકતો તે સમય કરતાં હાલ કેળવણી બહુ વધી ગઈ અને ભણેલા ઘણા થઇ ગયા ? દંતકથા એવી છે કે રાજાભોજના રાજ્યમાં એક બ્રાહ્મણને દેશનિકાલની સજા થઇ કેમકે તે અભણ હતો; ભોજના રાજ્યમાં અભણ કોઇ ન હતુ. પણ જેવો બ્રાહ્મણ અભણ હતો તેવોજ એક ઘાંચી વિદ્વાન્ હતો તેથી તે ઘાંચીને બદલે બ્રાહ્મણ ગામમાં રહેવા દેવાનું ઠર્યું. રાજાએ ખાત્રી કરવા માટે ઘાંચીને દરબારમાં બોલાવ્યો અને પૂછ્યું કે તને સંસ્કૃત વાંચતાં આવડે છે ? ઉત્તરમાં તે ઘાંચીએ સંસ્કૃતમાં એક શ્લોક બનાવી કહાડયો; આ દંતકથા કદાચ પ્રમાણિક ન હોય તો પણ તે જમાનામાં કેળવણી કેટલો બહોળો ફેલાવો પામી હતી તેટલું તો તેના ઉપરથી આપણે જરૂર જાણી શકીએ છીએ.

( અપૂર્ણ )

# सर्व व्यवसाय माण्डागार.

આત્મશ્રેયાકાંક્ષા આ સૃષ્ટિમાં કોને નથી હોતી. પોતાનું નામ આ વિશ્વમાં સકળ સ્થળે ફેલાય, આલમમાંના અનેરાં પુરૂષોની ગણનામાં પોતાનું નામ ગણાય, તેમનાં અનેરાં કાર્યોમાં પોતાના કામોનું અનેરૂં ગાન ગવાય, અને સ્વદેશ તેમ પરદેશના નૈતિક, આર્થિક, અથવા સાહિત્યક ઇતિહાસમાં પોતાનું ચિર સ્મરણ રાખવાની અનેરી અભિલાષા કયા અધન્ય પુરૂષને નહિ હોય ? હાવી સ્તુત્ય અભિલાષાઓ તૃપ્ત કરવાનું સુકૃત્ય દરેક વ્યક્તિને સુકર થાય, એવા હેતુથી અમે અમારૂં ઉપર લિખિત, પુસ્તક મહાન્ શ્રમ વેઠી, તથા વેઠાવી, અનેક વ્યક્તિઓની સહાય તથા સલાહ મેળવી, અનેક રાત્રી જાગરણ કરી તથા કરાવી, લખ્યું તથા લખાવ્યું છે. તેની અંદર દરેક વ્યક્તિને પોતાને ગમતા તથા યોગ્ય વ્યવસાયમાં શીરીતે અતિ તીવ્ર વેગે, પ્રવેશ કરાય તથા તેના શિખરને શી રીતે કૂદી જવાય તેની સુલભ રીતે દર્શન કરાવવામાં આવ્યું છે. વધારે તો શું પણ જેમ એક આંગ્લ સાક્ષરે કહ્યુ તેમ–જેમ શુભ્ર મદિરાને કંઇ ઝાડ પાનના અલંકારની જરૂર નથી, જેમ સુંદર વનિતાને આભુષણની જરૂર નથી, જેમ સુંદર પુષ્પના સુવાસને ઘોષણા ( જાહેર ખબર )ની જરૂર નથી, જેમ સુપ્રસિદ્ધવક્તાને શ્રોતા જનની જરૂર નથી, લાડુ ભગેલા બ્રાહ્મણને જેમ દાળ શાકની જરૂર નથી અને ધરાયેલા પુરૂષને જેમ ખોરાકની જરૂર નથી, તેમ અમારા આ અત્યુત્તમ, પુસ્તકને કશા પણ વખાણ, શ્લાઘા સ્તુતિ એવી બીજી કોઇ ચીજની જરૂર નથી. આ પુસ્તકની કિંમત અમૂલ્ય છે છતાં પણ કોઇ પણ વ્યક્તિને આ પુસ્તક દુર્લભ ન થાય કોઇને એકદમ કીર્તનિ રોચેથી પણ પેલી ગમ પોચવામાં જરા અંતરાય ન આવે એવા હેતુથી તેની કીમત માત્ર સો રૂપીઆ રાખવામાં આવી છે. ખાસ અગાઉથી ગ્રાહક થનારને–એટલે કે આ જાહેર પત્રિકા વાંચતા તરતજ અમારા તરફ દોડતો હાંફતો આવી પોતાનું નામ નોંધાવનાર ગ્રાહકનું શુભ નામ પુસ્તકની પાછળ સુવર્ણાક્ષરથી અંકિત કરવામાં આવશે તથા તેને એક ખાસ કેસ તરીકે પુસ્તક નવ્વાણુ રૂપીઆ પંદર આના નવ પાઇની કિંમતે આપવામાં આવશે. પુસ્તકમાંના વિષય સંબંધની માહિતી મળે એ હેતુથી નીચે કેટલાક પુસ્તકમાંથી આવરણ નિમ્ન સ્થળે મૂક્યા છે તે વાંચવાથી પુસ્તકની મહત્તાની ખાત્રી થશે.

વગરના વકીલો અને "ડાક્ટરો ...સાધનો. ...ની આવે છે; તેમજ ડાક્ટરો પણ ઓછા નથી. પચાસ વ

કેળવણીની શરૂઆતના સમયમાં તેમ હતું નહિ અને નજ હોય ? માસ ...

તે વખતે મેટ્રિક થએલાને સારી નોકરી મળતી. આ ભૂલ ...

કારણ એટલુંજ કે ભણેલા એટલે માત્ર સરકારી નોકર, માર ...

ઉજળા લુગડાં પહેરનાર, બહારથી ભભકાબંધ પણ ઘરે જોતાં પોતાના પુત્રનું ...

ઉદરપો એવો લોકો ખોટો અર્થ કરે છે. બીજું દેશમાં ભણેલાને ...

છે તેની લોકોને ખબર નથી. સને ૧૯૧૧-૧૨ના ભેલા વરાપાવતી તેમાંથી ...

...ની જાહેરખબર ...

પુસ્તક વાંચવુંજ નહિ. કર્તાના નામ તરફ જોવું. સ્વપક્ષી હોય તો વખાણ કરવાં વિપક્ષી, કે અપક્ષી હોય તો વખોડવું. ભાષાંતર હોય તો તેના કરતાં પોતે સારૂં ભાષાંતર કરી શકે એમ લખવું વિગેરે—

અધિપતિ—જે લેખકોના પુસ્તકો વેચાતાં ન હોય તેનીપાસેથી સામટી નકલો લઇ ગ્રાહકોને ભેટ આપવી. તેની કિંમત આપી હોય તેથી છ ગણી છપાવવી પત્રમાં ગ્રાહકોને માટે ઇનામ કાઢવાં. જે દરેક ગ્રાહકોને માટે ચાર આના દાખલ ફી રાખવી. પૈસા આવે તેમાંથી ૨૦ ટકા કમીશન પોતે રાખી બાકીના પૈસાના ત્રણ મોટા અને અનેક નાના ઇનામો વેચવાં સ્વાર્થ અને પરમાર્થ બન્ને થશે–ઇનામ મળે તેની પાસેથી ઇનામ અપક્ષપાત પણે વેચાય છે એવું પ્રમાણ પત્ર (સર્ટીફીકટ) લઈ પત્રમાં છાપવું.—જાહેરખબર પત્રમાં છપાવે તે લોકોના માલિકોના પુસ્તકનું સારૂં અવલોકન કરવું.

જરૂરના સાધનો—કાંઇ નહિ.

વૈદ્ય— ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસનું કેટલોગ લાવવું, જાણીતા રોગોની દવા તે પ્રમાણે આપવી. અન્ય રોગોને માટે અથવા પોતાને સમજાય એવા રોગોને માટે દરદીને પહેલાંથી રોગ ગંભીર છે એમ કહેવું પાળી ન શકાય એવું પથ્ય પાળવાનું કહેવું. દવા નકામી હોય તોપણ સો રૂપીએ તોલાની દવા હોય એવીરીતે કાળજીથી તોળવી.

રાજ્યદ્વારિપુરૂષ—જરૂરના સાધનો—ધન.

માત્ર ખાનગી સેક્રેટરીને હાથે ભાષણો લખાવી, પોતાના તરીકે વાંચવા ધન ખર્ચી દરેક ધર્માદામાં ખાસકરીને સરકારતરફના ઉભા કરેલા ફંડોમાં પૈસા ભરવા. અધિપતિઓને ચાહાપાણી આપી તેમના પત્રોમાં પોતાની કુશળતાના શ્લાઘાત્મક લખાણો છપાવવાં,

ટીકા—આત્મશ્રેયાકાંક્ષા—આપણી ગુજરાતી ભાષામાં સમાસનો ઉપયોગ બહુ થોડો હોવાથી ઘણી વખત લંબાણ થઇ જાય છે. માટે આપણી માતૃભાષા, સંસ્કૃત, તથા આપણી સ્પષ્ટ ભાષા બંગાળી આદિમાંથી આ પ્રકાર દાખલ કર્યો છે તે ને સાક્ષાર વર્ગ માન આપશેજ.

સાહિત્ય—જારૂરિક—"ઇક" પ્રત્યયથી સંસ્કૃતમાં વિશેષણો થાય છે તો એ પ્રત્યય માત્ર સંસ્કૃત શબ્દોને લગાડવા કરતાં બધા શબ્દોને લગાડાય તો ભાષાનો શબ્દ ભંડોળ વધે એ હેતુથી આવા શબ્દો રચાય છે.

વ્યક્તિ —સ્ત્રી અથવા પુરૂષ—*Individual* માટે ગુજરાતીમાં શબ્દ ન હોવાથી આ શબ્દ દાખલ થયો છે.

ઉપરિ લિખિત } Following તથા above mentioned એ અતિ ઉપયોગી શબ્દોને
નિમ્ન લિખિત } માટે ગુજરાતીમાં ખોટ છે તે પુરી પાડવા પ્રયત્ન કર્યો છે.

શિખરને કુદી જવાય—શિખરે પહોંચવું એ તો ધીમેથી પણ થઇ શકે પણ ઝડપથી પહોંચવાનો ભાવ દર્શાવવા આ શબ્દ સમૂહ (Phrase) યોજાયો છે.

લાડુ—દાળ શાકની જરૂર નથી—આહિક-*Homely* દર્શતોનો ગુજરાતીમાંથી બહિષ્કાર થવો નજ જોઇએ.

અવતરણ—"ઉતારો" અથવા "ફકરા" કરતાં ઘણોજ સારો શબ્દ છે.
અપક્ષી—કોઇપણ પક્ષનો નહિ એવો.
કવિ—આ બાબત પુસ્તકમાં બહુ વધારે સવિસ્તર વર્ણન કરેલું છે. પણ વિસ્તાર ભયથી અત્ર ન દર્શાવતાં........આની નિશાની મૂકી છે. અન્ય વ્યવસાયમાં પણ આમજ કરેલું છે.

સુરતની સીમમાં
તા. } મૂળજીભાઈ

# હિંદુ જાતીનો વિનાશ.

ઉપલા મથાળાનો લેખ પ્રોફેસર બાળ કૃષ્ણ નામના વિદ્વાને "વેદિક મેગેઝિન અને ગુરૂકુલ સમાચાર" નામના માસિકના કાર્તિકના અંકમાં પ્રકટ કર્યો છે. એ વાંચી દરેક સ્વદેશ પ્રેમી હિંદુનું હૃદય દિલગીરીથી ભરાઇ જાય છે. દિલગિર થઈએ યા ન થઇએ પણ કુદરતમાં દયા નથી; ઇન્સાફ છે. કરશો તેવું પામશો એ ક્રૂર સત્ય અમે જગતમાં સર્વત્ર જોઈએ, જગતમાં મારી–પાપની મારી એવી લાચારીની નાહારી કોટો નથી. આપણા કર્મવડે કુદરતની જે શક્તિઓને ગતિમાં મૂકીએ છીએ તેમની ગતિ પશ્ચાત્તાપથી અટકતી નથી જો હિંદુ પ્રજાએ પોતાના અજ્ઞાનથી વિનાશક શક્તિઓને જાગૃત કરી હશે. તો અલબત્ત તેનો નાશ થશે. શું હિંદુ જાતિના વિનાશનાં ચિન્હ હાલ સ્પષ્ટ દેખાય છે? હા. પ્રો૦ બાળ કૃષ્ણ વસ્તી પત્રકમાંથી હકીકતો અને આંકડા ટાંકીને પૂરવાર કરી બતાવે છે કે જો આમને આમ અંધેર ચાલ્યું જશે તો હિંદુ પ્રજાનું નામ ઇતિહાસના ચોપડામાંથી ભૂંસાઈ જશે. હરિ! હરિ! આ વાક્ય લખતાં અમારૂં હૃદય ચીરાઈ જાય છે પણ વાવીએ તેવું લણીએ. કર્મના અક્ષર કોઈથી ભૂંસાતા નથી. ઇશ્વરના રાજ્યમાં રહેવું હોય તો ઈશ્વરનાં નિયમ જાણો અને તે પ્રમાણે વર્તો; નહિ તો કાયદાનું કામ કાયદો કરશે.

પ્રો૦ બાળ કૃષ્ણ વસ્તી પત્રકમાંથી નીચેનો ઉતારો ટાંકે છે:—

"હિંદુસ્તાનમાં મુસલમાનો અને ખ્રિસ્તીઓ બધે વધતા જાય છે ત્યારે હિંદુઓ તેમને મુકાબલે સંખ્યામાં અને પ્રતિષ્ઠામાં પાછળ પડતા જાય છે, કેટલાક પ્રાંતોમાં હિંદુઓની સંખ્યા પાસ્તી ઉપજાવે એટલી ઝડપથી કમી થતી જાય છે. શુદ્ધ આર્ય ઓલાદના પંજાબી હિંદુઓને આ વાત બહુજ લાગુ પડે છે."

નીચે બતાવેલા આંકડા ઉપરથી દરેક વિચારવંત હિંદુની ખાત્રી થશે કે જો ઘટતા ઉપાય લેવામાં નહિ આવે તો થોડા સમયમાં પૃથ્વી ઉપર હિંદુઓનું નામ નિશાન નહિ રહે.

**ઈ સ. ૧૮૮૧ થી ૧૮૯૧ સુધીમાં હિંદુ, મુસલમાન તથા ખ્રિસ્તી ધર્મ પાળનારાઓની સંખ્યાનો મુકાબલો.**

| | ૧૮૮૧ | ૧૮૯૧ | દશ વર્ષમાં કેટલા ટકા વધારો થયો |
|---|---|---|---|
| હિન્દુઓ | ૧૭૭૬૩૭૪૫૦ | ૨૦૭૬૩૧૭૨૭ | ૧૦.૫ |
| મુસલમાનો | ૫૦૭૨૧૫૮૫ | ૫૭૩૨૧૧૬૪ | ૧૪.૪ |
| [illegible] | [illegible] | [illegible] | [illegible] |

## ૧૮૯૧ થી ૧૯૦૧ સુધીમાં ત્રણ ધર્મમાં થએલો વધારો.

| | ૧૮૯૧ | ૧૯૦૧ | દશ વર્ષમાં કેટલા ટકા વધારો થયો. |
|---|---|---|---|
| હિન્દુઓ | ૨૦૭૩૧૭૨૫ | ૨૦૭૧૪૭૦૨૬ | નહિં જેવો (શામાટે !). |
| મુસલમાનો | ૫૭૩૨૧૧૬૪ | ૬૨૪૫૮૦૭૭ | ૮.૯ |
| ખ્રિસ્તીઓ | ૨૨૮૪૩૮૦ | ૨૯૨૩૨૪૧ | ૨૭.૯ |

## ૧૯૦૧ થી ૧૯૧૧ સુધીમાં ત્રણ ધર્મમાં થએલો વધારો.

| | ૧૯૦૧ | ૧૯૧૧ | દશ વર્ષમાં કેટલા ટકા વધારો થયો. |
|---|---|---|---|
| હિન્દુઓ | ૨૦૭૧૪૭૦૨૬ | ૨૧૭૫૮૬૯૨૦ | ૫ |
| મુસલમાનો | ૬૨૪૫૮૦૭૭ | ૬૬૬૨૩૪૧૨ | ૬.૬ |
| ખ્રિસ્તીઓ | ૨૯૨૩૨૪૧ | ૩૮૭૨૯૨૩ | ૩૨.૬ |

## ઇ. સ. ૧૮૮૧ પછી નીચે જણાવેલા પ્રાન્તોમાં હિન્દુઓ અને મુસલમાનોની સંખ્યામાં કેટલાક ટકા વધારો થયો તેનું કોષ્ટક

| પ્રાન્તનું નામ. | હિન્દુઓ કેટલા ટકા વધ્યા. | મુસલમાનો કેટલા ટકા વધ્યા. |
|---|---|---|
| આસામ. | ૧૮-૭ | ૪૩-૨ |
| બંગાળા. | ૧૫ ૯ | ૩૧-૮ |
| બિહાર, ઓરિસ્સા. | ૧૩-૩ | ૧૧ ૨ |
| મધ્યપ્રાંત, વરાડ. | ૨૨ | ૨૪-૪ |
| મદ્રાસ. | ૩૦-૧ | ૪૩ |
| પંજાબ, અને આજુબાજુ, સરહદનો મુલક | -૫ | ૨૨-૫ |
| સંયુક્ત પ્રાન્ત. | ૫-૬. | ૧૨. |

આર્ય ધર્મ ધુરંધરો ! પંડિત શિરોમણિઓ ! આર્યસંસાર અને સમાજના બંધારણમાં કશા સુધારાની જરૂર નથી એવી ગર્જના કરનાર સાક્ષર શિરોમણિઓ અને શીઘ્ર કવિઓ ! જ્યાં ત્યાં આર્યત્વનું પૂછડું પકડનારા સનાતન ધર્માવલંબી અધિપતિઓ ! જરા તમારી કુંભનિદ્રામાંથી જાગીને વસ્તુ સ્થિતિ તપાસશો ? તમારી જ સંખ્યા કેમ ઘટે છે એનું જરા કારણ શોધશો ? તેટલો પરિશ્રમ ઉઠાવવાની તમારામાં બુદ્ધિ અને તાકાત ન હોય તો સાંભળો અમે કહીએ તે. હિંદુઓની કુલ વસ્તીનો પા ભાગ અંત્યજ અથવા અસ્પર્શ જાતિનો છે. તેઓ નામના જ હિન્દુ છે. હિન્દુસમાજમાં તેમનો પડો નથી. હિન્દુઓએ તેમને નથી આપ્યો ધર્મ, નથી આપ્યાં કેળવણીનાં સાધન. હિન્દુશાસ્ત્રના પીનલ કોડે તેમને જીવતા સુધી અધમ અવસ્થામાં રહેવાની અને નીચ ધંધાજ કરવાની ટીપ મારી છે. ટૂંકામાં હિન્દુઓએ તેમની સાથે માણસાઇ વાપરી નથી. હિન્દુઓએ તેમની દરકાર રાખી નથી દુકાળના વર્ષમાં પણ બ્રાહ્મણોને પેટ ભરી ભરીને લાડુ જમાડનારા દાનેશ્વરી, ધર્માત્મા, દયાળુ ગૃહસ્થોએ વિચાર પણ નથી કર્યો કે એ બિચારા કેમ ગુજરાન

ચલાવે છે ! બાવન લાખા બાવાઓને પાકુંસીધું અને ગાંજો ચલમ પૂરાં પાડનાર ભાવિક જોતા પણ નથી એ પાંચ કરોડના શા હાલ છે ? પરિણામ શું આવે છે કે એ અત્યંજ વર્ગમાંથી દરવર્ષ હજારો ખ્રિસ્તી અથવા મુસલમાન થાય છે. એજ ઢેડ અથવા ભંગીઓ જ્યારે તમારો સ્વધર્મી હિન્દુ હતો ત્યારે તમે તેને અડકતાં અભડાતા હવે તે ખ્રિસ્તી થઇને, રામલાને બદલે રોબર્ટ બનીને, કોઇ સારે હોદ્દે ચ્હડીને તમારે ઘેર આવશે તો તમે તેને સલામ પરસલામ કરશો અને માનથી બોલાવશો. આ તમારી સંખ્યા ઓછી થવાનું એક કારણ બાળલગ્ન, અજ્ઞાન અને ગરીબાઇથી થતાં સંખ્યાબંધ ઘણાં બાળકોનાં મરણ, વીધવા વિવાહનો પ્રતિબંધ, હલકા ખોરાકથી થતી પ્રજોત્પાદક શક્તિની ક્ષીણતા એ આપણી સંખ્યાને વધતી અટકાવે છે. અને આ વિષયને મથાળે લખેલ ભયંકર અર્થનું સૂચન કરે છે.

## હિન્દુઓના વિનાશની જન્મોત્રી.

| | કુલ ૧૦૦૦૦ ની વસ્તીમાં | હિન્દુઓની સંખ્યા | કેટલા વર્ષ પછી હિન્દુઓનો સમૂળો નાશ થશે ? |
|---|---|---|---|
| પ્રાન્તનું નામ | ૧૮૮૧માં | ૧૯૧૧માં | |
| સરહદના મુલ્કો | ૭૦૮ | ૫૪૬ | ૧૦૧ વર્ષ પછી |
| પંજાબ | ૪૧૩૯ | ૩૨૯૭ | ૧૧૯ ,, |
| આસામ | ૬૨૭૩ | ૫૪૧૮ | ૧૯૦ ,, |
| કૂર્ગ | ૯૧૧૫ | ૭૯૩૯ | ૨૦૩ ,, |
| બંગાળા | ૪૮૫૫ | ૪૪૮૦ | ૩૩૨ ,, |
| અજમેર, મારવાડ | ૮૧૬૨ | ૭૭૫૦ | ૫૬૪ ,, |
| મદ્રાસ | ૯૧૪૧ | ૮૮૮૯ | ૧૦૫૮ ,, |
| સંયુક્ત પ્રાન્તો | ૮૬૨૭ | ૮૫૦૪ | ૧૧૯૧ ,, |
| સમગ્ર હિંદુસ્તાન | ૭૪૩૨ | ૬૯૩૧ | ૫૬૪ ,, |

જુઓ બધેથી વરસો વરસ હિન્દુઓ ઘટતા જાય છે. પણ ચિન્તા નહિ આપણે વેદાંતીઓ છીએ. જગતને માયા, મિથ્યા, મોહ, રૂપ. માનનારા જ્ઞાનીઓ છીએ. આપણો હિન્દુસ્તાનમાંથી વિનાશ થશે પણ ગોલોક, કે બ્રહ્મલોકમાંથી થવાનો છે ! હિન્દુઓ ! ગભરાશો નહિ. કહે તેને કહેવા દેજો. આપણો વિનાશ જ નથી. શી ઉતાવળ છે ? હજી આપણી ઉંઘ પૂરી થઇ નથી ! હજી એક ઝોકું મારી લઈએ ! વાહ ! ઓ અજ્ઞાન જન્ય કેફના ઘેનમાં ઘોરતા નામધારી આર્યો ! મિથ્યા વાદથી ફુલાઇ જઇ મૃત્યુના મ્હોડામાં પડતા હિન્દુઓ ! તમે તમારી સમાજની સ્થિતિને ખામી વગરની માનો છો ? હજારો વર્ષ પૂર્વે રચાયલાં તમારાં શાસ્ત્રોને તમે આ જમાનામાં પાળવાનાં ફાંફાં મારો છો ! જરા જાગો ને સાંભળો અમારો સૂરતનો દાંડીઓ શું કહે છે ! ડમ ડમ ડમ ડમ ડમ ! બાર વાગ્યા–ભાઇ બાર ! હિન્દુ ભાઇઓ સાંભળો છો કે બાર વાગ્યા–બાર ! ડમ ડમ ડમ ડમ !

# अप्सरानो आशक.

( અંગ્રેજી ઉપરથી. )

રમણ કવિ હતો. દરિયા કાંઠે તે કલાકના કલાક સુધી બેસીને નીચી ઉંચી થ તરંગમાળા નિહાળતો; આકાશમાં સધ્યા સમયે ક્ષણે ક્ષણે બદલાતા વિવિધરંગી પડદા જોઇ જોઈ તેનું રસિક હૃદય આનંદથી ચકચૂર થતુ હતું. ન્હાનપણથીજ દરિયાનો બેહદ શોખ હતો. સમુદ્રના પલટાતા ભાવ તેને અભેદ્ય, ગૂઢ રહસ્ય જેવા લાગતા હતા. જ્યારે સમુદ્રમાં તોફાન થતું, ગર્જતા, ઉછળતા, ગબડતા સાગરના મહામોજા ખડકની સામે પ્રચંડ બળથી અથડાતા, પવન ફૂંફાટા મારતો ચારે દિશાએ ઘૂમી વળતો ત્યારે રમણ સમુદ્ર કિનારે ઉભો ઉભો આનંદથી અને ઉશ્કેરાયલી લાગણીના બળથી ઉંચા હાથ કરી નૃત્ય કરતો. વળી જ્યારે સાગર પ્રશાંત થઈ એક વિસ્તૃત સરોવર સોનાના રસ જેવો દેખાવ આપતો ત્યારે પણ રમણ પોતાના આંગણામાં ઉભો ઉભો સમુદ્રના ભૂરા વિસ્તાર સામે હૃદય ભરી ભરીને નિહાળતો અને તેનો આત્મા સમુદ્રની શાંત રમણીયતાથી ભરાઇ જતો રાત્રે જ્યારે તેની મા સૂઇ જતી ત્યારે રમણ ચુપચુપ પથારીમાંથી ઉઠી ઉચે ઉંચે પગે ચાલીને બારી આગળ જતો, હળવે રહીને બારી ઉઘાડતો અને ઉગતા ચંદ્રનું દર્શન કરતો; તેનાં તીરછાં કિરણથી સમુદ્રમાં દેખાતી રૂપેરી સડકને હરખાઇ હરખાઇ નિહાળતો અને મનમાં હજારો કલ્પનાઓનાં સુંદર સ્વપ્ન રચતો. તેની ઉમ્મરની સાથે તેનો સમુદ્રનો શોખ વધતો ગયો. વીશ વર્ષની વયે પણ તે કવિ-ફિરસ્તો-કુદરતનો પરંદો રહ્યો હતો.

ગામના લોકો તેની રીતભાત જોઈ હસતા; કોઈ તેને ચક્રમ કહેતા; કોઈ તેને વેદિયો કહેતા પણ રમણના મન ઉપર તેની કશી અસર થતી ન હતી. તે કોઇ સાથે ભળતો નહિ; પોતાની જિંદગીમાં પારકાના વિચારને, પારકાની અભિલાષાને ભળવા દેતો નહિ. પોતે નિર્જનદમાં, કુદરતની રમણીય લીલાના દર્શનમાં હમેશ મસ્ત રહેતો.

ચિત્રકળા ન્હાનપણથીજ તેને પ્રિય હતી. એ કળા માટે તે કુદરતી રીતે ઘડાયો હતો. તેના છેક બાળપણનાં ચિત્રોમાં એક કુશળ કારીગરનો હાથ જણાઇ આવતો હ[illegible] તેનાં માબાપ પોતાના બુદ્ધિશાળી પુત્રની કૃતિ જોઇ મગરૂર થતાં અને રમણનાં ચિ[illegible] પાડોશીઓને બતાવી મનમાં ફુલાતાં.

એક દિવસમાં ગામમાં એક પ્રખ્યાત ચિત્રકાર આવી ન્હડયો. તબીયત સુધારવા માટે આવેલો હોવાથી તે થોડો વખત ત્યાંજ રહ્યો તેણે રમણની વિચિત્ર, મોહક છબિઓ જોઇ. તે ચિત્રોની છટાથી તે પણ મુગ્ધ થયો. તેણે રમણના બાપને કહ્યું કે તમે મને એ છોકરાને મારે ઘેર લઈ જવા દો તો હું તેને મારે ખર્ચે ભણાવું પણ રમણ કહે, " મારે તો સમુદ્ર ન હોય ત્યાં જવુંજ નથી. તમારી ઉદારતા માટે તમારો આભાર માનું છું પણ મારાથી તમારી સાથે નહિ અવાય. જ્યારે મને કોઈ પ્રકારના સૌન્દર્યનું દર્શન થાય છે ત્યારે તરત હું તેને ચિત્રમાં ઉતારૂં છું. કુદરત મને શીખવે છે અને એ સિવાય વધારે તાલિમની મને જરૂર નથી."

# अप्सरानो आशक.

( અંગ્રેજી ઉપરથી. )

રમણ કવિ હતો. દરિયા કાંઠે તે કલાકોના કલાક સુધી બેસીને નીચી ઉંચી થતી તરંગમાળા નિહાળતો; આકાશમાં સંધ્યા સમયે ક્ષણે ક્ષણે બદલાતા વિવિધરંગી પડદ જોઈ જોઈ તેનું રસિક હૃદય આનંદથી ચકચૂર થતું હતું. ન્હાનપણથીજ દરિયાનો બેહદ શોખ હતો. સમુદ્રના પલટાતા ભાવ તેને અભેદ્ય, ગૂઢ રહસ્ય જેવા લાગતા હતા. જ્યારે સમુદ્રમાં તોફાન થતું, ગર્જતા, ઉછળતા, ગબડતા સાગરના મહામોજ ખડકની સામે પ્રચંડ બળથી અથડાતા, પવન ફૂંફાટા મારતો ચારે દિશાએ ઘૂમી વળતો ત્યારે રમણ સમુદ્ર કિનારે ઉભો ઉભો આનંદથી અને ઉશ્કેરાયલી લાગણીના બળથી ઉંચા હાથ કરી નૃત્ય કરતો. વળી જ્યારે સાગર પ્રશાંત થઈ એક વિસ્તૃત સરોવર સોનાના રસ જેવો દેખાવ આપતો ત્યારે પણ રમણ પોતાના આંગણામાં ઉભો ઉભો સમુદ્રના ભૂરા વિસ્તાર સામે હૃદય ભરી ભરીને નિહાળતો અને તેનો આત્મા સમુદ્રની શાંત રમણીયતાથી ભરાઇ જતો રાત્રે જ્યારે તેની મા સૂઈ જતી ત્યારે રમણ ચુપચુપ પથારીમાંથી ઉઠી ઉંચે ઉંચે પગે ચાલીને બારી આગળ જતો, હળવે રહીને બારી ઉઘાડતો અને ઉગતા ચંદ્રનું દર્શન કરતો; તેનાં તીરછાં કિરણથી સમુદ્રમાં દેખાતી રૂપેરી સડકને હરખાઇ હરખાઇ નિહાળતો અને મનમાં હજારો કલ્પનાઓનાં સુંદર સ્વપ્ન રચતો. તેની ઉમ્મરની સાથે તેનો સમુદ્રનો શોખ વધતો ગયો. વીશ વર્ષની વયે પણ તે કવિ-ફિરસ્તો-કુદરતનો પરંદો રહ્યો હતો.

ગામના લોકો તેની રીતભાત જોઈ હસતા; કોઈ તેને ચક્રમ કહેતા; કોઈ તેને વેદિયો કહેતા પણ રમણના મન ઉપર તેની કશી અસર થતી ન હતી. તે કોઇ સાથે ભળતો નહિ; પોતાની જિંદગીમાં પારકાના વિચારને, પારકાની અભિલાષાને ભળવા દેતો નહિ. પોતે નિજાનંદમાં, કુદરતની રમણીય લીલાના દર્શનમાં હંમેશ મસ્ત રહેતો.

ચિત્રકળા ન્હાનપણથીજ તેને પ્રિય હતી. એ કળા માટે તે કુદરતી રીતે ઘડાયેલ હતો. તેના છેક બાળપણનાં ચિત્રોમાં એક કુશળ કારીગરનો હાથ જણાઇ આવતો હતો. તેનાં માબાપ પોતાના બુદ્ધિશાળી પુત્રની કૃતિ જોઇ મગરૂર થતાં અને રમણનાં ચિત્ર પાડોશીઓને બતાવી મનમાં ફુલાતાં.

જેવો

એક દિવસમાં ગામમાં એક પ્રખ્યાત ચિત્રકાર આવી ... ...પાવ્યત થઇ ગયું.
મારે આવેલો હોવાથી તે થોડો વખત ત્યાંજ રહ્યો તેણે રમણન ઇશારતથી તે અપ્સરાને
ઓ જોઇ. તે ચિત્રોની છટાથી તે પણ મુગ્ધ થયો તેણે તારૂં ચિત્ર આલેખવું છે. તે પણ
મને એ છોકરાને મારે ઘેર લઇ જવા દો તો હું તેને મનપસંદ હોય તેમ તે પોતાના સૌન્દ-
કહે, "મારે તો સમુદ્ર ન હોય ત્યાં જવુંજ નથી. તમાપી કામ કરવા લાગ્યો. તેને ચિન્તા
માનું છું પણ મારાથી તમારી સાથે નહિ અવાય. જ્યારે થઇ જાય ચિત્ર પૂરૂં થવા આવ્યું.
દર્શન થાય છે ત્યારે તરત હું તેને ચિત્રમાં ઉતારૂં છું. કુદરતેટલામાં તે અપ્સરાએ આકાશમાં
શિવાય વધારે તાલિમની મને જરૂર નથી.'

ગુજરાતીઓ અને ગુજરાતી સાહિત્યના નિયમીત સેવા.

બજાવતું શ્રેષ્ઠ માસિક પત્ર.

વાર્ષિક લવાજમ રૂ. ૧-૧૦-૦ ભેટના પુસ્તકના પોષ્ટેજ સાથે } **વિવેચક. છે** } હિન્દબહાર રૂ. ૧-૧૪-૦

બંગાળી, મરાઠી, હિન્દી, અંગ્રેજી, તથા યુરોપ, અમેરિકા, જાપાન વગેરે દેશની ભાષામાં પ્રકટ થતાં ઉત્તમ પત્રોમાંથી ભાષાંતરો કરી આ માસિકમાં આપવામાં આવે છે. તે સાથે ગુજરાતના માનનીય વિદ્વાનોના લેખો પણ આવે છે: આ પ્રકારની ગોઠવણ ફક્ત આજ માસિકમાં કરેલી છે. દર માસે ઈનામી પ્રશ્નો પુછી મફત પુસ્તકો આપવાની યોજના ચાલુ થઇ છે. એટલે ગ્રાહકોને માસિક ઉપરાંત દર વર્ષે ૬૦૦ થી ૮૦૦ પાન સુધીનાં પુસ્તકો મળી શકશે દર વર્ષે ઉત્તમ ભેટ આપવામાં આવે છે. ચાલુ માસમાં ગ્રાહક થનારને ૧૯૧૩ ના વર્ષની ભેટ બુક પણ મળશે ૧૯૧૪ ના વર્ષની ભેટ બુક પણ તૈયાર છે. તમો ગ્રાહક ન થયા હોય તો આજેજ ગ્રાહક થઇ તુરત વી. પી. નો ઓરડર કરી દો, એટલે આજ સુધીના પાછલા અંકો અને ભેટ બુક વગેરે મળીને રૂ ૧-૧૦-૦ નું વી. પી. કરવામાં આવશે. હિન્દ બહાર માટે લવાજમ રૂ. ૧-૧૪-૦ નમુનાના અંક માટે બે આનાની ટીકીટ બીડ્યા સિવાય મોકલવામાં આવશે નહી. જાહેરખબરનું ઉત્તમ સાધન છે. ભાવ પુછી લખો.

સંપાદક 'વિવેચક'—લાછરસ—નડિઆદ.

અરેબીયનનાઇટસ જેવી રસીલી વાર્તાઓથી ભરપુર પુસ્તક.

**"ખલીફનાં અદભુત પરાક્રમ"** પૃષ્ટ સંખ્યા. ૨૨૫ પાકું પુઠું. કિંમત રૂ. ૧-૦-૦ પોષ્ટેજ જુદું 'ચંદ્ર પ્રકાશ' ના ગ્રાહકોને પોષ્ટેજ વી. પી. ખર્ચ માફ થોડી કોપી સિલીક છે તુરત મંગાવી લેખો.

ડી. દા. દેસાઈ, લાછરસ-નડિઆદ.

તા. ક. સુરતના ગ્રાહકોએ 'ચંદ્રપ્રકાશ' ની ઓફીસમાંથી મંગાવી લેવી. પોષ્ટેજ વી. પી. ના બે આના ઓછા લવામાં આવશે.

**તૈયાર છે!!! સત્વર મંગાવી લો!!! પાછળથી પસ્તાશો!**

તમારી પોતાની ઉન્નતી કરવા માટે સતત પ્રયત્ન કરનાર તમારા દેશના રત્ન પુરૂષોનાં જીવન વૃત્તાંતનું પુસ્તક.

**હિન્દના મહાન પુત્રોનાં ટુંકાં જીવન ચરિત્ર ભાગ-૧.**

કિંમત ફક્ત બે આના પોષ્ટેજ અર્ધો આનો ચાર કોપી સામટી હશે તોજ વી. પી. થી મોકલવામા આવશે તે સિવાયનાઓએ પોષ્ટની ટીકીટો બીડવી તે ઠીક પડશે

વ્યવસ્થાપક-વિવેચક.

લીછરસ-નડિઆદ.

## જ્ઞાનવર્ધક પુસ્તકમાળામાં કેવાં પુસ્તકો છપાશે?

આ માળા માટે અમુકજ વિષયનાં પુસ્તકો પસંદ કરવાનું બંધન બાંધી-ચીનાઓની સ્ત્રીઓના પગની પેઠે-માળાનું સ્વરૂપ સંકોચી ન નાંખતાં નવલકથા, જીવનચરિત્ર, વિદ્યાકળા, હુન્નર, ધર્મ, નીતિ, ઇતિહાસ, સાહિત્ય, સમાજ, વગેરે વિવિધ વિષયનાં પુસ્તકો પસંદ કરવાનું વિશાળ ક્ષેત્ર રાખવામાં આવશે. અર્થાત્ ગૃહસ્થો, સ્ત્રીઓ, બાળકો; ધર્મના ભાવિક જનો તથા નવલકથા ને નાટકના રસિકો વગેરે સર્વ વર્ગના વાંચનારાઓને આનંદદાયક થઈ તેમના જીવનના ઉન્નતિક્રમમાં સહાયક ને પ્રોત્સાહક થાય તેવાં પુસ્તકોની પસંદગી થશે; અને તે માટે ગ્રાહકો તરફથી પુરતું ઉત્તેજન મળેથી જરૂર પડતાં **પ્રતિષ્ઠિત લેખકોને પારિતોષિક આપીને પણ પુસ્તકો લખાવવામાં આવશે.**

આ માળાનાં પુસ્તકોના કાગળ, છપાઈ, બંધાઈ વગેરે લાઇબ્રેરીને શોભારૂપ થાય તેવાં પુસ્તકના કદના પ્રમાણમાં ઘટતાં રાખવામાં આવશે.

## આ પુસ્તકમાળાના ગ્રાહકોને જોખમદારી કાંઈ છે?

ગ્રાહકોને આ માળાનું આખા વર્ષનું લવાજમ અગાઉથી એકદમ ભરીને નવાં પુસ્તકો માટે આખું વર્ષ વાટ જોતા બેસવાનું નથી, પણ પુસ્તક હાથમાં લઇને જ તેની અર્ધી કિંમત આપવાની છે, લવાજમ યા કિંમતના પૈસા સામટા ભરવા પડે તેમ નથી; દરેક પુસ્તક વિ૦ પી૦ થી આવવાનું હોવાથી ગેરવલ્લે જવાનો પણ ભય નથી. પ્રવેશફીના માત્ર આઠ આના આપવાના છે તે પણ ગ્રાહકમાંથી કમી થનારને રોકડ પાછા મળે છે. એટલે **આ યોજના તદ્દન બીનજોખમી છે.**

## આ માળાના કાયમના ગ્રાહકોને મળવાનો બેવડો લાભ.

નિયમ પ્રમાણે આ માળાના કાયમના ગ્રાહકને **અર્ધી કિંમતે પુસ્તકો** મળવા **ઉપરાંત પાંચ વર્ષે એક રૂપીઆ બોનસનો** આપવાનો છે, એટલે લગભગ. ૧૦-૧૨ ટકાનું બોનસ યા કમીશન વધારાના લાભ દાખલ મળવાનું છે, એ ખાસ ધ્યાનમાં લેવા જેવું છે. (**દાખલા તરીકે**-અમે ઑન. રા. બ. રમણભાઈ **મહીપતરામ નીલકંઠનું "રાઈનો પર્વત"** નામે એક રૂ.ની કિંમતનું નાટક પ્રસિદ્ધ કર્યું છે તે આ માળાના ગ્રાહકને મળવાનું હશે તો નિયમ પ્રમાણે રૂ ૧ ને બદલે આઠ આનામાં મળે ને તે ઉપરાંત બોનસનો લગભગ એક આનો મજરે મળવાનો એટલે એક રૂ.નું પુસ્તક કાયમના ગ્રાહકને લગભગ સાત આને મળે.)

## અમારી આશા-પાંચ હજાર ગ્રાહકો થવાં જોઇએ.

પ્રથમથી લાંબાં લાંબાં બણગાં ફુંકવા કરતાં કામ વડે ખાત્રી કરી આપવી એજ યોગ્ય ને ઉત્તમ છે, તેથી અમે પહેલાંથી મોટી મોટી આશાઓ ન આપતાં ટુંકામાં એટલીજ ખાત્ર આપીશું કે, ગુર્જર ભાઇઓ અને બહેનો અમારી આ યોજનાની કદર કરી પુરતી સંખ્યામાં ગ્રાહકો થશે તો અમે **વિદ્વાનોનાં સારાં સારાં પુસ્તકો ઘણાજ સસ્તા દરથી બહાર પાડવા શક્તિમાન થઇશું.** ગ્રાહકો વધારે હોય તેમ **કિંમત ઓછી રાખવાનું** પોસાય એ દેખીતુંજ છે એટલે અમારી બધી ધારણા પાર પડવાનો આધાર ગ્રાહકોની સંખ્યા ઉપરજ રહે છે. **આવી યોજના ફતેહમંદ થવા માટે કમીમાં કમી પાંચ હજાર ગ્રાહકો ની જરૂર છે. "આ કાર્ય સારું છે તો તેમાં સહાયક થવાની પરમ** ...કૃપાળુ પ્રભુ સૌને પ્રેરણા કરશે એવી પૂર્ણ આસ્થા છે."

## "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" માટે

### અર્ધી કિંમતે આપવા પસંદ કરવાં ધારેલાં કેટલાંક પુસ્તકો.

આ પુસ્તકમાળા સારૂ નીચેનાં પુસ્તકો તૈયાર કરાવવાની તજવીજ ચાલે છે. તેમાંનાં જે વહેલાં તૈયાર થશે તે છપાવવાની ગોઠવણ થશે. કોઈ વિદ્વાન કે જાણીતા લેખક પોતાનું પુસ્તક આ સસ્તી પુસ્તકમાળા માટે આપવાની ઇચ્છા દર્શાવશે તો તે આભાર સાથે સ્વીકારવામાં આવશે. આ ઉપરાંત બીજાં પુસ્તકો માટે પણ તજવીજ ચાલુ છે.

**૧ હાસ્યમંદિર**—કર્તા ઑન. રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ બી. એ., એલએલ. બી. આ પુસ્તકમાં "હાસ્યરસ" વિષેનો ૧૦૦–૧૨૫ પૃષ્ઠનો તેમનો નિબંધ તથા હાસ્યરસના તેમના અને તેમનાં પત્ની સૌ. વિદ્યાગૌરી બી. એ. ના ત્રીશેક લેખો–વાર્તાઓ–સંવાદો વગેરે આવશે. ખાસ તૈયાર કરાવેલાં ચિત્રો સાથે. પૃષ્ઠ લગભગ ૨૫૦ ઉપર. આ પુસ્તક છાપવાનું શરૂ પણ થઈ ગયું છે.

**૨ જેમ્સ એલન ગ્રન્થમાળા**—સુપ્રસિદ્ધ નીતિબોધક મર્હુમ મહાત્મા સર જેમ્સ એલનનાં ધર્મપત્નીની એલનના સર્વે ગ્રન્થોનું ગુજરાતીમાં ભાષાન્તર કરવા માટે ખાસ પરવાનગી મેળવી છે.

**૩ સંસારકથામંજરી**—સુશિક્ષિત વિદુષી ગુજરાતી સન્નારીઓ, વિદ્વાનો તથા ગ્રેજ્યુએટ ગૃહસ્થોએ લખેલી સાંસારિક, નૈતિક વગેરે વિષયની ન્હાની ન્હાની સુરસ વાતો.

**૪ કવીશ્વર દલપતરામ**—૬૦ ૬૦ ડા૦ ના ગદ્ય લેખોનો નવોજ સંગ્રહ. આ સગ્રહ છાપવા ગુ૦ વ૦ સોસાઇટીએ અમને પરવાનગી આપવાની કૃપા કરી છે.

**૫ ક્રીતો ને શીદો**—મહાત્મા સૉક્રેટીસનો વિષપાન–મરણ–વખતનો છેલ્લો આધ્યાત્મિક સંવાદ.

**૬ શ્રીમતી કમલાદેવી** (મનોવેધક નવલકથા.)—મૂળ બંગાળીમાં કર્તા–સવાલાખ રૂપીઆનું નોબલ પ્રાઇઝ મેળવનાર પ્રસિદ્ધ બંગકવિવર રવિન્દ્રનાથ ટાગોર. પૃષ્ઠ ૩૫૦થી ૪૦૦ થશે.

**૭ મુક્તિમાલા** અથવા જીવરાજ જીવન્મુક્તિ આખ્યાન. કર્તા ભરૂચનાં મર્હુમ વકીલ પ્રાણલાલ શંભુલાલ દેસાઈ. વેદાન્ત(દ)ના ગૂઢ સિદ્ધાન્તો ને પ્રમાણો સમજાવનારો સ્વતંત્ર નવો ગ્રન્થ. સંવાદ રૂપે.

**૮ લૉર્ડ બેકનના નિબંધો**—અંગ્રેજી ઉપરથી ભાષાન્તર.

**૯ પત્નીની પસંદગી**—આપણી હાલની સામાજીક સ્થિતિનો ચિતાર આપનારૂં પાંચ અંકી નવું ગદ્ય નાટક. (સચિત્ર.)

**૧૦ ન્યા. મૂ. રાનાડેનાં ધાર્મિક વ્યાખ્યાનો**—મરાઠી ઉપરથી ભાષાન્તર.

**૧૧ સુશિક્ષિત સ્ત્રી** અથવા ગૃહકેળવણીનો ઉત્તમ આદર્શ—કેળવાયેલી સ્ત્રી બાળકોને ઘરમાં શિક્ષણ કેવી રીતે આપે તેની નમુનેદાર નવલકથા.

**૧૨ નવીન કાવ્યદોહન**—નર્મદ–દલપતથી આજ સુધીના કવિઓનાં કાવ્યોમાંથી ચુંટણી. વગેરે–વગેરે.

## આ પુસ્તકમાળા વિષે કેટલાક વિદ્વાનો તરફથી મળેલા અભિપ્રાય.

આ યોજના બહાર પાડતાં પહેલાં અભિપ્રાય તથા સલાહ માટે અમે તે ગુર્જર વિદ્વાનોને મોકલી હતી. તે ઉપરથી જે અભિપ્રાય મળ્યા છે, તેમાંના કેટલાક નીચે પ્રમાણે છે.

**રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ,** બી. એ.–પ્રોસપેક્ટસ હું ધ્યાનથી વાંચી ગયો છું. યોજના ખરેખર યશ આપનારી છે.

**રા. સા. જમીયતરામ ગૌરીશંકર શાસ્ત્રી,** બી. એ. ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર–તમે જે કામ કરવા ધાર્યું છે તેને હું ફત્તેહ ઇચ્છું છું.

**રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ,** બી. એ.–યોજના પુરેપુરી ફતેહમંદ થાઓ એમ હું ઇચ્છું છું.

**રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા,** બી. એ. ભાવનગર સ્ટેટના કેળવણી ખાતાના ડીરેક્ટર:—આપની યોજનાથી ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં સારો લાભ થવા સંભવ છે; અને એ યોજના ઉત્તેજનને પાત્ર છે.

**રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા,** જુનાગઢ સ્ટેટના ચીફ એજ્યુકેશનલ ઑફિસર–યોજના વાચકવર્ગને લાભકારક જણાય છે, અને તેમાં આપે પ્રસિદ્ધ કરવા ધારેલાં પુસ્તકો પણ આજસુધી ગુર્જર પ્રજા સમક્ષ મૂકાયેલાં નહિ હોવાથી અભિરૂચિ ઉત્પન્ન કરે એવાં છે.

**રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી,** બી. એ., એલ્‌એલ્. બી–મુંબાઈ સ્મૉલકૉઝ કોર્ટના જજ–તમારી ધારેલી યોજના સારી છે.

**રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી**—તમારી પ્રવૃત્તિ શુભ તથા પ્રગતિવાળી હોવાથી મને આનંદ થાય છે. આપણા સાહિત્ય પ્રત્યેની આપની પ્રીતિ, તેના પ્રસાર માટે આપનો ઉત્સાહ અને સાહસ તથા તેને આચારમાં મુકવા માટેની યોજના હું વર્ષોથી જોતો આવ્યો છું ને હાલમાં તેનો સાક્ષાત અનુભવ થતાં એ લોકહિતના તથા સાહિત્યની અભિવૃદ્ધિના કાર્યમાં તમારો જય ઇચ્છું છું.

**ઑન. રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ,** બી. એ., એલ્‌એલ્. બી.–યોજના બહુ ઉપયોગી છે. એ રીતે વાંચવા લાયક પુસ્તકોનો સારો સંગ્રહ સસ્તી કિંમતે વાચકવર્ગના હાથમાં આવશે, અને સાહિત્યભંડારમાં ધીમે ધીમે વધારો થતો જશે.

**મિ. કેખુશરૂ અરદેશર બ્યાલા,** બી. એ., પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ–તમે જ્ઞાનવર્ધક પુસ્તકમાળાની યોજના કરવા ધારી છે તેના પ્રોસપેક્ટ્સ ઉપરથી જણાય છે કે, જો તેજ પ્રમાણે તે યોજના અમલમાં મૂકાય તો પસંદ કરવા જેવી થઇ પડે.

**રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારિઆ,** એમ. એ., એલ્‌એલ્. બી. મુંબઈની નિશાળોના ઇન્સ્પેક્ટર–તમારો પ્રયાસ વાચકોને યોગ્ય લાભ આપી પ્રકાશકોને વેચાણની ખાત્રી આપનારો સર્વ પક્ષને લાભકારક છે એમ મારૂં માનવું છે; અને ગુર્જર પ્રજા તેને આનંદથી સ્વીકારે તેવો છે.

**રા. રા. રણછોડરામ વાવાભાઈ મહેતા,** બી. એ.–યોજના ઘણી સારી છે. તમને સારૂં ઉત્તેજન મળશે એવી આશા છે. તમે પસંદગી (પુસ્તકોની) પણ સારી કરી છે.

**રા. રા. હીરાલાલ વ્રજભુખણદાસ શ્રાફ,** બી. એ. વડોદરા શ્રી સયાજી હાઇસ્કૂલના પ્રિન્સિપાલ—યોજના અતિ આવકારદાયક છે.

કે. પીરમશાહ રોડ }
અમદાવાદ. }

જીવનલાલ અમરશી મહેતા,
મેનેજર, જ્ઞાનવર્ધક પુસ્તકમાળા.

શ્રી રાયચંદ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. સલાપોસ રોડ—અમદાવાદ.

ભારત વર્ષના

રાજકીય ઇતિહાસનો એક પ્રમાણિક અને અપૂર્વ ગ્રંથ.

# પાંડવ અને કૌરવ.

આવૃત્તિ પાંચમી.

પાંડવ અને કૌરવ વચ્ચેનો રસીલો ઇતિહાસ કે જેની અંદર એક પ્રતાપી અને પ્રભાવવાળા પ્રખ્યાત ક્ષત્રિય કુટુંબમાં એક ભાગ કુપુત્રો પેદા થવાને લીધે દ્વેષ, કપટ, કુસંપ અને લોભ, દુરાગ્રહ અ દુર્ગુણોના વમળમાં ડૂબી કેવી રીતે અસ્ત પામ્યો ? તથા બીજો ભાગ ઉદારતા રળતા, સંપ, સંતોષ અને સારી સલાહનો સ્વીકાર વગેરે સદ્‌ગુણોથી કેવી રીતે ય પામ્યો, તેનો આ પુસ્તકમાં સારી છટાથી અને સરળતાથી સમાવેશ કરવામાં આવ્યો છે. એની અંદર સામાન્યનીતિ, રાજનીતિ, ધર્મને લગતાં વિવેચનો, નિત્ય અભ્યાસ કરવા જેવાં છે. યુદ્ધ પ્રસંગનાં વર્ણનો, તે કાળના સાધારણ ક્ષત્રિયો અને સ્ત્રીઓ કેવાં શૌર્ય અને ધૈર્યથી ભરપૂર હતા તે બતાવી આપે છે.

ગ્રંથનું કદ—રેમી આઠ પેજી ૭૮ પાનું છે, પુંઠું પાકું કિંમત રૂ. ૩) છે. પુસ્તકો અને દવાઓની વિગત સારી રીતે જાણવા માટે આઈસલીષ્ટ મંગાવી વાંચો! વગર પોષ્ટ ખર્ચે તમને મળ[શે.]

વૈદ્ય શાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

—આતંકનિગ્રહ ઔષધાલય.

જામનગર—(કાઠિયાવાડ).

## ચક્ષુરૂપી રત્નને જાળવવું એજ જીંદગીની મોટી દોલત છે.

**મુલક મશહુર જામનગરનો પ્રખ્યાત શુદ્ધ સાચા મોતીનો સુરમો.**

**(આ સુરમો વાપરવાથી આંખના અસંખ્ય દરદીઓ ફત્તેહમંદ થયા છે.)**

આ મનુષ્યને ચક્ષુરૂપી રત્નને જાળવવા શરીરના તમામ અવયવો કરતાં વધારે જરૂરનું છે. જેના સાધન તરીકે અમારો સુરમો ઝાંખ, ઝામર, પાણીનું ખરવું, ફુલું, પરવાળાં ખીલ, ખટકો, કઢણુ, દુઃખતા આવવું, અંજાઈ જવું, જાળા બંધાવા ગરમી, રતાશ, ચીપડા થવા પાંપણનું ખરવું તથા તૂટી જવું, ફીક, આંજણી તથા બીજા વિકારથી થતાં આંખનાં અસંખ્ય દરદો જેવાં કે ધુમાડાથી બહુ વાંચવાથી, ઉજાગરા ઈત્યાદિ ગમે તે કારણથી થયેલ દર્દનું નિવારણ કરે છે. એ સુરમો રોગી તથા નિરોગી તેમજ વાંચનવર્ગ તથા લેખકવર્ગ તમામને એક સરખો ફાયદાકારક થઈ પડે છે. કિંમત નંબર ૧ તોલા ૧ ના રૂ. ૧૦ નાં ૨ રૂ. ૪ નાં ૩ રૂ. ૧॥ નાં. ૪ રૂ. ૧-નાં. ૫ રૂ. ૦॥

આ સુરમાના ઉત્તમપણા માટે મેડીકલ ડૉક્ટર નરસીભાઈએ ઘણો વખત વાપરી ઉત્તમ સર્ટીફીકેટ આપેલ છે. જામનગરનો અસલી પ્રખ્યાત સુરમો કોનો છે તે જામનગરના લોકોને પૂછવાથી ખાત્રી થશે. અમારો સુરમો મોટા મોટા રાજા રજવાડાઓમાં પણ વપરાય છે. આ સુરમો અમારા વંશપરંપરાથી બનતો આવેલો છે.

**ઇસાજી મુલ્લાં ઈસ્માલજી અત્તરવાલા**

ઠે. ફુલીઆબજાર—જામનગર.

---

# લાખ રૂપિયા.

આરોગ્ય આગળ તુચ્છ છે. નિરોગી જીવન, તનદુરસ્ત, દીર્ઘાયુષી થવા માટે "પ્રાણ-ચિકિત્સા" વાંચો કિ. ત્રણ આનાની ટીકીટ મોકલી મંગાવો જે વિલાવડે ઋષિઓ દીર્ઘાયુષી થતા તે આ પુસ્તકમા છે. **અનુભવી યોગીની પ્રસાદી છે.**

ચંદ્રપ્રકાશ ઓફિસ, સુરત.

---

જામનગરનો—

# સુપ્રસિદ્ધ સુરમો.

આ સુરમો શુદ્ધ સાચાં મોતીથી બનાવવામાં આવે છે અને તેથી તે આંખના તમામ દરદો—ઝાંખ—સાદ, ઝાંખાશ, ઝાળાપણું, આંખમાં દુઃખવું, પાણી ઝરવું, ગરમી, ફુલાં, નજ્લો—વિગેરે પર અદ્ભુત અસર કરે છે. નીરોગી આંખ પણ તે વાપરી વધુ તેજસ્વી બની શકે છે, તેને ચશ્માં ની કદી પણ જરૂર પડતી નથી.

કીં. તોલા ૧ ના રૂ. ૪)

**વોરા દાઉદભાઈ ભાઈજી,**

જામનગર—કાઠિયાવાડ.




वर्ष ८ पौष. १९७१ अंक ३

## कल्याणनो राजमार्ग.

### હિંડી.

કર્યા યાગ, યજ્ઞ, હોમ વિવિધ રીતે,
દીધાં દાન ગરીબ, આર્તનેજ પ્રીતે;
મળી તોય ના લગીર વિમળ શાંતિ,
હૃદય તાપ થકી લેશનાં વિશ્રાંતિ.
લઇ માલ જપ્યા જાપ અહો રાત્ર,
તપી તપ અનેક શુષ્ક કીધ ગાત્ર:
નહિ તોય હૃદય પરમ શાંતિ પામ્યું,
નહિ તિમિર સમુક નેત્રથી વિરામ્યું.
રાજયોગ, ધ્યાન, ધારણા જ કીધી,
નિયમ, યમ તણી કુટીલ વાટ લીધી;
કીધા યોગ, વિકટ વ્રત અનેક સાધ્યાં,
તપ્યા તપ તથાપિ તાપના વિરામ્યા.
કીધાં સ્નાન પુનિત સ્થાનમાં વિશેષે,
કીધું રટણ તીર્થકાજ દેશદેશે;
કીધો શ્રમ, અનેક કષ્ટને ઉવેખ્યાં,
નહિ તોય પાપ પડળ લેશ કાપ્યાં.
ભણી સ્તોત્ર કીધી વિવિધ પ્રાર્થનાઓ,
પઢયા પાઠ, કર્યાં પૂજન અર્ચનાઓ;
ધર્યાં તુળસી તિલક છાપ, કરી પ્રેમ,
પણ્ રહ્યું ભક્ત રહ્યું હૃદય હતું તેમ.
કીધાં દર્શનો અનેક સંત કેરાં,

સુણ્યા વાદ, સુણ્યાં શાસ્ત્ર કથન તેનાં;
ભણ્યો વેદ, વિવિધ ફિલસુફી વિચારી,
મળી તોય જ્ઞાનની નહિ પ્રસાદી,

અનુષ્ટુપ.

અશાંતિની અવસ્થામાં, દુઃખથી ક્લાન્ત હું થયો;
તહિં આત્મા તણો ગેબી, શબ્દ મેં સહસા સુણ્યો.
सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वां सर्व पापेभ्यो, मोक्षयिष्यामि माशुच ॥
"ત્યજી દે સર્વ ધર્મોને, ગ્રહી લે કર મ્હારો;
હું તને સર્વ પાપોથી, મુક્તિ આપીશ શોચમા."
हरेर्नाम हरेर्नाम हरेर्नामैव केवलम् ।
कलौनास्त्यैव नास्त्यैव नास्त्यैव गतिरन्यथा ॥
"હરિના નામનો જાપ, મોક્ષનો માર્ગ એક છે;
તે વિના કલિમાં એકે, માર્ગ અન્ય નથી નથી"
"જ્ઞાન, કર્મ અને યોગ, કાળ તેના ગયા વહી;
યુગનો ધર્મ છે સાચો, कलौ केशवकीर्त्तनम् ।

સ્વામી વિજ્ઞાન ભારતી.

---

## મુક્તિના મહામંત્ર.

### મંત્ર ૭ મો.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૮ થી)

મિથ્યો તૃષ્ણા અને અહંકારના ત્યાગ વિષે.

૧ મનુષ્ય અથવા જગતના કોઇપણ પદાર્થમાં જે સુખની આશા રાખે છે તે બુદ્ધિહીન છે. શ્રી કૃષ્ણના પ્રેમને અર્થે તારે જો બીજાઓની સેવા કરવી પડે અથવા નિર્ધન રહેવું પડે તો શરમાઇશ નહિ.

તારી જાત ઉપર પણ વિશ્વાસ રાખીશ નહિ પણ એકલા ભગવાન ઉપરજ ભરોંસો રાખજે.

તારાથી બનતો શુભ પ્રયાસ કરજે અને તારી મદદે આવશે.

તારા પોતાના જ્ઞાન ઉપર પણ આધાર રાખીશ નહિ; જગતના માનવીની બુદ્ધ ઉપર અવલંબતો નહિ; પણ ઇશ્વરની કૃપાનુંજ શરણ લેજે. તેજ દીનજનને મદદ કરે છે અને અહંકારીનો અહંકાર ચૂર્ણ કરી નાંખે છે.

૨ તું કદિ શ્રીમંત હોય તો ધનનો ગર્વ કરીશ નહિ. તારે ઘણા સમર્થ મિત્રો હોય તોપણ તું ફુલાઇશ નહિ, પણ આ સર્વ પદાર્થો તને જે પરમેશ્વર તરફથી મળેલા છે. અને આ પદાર્થો ઉપરાંત તે પોતેજ તારા થવા ઇચ્છા રાખે છે. તેનામાજ તારા અહંકારને સ્થાન આપજે.

તારું અંગબળ અથવા તારું સૌંદર્ય જોઇ ગર્વિષ્ટ થતો નહિ; એક જરા મંદવાડ આવશે તો એ બળનો અને રૂપનો નાશ થશે.

તારી બુદ્ધિ અને કુશળતાનું અભિમાન કરતો ના. અહંકાર કરીશ તો ઈશ્વરને નારાજ કરીશ. યાદ રાખજે કે એ સર્વે ઉત્તમ પદાર્થો તને ઈશ્વરેજ બક્ષેલા છે.

 કે તું બીજાના કરતાં મ્હોટીઆતો છે' એવી ભાવનાને કદિ સેવતો નહિ. તેમ કરીશ તો ઈશ્વર તને છેક અધમ ગણશે કેમકે તારા સર્વે દોષ તેને વિદિતજ છે.

તારાં પોતાનાં શુભ કર્મોનો અહંકાર ન કરીશ કેમકે પરમેશ્વરનું ધોરણ બહુ જૂદા પ્રકારનું છે. મનુષ્યની દષ્ટિએ જે ઉત્તમ છે તે ઘણીવાર ઈશ્વરની દષ્ટિને અધમ જણાય છે.

જો તારામાં કાંઇ પણ સદ્ગુણ હોય તો બીજાઓમાં તારા કરતાં વધારે છે એમ જરૂર માનજે. એમ કર્યાથી તું દીન થઇ શકશે.

સર્વ કરતાં તું તારી જાતને નીચી માનીશ તો તેમાં તને નુકશાન થનાર નથી; ઉલટું તું બીજા કરતાં ઉંચો થવાનો જો યત્ન કરીશ તો જરૂર નુકશાન થશે.

જે દીન છે તે સર્વદા શાંત રહે છે પણ અહંકારીનાં હૃદય હમેશાં ક્રોધ અને ઇર્ષ્યાથી બળબળી રહે છે.

## મંત્ર ૮ મો.

### કોઇ સાથે અત્યંત પરિચય ન કરવા વિષે.

દરેકની આગળ તારું અંતઃકરણ ખુલ્લું કરતો નહિ પણ જે જ્ઞાની અને ઇશ્વર પરાયણ છે તેની આગળજ તું હૃદય ઉઘાડીને વાતચીત કરજે.

યુવાન અને અપરિચિત મનુષ્યો સાથે બહુ ભળવો નહિ.

શ્રીમંત લોકોની કદિ ખુશામત કરતો નહિ અને મ્હોટા લોકોની મિજલસમાં બેસવાને ઉત્સુક થતો નહિ.

સાદા, ભોળા અને પવિત્ર મનુષ્યોનો સમાગમ રાખજે; ભક્ત અને સદાચારી પુરૂષોનીજ મૈત્રી કરજે.

કદિ કોઈ સ્ત્રી સાથે પરિચય કરતો નહિ; પણ સામાન્ય રીતે બધી સ્ત્રીઓનું કલ્યાણ ઇચ્છજે અને તેમને માટે ઇશ્વરની પ્રાર્થના કરજે.

માત્ર ઇશ્વર અને તેના ભક્તોનોજ અત્યંત સમાગમ રાખજે; મનુષ્યથી બને તેટલો દૂર રહેજે બહુ ઓળખાણ સારાં નથી.

સર્વ મનુષ્ય પ્રત્યે સારી ભાવના રાખજે પણ પરિચય કરીશ નહિ.

એમ ઘણીવાર બને છે કે મનુષ્ય જ્યાં સુધી પૂરેપૂરો સહવાસમાં આવ્યો નથી હોતો ત્યાંસુધી તેની આબરૂ સારી રહે છે પણ સહવાસમાં આવ્યાથી તેના છુપા દુર્ગુણ ઉઘાડા પડી જાય છે.

બીજાઓને રાજી કરવાના હેતુથી ઘણીવાર આપણે તેમની સાથે બેસીએ છીએ; પણ આપણી કેટલીક ટેવ તેમને પ્રિય નથી હોતી તેથી તેમને આપણે સામા અપ્રિય થઈ પડીએ છીએ.

## મંત્ર ૯ મો.

### આધીનતા વિષે.

ગુરૂને તાબે રહેવામાં, શાસ્ત્રની આજ્ઞાના અંકુશ નીચે રહેવામાં અને સ્વેચ્છાચારી નહિ થવામાં ઘણો લાભ છે.

સત્તાધારી થવા કરતાં બીજાની દેખરેખ નીચે રહેવામાં વધારે સલામતી છે.

ઘણા માણસો પોતાની મરજીથી નહિ પણ ના છુટકે અધીન રહે છે; તેઓનેજ પરાધીનતા ખુંચે છે; તેઓજ અસંતુષ્ટ રહે છે.

પ્રભુ પ્રસન્ન કરવા માટે જે સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થયો નથી તે મુક્તિથી ઘણો દૂર છે.

ગમે ત્યાં જાઓ પણ જ્યાં સુધી તમે ગુરૂદેવની આજ્ઞાનું પાલન કરવાને જોઇએ તેવા અધીન નહિ થાઓ ત્યાં સુધી તમે કદિ વિશ્રાંતિ પામનાર નથી.

૨ અલબત્ત, દરેક જણ પોતાની મરજી પ્રમાણે એટલે પોતાના મનના તરંગ પ્રમાણે વર્તવાને રાજી હોય છે પણ જો પ્રભુનું સાનિધ્ય આપણે સમજતા હોઇએ તો આપણે પ્રભુ પ્રેમને વશ થઇ આપણા તરંગોને દબાવવા જોઇએ.

જેને સર્વ પ્રકારનું પૂર્ણ જ્ઞાન હોય એવો જ્ઞાની કોણ છે?

માટે હે સાધક! તારા અભિપ્રાયમાં ઘણો મક્કમ રહીશ નહિ પણ બીજાના અભિપ્રાય સાંભળે એવો તું ગુણ ગ્રાહક થજે.

કદાચ તારી માન્યતાઓ કેટલીક સાચી હોય તોપણ જો પ્રભુની ખાતર, તેના ઉપર શ્રદ્ધા રાખીને તું શાસ્ત્રની અને સદ્ગુરૂની શિક્ષા પ્રમાણે ચાલવા માટે તારી માન્યતાઓનો પરિત્યાગ કરીશ તોપણ તને કદિ નુકસાન થનાર નથી.

૩ શિક્ષા આપવા કરતાં શિક્ષા ગ્રહણ કરવામાં વધારે સલામતી છે.

તારો તેમજ બીજાનો બેઉનો અભિપ્રાય સાચો હોય તોપણ જો તું મતાન્ધપણે તારી જકને વળગી રહેશે તો તારૂં વર્તન દુરાગ્રહીજ મનાશે.

## મંત્ર ૧૦ મો.

### વાણીનો સંયમ કરવા વિષે.

મનુષ્યના કોલાહલથી બને તેટલો દૂર રહેજે; સાંસારિક કાર્યોની ખટપટ ઉન્નતિમાં અવરોધ કરનાર છે. તે ખટપટમાં પડવાનો તારો હેતુ ગમે તેવો શુદ્ધ હોય તોપણ તે ખરેખર જંજાળજ છે. તેમાં પ્રવેશ કર્યાથી સાધક તરતજ દૂષિત થાય છે અને તેનો અહંકાર મજબૂત થાય છે.

હું ઘણીવાર મૌન અને એકલો રહ્યો હોત તો બહુ સારૂં થાત.

નકામો પ્રલાપ કર્યા પછી અથવા નિરૂપયોગી ગપાટા માર્યા પછી જ્યારે આપણે શાંત થઇએ છીએ. ત્યારે થએલા અપરાધના સ્મરણથી અંતઃકરણ ચણચણતું હોય છે છતાં આપણે બીજી વાર એની એજ ભૂલ કરીએ છીએ.

એનું કારણ એજ છે કે આપણે મિત્રો સાથે ગપ્પાં હાંકવામાં આનંદ મળશે એવી મિથ્યા આશા રાખીએ છીએ; આપણે અનેક કુતર્કથી રૂંધાયલા હૃદયને કોઇપણ રીતે ખાલી કરવા મથીએ છીએ.

જે પદાર્થો આપણને પ્રિય હોય અથવા તદ્દન અપ્રિય હોય તેને વિષે ઘણે ભાગે આપણી વાતચીત ચાલે છે.

૨ પણ અરે! અરે! આમ કરવામાં આપણે કેવા ઠગાઇએ છીએ! એ યત્ન મિથ્યા

છે; ઉઘો છે. બહારથી આનંદ પ્રાપ્ત કરવા આપણે જે ફાંફાં મારીએ છીએ તેનાથી અંદરનો દિવ્ય આનંદની મઝાહ ચાખવામાં અત્યંત અટકાવ થાય છે.

માટે હે સાધક! સાવધાન રહે; ભજનમાં ગુંથાયલો રહે નહિ તો તારો અમૂલ્ય વખત બરબાદ જશે.

જો તારે બોલવુંજ હોય અને બોલવાની જરૂરજ હોય તો તું અને સાંભળનાર બેઉ ઉન્નત થાઓ એવા બોલ બોલજે.

ખોટા રિવાજ અને આત્માની ઉન્નતિ તરફ દુર્લક્ષને લીધે જીભનો બેહદ ઉપયોગ થાય છે.

ભક્તિના વિષયને સંબંધે ભક્તજનો સાથે કરેલો વાર્તાલાપ જરૂર ઉન્નતિમાં સહાયક છે પણ તે માણસો એક મતના અને સરખી રીતે ઈશ્વરપરાયણ હોવા જોઇએ.

---

## हालनी केळवणीनुं स्वरुप.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ટ ૫૧ થી. )

આટલા વિવેચન ઉપરથી સર્વેની ખાત્રી થઇ હશે કે હજી કેળવણીનો જેવો જોઇએ તેવો ફેલાવો થયો નથી અને તે ઘણી વધી પડી છે એવી જે ધારણી બતાવવામાં આવે છે તે ખોટી છે. હવે પ્રશ્ન એ ઉભો થાય છે કે શા કારણથી આપણા દેશના લોકો કેળવણીનો લાભ લેવામાં પછાત છે? આ સવાલનો સાચો ઉત્તર હિંદુસ્તાનના લોકોની આર્થિક સ્થિતિ તપાસતાં મળી આવશે. પ્રખ્યાત ઇતિહાસવેત્તા સર હન્ટર એવી ગણત્રી કરે છે કે હિંદુસ્તાનની વસ્તીનો પા ભાગ દિવસમાં માત્ર એક વાર ખાવા પામે છે.

**મોંઘી કેળવણી**

હિંદુસ્તાનની પ્રજાની સરાસરી આવક દર માણસે વર્ષે રૂ. ૨૭ની આંકવામાં આવી હતી. આજે પણ તેવીને તેવીજ સ્થિતિ છે. માત્ર ગરીબાઇને લીધેજ ઘણા લોકો પોતાના પુત્રોને ભણાવી શકતા નથી. તેમાં વળી છેલ્લાં પાંચ સાત વર્ષથી સરકાર તરફથી શાળાઓની ફીનો દર વધારવામાં આવ્યો છે તેથી કરીને કેળવણી બની શકે તેટલી મોંઘી થઇ છે. એક પાસે ગરીબાઈ વધતી જાય છે, અને બીજી પાસે કેળવણી અને તેના સાધનો મોંઘાં થતાં જાય છે. આવી મુશીબતની વચ્ચે જ્યારે પોતાના કુટુંબનું ભરણપોષણ કરવાનાજ વાંધા પડે છે ત્યારે બિચારા હિંદુસ્તાનના લોક પોતાના છોકરાઓને કૉલેજમાં ભણવા ન મોકલી શકે તેમાં તેમનો શો દોષ કહાડી શકાય?

કેળવણી મોંઘી થતી જાય છે એ તો આપણે ગોળ ગોળ કહ્યું પણ જરા આંકડા અને વિગત તપાસીએ. હાઈસ્કૂલમાં અને કૉલેજમાં ભણતો વિદ્યાર્થી દરવર્ષે કેટલો ખર્ચ ઓછામાં ઓછો કરે છે, તેનો અમને જાતિ અનુભવ હોવાથી વાંચનારને સાચો ખ્યાલ આપીશું. હાઈસ્કૂલમાં સાતમા ધોરણમાં ભણતા વિદ્યાર્થીને મહિને સાડાત્રણ રૂપીઆ ફી આપવી પડે છે. પુસ્તકોનો ખર્ચ પણ આશરે ત્રીશ રૂપીઆનો થાય. અસલ નિશાળોમાં છોકરાઓ સ્લેટ ઉપર લખતા. હવે કાગળની નોટબુકોમાં ચોખ્ખે અક્ષરે લખવાનું હોવાથી નોટબુક, પેનસીલ, રબર વગેરે માટે મહિને આઠ બાર આના ખરચ થશે. કપડાં, બૂટ, મોજાં, રૂમાલ માટે આજનો વિદ્યાર્થી દરવર્ષે રૂ ૨૫ ઓછામાં ઓછા વાપરે છે. જમવાનો,

ઘર ભાડાનો, દૂધનો, ધોબીનો, મીણબત્તી અથવા કેરોસીનનો એવો એવો પરચુરણ ખર્ચ મહિને બારથી પંદર રૂપીઆ જેટલો આવે છે. એટલે બધું મળીને હાઇસ્કુલનો વિદ્યાર્થી મહિને રૂ. ૨૫ અને કૉલેજનો વિદ્યાર્થી રૂ. ૩૦–૩૫ તેના પિતા પાસેથી લે છે. આની અંદર ખાનગી ટ્યૂશનનો ખર્ચ આવતો નથી. અભ્યાસક્રમ અને પરીક્ષાઓનાં ધોરણ એવાં દહાડે દહાડે અઘરાં થતાં જાય છે કે સાધારણ બુદ્ધિના વિદ્યાર્થીને ખાનગી માસ્તરની જરૂર પડે છે અને રૂ. ૧૫–૨૦ સિવાય સારો માસ્તર મળવો મુશ્કેલ છે. હવે જેની માસિક આવક રૂ. ૫૦ ની હોય તે છોકરાને હાઇસ્કૂલનું કેળવણી શી રીતે આપી શકે ? અરે! મહિને રૂા. ૧૦૦ ની આવદાનીવાળો માણસ પણ પોતાના કુટુંબનાં નિર્વાહનાં ખરચ ઉપરાંત છોકરાને ભણાવવા પાછળ દરમહિને રૂા. ૩૦–૪૦ મુશ્કેલીથી ખરચી શકે. આખા દેશનાં વાર્ષિક રૂા, ૬૦૦ વાળા એવા માણસો ઘણા થોડા છે. આ ઉપરથી સમજાશે કે નવી, સુધરેલી ઢબની પણ અત્યંત મોંઘી કેળવણી દેશના સાધારણસ્થિતિના માણસોને માટે દુર્લભ છે.

હવે ચાળીશ પચાશ વર્ષ પૂર્વેની સ્થિતિ તપાસો, તે વખતે સાતમા ધોરણના વિદ્યાર્થીને મહિને આઠથી દશ રૂપીઆ ખરચ થતો. ફી મહિને માત્ર રૂપીઓ કે આઠ આના હતી. ખાધા ખરચ પણ તે સોંઘવારીના જમાનામાં ઘણો કમી થતો. તે વખતે ભણનાર થોડા એટલે લગભગ દરેક વિદ્યાર્થી ત્રણથી છ રૂપીઆ સુધીની સ્કૉલરશીપ મળતી. કૉલેજની ઉંચી કેળવણી તો આના કરતાં પણ સરતી પડતી. પ્રિવિયસ કે ઇન્ટરના લગભગ દરેક વિદ્યાર્થીને રૂ. ૧૦ થી ૧૫ સુધી સ્કૉલરશીપ મળતી. બી.

**મુકાબલો.**

એ. ક્લાસમાં તો તેથી એ વધારે એટલે રૂ. ૨૫ થી રૂ. ૩૦ સુધીની ખાધા ખરચ બહુ ઓછો એટલે તેઓ પાસ થતા ત્યારે તેમની પાસે ઉલટી બસેં કે પાચસેં રૂપીઆની રકમ જમા થએલી જોવામાં આવતી. તે વખતના વિદ્યાર્થીઓ ઘણા સાદા અને કરકસરીઆ હતા. તે વખતે આજની માફક કૉલેજ બૉર્ડિંગમાં જમવાનો ખર્ચ દર મહિને એક જણને વીશ કે પચીશ રૂપીઆ આવતો ન હતો પણ માત્ર ચાર કે પાંચ રૂપીઆનો થતો. તે વખતે કૉલેજની ફી પણ કમી હતી. એમ હોવાથી બધા વિદ્યાર્થી પોતપોતાની સ્કૉલરશીપમાંથી કાંઇને કાંઇ બચાવી શકતા. એટલે તેમની કેળવણી તેમનાં માબાપને લેશ માત્ર પણ બોજારૂપ લાગતી નહતી. એથી ઉલટું ઘણાકને તો તેમાંથી બચાવીને પોતાનાં ગરીબ માબાપને ઘર ખરચ માટે ન્હાની રકમ મોકલી શકતા. આજ જમાનામાં સ્વદેશને શોભા અને કીર્તિ આપે એવા નર રત્નો પેદા થયા હતા. એજ જૂની સાદી અને સસ્તી કેળવણીની પદ્ધતિથી મહાન દેશભક્તો, શૂરવીર સંસાર સુધારકો, શ્રેષ્ટ કવિઓ અને વક્તાઓ ઉત્પન્ન થયા હતા. આપણા રાનડે વિદ્યાસાગર, મલબારી, બૅનરજી એવા ભારતના નરરત્નો તેજ જમાનામાં પાક્યા. હવેની પાઠશાળાઓ કેમ તેવા સંગીન જ્ઞાનવાળા વિદ્યાર્થીઓ ઉત્પન્ન કરતી નથી ? એમાંનો કોઇ શ્રીમંતનો પુત્ર નહતો. કેટલાક સાધારણ સ્થિતિના અને કેટલાક તો કેવળ નિર્ધન પિતાના પુત્રો હતા. વળી તે જમાનામાં હાલની પેઠે દર વર્ષે ચોપડીઓ બદલાતી નહતી તેથી કરીને ઘણા વિદ્યાર્થીઓ પોતાના પુસ્તકો વેચીને તેમાંથી નવાં પુસ્તકો ખરીદી શકતા અગર પોતાના ન્હાના ભાઇ માટે રાખી મુકતા. આથી પણ ખર્ચનો બચાવ થતો. તે

વખતે માસ્તરો અને પ્રોફેસરો વિદ્યાર્થીઓ ઉપર વિશેષ કાળજી ધરાવતા. હાલતો અભ્યાસનો બોજો એટલો વધી પડયો છે કે તેમને વિદ્યાર્થીઓ નિકટનો પરિચય બાંધવાનો અવકાશજ નથી મળતો. ચોપડીઓ પણ એવી પસંદ કરવામાં આવે છે કે જેનો વ્યવહારિક ઉપયોગ થઇ શકે નહિ. ઘણાખરા પ્રોફેસરો વિલાયતની યુનિવર્સિટીના થર્ડ ક્લાસ ગ્રેજ્યુએટો હોય છે અથવા અહિંના મૂછ વગરના છોકરવાદ બોય પ્રોફેસરો હોય છે. એવા ટીનપાટીઆ પ્રોફેસરો શું સંગીન શિક્ષણ આપીશકે? તેમને પોતાને જ તેમના વિષયનો પૂરો અભ્યાસ હોતો નથી તે બીજાને શું ભણાવી શકે? અસલના વારાના વર્ડસવર્થ અને સેલ્બી જેવા જ્ઞાનગંભીર પ્રોફેસરો હવે કયાં આવે છે? પહેલાંના વિદ્યાર્થીઓ કરતાં હાલના વિદ્યાર્થીઓનું જ્ઞાન ઉતરતું, ઉપલકીયું હોવાનાં ઘણાં કારણ માંહેનું આ એક કારણ છે. યુનિવર્સિટીઓમાં થએલા છેલ્લા સુધારાથી કશો સુધારો થયો નથી. ઉલટી કેળવણી મોંઘી થઇ, અભ્યાસ ક્રમ લાંબા થયા, પરીક્ષાઓ અઘરી થઇ અને ઉપયોગી વિષય કમી થયા. માત્ર ગોખણ વધ્યું, અને ભણનારાઓના મગજ પર બોજો વધ્યો.

કેળવણી મોંઘી થવાથી, દિવસે દિવસે મોંઘવારી વધવાથી, લોકોનો ધંધો રોજગાર ઘટવાથી—આ ત્રણ કારણોને લીધે કેળવણીના ફેલાવાને હાનિ પહોંચી છે એટલુંજ નહિ પણ કેળવણીને વધારે અઘરી, વધારે કુદરતની વિરૂદ્ધ અને વધારે દુર્લભ કરનાર એક કારણ એ છે કે બધું ઉંચા પ્રકારનું શિક્ષણ અંગ્રેજી ભાષાની મારફતે અપાય છે. અલબત, ઉંચા પ્રકારનું સાહિત્ય, પાશ્ચાત્ય ફિલસુફી, સાયન્સ વગેરે મહત્વના વિષયો અંગ્રેજીમાં શીખાય તેજ ઉત્તમ છે, પરંતુ એ નિયમ વિદ્વાનો માટે છે. જેમને ઇતિહાસ, ગણિત, સાહિત્ય, સાયન્સ એવા વિષયોનું સામાન્ય જ્ઞાન મેળવવું હોય તેમને એ વિષયો અંગ્રેજીમાં શીખવાની શામાટે ફરજ પાડવી જોઇએ. અહિની શાળામાં ચોથા ધોરણનો વિદ્યાર્થી ઇતિહાસ, ભૂગોળ, ગણિત, સંસ્કૃત અને ગુજરાતી પણ અંગ્રેજીમાં શીખે છે એના કરતાં વધારે કુદરતથી વિરૂદ્ધ પદ્ધતિ બીજી કઇ હોઇ શકે? જર્મની, જાપાન એવા સુધરેલા દેશોમાં અંગ્રેજી શીખવાય છે પણ બધા વિષયો કાંઇ અંગ્રેજીમાં શીખવાતા નથી! અહિં તો હિંદુસ્તાનનો ઇતિહાસ પણ અંગ્રેજીમાજ શીખવાનો? અંગ્રેજી ભાષા એટલી અઘરી છે, એના રૂઢિ પ્રયોગ (Idioms) એવા અટપટા છે, એનો શબ્દ ભંડોળ એવો વિશાળ છે કે કેટલાક વર્ષના સતત પ્રયત્નથી તેમની ઉપર કાબુ મેળવી શકાય છે, ત્યારે એક તો વિદ્યાર્થીએ ભાષા સમજવી અને પછી વિષય સમજવો. આ બમણા પ્રયત્નથી અભ્યાસ ઘણો ધીમો અને અધુરો થાય છે. બીજું જેઓને અંગ્રેજી શીખવાની જોગવાઇ ન હોય તેઓ આધુનિક સાયન્સ તથા નવા વિચારોથી અજ્ઞાત રહે છે. જો પાઠશાળાઓમાં અંગ્રેજીને બદલે દેશી ભાષામાં અભ્યાસ કરાવવામાં આવ્યો હોત તો આ સાઠ વર્ષમાં આપણા દેશના લોકોએ ગણિત, ફિલસુફી, ઇતિહાસ, સાયન્સ વગેરે વિષયોનું સારૂં જ્ઞાન મેળવ્યું હોત એટલુંજ નહિ પણ હાલ ઘણાખરા માણસો આ વિષયોથી બિનવાકેફ છે તે ન રહેત. દેશમાં જ્યાં ત્યાં જ્ઞાનનો ફેલાવો ન હોત. Knowledge is Poner જ્ઞાન એજ સામર્થ્ય છે. જ્ઞાનવડે મનુષ્ય વિજયી, સ્વતંત્ર અને સુખી થાય છે. જ્ઞાનવડે કુદરતની શક્તિઓને તે પોતાનાં સુખને અર્થે ઉપયોગમાં લેછે. તો જે જ્ઞાન અત્યંત

**બધો અભ્યાસ અંગ્રેજીમાં શામાટે?**

આવશ્યક છે તે શામાટે અત્યંત અઘરી પર ભાષામાં અપાવું જોઇએ ? છતાં સાઠ વર્ષથી તેમ બનતું આવ્યું છે અને હજી ક્યાં સુધી આ વ્યવહાર કાયમ રહેશે તે કહી શકાતું નથી.

અંગ્રેજી ભાષા મારફતે કેળવણી આપવાથી આ દેશની સાહિત્યની ખિલવણી અટકે છે. ઘોંડાઘણા અંગ્રેજી શીખેલાઓ છે તેઓ અંગ્રેજી પુસ્તકો સિવાય બીજું વાંચતા નથી. ગુજરાતી ચોપડીઓ વાંચતાં, ગુજરાતીમાં પત્ર લખતાં, અરે ! ગુજરાતીમાં વાતચીત કરતાં તેમના ગ્રેજ્યુએટ પણાને હિણપત આવે છે. તેઓ કહે છે કે ગુજરાતીમાં વાંચવા વિચારવા જેવું નથી. કદાચ તેમ હશે પણ ત્યારે ગુજરાતી સાહિત્યમાં વાંચવા વિચારવાં જેવાં પુસ્તકો લખાશે ક્યારે ? સરકારી શાળાઓ અને પાઠશાળાઓમાં ગુજરાતી મારફતે શિક્ષણ અપાય, ત્યારે પાઠશાળાઓમાં શીખવાતા વિષયો ઉપર ગુજરાતી ભાષામાં લખેલાં પુસ્તકોની ધીમે ધીમે પેદા થાય. જાપાનમાં તેમ થયું છે તો હિંદમાં તેમ કેમ ન થાય ? તેમ થયું હોતતો ઉપયોગી સાહિત્ય દેશમાં ચારેકાર ફેલાઇ ગયું હોત. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી સંસ્થાઓ પાશ્ચાત્ય સંસ્કૃતિના વિચારનાં પુસ્તકો ભાષાંતરરૂપે પ્રગટ કરે છે પણ લોકો તેમને સમજતા નથી. લોકોમાં એવાં પુસ્તકો માટે રસ ઉત્પન્ન થયો નથી. દાખલા તરીકે ગ્રીકોકૃત યુરોપિયન સંસ્કૃતિનો ઇતિહાસ. જે ગ્રેજ્યુએટ થયેલો હશે તેતો ભાષાંતરને અડકવાનોજ નહિ. તેતો મૂળ પુસ્તકજ વાંચશે. જે ગુજરાતી સાત ચોપડી સુધી ભણ્યા હશે અથવા ચાર પાંચ ધોરણ જેટલું અંગ્રેજી તેમનાથી એ સમજાવાનું નહિ એટલે તેઓ વાંચવાના નહિ. એવા ઘણા થોડા છે કે જેઓ અંગ્રેજી બીલકુલ નહિ જાણ્યા છતાં કેળવાયલા હોય અને આવા વિષયોમાં રસ લઈ શકતા હોય. તેથી કરીને પરિણામ એ આવે છે કે એવાં તરજુમીઆ પુસ્તકોને કોઈ સુધતું એ નથી. ફાયદો એટલોજ છે કે તરજુમીઆ વિદ્વાનોને વરસ દહાડે બસેં ચારસેંનું પારિતોષિક મળે છે. સાહિત્ય પરિષદ્‌ના કારભારીઓ ઇનામીઆ નિબંધો અને કાવ્યો લખાવીને સાહિત્યનો ઉત્કર્ષ કરવા ઇચ્છે છે. એમ કોઇ ઠેકાણે થયુ છે ખરૂં ? ઇનામની લાલચે હાથમાં કલમ પકડે એવા ભાડુતી લેખકો શું લખવાના હતા ? ઇનામ તો રચાયલા પુસ્તકોમાંથી ઉત્તમ હોય તેને અપાવું જોઇએ—રવિન્દ્ર ટાગોરને મળ્યું તેમ. સાહિત્ય પરિષદ્‌ની એક ફરજ એ છે કે સ્વભાષાના અભ્યાસને ઉત્તેજન આપવા માટે તથા પાઠશાળાઓમાં દેશી ભાષા મારફતે શિક્ષણ આપવા માટે સરકારી કેળવણી ખાતાને અરજ કરવી અને તેનો અમલ ન થાય ત્યાં સુધી ઉપરાઉપરી માગણી કર્યા કરવી. પ્રોફેસર બી. કે. સરકાર આ વિષય પર લખતાં લખે છે કેઃ—

"દરેક ધોરણમાં દરેક વિષય માતૃભાષા મારફતે શીખવવો જોઇએ. જો હિંદની પ્રાન્તિક ભાષાઓ અપૂરી અને ખામીવાળી માલમ પડે તો કેળવણી ખાતાના અધિકારીઓએ અને તેટલા ટૂંક સમયમાં તેમની વૃદ્ધિ અને ખીલવણી કરવી જોઇએ અને તેમ કરવા માટે ઉત્તેજન પારિતોષિક વગેરે ઉપાયોથી લેખકોને મદદ કરવી જોઇએ.

અંગ્રેજી ઉપરાંત બીજી બે યુરોપિયન ભાષાઓ અને ઓછામાં ઓછી બે હિંદની ભાષાઓનો અભ્યાસ ઉચ્ચ કેળવણી લેનાર દરેકને અવશ્ય કરાવવો જોઇએ."

હાલની કેળવણીની બીજી એક મ્હોટી ખામી પરીક્ષાઓ છે. પરીક્ષાઓ વિદ્યાર્થીઓની લોહી ચૂસી નાંખનાર, તેમના આયુષ્યનો ક્ષય કરનાર પિશાચિનીઓ છે એમ કહીએ તો ખોટું

નથી. પરીક્ષાઓને જેટલી અગત્ય આપણા દેશમાં અપાય છે તેટલી બીજા કોઇપણ દેશમાં ભાગ્યેજ અપાતી હોય. વિદ્યાર્થીઓની મુશીબતો તરફ નજર કર્યા વગર દિવસે દિવસે પરીક્ષાઓ અઘરીજ થતી જાય છે એટલુંજ નહિ પણ એવી રીતે લેવામાં આવે છે કે તેથી કેળવણીને પરોક્ષ રીતે દબાવી દેવા જેવું દેખાય છે. હિંદુસ્તાનને માટે તો પરીક્ષા તદ્દન નવીનજ છે. અહિં અગાઉ કદી આવી પરીક્ષાઓ લેવાતીજ નહિ. અમુક પુસ્તકોનો અભ્યાસ એક વરસમાંજ થવો જોઇએ. વધારે બુદ્ધિશાળી વિદ્યાર્થી ૭ મહિનામાં અભ્યાસ પૂરો કરે તોપણ તેમણે પરીક્ષાની તારીખ સુધી રાહ જોઇને બેસી રહેવુંજ જોઇએ. મન્દબુદ્ધિવાળાથી તેટલી મુદતમાં વાંચન પૂરૂં ન થાય તોપણ રાતના ત્રણ ચાર વાગતા સુધી મનમાં ભારે ચિન્તા સાથે શરીરમાં અને મગજમાં શક્તિ ન હોય છતાં તેણે ગોખવુંજ જોઇએ. તેમ કરતાં એક વિષયમાં નાપાસ થયા તો બીજે વરસે પાછા તેણે બધા વિષયો તૈયાર કરવા જોઇએ. જે વિષયોમાં પાસ થયો હોય તે વિષયોમાં પણ ફરીથી પરીક્ષા આપવી જોઇએ. બધા વિષયોમાં સાથે પાસ થાય તો જ પાસ થયો કહેવાય આ તે વિદ્યાર્થી ઉપર થોડો જુલમ છે! બીજે કોઇ ઠેકાણે નહિ તેવો પરીક્ષાઓનો ત્રાસ આ હતભાગ્ય દેશમાં! ગરીબ બિચારા હિન્દી વિદ્યાર્થી! ભરજુવાનીમાં તારો ચ્હેરો ફિક્કો પડે, તારી આંખે ચશ્માં આવે, ચાલતાં તારા પગ લથ્પુ લથ્પુ થાય એમાં શી નવાઈ?

**પરીક્ષાઓ**

અંગ્રેજી અમલ પહેલાના કોઈ પણ યુગમાં છેક બાળવર્ગથી માંડીને ઉંચામાં ઉંચા ધોરણની પરીક્ષાઓ હતી જ નહિ. અસલના વખતમાં ઘણા ખરા વિદ્યાર્થીઓ બારથી ચોવીશ વર્ષ સુધી અભ્યાસ કરતા. કેટલાક છત્રીસ વર્ષ સુધી પણ અભ્યાસ ચાલુ રાખતા જ્યારે તેના ગુરૂને માલમ પડતું કે તેનો અભ્યાસ પાકો થયો છે. અથવા તે પોતાના વિષયમાં પ્રવીણ થયો છે ત્યારે વિદ્વાનોની પરિષદ્ તેની પરીક્ષા લેતી અને તેને પદવી, પાઘડી અથવા એવી કોઈ માનસૂચક ઉપાધિઓ આપવામાં આવતી. તે દિવસથી તે પોતાના વિષયમાં પ્રવીણ મનાતો અને બીજાઓને શીખવવાને અથવા સ્વતંત્ર ધંધો કરવાને અધિકારી થતો. તે સમયના વેદાન્તવાગીશ, સિદ્ધાન્તવાચસ્પતિ, વ્યાકરણાચાર્ય વેદાન્ત, ન્યાય અને વ્યાકરણના અધ્યાપનના ખરેખરા એક્કા હતા. હાલના ઘણા ખરા ગ્રેજ્યુએટો જેવા પામર, ઉપલકિયા અને નિર્માલ્ય નહિ. મુસલમાન લોકોમાં પણ જેમને મોલવી, સમશુલ ઉલ્માના ખિતાબ મળતા તેઓ ફારસી અને અરબી સાહિત્યના પૂરેપૂરા પારંગત હતા. કદાચ તેમનું જ્ઞાન એકદેશીય હશે પણ તેઓ જે જાણતા તે પાકું જાણતા અને જાણેલું અમલમાં મૂકી શકતા. વળી તેઓ શરીરે તન્દુરસ્ત, તેજસ્વી અને દીર્ઘાયુષી હતા. તેમને જ્ઞાન મેળવવા માટે પૈસા કે શરીરનો હાલ ભોગ આપવો પડે છે તેમ આપવો પડતો નહિ એ લાભ જેવો તેવો નથી.

**જરા પાછળ જુઓ**

ભણેલાઓને સરકારે નોકરી આપવાનો રિવાજ દાખલ કર્યો તેથી પક્ષાપક્ષી અને ઠગાઇ ન થાય તેટલા માટે પરીક્ષાઓ લેવાની શરૂઆત થઇ. પણ તેથી કરીને કેળવણી દ્વારા સાચા વિદ્વાનો ઉત્પન્ન થતા અટકયા–સાયન્સ લઇને બી–એ. થએલા લોકો સાયન્સ પાઠશાળામાં મૂકીને આવે છે, કેમકે જિંદગીની હાડમારી અને ચિન્તાના ઉપદ્રવથી તેમનાથી

જ્ઞાનનો લેશ માત્ર પણ વ્યવહારિક ઉપયોગ થતો નથી. કૉલેજમાંથી નીકળી તેઓ જ્યારે દુનિયાદારીમાં પ્રવેશ કરે છે ત્યારે ઘણી નિરાશા અને ખેદસાથે માલમ પડે છે કે પોતે જે મેળવ્યું છે તે પોકળ છે અને રોજના ઉપયોગનું નથી. હલકા પગારની નોકરી મેળવતાં અને તેને ભાળવી રાખતાં તેને જે વિટંબણા પડે છે, તેને જે અપમાન અને ઠપકા સહન કરવા પડે છે તેથી કરીને તેના સ્વાભાવિક જુસ્સા મંદ પડી જાય છે, અને નિરાશ થવાથી કટાળો ખાઈ ખાઈને દિવસ પુરા કરે છે. તેની સાથેજ ભેગુંનોરો પણ થોડું ઘણું ભણીને વ્યાપાર ધંધે લાગીને પૈસેટકે તર થએલા દેકાને જુએછે ત્યારે તે પોતાની હાલતથી નારાજ થાય છે. તેના બાપે તેને પોતાની સઘળી પૂંજી ખરચીને ભણાવ્યો હતી તેથી તે ઘેર પૈસે ખાલી થએલો છે. તેનું શરીર દુર્બળ ક્ષીણ થએલું છે અને તેના જુસ્સા, અભિલાષાઓ, મહેચ્છાઓ, ભાવનાઓ સઘળું વીસ રૂપરડીની કારકુની કે પચાસરૂપરડીના મહેતાજીપણાથી કચરાઇને ધૂળધાણી થઈ ગયાં છે.

અપૂર્ણ.

---

# જીવન વિવૃદ્ધિ.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૪૧ થી )

દરેક ક્રમ પાઠનો અભ્યાસ પુરા એક અઠવાડીઆ સુધી ચાલુ રાખવો. એમ કરવાથી યંત્ર, સ્વર તથા આસપાસની વસ્તુસ્થિતિ યોગ્ય સંબંધમાં ગોઠવાઇ રહે છે. ઘણા ઉતાવળ કરીને વીસપચીસ ક્રમપાઠોને એકદમ "એ તો સમજ્યા, એતો સમજ્યા" એમ કરી કરીને ઘસડી જાય છે. તેથી એક પણ ક્રમપાઠનો વાણી યંત્રને કે કર્ણને પુરો પરિચય પણ થતો નથી તો અભ્યાસ તો ક્યાંથીજ થાય. આમ હોવાથી જે પૂર્ણતાએ સ્વરને પહોંચાડવા છે તે લક્ષમાં રાખીને ધૈર્ય તથા શાન્તિપૂર્વક દરેક ક્રમપાઠને પોતાના આત્મવત્ કરી લઇ એક અઠવાડીઆ સુધી વારંવાર અત્યંત પ્રેમપૂર્વક લલકાર્યા કરવો, અને તે દ્વારા વિશેષ વિશેષ આનંદની જમાવટ કરતા જવી.

ક્રમપાઠનો પ્રયોગ કરતી વેળાએ કપડાં સ્વચ્છ તથા સુંદર પહેરવાં. તે કપડાં બીલકુલ તંગ ન જોઇએ. શ્વાસ નલિકા યંત્ર ઉપર તેમજ સામાન્ય રીતે આખાશરીરમાં રક્તાભિસરણ થવામાં કોઇ પણ પ્રકારનું દબાણ આવે નહિ તે રીતે કપડાં છુટાં પહેરવાં, કે શરીરાંતરગત ક્રિયા સ્વતંત્ર રીતે કેવલ કુદરતના નિયમને અનુસરીને જ ચાલે કપડાં બની શકે એટલાં ઓછાં તથા સુંદર પ્રસન્નતા ઉપજાવે તેવાને તેટલાજ યોજવાં કપડાંની સંખ્યા-હવામાન ઉપર લક્ષ રાખીને બનેતેટલાં ઓછાં રાખવાં. અત્યંત ટહાડ પડતી હોય તે સમયે ફેફસાં ઉપર શરદી ન લાગે એવી વ્યવસ્થા રાખવીજ જોઇએ, એ કહેવાની જરૂર નથી.

ક્રમપાઠ કરવાના સમયે જઠર બીલકુલ ખાલીહોય એવું ન જોઇએ. ક્ષુધાની લાગણી તે વખતે થતી હોય તો વૃત્તિ દ્વિધા થઈ જાય છે, તેમજ શરીરને પોષણ આપનારે રસો સુકાઇ જાય છે તથા ફીચ્ચુ બનેછે. એથી ઉલટું તે સમયે જઠરમાં આહારનો જથ્થો વિશેષ પ્રમાણમાં ભરેલો હોવો નહિ જોઇએ આહારના અતિમાત્ર યોગથી પણ

જીવતે રસના ઉપર પોતાનો કુદરતી કામ કરવા ઉપરાંત એટલે અંશે વિશેષ બોજો પડે છે. આ બન્ને પ્રસંગોમાં કેટલેક અંશે અભ્યાસક વિવશવત્ થઇ જાય છે માટે તે બન્ને પ્રસંગોથી દૂર રહેવું. સૂક્ષ્મ, હલકો, સાત્વિક આહાર લઇ શરીરના અણુએ અણુમાં પોષણ થતું હોય તેવી પ્રસન્નતાનો અનુભવ થતો રહે એવી આહારની વ્યવસ્થા યોજવી. તે વ્યવસ્થા થોડા થોડા કલાકને અંતરે રૂચિ ઉત્પન્ન કરે તેવી વિવિધતા પૂર્વક ગોઠવી રાખવી. લોહી જરૂર જેટલું પ્રવાહી રહે તે પ્રમાણે જળ આદિ પ્રવાહી તત્ત્વો લેવાની નિયમાનુસાર ગોઠવણ રાખવી. મલ ત્યાગ નિયમસર થાય તેને માટે કોઈ પણ પ્રકારનો આહાર લેતા પૂર્વે ખાસ સાવધાનતા રાખવી. મલ આંતરડામાં રહેવાથી તેમાં કોહાણ વિગેરે થઇ અત્યંત પ્રતિકૂલતાને ઉત્પન્ન કરે છે. ગમે તેવો પોષક સારો આહાર લેવાય છતાં જઠરમાં વિકારને પામેલો મળ તે સમયે હાજર હોય છે તો બન્નેનું સંગમ થતાં પરિણામી મિશ્રણ જે બને છે. તે મિશ્રણ શરીરના ઉપયોગમાં આવે છે. જુલાબ લેવાની ટેવ હાનિ કરે છે, કારણ કે જુલાબની માત્રા અન્ય નિરામય અવયવોમાં ખુંચે છે, તેમને નબળા પાડે છે ત્યારેજ મળને પકડેલી તે બહાર કઢાડવા અર્થે તેમાંથી રસ ઝરે છે, માટે જુલાબ લેવાની જરૂર ન પડે, કુદરતના બળથીજ મલ ત્યાગ થાય તેવા સુંદર સ્વાદિષ્ટ ખોરાકની યોજના કરવી ઘટે છે. આ ખોરાક વ્યક્તિ પરત્વે પોતપોતાની પ્રકૃતિ તથા રૂચિને અનુસાર અનુભવ પૂર્વક યોગ્ય નેતાની સલાહથી નિશ્ચિત કરવો જોઇએ. કહેવાતા મિત્રો તેમજ નિરામયતાની સિદ્ધિમાં વિરોધિ સંસ્કારવાળા સંગીયોની સોબતે કહેવાતા વિવેક તથા પ્રેમના દબાણથી તણાઇને ગમે તેવા પદાર્થો ગમે તેટલા પ્રમાણમાં વગર વિચારે જઠરમાં હોમી દેવાના નથી. મલ તથા મૂત્રનો વિરોધ પ્રમાદથી કરવો નહિ. તેમનો યથા સમયે ત્યાગ કરવા સાવધાન રહેવું.

શરીરના છીદ્રોદ્વારા પણ સૂક્ષ્મ મળનો ત્યાગ થાય છે. યથા નિયમસ્નાન વગર આ છિદ્રોમાં મળના અંશ સુકાઇને ભરાઈ રહે છે. તેથી પણ વિકાર થાય છે. તે અટકાવવા માટે દિવસમાં બે ત્રણ વખત શરીર ખુબ ચોળીને બે ત્રણ વખત સ્નાન કરવાથી બહુ લાભ થાય છે. ઠંડા પાણીમાં જીવન વિશેષ હોય છે. પાણી ઉકળે છે ત્યારે તે જીવનનું તત્વ તેમાંથી ઉડી જાય છે. તેમ છતાં સ્નાન કરવાનું જળ અતિશીત હોવું ન જોઇએ. પ્રસન્નતા ઉત્પન્ન કરે તેવું ઠંડું પાણી વાપરવું.

પ્રયોગ કરવાનું સ્થળ રમણીય તથા એકાંત રાખવું, શુદ્ધ હવા તથા ઉજાસ તેમાં જોઇએ. તે સ્થાનમાં નકામા પદાર્થોનો ગડગચ્ચો ભરી રાખવો નહિ જોઇએ. જેમ બને તેમ થોડા પદાર્થો પ્રસન્નતા ઉપજાવે તેવાજ રાખવાં, મચ્છર આદિ જંતુઓને આમ થવાથી વિશ્રામ મળતો અટકે છે, અને વિના ઉપદ્રવે થાય છે. બને તો રૂચિને અનુકૂલ આવે તેવા રંગથી મિશ્રિત ચુના વડે ભિંતોને તેમજ સીલીંગને વર્ષમાં બે એક વખત સંસ્કાર આપવા. જમીન શુદ્ધ ગોમયથી સમ તથા સુંદર બનાવી રખાવવી, અગરબતી આદિથી હવા સુગંધીદાર તથા શુદ્ધ બને તેવી ગોઠવણ કરવી આ પ્રમાણે કરવાથી સ્થાનની અનુકૂલતા કાર્ય સિદ્ધિમાં ઉત્સાહને પ્રેરીને સરલતા કરી આપે છે, ટુંકામાં આ સરલતા તથા ઉત્સાહને વધારવામાં જે જે સ્ફુરે અને બની શકે તેવી તૈયારીઓ કરી કે કરાવી રાખવી જેના જેના વડે શિથિલતાનો યોગ થાય તે સર્વનો નિડરપણે ત્યાગ કરવો.

૪. દરેક ક્રમપાઠને ધીરે ધીરે વગર ઉતાવળે સિદ્ધ કરવાનો છે. તેમ કરવામાં

સ્થિરતાનો અભ્યાસ કરવાનો છે. માટે અભ્યાસ કરતીવખતે યાદ રાખવાનું છે કે એક સ્વરમાંથી તે પછીના બીજાસ્વરમાં અસાવધાનતાથી ઢળી પડાય નહિ. એક સ્વરમાંથી બીજા સ્વરમાં ઉતરવાનું પ્રવેશવું હોય છે ત્યારે તે સમયનું આપણને ખાસ ભાન હોવું જોઇએ. બે સ્વરની વચ્ચે શ્વાસ નલિકામાં સહજ વિસામો લેવાનો છે. આવિસામા ચોખ્ખા સ્પષ્ટ હોવા જોઇએ. જે બે સુરની વચ્ચે તે વિસામો આવેછે તે બન્ને સ્વરનો ભેદ અત્યંત સરળ તથા શુદ્ધ સ્વરૂપે શ્રવણગોચર થાય તેમ કરવાનુ છે. આ વિસામા પણ નિયમિત સંમર્પના માપવાળા હોવા જોઇએ. અભ્યાસ કે આ સિદ્ધ કરવાને માટે એક સ્વરમાંથી તે પછીનાં સ્વરમાં સંક્રમણ કરવા પૂર્વે સ્થિરતાથી, ધૈર્યથી પ્રસન્નતાપૂર્વક વગર અકળાયે શ્વાસને પકડી રાખવો. તે પછીના નવીન સ્વરનો આરંભ, નવીન ઉત્સાહ તથા નવીન બળથી કરવો. ધૈર્ય તથા સ્થૈર્ય એજ સિદ્ધિપ્રદ બલવાન નિયમ છે, સ્વરનો યોગ્ય ભરાવો તે વડેજ થાય છે, તેની સાથે સ્વરમાં જે સ્થિતિ સ્થાપકતા જોઇએ એટલે તે સ્વર જે પ્રમાણે વાળવો હોય તે પ્રમાણે વગરતુટે વળે એ બે ગાયનના મુખ્ય મુદ્દાછે તેની પ્રાપ્તિ થાય છે સ્વર તુટેછે ત્યારે તેમજ તેમાં જોઇએ તેટલા શ્વાસનો ભરાવો નથી હોતો ત્યારે તેની ખુબી તેટલે અંશે જતી રહે છે, એ સર્વ રસીક શ્રોતાઓનાં અનુભવથી બહારનથી, માટે પુનઃ પુનઃકહેવું પડેછે કે ધૈર્ય તથા સ્થૈર્યના પાયાને અભ્યાસ કે આગ્રહ પૂર્વક સંગીન રાખીને તેના ઉપરજ ક્રમપાઠનો મહાલય ખડો કરવો.

૪. વાણીયંત્રમાંથી સ્વરનો પ્રવાહ વહેતો ચાલે તેમાં કોઇપણ સ્થાને ખાંચા પડે નહિ તે માટે અત્યંત સાવધાનતા સેવવી. પતંગ ચગાવવાની દોરીમાં દાંતી પડેલી હોય છે તેથી જે પ્રકારની ખામી અનુભવગોચર થાય છે તેને મળતોજ આદોષ અસાવધપણે સ્વરના પ્રવાહમાં ભરાઈ જાય છે. યોગ્ય રીતે સાવધાનતાપૂર્વક સ્વરને ઉત્પન્ન કરીએ છીએ તો ઘણું કરીને આ દોષ તેમાં આવતો નથી. નિશ્ચયબલપૂર્વક સંપૂર્ણ કોમલતાથી સ્વરને જન્મ આપવો એમ કરવાથી તે સ્વરના ગુણમાં કોઈ પણ ભેદ પાડવાની જરૂર નપડે તેવું તે આખા સ્વરનું સ્વરૂપ સ્થાશે. આવા પૂર્ણતાને પામેલા સ્વરના સ્વરૂપને શબ્દ વડે વર્ણવવાનું બને તેમ નથી.॥यतोवाचोनिवर्तन्ते॥ એ શ્રી ભગવદ્‌ગીતાનો બોધ લગભગ સર્વાંશે તેને લાગુ પડેછે. ( અપૂર્ણ ).

દુર્ગેશ્વર નટવરજી ત્રિવેદિ, બી. એ.

## स्नेह लग्न.

### પ્રકરણ ૯ મું.

### સમુદ્ર ભ્રમણ અને સૂચક સ્વપ્ન.

" ધા શુણીએ દુઃખીઆંના વ્હાલાં બન્ધુ બનીએ."

લલિત.

સૂર્ય નમતો હતો. સમુદ્રનો ભૂરો વિસ્તાર આથમતા સૂર્યનાં તીરછાં કિરણથી ઝગમગતો હતો. કાળા પત્થરના ખડકો ઉપર ઝીંકાતા સાગરના મહામોજ પેઠે ગર્જન કરી રહ્યા હતા. અડગ ધૈર્યથી ઉભેલા ખડકોઉપર ક્ષણે ક્ષણે પ્રચંડ જુસ્સાથી આઘાત કરી નિષ્ફળ થતાં નિરાશ થવાને બદલે ધવલ હાસ્ય કરી બીજા હુમલાની તૈયારી કરતા હતા. સ્થળ શાંત હતું. વ્યાપારી ખારકસોની જમાવટ, મજૂરોનો, તથા અમલદારોનો કોલાહલ ત્યાં

ન હતાં. વિલાસપ્રિય સ્ત્રી પુરુષોનાં જૂથો સન્ધ્યા પર્યટન કરવા ત્યાં આવ્યા ન હતાં. ગામથી કાંઈક દૂર, જગતની ધાંધલથી સેંકડો યોજન દૂર, ઇતિહાસની નજરે અનેક જમાના દૂર તે સ્થાન હજી અસલની શાંતિમાં ઉંઘતું હતું બંદરો બંધાયાં, વ્યાપારી અને સૈનિક બારકસો રચાઈ. ત્યાર પહેલાંના જમાનામાં સમુદ્ર તટ જેવો શાંત, નિર્જન હતો તેવોજ આ ઠેકાણે હતો. કુદરતનું અસલ સ્વરૂપ જે ઘણે ઠેકાણેથી મનુષ્યના પ્રયાસથી પલટાઈ ગયું છે તે ત્યાં હજી જોવામાં આવતું હતું, સમુદ્ર તટથી કેટલેક દૂર દેશાવર જતાં વહાણના ઝાંખાં સ્વરૂપ, આગબોટના ધૂમાડાની રેખા, ખડક પર પટકાતા મોજાંથી થતા ફીણના ગોટા એ ત્રણ સિવાય ભૂરૂં આકાશ, ભૂરો સમુદ્ર, અને કાળા પત્થરના ખડકવાળો કિનારો નજરને ભરી નાંખતો હતો. પુરાણ ઇતિહાસની સાક્ષીરૂપ ઉભેલા કાળા ખડક, પીછાંની કલગી પહેરી ઉભેલા યોદ્ધા જેવા સીધાં, અક્કડ તાડનાં ઝાડ, ખડક સાથે ઘસાઈ સુસવાટ કરી વાતો પવન, સમુદ્રનું ગંભીર ગર્જન, જલ ઉપર તરવરતાં સૂર્યનાં સોનેરી કિરણ એ સર્વેથી કુદરતના અનિયંત્રિત સામ્રાજ્યની ઝાંખી થતી હતી. કોઇ બાયરન કે શેલિ જેવો કવિ આ ઠેકાણે હોત તો તે ખડકની અચળતામાં, સમુદ્રના પ્રચંડ ઘેરા ધ્વનિમાં, મોજાના આઘાતમાં કાંઇ કાંઇ ભાવ, મનુષ્ય જીવનની કાંઈ કાંઇ રેખાઓ પોતાની દૃષ્ટિથી ઉકેલત અને કાવ્યમાં ઉતારત. અમે તેમ કરી શકતા નથી તેથી રસિક વાંચનારને પોતાનેજ એ કાર્ય સોંપી મૂળ વાત ઉપર જઇએ છીએ.

પ્રીતમલાલ અને કાન્તા ફરતાં ફરતાં એક ખડક ઉપર બેસી કુદરતની ક્રીડા નિહાળતાં હતાં. તેમનાં રસિક હૃદય કુદરતના ભેદી સંગીતનો અને ભાષાનો અર્થ સમજતાં હોય અને તેની સાથે એકતાલ થતાં હોય એમ તેમના આનંદ પૂર્ણ સાત્વિક, પ્રસન્ન ચહેરા ઉપરથી સમજાતું હતું. કુદરતની પોતાની ચોક્કસ ભાષામાં ગવાતી કવિતા તેમના સરળ, પવિત્ર હૃદયને સ્પર્શ કરતી હતી. તેમની આસપાસનું ભવ્ય, રમણીય દૃશ્ય નિહાળતાં તેઓ દેહનું ભાન ભૂલી જઈ પરમાત્માની લીલામાં અથવા મહા રાસમાં તલ્લીન થતાં હતાં, તેમને બોલવાની ઇચ્છા થતી ન હતી. તેઓ એક બીજા ઉપર નજર કરી શકતાં ન હતાં. ફુલ ઉપર બેઠેલો ભમરો ગણગણ્યા વગર, હાલ્યા વગર જેમ એક ચિત્તે મધ ચૂસે છે તેમ આ બે જણ નિશ્ચેષ્ટ ભાવે કુદરતનું માધુર્ય નિહાળતાં હતાં.

સૂર્ય છેક નીચે ઉતર્યો પશ્ચિમ ક્ષિતિજને સ્પર્શ કરવા લાગ્યો અને થોડીવારમાં જગત તરફ ડોકીયાં કરતો કરતો અદૃશ્ય થઇ ગયો, આકાશની રંગભૂમિ ઉપર એક પછી એક રંગ બે રંગી પડદો દૃશ્યમાન થવા લાગ્યા અને તેમની પ્રતિચ્છાયા સમુદ્રજલ ઉપર પડવા લાગી, આનંદથી છલકાઈ જતા કાન્તાના હૃદયમાંથી એક ધીમો નિઃશ્વાસ નીકળી ગયા.

થોડીવાર પછી પ્રીતમલાલે આ શાંત સમાધિનો ભંગ કર્યો. તેણે પત્ની તરફ સ્નેહ પૂર્ણ દૃષ્ટિ કરી કહ્યું:—

"કાન્તા! સંસાર મધુર છે, સુન્દર છે, સંસારનો સૃષ્ટા પરમ રસિક અને સ્નેહસિન્ધુ છે એવું ભાન અત્યારે આપણને થતા સુખ ઉપરથી તથા આ રમણીય ચિત્રના દર્શનથી તને નથી થતું?"

"અલબત્ત, તમે કહો છો તેમજ છે. જગતમાં સુન્દરતાના સ્નેહના પુરાવા જ્યાં

નજર નાંખીએ ત્યાંથી મળી આવે છે. માત્ર આંખજ ઉઘાડીને જોવાની જરૂર છે."

"શું હરેકોઈને આ દર્શનથી આપણા જેટલો આનંદ થતો હશે!"

"એ તો જેની જેવી સહૃદયતા. કોઈને થોડો; કોઈને વધારે."

"હા; આજ ઠેકાણે કોઈ જડ હૃદયનો નિર્જીવ પામર મનુષ્ય આવીને ઉભો તો તેના નેત્ર આને આજ રમણીયતાની પડે છતાં તેનું હૃદય આનંદથી નહિ ઉછળે."

"અને કોઈ વર્ડ્ઝવર્થ જેવો ફિરસ્તો આવે તો આપણા કરતાં અનેક ગણો આનંદ તે આજ દર્શનથી પ્રાપ્ત કરી શકે."

"જેટલા પ્રમાણમાં મનુષ્યની આત્મિક શક્તિઓનો વિકાસ થયો હોય તેટલા પ્રમાણમાં તેની રસજ્ઞતા વધે છે અને તેને જગત સુંદર, આનંદમય અને સ્નેહમય લાગે છે."

"હાલ તો ઘણા મનુષ્યો પશુની કોટિ કરતાં બહુજ થોડે અંશે આગળ વધ્યા છે."

"હા; પણ મનુષ્યના વિકાસના ઇતિહાસનાં પાનાં ઉકેલતાં સમજાય છે કે મનુષ્ય જાતિ ઉત્તરોત્તર આગળ વધશે; પોતાનો જન્મસિદ્ધ મનુષ્યત્વનો કુદરત માંગશે પ્રાપ્ત કરશે અને કુદરતના ચોપડામાં જે મહાન સ્થાન મનુષ્ય માટે નિર્માણ થયેલું જોવામાં આવે છે તે સ્થાન પણ તે પ્રાપ્ત કરશે."

"તેમ થતાં અનેક યુગ વીતશે નહિ!"

"યુગના યુગ વીતેઃ મન્વંતરનાં મન્વંતરો વ્યતીત થાય પણ મનુષ્યજાતિ આગળ વધવાનીજ. આડબડીઆં ખાતી, ઠોકરો ખાતી, ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણતી અનુભવના સચોટ પણ મોંઘા પાઠ શીખતી શીખતી સર્વ પ્રજાઓ પ્રગતિ કરે છે-એમ ચારે તરફ થતી પ્રવૃત્તિ વડે સૂચન થાય છે. વ્યક્તિ સ્વાતંત્ર્ય સ્ત્રી સ્વાતંત્ર્ય, પ્રજા સત્તાક રાજ વગેરે આ થતા અનુભવના ભિન્ન ભિન્ન સ્વરૂપો છે."

"એમ છે તો વ્યક્તિસ્વાતંત્ર્યમાં આડખીલી કરનાર, પોતાની પાશવ સત્તાના બળથી નિર્દોષ, નિઃશસ્ત્ર, અન્ય પ્રજાને પોતાના પગ નીચે કચરનાર, સ્ત્રી જાતિને એટલે અડધી મનુષ્ય જાતિને ગુલામી ખતથી જકડનાર મનુષ્ય જાતિના મહાન શત્રુઓ છે, ઈશ્વરના ભારે અપરાધીન છે."

"આપણું કર્તવ્ય શું છે?"

"આપણા આત્માનો, આપણી આત્મિક શક્તિઓનો સંપૂર્ણ વિકાસ કરવો અને અન્ય બંધુ ભગિનીઓના વિકાસમાં અને આખા વિશ્વના અન્ય કાર્યમાં મદદ કરવી એ આપણું કર્તવ્ય."

"જગતમાં જે પરમાર્થ-યજ્ઞો થયા છે અને થાય છે તે સર્વે આ સૂત્ર ઉપર આદરાયા છે."

"મનુષ્ય જાતિનું અંતિમ લક્ષ્ય-બિન્દુ શું હશે?"

"મોક્ષ."

"મોક્ષ એટલે?"

"મોક્ષ એટલે પૂર્ણ વિકાસ—પૂર્ણ ઈશ્વરત્વની પ્રાપ્તિ અખંડ સચ્ચિદાનંદમય સ્થિતિ. શરીર, બુદ્ધિ, મન, આત્મા એ સર્વનો પ્રમાણસર પૂર્ણ વિકાસ એજ સાચો મોક્ષ જે સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી કશું કર્તવ્ય રહેતું નથી એનું નામ મોક્ષ."

"ત્યારે આપણું આજ સુધીનું જીવન—"

"નકામું નહિ પણ અધુરૂં ખરૂંજ."

"આપણે શું કર્યું? જરા આજે વિચાર કરીએ. આખા જીવનનું સરવૈયું તપાસીએ આપણે શું કર્યું છે? આપણે દેહને પોષ્યા, ઇન્દ્રિયોને પુષ્કળ લાડ લડાવ્યાં, બુદ્ધિના, મનોરાજ્યના આનંદ યથેચ્છ અનુભવ્યા, પરમાર્થના પાઠના મૂળાક્ષર ઘૂંટયા, ઈશ્વરના પ્રેમના બિન્દુ કોઈ કોઈ વિરલ ધન્ય ઘડીએ ચાખ્યાં—એથી વધારે શું કર્યું!

"એ હિસાબે આપણે હજી વિકાસના પહેલાજ પગથીઆપર ચ્હડવા અડબડીઆં ખાઈએ છીએ."

"અને પેલા—પેલા કાદવમાં આળોટતા, અજ્ઞાનમાં, અંધકારમાં ગોથાં ખાતા નિર્જીવ, પામર, જીવડાએ, કામ ક્રોધથી પ્રજળતા કોટિ કોટિ જીવો, બેસોના જેવી જડ, બુદ્ધિહીન, બળહીન આપણી બ્હેનો, ધર્મને નામે લડતા છતાં ધર્મથી સો સો યોજન દૂર જતા પૃથ્વી ઉપર ભારરૂપ થએલા ભૂદેવો—એ સર્વને માટે આપણે હજી કશું કર્યું નથી. આપણે સહેલાઈથી થયું તેટલું કર્યું છે પણ જ્યાં ખરેખરો સેવાધર્મ કરતાં પ્રાણનું બલિદાન આપવાનું છે તે દિશામાં હજી એક પણ પ્રયાસ કર્યો નથી."

"આપણા પરમાર્થના સંકલ્પ દૃઢ થશે એટલે આપોઆપ એ દિશા તરફ ગતિ થશે અને કુદરતી રીતે સંજોગો પણ અનુકુળ થશે."

"પરોપકારી જીવન ગાળનારને દુનિયામાં બધે ઠેકાણે અવકાશ મળે છે અને ભરતખંડમાં તો હાલના અણીના સમયમાં એવા હજારો આત્માઓ માટે જિંદગીભરનું કાર્ય પડેલું છે. "ખેતર તૈયાર છે; લણનારાઓનીજ અછત છે."

"જુઓ મી. ગોખલેની હિંદ સેવક સમિતિ આત્મત્યાગ અને સ્વદેશ સેવાના મંત્રની દીક્ષા આપવા તૈયાર છે, રામકૃષ્ણ પરમહંસનું વેદાન્ત પ્રચારક મંડળ, વિવેકાનંદના સિંહગર્જનથી, દીર્ઘદૃષ્ટિથી અને પરમાર્થ ભાવનાથી પોષાયલી સાધુસમાજ, સામાજિક સુધારણા અને કેળવણીની ધ્વજા ફરકાવતી આર્યસમાજ ભારતમૈયાના સાચા સેવકને માટે જુદી જુદી સેવાની સામગ્રી ધરી ઉભી છે. મંદિરનાં દ્વાર ઉઘડ્યાં છે, ઘંટનાદ, શંખનાદ થઈ રહ્યાં છે; માત્ર પૂજનકરનાર ભાવિક ભક્ત આવે એટલીજ વાર છે. સાહિત્ય, મદ્યનિષેધક મંડળ, સ્ત્રી કેળવણી, અંત્યજ પ્રજાનો ઉદ્ધાર, ભયંકર વ્યાધિઓ સામે લડત, એ સર્વ સેવાના માર્ગ છે."

"પણ હજી એમાંના ઘણા માર્ગે બીલકુલ વટાયાજ નથી અગર બહુજ થોડા વટાયા છે. આત્મ ત્યાગ અને પરમાર્થજીવનનો જ્વલંત જુસ્સો હજી હિંદનાં પુત્રપુત્રીઓમાં દેદીપ્યમાન જ્વાલા રૂપે નથી પ્રગટ્યો. હજી એકલપેટાપણું, સાંકડાપણું, મતાન્ધપણું એવાં એવાં વિનાશકારી તત્વો પ્રબળ છે. સમષ્ટિના ઉત્કર્ષ માટે વ્યક્તિગત સુખ, મહત્તા અને અભિમાનનું બલિદાન આપવાની ટેવ હજી આપણા પ્રજાકીય ચારિત્ર્યમાં નથી બંધાઈ. હજી આપણે પ્રજા નથી બન્યા. હજી આપણે છૂટી છૂટી, સ્વતંત્ર, પોતપોતાનું નિરાળું સુખ શોધતી વ્યક્તિઓ છીએ. હજી પશ્ચિમની પરાક્રમશાલી પ્રજાઓ પાસેથી, જાપાનની વીર કેસરીઆં કરનારી ન્હાનકડી પણ તેજસ્વી પ્રજા પાસેથી આપણે ઘણાક પાઠ શીખવાના છે. તે પાઠ શીખતાં આપણા મિથ્યા સ્વદેશાભિમાનને જૂના વસ્ત્રની પેઠે ફેંકી

દેવું જોઇએ. ભૂતકાળના ગૌરવની યાદ લાવી અફીણીયાની પેઠે ખાલી ફુલાવું ન જોઇએ. વસ્તુસ્થિતિ તપાસવી જોઇએ. તકરારની ખાતર કબુલ કરીએ કે આપણે ઘણા મ્હોટા હતા પણ હાલ કેવા છીએ તે શામાટે ન વિચારવું જોઇએ ? ભૂતકાળ દટાઈ ગયો, ભવિષ્ય-કાળ વર્તમાનકાળ રૂપે રૂપાંતરને પામ્યા વિના કદી કાંઈ કરવાનો નથી વર્તમાન એકલો વર્તમાન તેના ખરા સ્વરૂપમાં આપણા સમક્ષ હોવો જોઇએ." અને તેનું ખરૂં સ્વરૂપ આપણી જાતના એકલપેટાપણાનો જે પ્રમાણે કુટુંબના હિતના અર્થે ભોગ આપીએ છીએ તેવાજ ભાવપૂર્વક આપણા સ્વાર્થનો ભોગ આપણા સંકુચિત કુટુંબ માટેજ નહિ આપણી શેરી માટેજ નહિ. આપણી જ્ઞાતિ માટેજ નહિ—આપણા ગ્રામ અથવા શહેર માટેજ નહિ—આપણા ગુજરાત આદિ કહેવાતા અથવા ભરતખંડ—ચીન આદિ રૂપ કહેવાતા સંકુચિત પ્રદેશ માટેજ નહિ પણ પૃથ્વીમાતા જે આપણો વાસ્તવ સ્વદેશ છે—અને તે પૃથ્વીપરના નિવાસીઓ પછી તે ગમે તે પ્રજાના હો—ગમે તે ધર્મના હો—ગમે તેવી સંકુચિત કે ઉદાર વૃત્તિના હો જેવા હો તેવા પણ આપણા વસુધા કુટુંબના—આપણા આત્મસ્વરૂપ ભ્રાતૃ તથા ભગિનીઓ છે એવી દૃઢ શ્રદ્ધા તથા માનવા પૂર્વક તે સર્વનું યથાર્થ કલ્યાણ થાય તે માટે આપણે પ્રત્યેક આપણા સ્વાર્થનો ભોગ આપીએ એવા થઇએ એજ પરમકારૂણીક સર્વજ્ઞ પરમ ઇશ્વર પાસે સદોદિત યાચના કરીએ છીએ.

ઇશ્વરની ઇચ્છા હશે તો અલ્પ સમયમાં આપણે આપણા જીવનનો વિકાસ કરીશું; કોઇ પરોપકારી કાર્યમાં જોડાઇશું; અને મનુષ્યાદિ પ્રાણીમાત્રને ઉપયોગી થઇશું.

"હું મી. ગોખલેની હિંદ સેવક સમિતિમાં જોડાઉં અને તું નર્સનું કામ શીખીને હુશીયાર થાય એટલે આપણે બેઉ સાથે યથાશક્તિ માનવ સેવા આરંભીયે."

આ લાંબો સંવાદ ચાલ્યો તે દરમ્યાન સંધ્યા સમય વ્યતીત થઇ ચૂક્યો હતો. આકાશમાં તારા અને નક્ષત્રો ઝગમગવા લાગ્યાં હતાં.

તેઓ ઉઠયાં અને ઘર તરફ વળ્યાં. માર્ગમાં પણ એજ પરમાર્થ વિષયક વાર્તા, યોજના, તર્ક, સંકલ્પ ચાલુ હતાં.

રાત્રે વાળુ કર્યા પછી નિદ્રાવશ થતાં પહેલાં તેમને વાંચવાની ટેવ હતી. વાંચ્યા વિના તેમને સહેલાઇથી નિદ્રા આવતી નહતી. પલંગ પાસે દીવો મૂકી, પોત પોતાનાં પુસ્તક લઇ તેઓ બેઉ એક શયનમાં સૂતાં સૂતાં વાંચતાં અને વાંચતા વાંચતાં નિદ્રાધીન થતાં. આજે પ્રીતમલાલ ચૅનિંગસનાં વ્યાખ્યાન વાંચતો વાંચતો ઉંઘી ગયો.

અને અ- ...રસની મનો વ્યાપાર અને વાચનના સંસ્કારથી એક વિચિત્ર સ્વપ્ન સૃષ્ટિ ઉત્પન્ન
કરી એ ... ન આવ્યું કે પોતે એક વિશાળ મંદિરના ચોકમાં ઉભો છે. મંદિરના દરવા-
"જગત... પાટીયું ચ્હોડેલું હતું; તેના ઉપર લખ્યું હતું કે વસુધા મૈયાના સાચા સેવકો
આદરાયા છે." ...એ પ્રવેશ કરવો નહિ. અંદર પૂજા સ્થાનમાં સિંહાસન ઉપર પૃથ્વીદેવીની
"મનુષ્ય જાતિનું ...માન હતી. તેનો ચ્હેરો કાંઇક ખિન્ન હતો પણ નેત્રની જ્યોતિ
"મોક્ષ." ...ય-માનને યોગ્ય હતાં. તેના ચાર હાથમાં ચાર વેદ હતા. તેના
"મોક્ષ એટલે ?" ...શંકર, ગણેશ ઇત્યાદિ દેવતાઓએ સ્થાન લીધું હતું. પ્રી-
"મોક્ષ એટલે પૂર્ણ વિકા... પગે લાગી સ્તુતિ કરવા લાગ્યો.—
શરીર, બુદ્ધિ, મન, આત્મા એ ...
સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી કશું કર્તવ્ય... ...ચ स्वर्गादपि गरीयसी ॥

મૂર્ત્તિને વાણી થઈ. તેના ગંભીર ધ્વનિથી ઘુમટ પ્રતિધ્વનિત થવા લાગ્યો, તેણે કહ્યું-"વત્સ! તારા જેવા સપૂત પુત્રો મને બહુ પ્રિય લાગે છે. તારા પવિત્ર અને ઉમદા સંકલ્પો મારા જાણવામાં છે અને જાણીને હું ઘણી ખુશી થઈ છું. જો મારા શરીરમાં સર્વ દેવતાઓનો નિવાસ છે. મારી સેવા એ તેમની સેવા છે. મારા પુત્રોમાંથી ઘણા મને વીસરી ગયા છે. બેટા, દઢ રહેજે. नहि कल्याणकृत् कश्चित्दुर्गति तातगच्छति ।"

પ્રીતમલાલ ફરી પ્રણામ કરી મંદિર બહાર આવ્યો, ત્યાં ખાંધે વીણા લઇ હરિનામ સંકીર્તન કરતા કરતા કોઇ દિવ્ય આકૃતિ અને તેજવાળા એક મહાપુરૂષ આવ્યા. તેમણે કહ્યું:—"હું નારદ છું. તારા ઉપર પ્રસન્ન છું. ઇશ્વર ભક્તિનું સ્વરૂપ પલટાઇ ગયું છે. ખરાને બદલે ખોટા હીરા બજારમાં વેચાવા લાગ્યા છે. તારૂં ભક્ત હૃદય અધિક ભક્તિ રસથી ભીંજાઓ! કલ્યાણમસ્તુ!"

પછી વ્યાસ, મનુ, યાજ્ઞવલ્કય, શુકદેવ ઇત્યાદિ મહર્ષિઓ ત્યાં આવી પહોંચ્યા. તેમને પ્રીતમલાલે સાષ્ટાંગ પ્રણામ તેમની ચરણરજ પોતાને માથે મૂકી. તેમણે કહ્યું:—"વત્સ! તું સત્ય જ્ઞાનનો પિપાસુ છે, અમારો આશીર્વાદ છે કે તને યોગ્ય સમયમાં ઇશ્વર સંબંધી સત્ય જ્ઞાન પ્રાપ્ત થશે. તે પ્રાપ્ત થાય ત્યારે તુ માનવસમાજમાં બહોળે હાથે વેરજે, હાલના સમયમાં અમે ઘણા વગોવાઇએ છીએ. અમારા ભક્તો અને અમારા વિરોધીઓ બેઉ અમને વગોવે છે. તેમાં વિરોધી વર્ગ કરતાં અમારો અંધ શ્રદ્ધાળુ ભક્ત વર્ગ અમને વિશેષ શરમાવે છે. અમુક પરિસ્થિતિને ઉદ્દેશીને લખાયલાં અમારાં શાસ્ત્રોને બદલાયલા જમાનાને ન વિચારતાં તેમને અક્ષરેઅક્ષર લાગુ પાડવા ફાંફાં મારે છે. જો અમારે બોલવાને ઉઘાડી રીતે સંકેત હોત તો અમે કહીએ કે હે અમારા આંધળા ભક્તો! તમારી બુદ્ધિને તિલાંજલિ શા માટે આપો છો? અમારાં વચનનો હેતુ વિચારશો કે નહિ? જે અર્થ અમારા ઉપદેશનો તે સમયના અધિકારીઓ માટે કર્યો હતો તેમજ તે પછી પણ જેમ જેમ સમય બદલાતા ગયા છે તેમ તેમ અન્ય મહાત્માઓએ તેજ ઉપદેશના તે સમયને યોગ્ય અર્થ કર્યા છે. એ પ્રકારે તે સર્વ સમયમાં તેને સમયને યોગ્ય એવા અર્થવાળા અમારા ઉદ્દેશ તમારા બદલાયલા સંસારને કેમ લાગુ પડે? તે લક્ષણથી આ જમાનાને વિચારવાનું છે. વ્યાસ, આ જમાનાના આ જમાનાના વ્યાસ કણાદ. આ જમાનાના મનુ હર્બર્ટ સ્પેન્સર, ટકસ્લી, મીલ, એડિસન, વિવેકાનંદ, બીસેન્ટ શું છે તે જુઓ. અમારી ખોટી પૂજા કરી અને વ્યથા ન કરો."

તેઓ અંતર્ધાન થયા પછી ભૂખ્યાં, ઉઘાડાં લોકોનાં ટોળેટોળાં આવ્યાં. તેમના પછી દયામણા મ્હોવાળી, આંખમાંથી અશ્રુ ટપકાવતી સ્ત્રીઓનું એક ટોળું આવ્યું. તેમને જોઇ પ્રીતમલાલનું હૃદય પીગળ્યું. તેણે એક ઉંડો નિઃશ્વાસ નાંખી કહ્યું:-"ઓ મારાં બાંડરવાં! ઓ મારી બ્હેનો! હું તમારો દાસ છું. મારે દેવ દેવીની પૂજા નથી કરવી તમારી પૂજા એજ મારી ખરી પૂજા! તમારા ઉત્કર્ષના વિચાર એજ મારી મહા સમાધિ! તમારા કલ્યાણ માટે સુખનો ભોગ એજ મારો યજ્ઞ! માનવ બધુઓ! તમે ગમે તો હિંદુ હો, મુસલમાન હો, ખ્રિસ્તી હો, ગમે તે હો પણ જેના જેના દેહ પાર્થિવ અન્ન ખાઇને પોષાયા છે, જે મારી હીંદ મૈયાના ખોળામાં ઉછરી મોટા થયા છે તે સર્વ મને પ્રાણ સમાન પ્રિય છે. હું તેમનો છું. તેઓ મારાં છે."

આ સ્વપ્ન સૃષ્ટિ ઉડી ગઈ પ્રીતમલાલ જાગ્યો ત્યારે સવાર થયું હતું. તેની આંખમાં અશ્રુ હતાં. અને તે ચૂમવાને નીચી નમતી કાંતા પતિના વિષ્ણ્ણ વદન સામે જોઇ રહી હતી.

# બાળકોને બોધના બે બોલ.

( ઇંગ્લંડમાં Children's Magazine—નામનું બાળકો માટે ઉપયોગી વિષયો ચર્ચતું એક સુંદર માસિક નીકળે છે. તેનો અધિપતિ મી. આર્થર મી નામનો એક વિદ્વાન્ ગૃહસ્થ છે. બાળકોએ પોતાના શોખ અને પોતાની બુદ્ધિ અનુસાર કેવો ધંધો પસંદ કરવો જોઇએ અને એ ધંધો પસંદ કરતી વખતે અગમચેતી વાપરીને કેવા પ્રકારના વિચારો કરવા જોઇએ એ સંબંધમાં ઘણી સાદી અને સરળ ભાષામાં એક લેખ, ગયા જાનેવારી માસના, ઉપર્યુક્ત માસિકના અંકમાં, ઉપર્યુક્ત અધિપતિએ લખ્યો હતો. આ લેખ, કેટલાક ફેરફાર સાથે, તે લેખના સ્વતંત્ર અનુવાદરૂપ છે.)

મી. આર્થર મી જણાવે છે કે—મારા વહાલાં બાળકો, હું તમારા જેવો નાનો બાળક હતો ત્યારે મને કહેવામાં આવેલી એક બાબત હું ભૂલી ગયો નથી એ બાબત વારંવાર મને સાંભરી આવે છે તે ફક્ત નવ શબ્દનું બનેલું એક વાક્ય હતું અને રવિવારની એક નિશાળના દેખરેખ રાખનાર અમલદારે તે મને કહ્યું હતું. જાણે એક સામાન્ય વાક્ય હોય તેમ તેણે જણાવ્યું કે: "ઓહો પણ ધર્મને ધંધા સાથે કાંઇ લાગતું વળગતું નથી!"

અને એ દિન પછી હવે લગભગ ૨૦ વર્ષ થઇ ગયા પછી પણ એ શબ્દો મને ભયંકર લાગ્યા છે! જો ધર્મને ધંધા સાથે કાંઇ સંબંધ નહોય તો પછી ધંધાને તમારી સાથે કાંઇ સંબંધ હોવો ન જોઇએ. પરંતુ એવા સંબંધનું કારણ એ છે કે તમે જાણો છો કે ધર્મને વેપારીઓની દુકાનો અને પ્રાર્થના કરવાનાં પવિત્ર દેવળો સાથે એકજ પ્રકારનો સંબંધ છે તેથી હું તમને વિનતિ કરીશ કે તમે આગળ વધો અને જગતની જે બાજુ ઉપર એટલે કે ધર્મ ઉપર આપણા મોટા અને ખરા સુખનો આધાર છે તે બાજુનાં માણસોમાં તમે આગેવાન બનો અર્થાત્ તમે ચુસ્ત ધાર્મિક પુરૂષ બનો. કલામાં, સાહિત્યમાં ધારામાં અને એવા કોઇ ધંધામાં હોવા માટે તમે શરમાઓ તેના કરતાં દેવળમાં હોવા માટે તમારે શરમાવાની જરૂર નથી. ધંધાદારી માણસ જો ધર્મથી વર્તે નહીં તો તેને દુર્ભાગ્ય તેનાં ધંધામાં ફતેહ મળે નહીં; આથી ૨૦ વર્ષ ઉપર, ધર્મ અને ધંધાને સંબંધ નહીં હોવાનું કહેનાર આસામી અત્યારે મને કેવો લાગતો હશે તેનો વિચાર કરવાનું કામ તમનેજ સોંપું છું.

ધંધાદારી માણસે પોતાની બનતી શક્તિથી સર્વેનું હિત કરવું જોઇએ પરન્તુ એ શક્તિના સાધનરૂપ થઇ પડતી વસ્તુઓ કદી બ્હીલી મૂકવી જોઇએ નહીં. મિચેલ એંજેલો એવાં સુંદર પૂતળાં બનાવી શકતો તથા એવા મનોરંજક ચિત્રો દોરી શકતો કે પોપે તે બધાં મેળવવાની માગણી કરી હતી. મિચેલે તે સર્વ આપ્યાં પરંતુ એ દીર્ઘ દૃષ્ટિવાળા કારીગરે પોતાના હથીઆર-હથોડી અને પીંછી ખાસ દૂર રાખી મૂક્યાં હતાં એટલાજ કારણે કે પોપ જો કદાપિ તેની માગણી કરશે તો એ સાધનો અવશ્ય ખોવાં પડશે, જેને પરિણામે પોતાનો ધંધો અગવડ ભરેલો થઈ પડશે. એ દૃષ્ટાંત બતાવે છે કે—માણસનામાં શક્તિ હોય પરંતુ સાધનો નહોય તો એ શક્તિ, કટાતી તરવાર જેવી છે એક ચિત્રકાર પોતાનાં ચીતરવાનાં સાધનો વિના, લાચાર છે. એક લેખક, લેખનાં સાધનો વિના લાચાર છે અને એક ધારાશાસ્ત્રી, કેસ વિના લાચાર છે. આ રીતે જોતાં આપણને એમ લાગે છે કે શક્તિ-

વાળા માણસોએ સાધનો મેળવવાં જોઇએ અને એ સાધનો મેળવવા માટે ધંધો કરવો જોઇએ. ધંધો ન કરે તો શક્તિ નિરૂપયોગી બને અને પરિણામ ભૂખમરામાં આવે. એજ બતાવે છે કે ધંધો એ જગતના વિશાળ પાયારૂપ છે. ધંધો, એ જગતના લોકોને જવા આવવાના એક મોટા રસ્તા રૂપ છે. અને તે ઉપર ચાલવાને કોણ મગરૂર નહીં થાય ! મેં એવા કેટલાક છોકરાઓ જોયા છે કે જેઓ ધંધો કરવામાં હલકાઈ સમજે છે. એ કેવું દિલગીરી ભર્યું છે ? એવા વિચાર ધરાવનારાઓ માટે એટલું કહેવું બસ થશે પોતાના બાંધવોની સેવા કરવા માટે તૈયાર પડેલા વિશાળ ક્ષેત્ર સંબંધી એ છોકરાઓના વિચાર ઘણા સાંકડા છે.

જો બધા બાળકો એવા વિચાર ધરાવે તો ,ખરેખર મનુષ્ય જાતનો દેખાવ કંગાળ બને આપણી રેલ્વેઓ દોડાવવા માટે ઇંજીનીઅરો ઉત્પન્ન થાય નહીં; ઇજીપ્તના લોકોને ભૂખમરામાંથી બચાવવા માટે પાણીનો જથ્થો ભરી મૂકનારા કંટ્રાકટરો પણ મળી શકે નહીં એટલુંજ નહીં પણ આપણાં મકાન બાંધવા માટે માણસો જડે નહીં; રાત્રે અજવાળું મેળવવા માટે દીવાઓ પણ મળે નહીં.

ધંધાદારી માણસો વિના આ પૃથ્વી એક દિવસ પણ ચાલે નહીં. જગતનાં ચક્રનાં વહીવટદારો, ધંધાવાળા માણસો છે; અને જો એ ચક્ર ફરતાં બંધ પડે તો એવી કોઇ પણ વસ્તુ નથી કે જે ચાલી શકે આટલાજ માટે તમારે ધંધો કરવો જોઇએ અને તે ધંધામાં તમે પ્રવીણ બનો એમ હું ઇચ્છું છું ધંધો એ કાંઈ જેવી તેવી વસ્તુ નથી ધંધાદારીઓજ તેની અગત્ય સમજે છે; બીજા નહીં, જગતની પ્રગતિનાં કામો પાસેને પાસે આવતાં જાય છે અને અત્યારે જ્યારે હું તમને લખું છું ત્યારે મારા કેંટિશ ગામડામનિા રસાયણ શાસ્ત્રી પોતાના કબાટમાંની બાટલી ભરી શકતો નથી કેમકે યુરોપની બીજી બાજુનાં માણસોએ જાંબુડી રંગના અફીણનાં છોડવાઓ બદલે પોતાનાં ઉગાડવાને ખેતરોમાં આગ લગાડી છે. જ્યારે તુર્કલોકો, ઉપર જણાવેલા છોડવાઓ ઉગાડવા માટે ઘણી આતુરતાથી લડાઈ ચલાવે છે ત્યારે મારા ડાકટરને ત્યાં અફીણની તંગી પડી છે. આજ રીતે હિંદના રૂનાં ખેતરોમાંનિો નિરાશા ભર્યા પાકને લીધે બેંકેશાયરને ઘણું વેઠવું પડે. અને એક બારાના ગેરવહીવટને પરિણામે આખા જગત્ ઉપર અસર થાય પાર્લામેંટના સભાસદ થવું એ સારી વાત છે પરંતુ જેવી રીતે અમુક રેલ્વેનો અથવા તો અમુક ખાણનો મેનેજર જુદી જુદી જગ્યાઓએ અનેક માણસો ઉપર અસર કરી શકશે તેવી રીતે કોઇ પાર્લામેંટનો સભાસદ કરી શકશે નહીં. કદાચ ચિત્રકાર પોતાનાં ચિત્ર દોરે નહીં અથવા તો ગ્રંથ કર્ત્તા પુસ્તકો લખે નહી તોપણ દુનિયા ચાલુ રહેશે પરંતુ જો ખાણનો એક કામદાર ખાણમાં કામ કરવા ના પાડશે અથવા એક મજુર, ભાર ઉપાડવાની ના પાડશે તો જ્યાં લગી તે ફરીથી કામ કરવા ખુશી થશે નહીં ત્યાં લગી દેશનું કામકાજ અટકી જશે. ધંધાએ અને નહીં કે કલાએ, કામે અને નહીં કે પૈસાએ, દુસરે અને નહીં કે રાજનીતિ એ જગતની આસપાસ એવી વિશાળ જાળ નાખી દીધી છે કે આખું જગત્ તેમાં સમાઈ ગયું છે. ધંધો લડાઇઓ અટકાવી શકે છે અને આખા જગતમાં એવી શાંતિ પથરાવે છે કે જે ઉપદેશકો કિંવા વિચારકો પથરાવવા શક્તિમાન

તેણે પેસ્ટાલોઝીની પ્રજાવર્ગીય કેળવણીની યોજના ઉપર લક્ષ આપવાની નાપાડી હતી અને પોતાને મૂળાક્ષર ઉપર ધ્યાન આપવાનો વખત નહીં હોવાનું જણાવ્યું હતું પરંતુ એ વખતે અને એવો ખ્યાલ પણ ન હતો કે જગતના પ્રસંગની આ મળેલી તક તે ગુમાવી દેતો હતો !

આથી તમારે જે ધ્યાનમાં રાખવાનું છે તે એ કે તમે ભલે એક કામમાં તન્મય થઇ જાવ પરન્તુ તેમા તમે છેક ગુલ્તાન થઇ જાવ અને બીજાના કહેવા ઉપર લક્ષ આપોજ નહીં એવું ન કરશો. અમુક વખતે અમુક બાબતો ઉપર તમે ધ્યાન આપો અને તે વખત જગતમાં જાણે બીજું કાંઇ પણ વધુ ઉપયોગી નથી એમ સમજી તમારા હાથમાંના કામ ઉપરજ લક્ષ આપ્યા કરો એ રીત એક દેશીય છે અને તેથી વખાણવા જોગ નથી. જગતના તમે એક નાગરિક છો, માણસોના મિત્ર છો અને તમારા ગૃહકુટુંબના એક સમભૂત છો એ લાગણીઓ તમારે વિસરી જવી જોઇતી નથી, તમારી આસપાસની બાબતોમાં તમે ધ્યાન દોડાવતા રહેશો તોજ તમારા કામનું સાફલ્ય થશે.

ધીમે ધીમે એવો સમય વધુ આવતો જાય છે કે જેમાં એક ધંધાના ઉપરીએ પોતાનાં માણસોની સ્થિતિ સમજવી જોઇએ. જેઓ તેમની સ્થિતિ, તેમનું કામ વગેરે સમજે છે તેઓ તે માણસો ઉપર સારો કાબૂ રાખી શકે છે તમે તમારા કામ ઉપર ધ્યાન આપો પરન્તુ તમે તે સાવ ભૂલી જશો નહીં કે બીજી વસ્તુઓ પણ છે અને કામએ આખી જિંદગી નથી પરંતુ તેનો અમુક ભાગ છે.

એક ધંધાદારી માણસ બનવા ઇચ્છનારે ઑલ્કો હોલ–દારૂ–જુગાર–આદિ દુર્વ્યસનોથી જેમ બને તેમ દૂર રહેવાની ખાસ જરૂર છે. કેમકે એ વ્યસનો જોકે શરૂઆતમાં આનન્દ આપે છે પરંતુ પછીથી તે શરીર સાથે એવા મજબુતપણે જોડાઇ જાય છે કે તે જો ન મળે તો વ્યસનીઓ અત્યંત હેરાન થાય છે, માટે તમે કોઇ દિવસ એ વસ્તુઓ માટે સ્વપ્નમાં પણ વિચાર લાવશો નહીં. તમારા શરીરમાં ઝેર ભેળનાર, તમારાં ગાત્રો શિથિલ કરનારા તમારા આત્માની ઉચ્ચભાવનાઓને ઝાંખ લગાડનાર, આ ચીજો સિવાય બીજી કોઇ પણ ખરાબ અને ભયંકર ચીજો નથી.

### પસંદગીનું કામ આનંદથી પૂર્ણ કરો.

અંતમાં એટલુંજ કહેવાનું કે તમારૂં કામ પસંદ કરવાથી તમને ઘણો આનંદ થશે; કારણ તે કામ માટે તમારી ચાહના છે. આ ચાહના, માસો અને વર્ષોના વહેવા સાથે વૃદ્ધિ પામતી જશે, આખરે તમને તેનો બદલો ઘણી સારી રીતે મળશે. તમારૂં કામ જોઇને તમને સંતોષ થશે; તમે ક્લાન્ત થશો નહીં અને જ્યારે પણ તમારા તે કામમાંથી તમે શાન્તિ મેળવશો ત્યારે એક મધુર અવાજ તમારા કાનમાં ગુંજન કરશે કે "તું ધારતો હતો તેના કરતાં તે ઘણું સારૂં કામ કર્યું છે !"

મુંબઇ. } ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

---

# प्रणयी युग्मनुं मिलन
# अने पूनर्मिलन.

(એક ઈનામી નાનકડી વાર્તા)

ભગવાન્ ઉષાકાન્ત અસ્તાચલ પ્રતિ અવલંબન કરવાની તૈયારીમાંજ છે. પૂર્વ દિશામાં નિશાકાન્ત પણ પોતાની પ્રિયા રજનીદેવીને આછો પણ સુશોભિત રૂપેરી પટ પહેરાવવાને ડોકીયાં કરી રહ્યા છે. પ્રસ્તુત સમયે એક બાલા પોતાના બંગલાનાં આગલા દ્વાર પર બને શ્વેત હસ્તો પ્રસારી ઉભી રહી સીધા રાજ્ય માર્ગ પ્રતિ દીર્ઘ દૃષ્ટિ નાખી રહી છે.

"વિનય! કેમ આજે મોડો આવ્યો ભાઇ? ક્યારની માર્ગ પ્રતિક્ષા કરી રહી છું." તે બાલાએ પ્રશ્ન કર્યો.

"બ્હેન! પછી કહું છું ત્હને બધી વાત. મ્હને પ્હેલાં દુધ તો આપ આજે ગરમ કર્યું છે ને?"

"હા, ભાઇ, ચાલ આપું છું."

વિનય અને નિર્મળા અંદર દાખલ થયાં. નિર્મળાએ દુધનું એક પ્યાલું ભરી વિનયના ટેબલ પર મુક્યું.

"બ્હેન, આજે કંઇ ખાંડ મ્હને વિશેષ લાગે છે."

"એતો ચંદ્રિકાથી વધારે પડી ગઈ હશે. ન ભાવે તો રહેવા દે, બીજું લાવું."

"એમ ગળ્યું તો બહુજ ભાવે છે. પણ રોજના નિયમ કરતાં વધુ છે તેથી કહેવું પડ્યું. બાપુ ક્યાં ગયા છે?"

"વિનય! બાપુ એ ત્હારી બહુ વાટ જોઇ."

"કેમ?"

"આજે પેલી "ઈંદુ લાયબ્રેરી" ખુલ્લી મુકાય છે ને ત્યાં તેઓ ત્હને પણ સાથે લઇ જવાના હતા. પણ આજે તું રમતમાં પડ્યો હઈશ તે શેનો વ્હેલો આવે!"

"ઠીક થયું. બાપુ ત્યાંજ ગયા છે કે?"

"હા. ત્હારે જવું હોય તો તું યે જા."

"ના બ્હેન. બાપુ સાથે બધે ફરતા રહીએ તે શું સારું કહેવાય કે?"

"ઓ હો! થોડું એક શીખ્યો તેમાં આટલું બધું જ્ઞાન સંપાદન કર્યું શું!

હસતાં હસતાં તે બાલા બોલી.

"બ્હેન! હું જરા મ્હારી સાઇકલ ફેરવી આવું? તું કહે તો જઇશ. આજે મોડું થયું છે એટલે તું મ્હારાપર ખીજવાઇશ નહિં. હું કાલે અમારે અહીંની બીજી ટીમ સાથે મેચ આપવાની છે કેની તેથી અમારા ક્રિકેટ માસ્તરે રોકયા હતા."

"તો વિનય! તું એ તેમાં ઉતરવાનો હઈશ ખરૂંને?"

"હા, બ્હેન. મારે તો બોલર સુદ્ધાં બનવાનું છે." સાઇકલ લઇ રાજમાર્ગ તરફ પ્રયાણ કરતાં કરતાં વિનયે કહ્યું.

સૃષ્ટિ શુભ્ર ચંદ્રિકાથી દ્રવિત થઈ રહી છે. શાંતિનું આવા ગમન થવા માંડયું છે, સાયંકાળના મંદમંદ વાતા સમીરથી આખા દિવસના પરિશ્રમથી કલાન્ત થઇ ગયેલા જીવોને શાંતિ મળે છે. વિનય, સાઇકલ પર બેસતાં શીખવાની આશામાં ને આશામાં આમ તેમ રવડી આવ્યો. ત્રણ ચાર વખત પડયો પણ ખરો. અત્યારે તે હિંડોળાપર બેસી પોતાના શાળોપયોગી પુસ્તકનું અધ્યયન કરે છે. ઇન્દ્રવદન બૅરીસ્ટરની વિક્ટોરિયા આવી પહોંચી બૅરીસ્ટરે પોતાની રૂમ પ્રતિ પ્રયાણ કીધું. પિતાનો પ્રેમ પાત્ર વિનય, કોચમેનના હાથમાંથી હાર લઇ તેને પોતાના કંઠમાં નાંખી, કલગી હાથમાં ઝાલી હર્ષોત્કર્ષ હૃદયે પિતા કને આવ્યો.

"બાપુ ! હું કેવો સરસ દેખાતો હઇશ તેનો ખ્યાલ ત્હમને તો થોડોજ હશે ? આ મ્હને બહુજ ગમી ગયું. આ કલગી હવે હું ત્હમને નથીજ આપવાનો હં."

"તો હારતો આપીશને વિનય !" વર્ષથી ઉભરાતાં અંતરે ઇન્દ્રવદને કહ્યું.

"તે જોઇએ તો આપીશ પણ એ નહિં. બ્હેન પાસે બીજો તૈયાર કરાવી આપીશ."

"ના. ત્હારે જો તે કલગી જોઇએ તો તે મ્હેં ત્હને આપીને ? તો તું હવે મ્હને હાર આપ."

"શું કામ બાપુ કઢાવો છો ? વિવાદપૂર્ણ સ્વરે વિનયે કહ્યું.

"ત્યારે રહેવાદે ત્હને ગમ્યું એટલે મ્હારે હવે એ નથી જોઇતું."

બાળ ચેષ્ટામય વાતોથી ઇન્દ્રવદનને અપાર આનંદ થવા માંડયો.

વિનય તો મૃદુસ્વરથી બૅરીસ્ટરના સતત્ કાર્યોપાધિથી કલન્ત થયેલાં મગજને વિશ્રાન્તિ મળી. પિતાપુત્રના વાર્તાલાપમાં ભંગ પડયો. વિનયના શિક્ષકના આગમનથી ત્હેને ત્યાં જવું પડયું. ત્હેને તેને તેવીજ સ્થિતિમાં ભાળી, ત્હેની વિદ્વતા જોઇ તે પણ હર્ષિત થયો.

૨

નિર્મળા ખરેખર સરળ હૃદય વાળી છે. અત્યારે ત્હેને બાળપણ નથી, પોડષ વર્ષીયા બાલાનામાં જેટલી આકર્ષક અને મોહક વસ્તુઓ જોઇએ તે સઘળી ત્હેનામાં છે તે અનુપમ લાવણ્ય લતિકા રૂપરાશિ છે. ત્હેનો મુખચંદ્ર લાલિત્યપૂર્ણ છે ત્હેનો તપિત કુન્દનવત્ વદન રંગ, માણિક્યની છીપ સંપુટ જેવાં કપોલ, પદ્મસમ મુખ પરનું સદાનું હાસ્ય કૃષ્ણવર્ણ ભૃકુટી એ જોતાં સત્યરીતે ત્હેને સામાન્ય રૂપવતી તો નજ કહી શકાય. યૌવનકાળ એ જીવનની ફળ પ્રદાયક મોસમ હોવાથી તેનાં મિષ્ટફળો દેહલતાપર આકર્ષક રીતે દૃષ્ટિ ગોચર થાય છે. એજ દેહલતામાં પાછું સુધાધારાનું વહન થાય છે. કહો ત્યારે એને દૈવી પ્રતિમા કેમ ન કહી શકાય ? દેવ કન્યાનું સાદૃશ્ય કેમ ન આપી શકાય ?

સુશિક્ષિત માતા પિતા પોતાનાં સંતાનોની અશિક્ષિત અવસ્થા નજ ભાળી શકે. શિક્ષણનું ખરૂં રહસ્ય સુશિક્ષિતનેજ સમજાય. પોતાનાં સંતાનોને સંસારમાં સરળ માર્ગ ઉત્તમ પ્રકારનું શિક્ષણજ બતાવી શકે છે. એથી જેઓ સારી રીતે જ્ઞાત હોય છે. તેઓજ એમ જાણે છે કે સંસારમાં યાત્રા નિર્વિઘ્ને પરિપૂર્ણ કરી શકાય, પણ ક્યારે ? ઉત્તમ શિક્ષણ મળ્યું ત્યારેજ.

આપણે જેમ જાણીએ છીએ તેમ નિર્મળા અને વિનયનાં માતા પિતા સુશિક્ષિત છે. સ્ત્રી શિક્ષણના લાભો તે સારી રીતે સ્હમજે છે અને એવાં આવશ્યક શિક્ષણના તેઓ

હિમાયતી સુદ્ધાં છે. આ શિક્ષણના લાભો તેઓનાં હૃદયમાં રમીજ રહેતા હોવાથી નિર્મળાને આવશ્યક ઉત્તમ શિક્ષણ મળ્યું. તેણે ગુજરાતી અભ્યાસ પૂરો કીધો. અને ઇંગ્રેજી પાંચ ધોરણ સુધીનું જ્ઞાન પણ મેળવ્યું. માતા તરફથી ઉત્તમ સંસ્કારનાં બીજ બાળવયથીજ રોપવામાં આવેલાં હોવાથી હાલતો તે અંકુરોના રોપા પણ થઇ ચૂક્યા છે. ભરત ગુંથણ ઇત્યાદિ પણ તેને આવડે છે. કહો. હમારો વિચાર એમજ છેને કે નિર્મળા, પ્રશાંત, ગંભીર સરલહૃદયી, સરાગ, સુશિક્ષિત, અને સદ્ગુણી છે. એટલે હેને ધન્યવાદ આપો! આપો–આપો. પણ આટલું તો હૃદયે સાથે નજ વિસારશો કે બાવળના વૃક્ષપરથી મિષ્ટ આમ્રફળોની આશા રાખવી એ આકાશ કુસુમ વત જ છે. હેની જનનીને એક પણ ધન્યવાદનો શબ્દ નહિં? નહિં–નહિં. એમતો નજ બનવું જોઇએ. ધન્ય છે તે સુશિક્ષિત માતાને કે હેણે આવું ધન્યવાદને પાત્ર રત્ન જનસમાજ સમક્ષ મૂક્યું. માતાનાંજ યશોગાન આવશ્યક છે. ભારતની કીર્તિની ધવલધ્વજા હમારે લીધેજ હજીએ ઉડીરહી છે એ ભારતીય સંતાનોનાં સ્મરણમાંથી કદિ જવાનું નથી.

નિર્મળા પ્રશાંત છે ગંભીર છે, પણ આજે તે ગાંભીર્ય એકલું નથી. તે સ્હેજ તનમનાટ મિશ્રિત છે. મુખ ચંદ્રની જ્યોતિ નિર્મળતો હતીજ પણ આજે તો શરદ્ પૂર્ણિમાના ચંદ્રવત્ વધુ નિર્મળ છે. મુખપર હાસ્ય સદાનું છતાં આજનું હાસ્ય અધિક આહ્લાદ ઉપજાવે છે. વિસ્તારિત નયનયુગલ આજે વધુ વિશ્ર જણાય છે. આજે હેનો વદનરંગ વિશેષત મોહક છે. ટૂંકામાં આજની તે પ્રતિમા હંમેશ કરતાં વધુ આકર્ષક અને આલ્હાદદાયકછે. કહો, ત્યારે આજે એને દેવકન્યા કહ્યા વગર ચાલવાનું !

વિશેષમાં આજે હેણે ઉત્તમ વસ્ત્રાલંકાર પરિધાન કરેલાં છે એટલે કહેવું જ પડવાનું કે સોનામાં સુગંધ મળી જ! પણ આ બધું શું આજેજ? એનું કારણ શું! આ બધા ઉદ્ગારો કેમ એક સાથેજ નીકળ્યાં.

વાંચક! કારણ નિર્મળાના સ્વતઃના મુખથી જ સાંભળીશ તો વળી અવર્ણનીય આનંદ પ્રાપ્ત થશે. બાકી મ્હારે તો એમાં કશોએ વાંધો નથી.

"બ્હેન! મંદિરે જઇશ કે? રામ મંદિરે જઇશ તો હુંએ આવીશ. હું ત્યાંથી ચંદ્રો મધુકરને ત્યાં જઇશ હોં?" વિનય દાદર ઉપરજ ઉભારહી પૂછ્યું.

"બાઇ, મંદિર તો નથી જવું. તું જો મધુકરને ત્યાં જવાનો હોય તો ચંદ્રિકાને ન મોકલે?" કબ્જો પહેરતાં પહેરતાં નિર્મળાએ કહ્યું.

"શું તું મંદિરે નથી જવાની કે બ્હેન? આજે તૈયાર થઇ છે ને? એતો મ્હને લેઇ જવો પડે કેની તેમાં! પણ હું તો આવીશ."

"ના, બાઇ, ના. હું તો ક્યાંએ નથી જતી."

"ત્યારે તું આજે ચંદ્રિકાને ત્યાં જાય છે? જો બ્હેન, મ્હને પટાવીશ નહિં હં. સ્હાંજે તું હારમોનીયમ વગાડવા બેસીશ ત્યારે ગાયન જ બોલીશ જો."

"પણ છેતરતી હોઉં તો ને!"

"ત્યારે કહે આજે કોઇ આવે છે? હું એ મ્હારાં કોટ પાટલૂન પહેરી દઉંને?

"પહેરીર્દ. કોઈ આવવાનું છે." છેવટ ભાઇ આગળ બ્હેનનું નજ ચાલ્યું. હસતાં હસતાં કહેવું જ પડ્યું.

"કોણ બ્હેન?"

"એતો વડોદરેથી તે આવવાના છે."

"તે તે કોણ? મદનરાય કે? હું બરાબર ન સ્હમજ્યો."

"સ્હમજ્યો—સ્હમજ્યો. જા, ભાઇ, કોટ પાટલૂન પહેરવાં હોય તો પહેર અને આ દુધ પીજા, વાતમાં ને વાતમાં ઠંડુ પડી ગયું."

વાચક! એ હર્ષનો ખ્યાલ લેખિની કેવી રીતે આણી શકવાની? જરા શ્રમ લઇશ તો વધુ આનંદ આપ મેળેથી મળશે. મદનરાય, એજ નિર્મળાનું સર્વસ્વ. હાલ એ મહા વિદ્યાલયની બી. એ. ની ડીગ્રીનો અભ્યાસ કરે છે. મેકેશન બૅરીસ્ટરના ખાસ આગ્રહથી ત્હેને અત્રેજ ગુજારવાનો છે. આજે સ્હવારની દશની ટ્રેનમાં એ અત્રે આવનાર છે. સ્વાભાવિકજ છે કે ચતુર્ચક્ષુનું મિલન, પ્રણય પ્રતિમાનું દર્શન, પ્રણયી યુગ્મનું મિલન પરસ્પર ને અનિર્વચનીય આનંદ આપે છે.

ચંદ્રિકા પણ આવી પહોંચી. સમયોચિત વાર્તાલાપમાં બંને સહિયરો ગુંથાય.

૩

મદનરાયને અત્રે આવ્યાને આજ પાંચ દિવસ થયા છે. તેઓ સમ્પૂર્ણ તારૂણ્યવસ્થામાં છે. ત્હેનું વય ૨૦-૨૨ થી વધુતો નથી. તેનો ચ્હેરો ગૌરવર્ણીય અને આકર્ષક હોવા ઉપરાંત મોહક છે. જો કે વખતે અજાની વ્યક્તિ ત્હેની સાથે વાતચિત કરતાં એ ડરે પણ ધાડા સંસર્ગમાં આવનાર તો કહે છે કે તે અત્યંત મિલનસાર છે. ત્હેના આપ્ત વર્ગીય કહે છે કે ત્હેને આધુનીક સુશિક્ષિત વર્ગનો પાશ્ચાત્ય પ્રજાને અનુસરતો ડોળ યત્કિંચિત્ પણ પસંદ નથી. આથી શું તે ટાઈ–કોલર ન પહેરતો હોવો જોઇએ? ત્હેને ભાવ એ તરફ ન હોવો જોઇએ? હશે. પહેરે કે ન પહેરે એ પ્રશ્નનો ઉત્તર આપણે પાછો નથી જોઇતો. ઘણાખરા જાણે છે કે એ તે પહેરતો નથી એટલે થયું આપણે પણ સાથે માનીલઇશું કે ત્હેને સાથે પેન્ટપર પણ ભાવ હોવો ન જોઇએ. હશે પણ ચસ્મા તો તે ઉંડુર છે! એક પાર્તીણી નેતરની સોટી પણ તે ફરવા જતી વખત ઝાલે છે! જોઇએ. એટલું તો જોઇએ. તે સુશિક્ષિત છે એટલું દર્શાવવાને આટલાં સુધારાના સાહિત્યો પૂરતાં છે, જો કે આધુનીક સુધારાવાળાને એટલું નજ છાજે.

હવેનો આમોદ પ્રમોદ રસ પૂર્ણ છે. ચંદ્રિકાથી માહિતી મળી કે આજે આ દંપતિ ફરવા જનાર છે. સ્હાડાચારથી શરૂ થયેલ ગાન તાન તેમાં નિર્મળાને હાથે હારમોનીયમમાંથી નીકળતો મધુર સુર અને ચંદ્રિકાની ફિડલપર નાજુક અંગુલીઓ નચાવવાની રીત! નાનકડાં મંડળે ઠીક આનંદ માણ્યાં. વિનયનાં ગાયને એમાં પાછો વધારો કીધો! બાળ વયનો મધુર સુર. ગાવાની ઉત્તમ ઢબ, ગાયનમાં સમાયેલું રહસ્ય અને આપ્ત વર્ગીયનું પ્રથમનુંજ સમ્મિલન! કહો જોઇએ? એ આનંદ વર્ણવ્યો જાય એમ છે? ફક્ત એકજ કલાક આ આનંદ ચાલ્યો. હવેતો સ્હેલગાહનો આનંદ! ચંદ્રિકા વ્હેલી વ્હેલી વિદાય થઇ ગઇ. ત્હેને સ્હેજ ખોટું લાગ્યું કે સ્વતઃના અને વિનયના અત્યાગ્રહ છતાં મદનરાય એક ગાયન ન બોલ્યા. પણ ચંદ્રિકાનું એક હૃદયે સાંત્વન કર્યું. તેતો જવાની હશે તેથીજ ગઇ.

પોતાની વિક્ટોરિયાને આ ત્રટથી જ વિદાય કરી પૂલ પર થઇને આ યુગલ સ્હામા ત્રટ પર આવ્યું. પૂર્ણિમા હોવાથી નિશાકજન રૂપેરી રસથી સૃષ્ટિ પ્લાવિન કરી રહ્યા છે. પ્રકૃતિની શોભા અવર્ણનીય છે. કુદરતી અદ્‌ભૂત રચનાનો ખ્યાલ આણવાને કુદરતી અગમ્ય વસ્તુઓથી ભરેલું આ નાનકડું ઉપવન બસ છે. મયૂરના ટહુકા છૂટા છવાયા થાય છે. ચંદ્રકિરણથી આચ્છાદિત થયેલું ધીમી ગતિથી વહેતું નીર આ શોભામાં અધિક વધારો કરે છે.

સ્વાભાવિક જ છે કે મદનરાયને નિર્મળા કરતાં પ્રકૃતિની સોભા નિહાળવામાં–કુદરતી રચનાનું અવલોકન કરવામાં અધિક આનંદ મળે છે. એ આનંદ પરગજુપણે તેણે બે ભાગમાં વ્હેંચી નાંખવાનું ધાર્યું. એક ભાગ પોતાની અનુગામિનીનો અને બીજો સ્વતઃનો જોઇએ છીએ કે કોને ભાગ ઓછો પડે છે અને કોને વધારે મળે છે ! નિર્દોષ અસૂયા કેમ ઉત્પન્ન થાય છે ! આનંદની પહેલમાં વિગ્રહનો પગ પેસારો !

નિર્મળા ઉચી દૃષ્ટિ કરી ગગન મંડળ નિહાળી રહી છે. કોણુ જાણે કે તે શા વિચારમાં છે ? પ્રકૃતિનું કંવચિત અસ્ખલિત ગાંભીર્ય અને કુદરતી રચના મદનરાયના આનંદના ભાંગલા પડાવ્યા વગર ન જ રહ્યાં. નિર્મળા પ્રતિ દૃષ્ટિપાત કરતાં તે તેને વિચારમાં જણાય. સાહજીક તેણે તેનું કારણ માગ્યું ન મળ્યું. રસ પૂર્ણ આમોદ પ્રમોદની પ્હેલ થઇ ! ચંદ્રની શુભ્રજ્યોત્સના, આછા આછા તારાગણોથી ભૂષિત થયેલું ઉડગણ, સૌન્દર્ય વિભૂષિત પવન, ઉત્તમોત્તમ પુષ્પની સુગંધસાથ મિશ્ર થયેલો પવન, જળમાં નાચતાં–કુદતાં ચંદ્રકિરણ, મયૂરના મધુર ટહુકા, પાણીમાં ઝીલતાં મચ્છ, નદીના પટમાં ફ્રુસંગો મારતાં–રમતાં હરિણ બાળને, કિનારા પરની લીલી દુર્વા, નિર્નિમિષ નેત્રે ઇન્દ્રદુ પાન કરતું, ડાળી પર નીચી ડોક ઢાળી બેઠેલુ ચાતક, શાંતિના સામ્રાજ્યવાળી રજની, મોટો આડો પૂલ, અને પોતપોતાના આનંદમાં તરબોળ યતાં એક પાસથી બીજી બાજુએ જતાં પક્ષીનાં ટોળાંઓ–એ પ્રતિ ત્હેણે નિર્મળાનું ધ્યાન ખેંચ્યું. આકર્ષક રીતે તે રચનાનું વર્ણન કીધું. પણ પાછું ફરી નિર્મળા પ્રતિ દૃષ્ટિ કરતાં ત્હેને જણાયું કે આ વર્ણનની–આ અપૂર્વ લીલાની ત્હેના ઉપર લેશ માત્ર પણ અસર નહોતી. તે ગુંચવાયો અને સાથે સાથે નિર્મળાને પણ ગુંચવાયલી ધારી. ક્ષણભર અબોલા રહ્યા. તે ન સમજી શકયો કે પ્રણયો પાનમાં કંટકરૂપ શું થઇ પડયું. પ્રથમ ત્હેણીજ અબોલાની ! રતિરૂપનું પાન કરતાં કરતાં મદનરાયની વિટંબણા પલાયન કરી ગઇ. ત્હેણે એ અબોલા ટાળવા નિશ્ચય કર્યો. પણ કેઇ રીત ઉપયોગમાં લેવી એ પ્રશ્ન જ્યાં આવ્યો ત્યાં પાછું અરિાસન ! ન બોલવાની પ્રતિજ્ઞા લઇ રહેલી–ત્હેમાં જ અપૂર્વ–અગમ્ય આનંદ મેળવવાની આશાને તાંતણે લટકી રહેલી નિર્મળા ન જ બોલવાની ! પછી તો કોણ જાણે ? પ્રણયી રાજ્ય છે ?

ઉપાય જડયો. પોતાને જે પ્રકૃતિ વર્ણનમાં જોઇએ તેવો આનંદ ન મળ્યો. હવે તેણે પ્રિયા વર્ણન–કહો કે પ્રિયા પ્રોઢ સ્તિવન આરંભ્યું. કાદમ્બરીનો તે ચુસ્ત ઉપાસક હોવાથી એ માર્ગે સુગમ થઇ પડયો. એ ઉપાયે ત્હેણે ધાર્યું કે અબોલા તૂટશે અને આરક્ત હોઇને પોતાનું કાર્ય બજાવવું જ પડશે. વર્ણન શૈલી મધુર હતી. પ્રિયા વદનની ઇન્દ્ર સાથ સરખામણી થઇ. શુકની નાશિકા સોરીક રકઝક પછી નિર્મળાની નાશિક સમ ગણાઇ.

શુભ્રદંત પંક્તિ દાડમકળીની હાર તુલ્ય જ છે કે કેમ એમાં મતભેદ હતો. કોકિલ કંઠની કિંમત એક કંઠથી કંઇ વધુ અંકાઇ નહિં. યુગ્મનનો આ સ્વાદ ચવચવના મુરબ્બાથી યે ચઢી ગયો ! ગુલાબી સાળુ અને લીલા કબ્જા નીચે સંતાઇ ગયેલા સ્તન કોરક એ ત્હેનો સર્વ શ્રેષ્ઠ શણગાર હતો. દરેક સરખામણીમાં નિર્મળા પ્રથમ સ્થાને ! આ વર્ણન પણ સમાસ ! વળી કારણ સંગાયું. શેનું મળે ? ત્હેણે એ હવે તો અબોલા રહેવાનો નિશ્ચય કર્યો. શાંતિના સામ્રાજ્ય સાથનું અબોલાનું નવું સામ્રાજ્ય ! જોઇએ છીએ એ બંને સામ્રાજ્યમનો કારોબાર.

હવે તો એક મેક પરસ્પર દૃષ્ટિ વિનિમય સુદ્ધાં નથી કરતા ! આતો ક્ષણભર જ ચાલ્યું. જૂના અબોલા તૂટયા ! નવાને પૂષ્ટિ મળી ! બનતા સુધી અબોલા જાળવી રાખવા એક ઠર્યું ! નિર્મળના મનામણાનો વારો આવ્યો.

જોવાનું છે કે આનું છેવટ તો ત્વરિત ! એ કેમ બન્યું ? ત્હેણે એ અબોલાનો નિશ્ચય કર્યો હતો તે ? બે નાજુક શ્વેત હસ્તોનું એક ગ્રીવા આસપાસ વિંટાઇ જવાનું આવું રમણિય પરિણામ ? નિર્મળા વિજયી નીવડી. મદનરાય સ્હેજમાંજ પરાજય પામ્યો.

ધન્ય છે એ ક્રિયાને અને એના કરનારને ? મદનરાયના એ ધન્યવાદ ? હવે કારણ મળ્યું મદનરાયના શબ્દમાં જ સાંભળી રાતે ?

કહે છે, " સ્નેહ, મેં પોષ્યો, ત્હમારો મૂજ ઉપરનો;
નહિં બોલી શકી તમથી, ખરો એ ભેદ આ ઉરનો. "

અજબ એ ભેદ અને અજબ એ સ્નેહ પરીક્ષક ! ! મદનરાયનો વળતો જવાબ એજ અબોલાનું સામ્રાજ્ય !

" પધારો ઉર્વશી રંભા, અરે મૂજ કોકિલા મેના;
આલિંગું ત્હને હૃદયી, પ્રીતિ રસ પાવું કે કહે ના ! ! ! "

એજ પ્રણયી યુગ્મનું પૂનર્મિલન !

નિર્દોષ આનંદથી ઉભરાતાં અંતઃકરણે આપણું પ્રણયી યુગ્મ પશ્ચાત ગમન કરી ગયું.

શ્રી કાંત.

---

# स्वागत मंदिर.

(૬) ડીટેકટીવ દેવેન્દ્ર ( પ્રકાશક મેસર્સ એમ. એમ. એન્ડ કંપની બુકશેલર્સ એન્ડ પબ્લીશર્સ. કાલબાદેવીરોડ મુંબઇ મૂલ્ય રૂ. ૧-૪-૦ ) આ એક વાર્તાનું પુસ્તક છે છૂપી પોલીસના પરાક્રમો તથા તે ગુન્હા કેવી રીતે પકડે છે તે તેમાં અસરકારક રીતે લખવામાં આવ્યું છે. ડીટેકટીવ વાર્તાના શોખીન મનુષ્યો તે વાંચવા યોગ્ય છે.

(૭) ગોપ કાવ્યો ( સંગ્રહકરી એકઠા કરનારા રા. રા. કલ્યાણજી વીઠલભાઇ મહેતા અને રા. રા. ચુનીલાલ રામચંદ્ર મેહતા સૈયદપુરા સુરત પાકું પુંઠું. પૃષ્ઠ, ૧૫૨. મૂલ્ય

રૂા. ૦-૮) આ પુસ્તકમાં વિવિધ લેખકો તરફથી લખાયલાં ખેડુત જીવનને લગતાં કાવ્યોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. પુસ્તકમાં સંગ્રહ કરાયલાં દરેક કાવ્યો સાદાં સરળ અને સંસ્કારી હોઇ સંગ્રહ કરનારે તે સંગ્રહ કરવા પ્રતિ સંપૂર્ણ ધ્યાન આપ્યું હોય તેની ખાત્રી આપે છે. ગ્રંથના અંતમાં રા. રા. રણજીતરામ વાવાભાઈ બી. એ. તરફથી દરેક પદની માર્ગદર્શક ટીકા સ્વરૂપમાં પણ જરૂરની લખવામાં આવી છે; તેથી તેની ઉપયોગિતામાં ખાસ વૃદ્ધિ થાય છે. આવાં પુસ્તકો જૈનસમાજના ઉત્તેજનને પાત્ર છે. આ પત્રની ઓફીસમાંથી પણ તે મળી શકશે.

(૮) **લગ્નાદિ શુભ પ્રસંગે ગવાતાં માંગળીક ગીતા** (અ-સૌ-૦ મર્હુમ બાઈ સમરથ સ્મારક માળા મણકો પમો પ્રસિદ્ધ કર્તા તે માતાના ચરણ કિંકરો. મૂલ્ય અમૂલ્ય) વિદ્યાદાન એ સર્વેથી શ્રેષ્ઠ દાન છે; અને પોતાની માતાના સ્મરણ નિમિત્તે તેમના પુત્રો તરફથી આવાં શ્રી ઉપયોગી પુસ્તકો ભેટ આપવામાં આવે છે. તેથી અમે તેમને અભિનંદન આપીએ છીએ. આ ગ્રંથમાળાના આ પુસ્તક સાથે પાંચ મણકાઓ નીકળી ગયા છે. (૧) **ગીત સંગ્રહ. (૨) અંજના સુંદરી (૩) શ્રી સ્થુલિ ભદ્રજીની શીયળ વેલી (૪) ઉત્તમ બોધ.** અને પાંચમું આ પુસ્તક છે. ટપાલ ખર્ચના ત્રણ આના મોકલવાથી તે રા. કાપડીયા મોતીચંદ ગીરધરલાલ બી. એ. એલ. એલ. બી. સોલીસીટર ભાવનગર તરફથી ભેટ અપાય છે. અમે રા. કાપડીયાને તેમના આ કામ માટે ધન્યવાદ આપી ઉત્તરોત્તર આવા ઉપયોગી પુસ્તકો બહાર પાડવાના કામને ઉત્સાહથી વધાવી લઇએ છીએ.

(૯) **શ્રીમદ્ ભગવદ્ ગીતા** (છપાવી પ્રસિદ્ધ કરનાર ભિક્ષુ અખંડાનંદજી મંત્રી સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય. અમદાવાદ અને મુંબઈ, સોનેરી પાકું પુંઠું. મૂલ્ય ફક્ત ચાર આના) સસ્તા સાહિત્યના સંબંધમાં અમારા સર્વે વાંચકો જ્ઞાત છે જ. આ ખાતા તરફથી નીકળેલી ભગવદ્ગીતામાં આ પાંચમી આવૃત્તિ છે. સરસ ટીકા, સુંદર છાપ ઉંચા કાગળ અને સ્વલ્પ મૂલ્યને લીધે તેની અત્યાર સુધીમાં ૭૨૦૦૦ પ્રતો નીકળી ચૂકી છે. એ તેની લોકપ્રિયતાની સાક્ષીતી છે. પ્રત્યેક મનુષ્યે આવાં પુસ્તકો પોતાની લાયબ્રેરીમાં અવશ્ય રાખવાં જોઈએ.

(૧૦) **ભાઇબંધ નવરંગનો ખાસ અંક** (પ્રકાશક રા. રા. કે. એમ. ઝીઆઅલી તંત્રી ભાઇબંધ. વડોદરા) આ માસિકમાં એ સચિત્ર અંકો (૧) દીપાવલી નિમિત્તનો અને જાનેવારી ૧૯૧૫ નો મળી પ્રાપ્ત થયા છે. તેમાં વિવિધ પ્રકારના લેખો અને ચિત્રોનો સમાવેશ કરી તેની ઉપયોગીતામાં ખાસ વૃદ્ધિ કરેલી છે. તેના અગ્ર લેખક રા. રતનલાલ નાગરદાસ વકતાના લેખો અને કાવ્યો પણ ઉત્તમ હોઇ તેઓ ભવિષ્યમાં આનાથી પણ સારૂં કામ કરી શકશે તેની આશા આપે છે.

(૧૧) **સદ્વક્તા** (યોજક શ્રીયુત પંડિત લાલન. ગુલાલવાડી મુંબઇ.) સુપ્રસિદ્ધ વક્તા શ્રીયુત ફતેહચંદ કર્પૂરચંદ લાલનના નામથી સાક્ષર વર્ગમાં કોઇ પણ ભાગ્યેજ અજાણ્યું હશે. પોતે જૈન હોવા છતાં આપણા સનાતન ધર્મના રહસ્યોનો તેમણે એવી સરસ રીતે અભ્યાસ કર્યો છે કે તેમનું વ્યાખ્યાન સાંભળવાથી તેમજ તેમના લેખો વાચવાથી ખાત્રી થઇ આવે છે કે તેમના લેખો, તેમજ તેમનો ઉપદેશ એકદેશીય નહિ પણ સર્વ

દેશીય અને તે વળી ઉપયોગી છે. તેમના સહેજ પણ સમાગમમાં જે મનુષ્યો આવ્યા છે. તેમના અંતઃકરણની વિચારશાલતાને કાંઇક અંશે જાણી શક્યા છે. આ પુસ્તક તેમનીજ કૃતિ છે. અને તે સર્વ રીતે ઉપયોગનું હોય એમાં શંકાજ નથી. સભામાં જઇ વ્યાખ્યાન કરવાની ઇચ્છાવાળા મનુષ્યોને પોત પોતાના વિચારો કેવી, રીતે રજુ કરવા. તે તેમાં સારી રીતે સમજાવ્યું છે. એકજ વિષય ઉપર જુદા જુદા મતો દર્શાવવાનું કામ જુદા જુદા વકતાઓ પાસે ઘણી સારી રીતે કરાવવામાં આવ્યું છે, ગુજરાતીમાં આ પ્રકારનું પુસ્તક આ પહેલું જ છે. બીજાં છે પણ તે આની પાછળ પ્રકટ થયેલાં છે. તેથી તેનું પ્રથમનું માન શ્રીયુત લાલનનેજ ઘટે છે. પુસ્તક પોતાની લાયબ્રેરીમાં એકંદરે રાખવા યોગ્ય છે. કિંમત પુસ્તકમાં જણાવી નથી.

(૧૨) બ્રહ્મચારિણી (લેખક અને પ્રકાશક શ્રીયુત ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. મેનેજર ભારત જીવન અને સસ્તી વાર્તામાળા મુંબઇ ના. ૧૩ મૂલ્ય રૂા. ૦ાા) પોતાની તરફથી સસ્તા સાહિત્યના ધોરણે પડતર કિંમતે. સારી છપાઇ મજબુત ત્રણ નામવાળા સોનેરી પૂંઠા અને જાડા કાર્ડ બોર્ડના પૂંઠા સહિતની ચાલતી સસ્તી વાર્તામાળાનું બીજા વર્ષનું આ ૪-૫-૬ પુસ્તક તરીકેનું એક પુસ્તક છે. શ્રીયુત ડાહ્યાભાઇ તરફથી તેમનાં બીજાં પુસ્તકો પણ અમને પ્રાપ્ત થયાં છે પણ અવકાશના અભાવે તે વાંચવાનો યોગ ન આવ્યાથી આ વંચાયલા પુસ્તકનું પ્રથમ અવલોકન લેવામાં આવે છે. આ એક સર્વોત્તમ વાર્ત્તાનું પુસ્તક છે. આજના સમયમાં ઢગલાબંધ બહાર પડતી વાર્ત્તાઓ જે કચરાની ટોપલીને સ્વાધીન કરવા લાયક છે તેમાં આ વાર્ત્તા એક રત્નરૂપ છે. સનાતન ધર્મના વિવિધ સિદ્ધાંતોનું તેમાં એવી સરસ રીતે પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે તેનું એકે એક પાનું વાંચવા યોગ્ય છે. આ પુસ્તકનું જો યથાર્થ વિવેચન કરવા બેસીએ તો ઘણા પૃષ્ઠ રોકાય તેથી તેમ ન કરતાં માત્ર તે સર્વોત્તમ પુસ્તક છે એટલું જ તેને માટે કહી શકીશું. આવાં ઉપયોગી પુસ્તકો પ્રત્યેક ઘરમાં હોવાં જોઇએ.

(૧૩) કાવ્યકુંજ (રચનાર રા. રા. જનાર્દન નાનાભાઈ પ્રભાસ્કર ઉંડાચ વાયા બીલીમોરા મૂલ્ય. ૦-૨-૦) આ લઘુ પુસ્તકમાં વિવિધ કાવ્યનો સંગ્રહ કરવામાં આવ્યો છે. કર્ત્તાની કાવ્ય શક્તિ સારી છે.

(૧૪) દેશીમિત્ર વાર્ત્તામાળા ભાગ ૨ જો (પ્રકટ કર્ત્તા રા. મગનલાલ. ફીકાભાઇ સોની ફળીઆ સુરત) સુરતથી પ્રસિદ્ધ થતા દેશીમિત્ર પત્રની પ્રસ્તુત પુસ્તક બીજા વર્ષની ભેટ છે. તેમાં જુદી જુદી ૧૦ ડીટેકટીવ વાર્ત્તાનો સમાવેશ કરવામાં આવ્યો છે. અને તે તે વિષયના રૂચિકર મનુષ્યો માટે ઠીક છે.

(૧૫) મનુસ્મૃતિ (પ્રસિદ્ધ કરનાર રા. પા. નારણલાલ કૃષ્ણલાલ ગ્રંથનાવલીતા. આણંદ. મૂલ્ય રૂા. ૧-૮-૦) આ પુસ્તકમાં મનુસ્મૃતિના શ્લોક તથા તેનું ગુજરાતી ભાષાંતર આપવામાં આવ્યું છે. ભાષાંતર ઠીક થયું છે. પુસ્તક વાંચવા વિચારવા યોગ્ય છે. આ માસિકના ગ્રાહકોને તે ફકત રૂા. એકની કિંમતે આપવા તેમના તરફથી ઇચ્છા દર્શાવાઇ છે. જેમને જોઇએ તેમણે બારોબાર પત્ર લખી પુસ્તક મંગાવી લેવું.

# बहादुर जमाइ.

(અનુસંધાન ગતવર્ષના પૃષ્ટ ૨૫૯ થી)

## ચતુર્થ પરિચ્છેદ.

આ તરફ પંજાબી બાઈ રામશરણ્ણુ આંફળી ફાંફળી શેઠને ખબર આપવા નીકળી. રજાના વખતમાં ઘણું કરીને કેદારબાબુના ઘરમાં શેતરંજની રમતનો અડ્ડો જામતો આજે અહીં મોટા મહેન્દ્રબાબુ, નાના મહેન્દ્રબાબુ (નલિનીના ખરા સસરા) અને બીજું કેટલુંક વકીલ મંડળ ભેગું થયું હતું.

શેતરંજની રમત ચાલી રહી હતી. એવામાં રામશરણે ત્યાં આગળ ભૂતની માફક ડોકીયું કર્યું. પોતાના શેઠ તરફ જોઇને કહેવા લાગીઃ—શેઠ, શેઠ, જલદી ઘેર પધારો—" તેના હાથ મ્હોં જોઇને મહેન્દ્રબાબુનાં તો હાંજાંજ ગગડી ગયાં. આકળે સાદે, તેઓ પૂછવા લાગ્યાઃ—" કેમરે ! શું છે ? ઘરમાં કોઈ માંદુ સાજું તો થયું નથીને ?"

" ઘેર એક ચોર આવ્યો છે."

મહેન્દ્રઘોષ બોલ્યાઃ—" ચોર ? દીવસના વખતે તે ચોર હોય વળી ?"

રામશરણે ઉત્તર વાળ્યોઃ—" ચોર છે કે લુંટારો છે, કે કોઈ ગાંડોમાણુસ છે તે હું ખાતરીથી કહી શકતી નથી. એ તો કહે છે કે હું તો શેઠનો (મહેન્દ્રબાબુનો) જમાઇ છું."

આ સાંભળી બીજા બધા તો હસવા લાગ્યા. પરંતુ મહેન્દ્રઘોષ ઉછળી પડયા અને બોલ્યાઃ—" કયારે આવ્યો ? શું કરે છે ?"

" અરે, એતો બપોર વાગતાનો આવ્યો છે. એક મોટી ડાંગ લાવ્યો છે; એક બન્દૂક પણ આણી છે. અંદર જઇ ચાહ પાણી પીએ છે. ઘરનાં બૈરાં બધાં ગભરાઇ ઉઠયાં છે."

" બન્દૂક લાવ્યો છે ! ડાંગ પણ લાવ્યો છે ? હરામખોર, બદમાશ પારકાને ઘેર ઘુસી આવ્યો છે તે કેવી રીતે પાછો પોતાને ઘેર સહીસલામત જવા પામે છે તે હું જોઉછું એમ બોલતા બોલતા ક્રોધથી ધુંવા પુંવા થતા મહેન્દ્રબાબુ બહાર નીકળ્યા. એમની ગાડી બારણા આગળ જ ઉભી હતી. કુદકો મારીને મહેન્દ્રઘોષે ગાડીમાં ઝૂકાવ્યું, અને ગભરાયલે સાદે ગાડીવાનને હુકમ કર્યોઃ—" જોરસે હંકાઓ."

કેટલાક વકીલ મિત્રો મહેન્દ્રઘોષની સાથેજ બહાર આવ્યા હતા. તેઓમાંના કેટલાએક બોલવા લાગ્યાઃ—" કોઇ ચસ્કેલ હશે, એમજ લાગે છે."

કેટલાક કહેવા લાગ્યાઃ—" ના, ચસ્કેલ ગાંડીયા જેવો હોય તો વળી બન્દૂક શેનો લાવે ? એતો કોઈ ઉખડેલ પાકો બદમાશ હોવો જોઇએ."

નાના મહેન્દ્રબાબુ (નલિનીના સસરાએ કહ્યું.—" ચસ્કેલ હોય કે વંઠેલ હોય કે બદમાશ હોય—ગમે તે હોય—પણ એને તો પોલિસનેજ ' હેન્ડઓવર ') હવાલે કરી દેવો જોઇએ."

ગાડી નક્ષત્ર વેગે દોડવા લાગી ઘેર પહોચ્યા બાદ, મહેન્દ્રબાબુ ગાડીમાંથી એકદમ ભૂસકો મારી બહાર નીકળ્યા અને ઉતાવળે સાદે પૂછવા લાગ્યાઃ—" કોણ છે ! કયાં છે ?"

આ વખતે નલિની માળ ઉપરથી હેઠળ આવ્યો હતો અને ઓટલાપર આમ તેમ પસાર કરતો હતો.

ગૃહસ્વામિને પ્રણામ કરી કહેવા લાગ્યોઃ—" મહેન્દ્રબાબુ આપજ કે ? આપ પાસે મારે એક પ્રકારની ક્ષમા યાચના કરવાની છે. "

નલિનીની બોલવાની ઢબ અને નમ્રતા જોઇને ગુસ્સાથી નખશીખ સળગી ઉઠેલ મહેન્દ્રબાબુ એકદમ ટંડા પડી ગયા. પહોંચિતા વારને પોતાના હાથનો જે પ્રકારનો સ્વાદ ચખાડવાનો તેમણે નિશ્ચય કર્યો હતો તે ફેરવી નાંખવાની તેમને ફરજ પડી.

મહેન્દ્રબાબુએ પ્રશ્ન કર્યોઃ—" આપ કોણ છો ? "

" મારૂં નામ નલિનીકાન્ત મુખોપાધ્યાય (મુકર્જી). હું મહેન્દ્ર બન્દોપાધ્યાય (બેનર્જી) નો જમાઇ થાઉં છું. ' મહેન્દ્રબાબુ વકીલને ઘેર લઇ જા, ' એમ મેં ગાડીવાળાને કહ્યું ત્યારે મૂર્ખ મને અંહી લઇ આવ્યો. મારી ભૂલ અને હમણાં થોડીક વખત આપાઉંમ સમજાઇ. હવે હું ચાલ્યો જાઉં છું આપને તેડવાને માણસ ગયું હતું-તેથી આપની આગળ ક્ષમા પ્રાર્થના કર્યાબાદ જવું એ હેતુથી આપની રાહ જોતો હું અંહીજ ઉભો હતો. "

આ વાત સાંભળી મહેન્દ્રઘોષનો ગુસ્સો પૂરેપૂરો ઉતરી ગયો. નલિનીનો હાથ સપ્રેમ પોતાના હાથમાં લઇ, મહેન્દ્રબાબુ મોટે સાદે પેટ પકડીને હસવા લાગ્યા. આખરે કહેવા લાગ્યાઃ—' ઓહો ! તમે મહેન્દ્ર જમાઇ ? ઠીક, ઠીક. જુઓને ભાઇ, અંહીતો બે જણ મહેન્દ્રબાબુ વકીલ છે. તમારા સસરા નાના મહેન્દ્રબાબુ કહેવાય છે, અને મને મોટા મહેન્દ્રબાબુ કહે છે. હમારા બેજણ વચ્ચે અસીલ સંબંધી ઘોંટાળો તો વારંવાર થાય છે. બહારગામથી કોઇ વકીલ મારાપર કાંઇ મુકદ્દમો મોકલાવે છે, તો અસીલ, કાગળ લઇ તમારા સસરા કને પહોંચી જાય છે. પણ જમાઇ બાબતનો ઘોંટાળો તો આ પહેલ વહેલી વારજ થએલો છે. "

એટલું બોલતાં તો મહેન્દ્રઘોષ સુમાર વગરનું હસવા લાગ્યા.

ત્યારબાદ તેઓશ્રી નલિનીબાબુને પોતાના ખાનગી રૂમમાં લઇ ગયા. આમતેમ ગપ્પાં સપ્પાં ચાલતાં હતાં, તેટલામાં બહાર એક ભાડુતી ગાડી આવી પહોંચી.

નલિની વિદાયગીરી લઇ, પોતાના શ્વશુરાલયની સહેલનો અપૂર્વ (!) લ્હાવો લેવા નીકળી પડયા.

## ૯ પંચમ પરિચ્છેદ.

આણી તરફ કેદારબાબુ વકીલને ત્યાં તે દીવસની સાંજનો શેતરંજનો તાલ બગડી ગયો. રંગમાં ભંગ પડી ગયો. મહેન્દ્રઘોષ ઘેર સીધાવ્યા એટલે તે વકીલ મંડળનો ચોર—અદ્દભાશ—ની વાત શિવાય અન્ય બીજો કોઇ વિષય સૂઝતો નહોતો. ઘણા પાગલોની પણ વાત થઇ ગઇ, આખરે મંડળ વીખેરાઇ ગયું. વકીલ સાહેબો એક પછી એક સહુ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

મહેન્દ્રબન્દોપાધ્યાયનું ઘર ભાગંજ મોહલ્લામાં હતું. તે મહાશયે ઘેર આવ્યાબાદ ચા અને હુક્કાને માટે ગડાકુની વરદી આપી દીધી હતી.

ઓફિસની બારીઆગળ ઇઝીચેર પર બેઠા બેઠા મોજમાં ચાહપાણીનું સેવન ચાલી રહ્યું હતું. એકાદ નોકર હુક્કો તૈયાર કરી તેનાપર મોટા કદની ચલમ ચઢાવી, તેમની નજીકમાં ઉભો થઇ રહ્યો હતો. (અપૂર્ણ.)

પ્રસનવદન છબીલારામ દીક્ષીત.

---



---

ગુજરાતીઓ અને ગુજરાતી સાહિત્યના નિયમિત સેવા.

બજાવતું શ્રેષ્ઠ માસિક પત્ર.

વાર્ષિક લવાજમ રૂ. ૧-૧૦-૦ ભેટના પુસ્તકના પોષ્ટેજ સાથે } **વિવેચક. છે** } હિન્દબહાર રૂ. ૧-૧૪-૦

બંગાળી, મરાઠી, હિન્દી, અંગ્રેજી, તથા યુરોપ, અમેરિક, જાપાન વગેરે દેશની ભાષામાં પ્રકટ થતાં ઉત્તમ પત્રોમાંથી ભાષાંતરો કરીને આ માસિકમાં આપવામાં આવે છે. તે સાથે ગુજરાતના માનનીય વિદ્વાનોના લેખો પણ આવે છે: આ પ્રકારની ગોઠવણ ફક્ત આજ માસિકમાં કરેલી છે. દર માસે ઈનામી પ્રશ્નો પુછી મફત પુસ્તકો આપવાની યોજના ચાલુ થઇ છે. એટલે ગ્રાહકોને માસિક ઉપરાંત દર વર્ષે ૬૦૦ થી ૮૦૦ પાન સુધીનાં પુસ્તકો મળી શકશે દર વર્ષે ઉત્તમ ભેટ આપવામાં આવે છે. ચાલુ માસમાં ગ્રાહક થનારને ૧૯૧૩ ના વર્ષની ભેટ બુક પણ મળશે ૧૯૧૪ ના વર્ષની ભેટ બુક પણ તૈયાર છે. તમો ગ્રાહક ન થયા હોય તો આજેજ ગ્રાહક થઇ તુરત વી. પી. નો ઓરડર કરી દો, એટલે આજ સુધીના પાછલા અંકો અને ભેટ બુક વગેરે મળીને રૂ ૧-૧૦-૦ નું વી. પી. કરવામાં આવશે. હિન્દ બહાર માટે લવાજમ રૂ. ૧-૧૪-૦ નમુનાના અંક માટે બે આનાની ટીકીટ બીડયા સિવાય મોકલવામાં આવશે નહી. જાહેરખબરનું ઉત્તમ સાધન છે. ભાવ પુછી લખો.

સંપાદક 'વિવેચક'—લાછરસ—નાંદોદ.

અરેબીયનનાઇટસ જેવી રસીલી વાર્તાઓથી ભરપુર પુસ્તક.

**"ખલીફનાં અદ્દભુત પરાક્રમ"** પૃષ્ટ સંખ્યા. ૨૨૫ પાકું પુઠું. કિંમત રૂ. ૧-૦-૦ પોષ્ટેજ જુદું 'ચંદ્ર પ્રકાશ' ના ગ્રાહકોને પોષ્ટેજ વી. પી. ખર્ચ માફ થોડી કોપી સિલીક છે તુરત મંગાવી લેખો.

હી. દા. દેશાઈ, લાછરસ-નાંદોદ.

તા. ક. સુરતના ગ્રાહકોએ 'ચંદ્રપ્રકાશ' ની ઓફીસમાંથી મંગાવી લેવી. પોષ્ટેજ વી. પી. ના બે આના ઓછા લેવામાં આવશે.

**તૈયાર છે!!! સત્વર મંગાવી લો!!! પાછળથી પસ્તાશો!!!**

તમારી પોતાની ઉન્નતી કરવા માટે સતત પ્રયત્ન કરનાર તમારા દેશના વિરલા પુરૂષોનાં જીવન વૃતાંતનું પુસ્તક.

**હિન્દનાં મહાન પુત્રોનાં ટુંકાં જીવન ચરિત્ર ભાગ-૧.**

કિંમત ફક્ત બે આના પોષ્ટેજ અર્ધો આનો ચાર કોપી સામટી હશે તોજ વી. પી. થી મોકલવામાં આવશે તે સિવાયનાઓએ પોષ્ટની ટીકીટો બીડવી તે ઠીક પડશે

વ્યવસ્થાપક-વિવેચક.

લાછરસ-નાંદોદ.

જગમસિદ્ધ લોકપ્રીય થએલી જુની અને જાણીતી દુકાન.

# ઝવેરી નરોતમદાસ ભાણી.

ઠે. શેખમેમન સ્ટ્રીટ નં. ૨૧૦-૨૨૨.

જ્યાં દરેક ફેશનમાં વપરાતાં સોના ચાંદી અને ઝવેરાતના ચાલુ જમાનાને અનુસરતા મનપસંદ દાગીનાઓ મોટા જથ્થામાં તૈયાર રહે છે તેમજ ઘરાકોની મરજી મુજબ ઓર્ડરથી બનાવી આપવામાં આવે છે.

અને દરેક કામ અમારી પોતાની દેખરેખ હેઠળ અનુભવી કારીગરોના હાથથી લેવામાં આવે છે.

બહાર ગામના ઓર્ડરો તરફ પુરતું ધ્યાન આપી જલદીથી ઓર્ડરો તૈયાર કરાવી વી. પી. થી મોકલાવવામાં આવે છે તેમજ છુટક વેરાત તૈયાર રાખવામાં આવે છે.

## ભરૂસા લાયક ગેરંટી.

અમારે ત્યાંથી ખરીદેલા દાગીના જ્યારે ઘરાકોની મરજી બદલાવવાની થાય તે વખતે ફક્ત મજુરી કાપી સોનાનો પુરો ભાવ મજરે આપીએ છીએ.

અમારા કદરદાન ગ્રાહકોને વિનંતી કરીએ છીએ કે દાગીનો ખરીદવાની મરજી થાય તે વખતે પ્રથમ અમારી દુકાનની ભેટ લેવા મહેરબાની કરશો. જેથી તમોને દાગીના ખરીદ કરવામાં ઘણીજ સુગમતા જણાશે.

---

# જુઓ! જમાનાની વિચિત્રતા જુઓ!

કરિયે છીએ તો બડાઇખોરમાં ખપીએ છીએ અમારી દવાનું ગુણ કથન એ પણ જમાનાનીજ વિચિત્રતા પોતાની દવા ખપાવવાને મ્હોટાં મ્હોટાં વિશેપણ વાપરી ગુણ કથન કરવા બેસવું એ પણ જમાનાનુ વિચિત્રપણુ કારણ સત્યને ખુલું કરવા કશાની પણ જરૂર નથી.

આમ સમજી અમે અમારી દવાને માટે કાંઇપણ કહેવાનુ માંડીવાળ્યું છે મીથ્યા બડાઇ વગરની અમારી જાહેર ખબર મારી જશે એવી પણ અમોને ધારતી નથી. કારણ ઢાંક્યું રહેનુ નથી. એવી અમને પૂર્ણ ખાત્રી છે પરંતુ દરદીઓનાલ- લાને માટે એટલું ઉચિત છે કેઃ-

દરદોથી કંટાળીને, થશો ન લેશ નિરાશ;

"રામબાણ" લેતાં થશે દર્દ સકળનો નાશ.

નિચેનાં દરદોને તેની અપૂર્વ શકતીથી નશાડે છે. સખ્ત માથાનો દુખાવો તાવ (ઃ સરદી શળેખમ, ઉધરસ, અજીર્ણ પેટનો દુખાવો હાથ પગનું ઝલાઇ જવું દાઢનો સ્ત્રીઓને રતુ સમયે થતા દરદો જેવાં કે પેટનો દુખાવો પેડુનો દુખાવો પાસામાં દુખાવો બાળકોને તાવ ભરાઇ જવું શરદી વગેરે દરદો માટે અકસીર છે.

મુંબાઈ એજન્ટ.
મનજી પરમાનંદ ચાહેવાલા,
કાલબાદેવીરોડ—મુંબઇ.

શીશી ૧ ની કીમત માત્ર દશ આના.
મળવાનુ ઠેકાણુ.
કેશવજી દેવચંદ. માલીક રામબાણ એજન્સી
સાહુકાર પેટ—મદ્રાસ.

# મુક્તિના મહા મંત્ર.

## મંત્ર ૧૧ મો.

### શાંતિની શોધ અને આત્મિક ઉન્નતિ અર્થે વેગભર પ્રયાસ વિષે.

હે સાધક ! જો તું બીજાનાં વચન અને કાર્ય, જેની સાથે કાંઇ લેવા દેવા નથી. તેમાં માથું ન મારે તો તને શાંતિજન્ય સુખ મળી શકે.

બીજાની વાતોમાં જે માથું ઘાલે છે પ્રવૃત્તિઓ અને ઉપાધિઓને જે નિમંત્રે છે, જે કદિ અંદર ઉતરીને પોતાનું સ્વરૂપ વિચારતો નથી તે શાંતિમાં કેવી રીતે રહી શકે ?

એક નિશ્ચાવાળા, એક માર્ગી પુરૂષોને ધન્ય છે ! તેઓજ શાંતિ પામે છે.

૨ શા હેતુથી પૂર્વકાળના સાધુજનો પૂર્ણ અને ધ્યાનસ્થ રહી શકતા ?

તેઓ માત્ર ઇંદ્રિય દમન કરવાનો અને વિષયાશક્તિમાંથી મુક્ત થવાનોજ યત્ન રતાં; તેથી જ તેઓના આત્મા પ્રભુ પ્રેમથી રંગાયલા રહેતા અને તેઓ પોતાના સાચા રૂપનું ચિંતન કરી શકતા.

પણ આપણે તો જ્યાં ઇંદ્રિય અશ્વ ઘસડે ત્યાં ઘસડાઈએ છીએ; નશ્વર પદાર્થો ાછળ વલખાં મારીએ છીએ.

આપણે એકાદ દુર્ગુણને જવલ્લેજ નિર્મૂળ કરી શકીએ છીએ; દરરોજ પ્રગતિ કરવાને ચાનક રાખતા નથી; તેથીજ આપણી ભકિત મોળી અને ઉપર ઉપરની રહે છે.

૩ જો આપણો અહંકાર અને દેહભાવ નષ્ટથાય અને દુનિયાની જંજાળમાં ચિત્તને પરોવીએ તો આપણને દિવ્ય પદાર્થોનું આસ્વાદન થાય અને કાંઇક સમાધિનું સુખ પણ આપણે ભોગવી શકીએ.

એ સુખમાં ભોગવવામાં અને સાધુઓની ઉચ્ચતમ સ્થિતિએ પહોંચવામાં વિઘ્ન કર્તા માત્ર આપણી વિષયવાસના છે; તેના પ્રલોભનથી આપણે સાધુઓને પગલે ચાલી શકતા નથી.

() मुक्तिमिच्छासि चेत्तात विषयान्विषवत्त्यज ।

આપણા ઉપર સહજ આપત્તિ આવી પડતાં આપણે વ્યાકુળ થઇએ છીએ અને મનુષ્યોમાં અને બહારની વસ્તુઓમાં દુઃખ મોચનના ઉપાય શોધીએ છીએ.

૪ જો એક ધીર પુરૂષની પેઠે ટક્કર ઝીલીએ તો પ્રભુ પોતે આપણી પીઠ થાબડવા આવી ઉભા રહે.

જેઓ તેની કૃપા પર અવલંબી વિષયની સામે અથવા આપત્તિ સામે યુદ્ધ કરવા તૈયાર છે તેને સહાય આપવા પ્રભુ પણ તૈયાર છે. સંગ્રામમાં વિજયી થઇ આપણે બળવાન બનીએ તેટલા માટે યુદ્ધના પ્રસંગની યોજના જાણી જોઈને તેણે જ ગોઠવી છે. એ આપણા લાભ માટે જ છે.

હે સાધક ! તૈયાર થા વિષયમાંથી મુક્ત થા અને સ્વર્ગનું સુખ પણ તને તુચ્છ લાગશે.

૫ પ્રતિ વર્ષે એક એક દુર્ગુણને આપણે નિર્મૂળ કરીએ તોપણ આપણે થોડા વખતમાં પૂર્ણતાને પામીએ.

પણ સમગ્ર જીવન તપાસી જોતાં વખતે એમ પણ જણાય છે કે આપણે હાલ છીએ તેના કરતાં અગાઉ સારા હતા.

આપણી ભક્તિ અને પ્રેમ વધવાં જોઇએ. પણ હાલ સમય એવો છે તે છે તેટલાં કાયમ રહે તો પણ બહુ છે.

આરંભમાં જરા આપણી મનોવૃત્તિઓ ઉપર સખ્ત અંકુશ મૂકી શું તો પછી પ્રગતિ સહેલાઈથી અને ત્વરાથી થશે.

૬ આપણી રૂઢ થએલી આદતોને કહાડી નાંખવી એ બહુ વિષમ છે પણ આપણી મનોવૃત્તિથી ઉલટા જવું એ તેના કરતાં પણ વિષમ છે.

પણ જો તું ન્હાની ન્હાની કુટેવો ઉપર જય નહિ મેળવે તો તું મ્હોટા વિઘ્નોનો કેવી રીતે પરાજય કરી શકીશ ?

આરંભમાંથીજ તારા મનોવેગ પર અંકુશ મૂકતો રહેજે; તારી કુટેવોને કાપતો રહેજે નહિ તો એ કુટેવો આખરે તને પરાધીન ગુલામ બનાવી મૂકશે.

હે સાધક ! જો તું વિચાર કરે કે સદાચરણથી તને કેટલું સુખ અને કેવી શાંતિ મળે છે તો તું તારી ઉન્નતિ માટે હાલના કરતાં દરકાર રાખે ખરો.

---

# હાલની કેળવણીનું સ્વરુપ.

( ગત અંકથી ચાલુ )

**વિદ્યાર્થીનું જીવન.**

આપણે હવે આપણા દેશના વિદ્યાર્થીની દિનચર્યા જોઇએ. તે બિચારો સવારમાં ઉ છે એટલે આજનું લેસન તૈયાર કરવાનું છે તેની ફિકર લેતો ઉ છે. સવારમાં દૂધ, મલાઇ, મગજ કે એવો પૌષ્ટિક ખોરાક આપવા તેનાં માબાપ તેને ઉન્હી ઉન્હી થોડા દૂધની, ઘણો વખત ઉકાળે ન્હા પાય છે. ન્હાના ઘૂંટડાથી સુસ્તીને ઉરાડી બિચારો ચોપડીઓ લઇને સાડા નવ દસ વાગતા સુધી બેસે છે. સવારમાં કસરત કર્યાથી, ખુલ્લી હવામાં અડધો કલાક ફ આવવાથી, અગાસીમાં જઇ સૂર્યના આરોગ્યપ્રદ કિરણમાં ઉભા રહી દીર્ઘશ્વાસ પ્રશ્વા કરવાથી આરોગ્ય વધે છે અને તેમ ન કરવાથી નબળાઈ અને ઘડપણ નજદીક આ છે એમ તેને શીખવવાની તેના બાપને જરૂર જણાઈ નથી. થાકી ગએલા મગજે વાં વાથી આવડતું નથી એટલુંજ નહિ પણ મગજની શક્તિ ક્ષીણ થાય છે તે તેનો આ જાણતો નથી તેથી છોકરો શ્રમિત થયાથી કુદરતી રીતે આરામ લેતો હોય તો તે બાપ તેને વાંચવાની ફરજ પાડે છે. પછી ઉતાવળથી જેવું તેવું જમી લઇ નિશાળે દે છે. સત્તાશેરનું મોઘું ઘી અને ઘરમાં જમનાર દર વરસે વધતાં જાય એટલે દૂધને બદ ન્હા પીવાની અને જેમ બને તેમ થોડા ઘીથી રોટલી ચોપડવાની ઘણાં હિન્દુ કુટુંબે ફરજ પડી છે. તેમણે મોંઘવારીને લીધે દૂધ ઘી કમી કર્યાં–પણ વરસે અથવા બે વર નવાં નવાં સંતાન ઉત્પન્ન કરવાના ઉદ્યોગને કમી નથી કર્યો ! શું કરીએ ! સત્યની ખાત હિન્દુ જાતિના હિતની ખાતર આવા તીખા, ચોખ્ખા શબ્દો લખવા પડે છે ! લખ

ખતાં શરમને લીધે અમે નેત્ર બંધ કરીએ છીએ. વારૂ, એ વાત રહેવા દો. પેલા વિ-ર્થીની સાથે નિશાળમાં ચાલો. ત્યાં તે પાંચ કલાક સુધી લાકડાની પીઠ વગરની પાટલી પર બેસી મહેનત કરીને ભણે છે. આટલી મહેનત ઓછી હોય તેમ તેનો માસ્તર ઘેર મે ચાર કલાકનું લેસન આપે છે. આખી દુનિયાને રાત્રે આરામની જરૂર છે માત્ર વિદ્યાર્થીને જરૂર ન હોય એમ સમજીને તેને લેસન આપવામાં આવે છે. માસ્તર લેસન ન આપે તો કરે શું? વરસ આખરે અમુક પાઠ અથવા અમુક પૃષ્ટ થવાંજ જોઈએ. પરીક્ષામાં સારૂં પરિણામ આવવુંજ જોઈએ. આ બધું સત્યાનાશ પરીક્ષાઓએજ કહાડેલું છે. સાંજે પાંચ વાગે વિદ્યાર્થી લેસનનો અને ફિકરનો બોજો લઈને ઘેર જાય છે. ઘેર તેની વ્હાલી માએ ઉન્હી ઉન્હી ચ્હા તૈયાર કરી હોય છે તે પીને બિચારો રમવા કે ફરવા જાય તો ઘણું પણ વખતે ખાનગી માસ્તર તેની રાહ જોતો હોય એટલે અંધારૂ થતા સુધી ચોપડીઓ લઈને માથાઝીંક કરે છે. રાત પડ્યે પણ તેને નિરાંત નથી. તે ઝાંખા ગ્યાસતેલના દીવાએ નીચી મૂંડીએ વાંચતો કે લખતો હોય છે. તેના ઓરડામાં પૂરતી હવા નથી. તેના દિલને પ્રસન્ન એવું કશું ત્યાં નથી. તે વાંચતો જાય છે પણ તેનું ચિત્ત નીચે ઘર કામ કરતી પોતાની બાળક વહુમાં ચોંટેલું હોય છે અને તેની ઉપર આવ્યાની રાહ જુએ છે બસ અમે આ હૃદય ભેદક વર્ણન આટલેજ અટકાવીએ છીએ. આખી હિન્દુપ્રજાને ભારમથી નીચું જોવડાવે એવું અધમ કૃત્ય આના કરતાં બીજું નથી. છોકરાનું શરીર ચૂસાઈ જાય છે, બુદ્ધિમન્દ થાય છે, તેના જુસ્સા નરમ પડી જાય છે તેનું બધું સત્વ શોષાઇ જાય છે તેથી કરીને તે સંસારમાં પ્રવેશ કરે ત્યારે નિર્માલ્ય, નિઃસત્વ, પરાધીન, ક્ષીણ, દુઃખી, રોગી, અને જિંદગીથી કંટાળેલો થઇ જાય એમાં નવાઇ નથી. મનુષ્ય જાતિની આવી છુપી કતલ દુનિયાના કોઇ ભાગમાં નજરે આવતી નથી આપણા દેશમાં જુવાનીઆમાંથી સેંકડે એંશી કે નેવુ ટકા જેટલાની આવી દુર્દશા છે. તેમાંથી હરકોઇને આપણે પૂછીશું કે તમારો જીવનનો શો આદર્શ છે તો તેના ઉત્તરથી આપણે નિરાશ થઇશું કેમકે તેને પૈસા કમાવાનું પણ તેનામાં સામર્થ્ય નથી. એવા પામર, નિર્જીવ જીવડાઓથી આખો દેશ ભરાઇ ગયો છે. તેઓ ત્રીશ કરોડ છે પણ કશા કામના નથી. માત્ર ભૂંડની પેઠે વર્ષે વર્ષે એકેક બાળક એકેક ગુલામ ઉત્પન્ન કરવા શિવાય તેમનાથી બીજું નીપજતું નથી. ધર્મ, ભક્તિ, દેશસેવા, જનસેવા, એવા મહત્વના વિષયો તેમના મગજમાં પેસતા નથી. અસલની વર્ણાશ્રમ પદ્ધતિનો લોપ થઈ ગયો છે અને તેને ઠેકાણે નવી, સુઘટિત પદ્ધતિનું સ્થાપન થયું નથી એટલે હાલ તો આપણી સમાજ પાયાવગરની અને અસ્તવ્યસ્ત થઈ ગઈ છે. ડૉ. ચુનીલાલ બોઝ જે સરકારી કેમિકલ એક્ઝામિનર છે તે લખે છે કે:—

"દુનિઆના કોઈપણ દેશમાં આવા નબળા બાંધાના વિદ્યાર્થી નજરે પડતા નથી. અલબત એક કારણ ગરમ હવા પાણીનું છે ખરૂં પણ માત્ર હવા પાણીથીજ આ ખરાબી થઇ નથી. અતિ વાંચન, પરીક્ષામાં પાસ થવાની ચિન્તા, શારીરિક કસરતનો સંપૂર્ણ અભાવ એ તેમના શરીરને નાહિંમત કરનાર કારણો છે. હલકો અને થોડો ખોરાક, હવા અજવાળા વગરના ઘર, ખરાબ સોબતથી મેળવેલી કુટેવો, બાળલગ્ન, ચિન્તા, રઝવાટ, ન્હાનપણથી મળેલી સંસારની ઉપાધિઓ વગેરે કારણોથી આપણા વિદ્યાર્થીઓનાં શરીર દિવસે દિવસે નિઃસત્વ થતાં જાય છે પ્રજા દિવસે દિવસે ન્હાની અને ઓછાઇ ગએલી થાય છે. શરીરને ભોગે મનને કસરત આપવામાં આવે છે અને પરિણામ શું આવે છે તે આપણે જોઈએ છીએ."

મર્હુમ ન્યાયમૂર્તિ રાનાડે લખે છે કે ગ્રેજ્યુએટોમાં મરણનું પ્રમાણ શામાટે વધારે છે તેની તપાસ કરવામાં આવી હતી, પચાસ જણના મરણનાં કારણ શોધતાં માલમ પડ્યું કે તેમાંના ઘણા ખરા મગજના તાવ ( Brain fever ) થી મરણ પામ્યા હતા. તેમના શરીરની આવી સ્થિતિ છતાં આટલું જીવી શક્યા એજ આશ્ચર્યની વાત છે. અભ્યાસ અને પરીક્ષાના ઘસારાથી તેમના શરીરમાં કશું હીર રહ્યું

**ભણતરનું આકુળ ?** નહતું છતાં જીવ્યા એ મ્હોટી વાત છે. કેટલાક તો પાસ થયા પછી થોડીજ મુદતમાંજ ગુજરી ગયા. બીજા કેટલાક માંદા સાજા થોડા વર્ષ કહાડીને મરી ગયા. તેમનું સરાસરી આયુષ્ય પાંત્રીશ વર્ષનું હતું. આ બધી વિપત્તિનું મુળ કારણ પરીક્ષાઓજ છે એમ મી. રાનાડે સ્પષ્ટપણે કહે છે અને તેમનું કહેવું સત્ય તે આપણે સઘળા પ્રત્યક્ષ જોઇએ છીએ.

આટલું બધું દુઃખ, ઉજાગરા, ચિન્તા, શ્રમ, પૈસાની ખુવારી—તેનું ફળ શું આવે છે? સારામાં સારોગ્રેજ્યુએટ કોઇ પણ ધંધો કરવાની લાયકાત ધરાવતો નથી. કોઇ પણ વેપારીની ઑફિસમાં જોખમદાર જગ્યા તેને આપી હોય તો ત્યાં તે નકામો નીવડે છે. તે બહુ તો માસ્તર કારકુન થઇ શકે છે અથવા તો એલ. એલ. બી. થઇ કચેરીઓનાં પગથીઆં ઘસે છે. તેનો ખરચ વધે છે, મોજશોખ વધે છે, શરીર સુંવાળું અને સુગાળ થાય છે, હજાર પ્રકારની નકામી વસ્તુઓ વગર તેને ચાલતું નથી. બુટ, કૉલર, નેકટાઇ, રેશમી રૂમાલ, બીસ્કીટ, ચ્હા, સોડા વૉટર, સીગારેટ, બરફ આ બધું તેને મન જરૂરનું છે. તેના વગર ચાલે નહિ અને કમાણી તેટલી છે નહિ. સાહેબ લોકોની પેઠે પરદેશમાંથી ધનના ઢગલે ઢગલા ખેંચી લાવતાં નથી આવડતું પણ તેમની પેઠે મોજશોખ કરતાં ઝટ આવડી જાય છે.

**પરદેશગમનનો સવાલ.**

દર વર્ષે સંખ્યાબંધ તરુણ હિંદવાસીઓ ઉંચા અભ્યાસ માટે પરદેશ જાય છે. તેમની સંખ્યા દિવસે દિવસે વધતી જાય છે કેમકે પરદેશગમન માટે પહેલાંના જેટલી અડચણો હવે નથી. અલબત જેઓ સિવિલિયન થવાની અભિલાષા રાખે છે તેમને તો ઇંગ્લંડ ગયા વગર છુટકોજ નથી કેમકે એ પરીક્ષાઓ ત્યાંજ થવી જોઇએ એવો સરકારનો અભિપ્રાય છે અને ઘણી વિનતિ કર્યા છતાં પણ હજી એ અભિપ્રાય ફર્યો નથી. હિંદીઓએ ઉંચી સરકારી નોકરીઓ જેમ બને તેમ વધારે લેવીજ જોઇએ. જેટલી તેઓ નહિ લેશે તેટલી પરદેશીઓથી પુરાશે અને તેટલી અહિંની દોલત પરદેશ જશે. માટે ઇંગ્લંડ તો શું પણ એથી કોઇ વધારે દૂર દેશમાં સિવિલિયનની પરીક્ષા લેવાય તો ત્યાં જઇને પણ પાસ થવું એ શ્રીમંત અને બુદ્ધિવાન હિંદવાસીની ફરજ છે. પણ વિલાયત જનારનો મ્હોટો ભાગ તો બારિસ્ટર થવા માટે જાય છે. ત્યાં જઇ આવ્યા પછી અત્રેના વકીલો કરતાં કાયદાનું કેટલું ઉંચું જ્ઞાન બતાવે છે અથવા કેટલું કમાય છે તે આપણાથી અજાણ્યું નથી. બહુ થોડા વિદ્યાર્થી વ્યાપારી શિક્ષણ માટે જાય છે. જેઓ ઔદ્યોગિક શિક્ષણ માટે વિલાયત જાય છે તેમનામાંથી બહુ થોડાને અહિં જોઇએ તેવો ધંધો મળે છે. ત્યાં ત્રણ ચાર વર્ષે રહીને રૂ. ૧૦૦૦૦ થી રૂ. ૩૦૦૦૦ ખરચી આવે છે. અને ફળ લગભગ નહિ જ જેવું ઉલટું યુરોપની લાલચો વચ્ચે રહેવાથી તરેહવાર દુર્ગુણો લેતા આવે છે. વળી મિસિસ બિસેન્ટ

કહે છે તેમ હિંદી વિદ્યાર્થીને વિલાયતમાં પ્રથમ જેવો આવકાર મળતો હતો તેવો અ-ત્યારે મળતો નથી. એ બાઈ તો ઘણું સખ્ત લખાણુ કરે છે પણ તે બધું ટાંકવાની અમારી હિંમત ચાલતી નથી. જેમને જાણવાની ઇચ્છા હોય તેમણે મિસિસ બિસેન્ટ કૃત India And The Empire નામનું પુસ્તક જોવું. એ પુસ્તક અંગ્રેજ બાઈ અને તે પણ મ્હોટા વગ વસીલાવાળી બાઇને હાથે લખાયું નહોત તો જરૂર પ્રેસ એકટ તેને જપ્ત કરાવત.

પણ વિષયાંતર થાય છે. આપણે તો વિલાયત જવાના ફાયદા ગેરફાયદાની તુલના કરવાની છે. જેઓ સિવિલિયન અથવા વ્યાપારી અથવા કોઈ પ્રવીણ કારીગર થઇ આવે છે તે તેઓ લાભ મેળવે છે. પણ તેમની સંખ્યાં થોડી છે. મ્હોટી સંખ્યા તો બ્રીફ વગરના બારિસ્ટરોની છે. તેઓ તો પંદર હજાર રૂપીઆનું પાણી કરી આવે છે, અને અહિં આવ્યા પછી એ પંદર હજારના વ્યાજ જેટલું કમાતા હોય તો તેમનું સારૂ ન-શીબ! વધારામાં તેઓ પોતાનામાં વિલાયતી દુર્ગુણો ભરી લાવે છે. વડીલોની સાદાઇ, કરકસર અને નીતિને તિલાંજલિ આપે છે અને કાગડાએ ખરી પડેલાં મોરનાં પીછાં પ-હેર્યાં તેમ યુરોપના દુર્ગુણો દેશમાં લેતા આવે છે. અલબત્ત પહેલાના કરતાં વિલાયતી દુર્ગુણો કેટલેક અંશે કમી થયા છે તોપણ હજી છે ખરા વળી ઉત્તમ પ્રતિના બુદ્ધિવાન ગ્રેજ્યુએટોને ત્યાં ભણવાથી લાભ થાય છે પણ ત્યાંનું શિક્ષણ એવું ઉંચું છે કે સાધારણ શક્તિના ગ્રેજ્યુએટોથી સમજી શકાતું નથી એવો ત્યાંના વિદ્વાનોનો અભિપ્રાય છે. એથી કરીને ફલિત થાય છે કે વિલાયત જતો વિદ્યાર્થીઓનો મ્હોટો ભાગ કાંતો પૈસા બર-બાદ કરીને આવે છે અથવા તો ખરચના પ્રમાણુમાં લાભ ઉઠાવીને આવતા નથી.

**સ્ત્રીઓની સ્થિતિ**

હિંદુસ્તાનની સ્ત્રીઓની હાલત પુરુષો કરતાં વધારે શોકજનક છે. શરીરે રોગી, હલકા ખોરાકપર નિર્વાહ કરતી, પશુ જેવી અભણ સ્ત્રીઓ શું બ-ળવાન, બુદ્ધિવાન, પ્રતાપવાન પ્રજા ઉત્પન્ન કરશે? ઇ. સ. ૧૯૧૧ ૧૨ ના વસ્તી પત્રક પ્રમાણે બ્રિટિશ હિંદુસ્તાનમાં નિશાળે જતા કન્યાઓની સંખ્યા*૮૪૫૬૧૬ હતી. આ ઉપરથી આપણા દેશની સ્ત્રીકેળવણીની દુર્દશાનો તેના તરફ અપાતા દુર્લક્ષનો ખ્યાલ આવશે. બધા સુધરેલા દેશોમાં પુરુષ કરતાં સ્ત્રીવર્ગની સંખ્યા સ્હેજ વિશેષ હોય છે. અહિં એથી ઉલટું છે. યુરોપમાં દરેક ૧૦૦૦ પુરૂષે ૧૦૩૮ સ્ત્રીઓ છે. અહિં ૧૦૦૦ પુરૂષે ૯૫૪ સ્ત્રીઓ છે. હિંદુસ્તાનમાં પણ મુસલમાનો કરતાં હિંદુઓમાં દરેક વયની સ્ત્રીઓની સંખ્યા ઓછી છે. જ્યારે પ્લેગ, કોલેરા વગેરે ચાલે છે ત્યારે આપણા દેશમાં પુરુષો કરતાં સ્ત્રીઓ વધારે સંખ્યામાં મરણ પામે છે. પંજાબમાં ૧૯૦૪ ની સાલના પ્લેગ વખતે ૧૦૦૦ માંથી ૪૪૦૫ પુરૂષો મરણ પામ્યા ત્યારે ૫૪૦૪ સ્ત્રીઓ મરણ પામી. સેન્સસ કમીશનર લખે છે કે:—

" બાળકીઓને કુદરતી રીતે જે શારિરિક સંપત્તિ મળેલી છે તેનો મૂર્ખ માબાપો વિનાશ કરે છે. અધુરામાં પુરૂ તેમને ન્હાનપણથી પરણાવીને સાસરે મોકલવામાં આવે છે અને પતિ સમાગમ

* ખરાબ ખોરાક અને ખરાબ માવજતથી છોકરીઓ ન્હાનપણથીજ નિર્બળ થાય છે. છોકરાઓ જેટલી તેમની સંભાળ લેવામાં આવતી નથી.

માટે શરીર યોગ્ય થતાં પહેલાં પતિ સમાગમ ક્યારનો એ થઈ જાય છે. સુવાવડના દુઃખ મૂર્ખ સુયાણીઓ, વ્હેમ વગેરેથી વધી પડે છે અને પરિણામે બાળક માતાઓ મ્હોટી સંખ્યામાં મરણ પામે છે.' ( સેન્સસ રિપોર્ટ. ) —

હિંદુસ્તાનમાં જે વયે લગ્ન થાય છે એટલે, પંદરવર્ષના ઉમરની ચૌદ બાળકીઓમાંથી માત્ર એકજ બાળકી કુંવારી હોય, અને પંદરની વર્ષની અંદરના પોણા ભાગના છોકરાઓ પરણેલા હોય, એવા લગ્ન વડે બળવાન પ્રજાની આશા રાખવી એ ફોગટ નથી ? યુરોપમાં ૨૧૪૭ પુરૂષોમાંથી માત્ર એકજ અને ૧૪૦ સ્ત્રીઓમાંથી માત્ર એકજ સ્ત્રી વીશ વર્ષે અગાઉ પરણેલાં જોવામાં આવે છે. હિંદુસ્તાનમાં પણ ખ્રીસ્તી પારસી, મુસલમાન અને હિન્દુ એ ચારમાં સૌથી વધારે વ્હેલાં લગ્ન કરવાનું માન એકલા હિંન્દુસ્તાતમાં દશ વર્ષની અંદરની ૨૫ લાખ બાળકીઓ પરણેલી છે અને પંદર વર્ષની અંદરની ૫૦ લાખ છે. હિંન્દુઓમાં પંદર વર્ષે ઉપરની કુંવારી છોકરી માત્ર ૧૮ માં માત્ર ૧ છે. મુસલમાનોમાં તેટલી ઉમરે ૩૪ ટકા જેટલી છોકરીઓ કુંવારી જોવામાં આવે છે અને ખ્રીસ્તીઓમાં તો પંદર વર્ષે પરણનારની સંખ્યા એક ટકા જેટલી આવે છે. પરિણામે હિન્દુઓ સૌથી બળહીન બનતા જાય છે. આપણા દેશની બાળકીઓ કૌમાર અવસ્થા તો જાણતી નથી. બાળપણમાંથી જ એકદમ પત્નીધર્મમાં પ્રવેશ કરે છે, પછી માતા થાય છે, અને ભરજુવાનીમાં ઘરડી ડોસી થાય છે. તેટલીજ વયની બીજા દેશની સ્ત્રીઓ તેમના સૌન્દર્યથી કુટુંબને દીપાવે છે ત્યારે અહિંની સ્ત્રીઓ ચીમળાઇ ગએલા ફુલ જેવી દુઃખના દિવસ પૂરા કરે છે. સેન્સસ રિપોર્ટમાં લખ્યું છે કેઃ—

" હજારો સ્ત્રીઓ લગ્ન પછી અલ્પ સમયમાં મૃત્યુ પામે છે. જ્ઞાનતંતુની નબળાઇ, ક્ષયરોગ, અને પ્રદર એ ત્રણ તેમની ભારે ખુવારી કરે છે."

નીચલા મજૂરીઆત વર્ગની સ્ત્રીઓ કરતાં ઉંચી કોમની સ્ત્રીઓની વધારે માઠી હાલત છે. મજૂરી કરનારી સ્ત્રીઓ ખુલ્લી, તાજી હવામાં શારિરિક પરિશ્રમ કરે છે તેથી તનદુરસ્ત રહે છે. પણ ઉંચી કોમની સ્ત્રીઓ ઘરમાંને ઘરમાં બેસી બેસીને રોગી, ફીકી અને દુર્બળ થતી જાય છે. પ્રમાણમાં પુરૂષો નિર્બળ થતા જાયછે તેટલાજ પ્રમાણમાં સ્ત્રીઓ પણ થતી જાય છે, આજની સ્ત્રીઓ ગયાજમાનાની સ્ત્રીઓ માફક મજબુત અને મહેનત કરી શકે તેવી નથી, માત્ર પહેલીજ સુવાવડ પછી તેમના શરીરમાં વ્યાધિ પ્રવેશ કરે છે અને થોડા વખતમાં તેમના પ્રાણ લેછે. અસલ પણ બાળલગ્ન તો હતાંજ. ને અત્યારે પણ કાયમ છે, પણ તે ઉપરાત બીજા ખોટા રિવાજો દાખલ થયા છે. ઘરકામ કરવાની શરમને લીધે સ્ત્રીઓ એદેલ થતી જાય છે. સાહેબ લોકોની સ્ત્રીઓની પેઠે આપણે આપણી સ્ત્રીઓને ઘરકામમાં મુક્ત કરી. તેમને પાણી ભરતી, દળતી, ખાંડતી બંધ કરી. પણ મડમો ઘોડા દોડાવે છે, ટેનિસ રમે છે, મરદની પેઠે શિકાર કરે છે અને એવી બીજી હજાર રીતે કસરત કરેછે. આપણી સ્ત્રીઓથી તે થવાનું છે ? તો જ્યાંસુધી પારકો રિવાજ આપણે પૂરેપૂરો દાખલ ન કરી શકીએ ત્યાં સુધી આપણો પોતાનો સારો સુખકારક રિવાજ શામાટે છોડીદેવો જોઇએ ? હાલની સ્ત્રીઓ તેમની પહેલાંની સ્ત્રીઓ કરતા વધારે ભણેલી અને હુશીઆર થઇ હશે પણ વધારે નબળી, સુંવાળી, અને તકલાદી થઇ છે તે આપણે શા માટે ભૂલી જવું જોઇએ ?

**ઉપસંહાર**

સાઠ સાઠ વર્ષ થયાં લાખો રૂપિયાને ભોગે જે કેળવણી અપાય છે તેનું ફળ આપણે જોયું. હવે એ દિલગીરી ભરેલા વિષયને વધારે લંબાવતાં અમારા હૃદયને આઘાત થાય છે. આપણી કેળવણીને અસલ પદ્ધતિ પર મૂક્યા સિવાય બીજો રસ્તો નથી. મી ગોખલે પ્રાથમિક કેળવણીને મફત અને ફરજ્યાત કરવા માટે કેટલાં વર્ષથી પ્રયાસ કરે છે પણ નિષ્ફળ નિવડ્યા છે. સરકારને કેળવણીનો ખર્ચ ઘણો ભારે લાગે છે. મી. ગોખલેએ એટલે સુધી કહ્યું કે જરૂર પડે તો કરમાં વધારો કરો. મીઠા ઉપરનો કર વધારો. પણ અમને મફત ભણાવો. અમે મીઠા વગર ચલાવીશું પણ જ્ઞાન વગર અમને ચાલતું નથી. જ્ઞાન અમારૂં જીવન છે. જ્ઞાન વિના અમારો વિનાશ છે. પણ શા માટે આપણે આપણી કેળવણીનો બોજો સરકાર ઉપર મૂકવો જોઇએ ? આપણી કેળવણીનો વિષય આપણા હાથમાં લો. આપણાં બાળકોને આપણે મરજી પ્રમાણે કેળવવાને હકદાર છીએ. પ્રાચીન પદ્ધતિનો પ્રચાર કરો. બ્રાહ્મણો અને સંન્યાસીઓદ્વારા મફત શિક્ષણ મળી શકશે. મંદિરો બંધાવવામાં, બ્રાહ્મણો જમાડવામાં, યજ્ઞો કરવામાં પૈસા ન ખરચતાં જીવતાં મંદિરો બંધાવો, આત્માઓને લાડુથી નહિ પણ જ્ઞાનથી તૃપ્ત કરો અને જ્ઞાન અગ્નિમાં સાચા યજ્ઞો કરો. તેમાંજ આપણો ઉદ્ધાર છે નહિતો વિનાશ માથા ઉપર ઝઝુમી રહ્યો છે.

---

## પ્રેમની ચીણગારી.

મ્હારા બાળવયના દિવસોનું રસીલું સ્મરણ આવતાંજ કેવો સ્વર્ગીય આનંદ હું અનુભવું છું. સુરબાળા ! મધુરી સુરબાળા અને હું એકજ નિશાળમાં ભણતાં. સાથેજ રમતાં, એના ગુચ્છાદાર કાળા કેશકલાપમાં હું મોગરાનાં ફુલ ગુંથતો અને એ મંગળમુખડાને નિહાળતાં ક્હેતો " વાહ ! સુરબાળા તું કેવી દેખાય છે. તુંતો સુરબાળા તે સુરબાળાજ. "

સાથે રહેતાં રમતાં ત્યારે હું અલૌકિક આનંદ અનુભવતો. આજે એ સ્મરણજ હૃદયને ચિરીનાખે છે. મ્હારી શુષ્કાવસ્થામાંના થોડા શબ્દોએજ મ્હારા જીવનનો રસ લૂટ્યો એમ ક્હેતાં ક્હેતાંજ આંસુ સરે છે.

એને ત્હાં હું જતો ત્યારે એની મા અમને બન્નેને સાથે બેસાડતી અને ઉભરાઈ જતા હૃદયે બોલતી કે " કેવું સુંદર જોડું. "

સૌ મ્હને બાળક ગણતાં અણસમજુ ગણતાં. પણ એની માના શબ્દોનું રહસ્ય હું સમજતો—બરાબર સમજતો. મ્હારા મનપર એવીજ છાપ પડી ગઇ કે એનાપર સૌ કરતાં મ્હારો કંઈક વિશેષ હક્ક છે. એતો મ્હારીજ. બાલ્યાવસ્થાની ઉદ્ધતાઇને લીધે હું એને મારતો, પીડતો અને એ નીચું જોઈ સહ્યા કરતી, સ્હેવામાં એને કંઇ મઝા પડતી હશે. એનાં રોમ રોમ ઉભાં થતાં.

ગામડામાં સઘળાં સુરબાળાનું સૌન્દર્ય વખાણતાં. મ્હને કંઇ તેથી અસર ન થતી. હું જંગલી જેવો એને કનડતો એ સંભારતાંજ મ્હને ત્રાસ છુટે છે.

મ્હારા પિતા ચોધરી કુટુંબના જમીનદારોની દાણ ઉઘરાવવાની નોકરી કરતા. મ્હને નામું ઠામું લખતાં આવડ્યા પછી મિલ્કતની વ્યવસ્થા કેમ રાખવી એનું શિક્ષણ આપવું અને કોઇ જમિનદારને ત્હાં નોકરી અપાવવી એવો એમનો વિચાર હતો, એમનાથી હું

વિરૂદ્ધ હતો. એવી નોકરી મ્હને ગમતીજ નહિ. પેલો નિલરત્ન નાશી કલકત્તે ગયો. ત્હાં અંગ્રેજી ભણ્યો અને આજતો નાજર બન્યો છે. હું પણ નાજરજ બનવાનો ! બસ એજ મ્હારૂં જીવનસૂત્ર ! ન્યાયાધિશની કચેરીમાંજ નોકરી કરવી. કંઇ નહિ તો કારકુન તો થવું થવુંને થવુંજ.

મ્હારા બાપને એ કારકુનોનું બહુ કામ પડતું. શાક, ભાજી પૈસા વિગેરે મોકલવું પડતું. અરે ! સમય આવે કાલાવાલા પણ કરવા પડતા. એ પેટભર્યા કારકુનોને મનાવવા, ને દેવને મનાવવા, એ સરખુંં હતું.

નિલરત્નને પગલે ચાલી હું કલકત્તે ઉપડી ગયો. ગામનો એક ઓળખીતો મળ્યો હેને ત્હાં ઉતર્યો,–રહ્યો. એટલામાં મ્હારા બાપે થોડાક પૈસા ભેગા કરી મોકલી આપ્યા અને મ્હારો અભ્યાસ શરૂ થયો.

થોડાક વખતમાં હું "માતૃભૂમિ ઉદ્ધારક મંડળ"નો સભાસદ થયો. દેશ માટે અસહ્ય દુઃખ વેઠવું, જાનમાલ જોખમમા નાખીને પણ દેશહિત સાધવું એ હમારા મંડળનો મુખ્ય ઉદ્દેશ હતો. આવાં મહાકાર્યો કેવી રીતે થાય એનું તો મ્હને તે દિવસે ભાનજ નહતું, અને કોઇએ કરાવ્યું પણ નહિ હમારા મંડળના નેતા વ્યાખ્યાનો આપતા અને હમે ભૂખ્યાતરસ્યા ફંડ ભેગું કરવા મધ્યાન્હના પ્રચંડ તડકામાં ઘર ઘર રખડતા. રસ્તામાં ઉભા રહી જાહેરખબર વહેંચતા. વ્યાખ્યાન થવાનું હોય ત્હાં જાતેજ ખુરશીઓ ઉંચકી લાવી ગોઠવતા કોઇ અમારા નેતાના ભાષણ વિરૂદ્ધ એક અક્ષર પણ બોલે તો હેની સાથે કમર કસી લડવા તૈયાર થઇ જતા. હમે એમ માનતા કે દેશહિત સાધવાનું આ પ્રથમ પગથીયું છે. કલકત્તાના શ્રીમંતોના નાદાન છોકરા હમારી વર્તણુંક જોઇ હસતા હેને હમે ફુલનો વરસાદ ગણીલેતા. નાજર કે કારકુન થવા માટે મ્હેં ઘર તજ્યું હતું પણ હમણાં તો હું દેશહિત સાધવાના મહાકાર્યમાં ગુંથાઈ ગયો હતો.

આ વખતે મ્હારાં અને સુરબાળાનાં, માબાપોએ મળીને હમારાં લગ્ન કરવાનો વિચાર કર્યો. મ્હને વિશ વર્ષ થયાં હતાં. મ્હારા પિતાશ્રીના વિચાર પ્રમાણે મ્હારૂં વય લગ્ન લાયક ક્યારનુંય થઇ ચૂક્યું હતું. મ્હેં એવા સોગંદ લીધા હતા કે જીવનપર્યંત કૌમારવ્રત ધરી દેશ ઉદ્ધારવો, સ્નેહ, દયા, સુખ સર્વ તજવાનો પ્રસંગ આવે તો પણ ડરવું નહિ. આથીજ મ્હેં મ્હારા પિતાશ્રીને જણાવ્યું કે મ્હારો અભ્યાસ પૂર્ણ થયા સિવાય મ્હારૂં લગ્ન કરવું નહિ.

એ ત્રણ વર્ષ વિતી ગયાં. રામલોચનરાય નામના એક પ્રખ્યાત વકીલ છે હેમની સાથે સુરબાળાનાં લગ્ન થઇ ચૂક્યાં એવી ખબર આવી. આ વખતે હું ફંડ ઉઘરાવવાના કામમાં એટલો બધો રોકાઈ ગયો હતો કે આ બાબત પર વિશેષ લક્ષ આપ્યું નહિ–મ્હને એ વાત નજીવીજ લાગી. સુરબાળાને હું ભુલીજ ગયો હતો. શાથી ? પ્રભુ જાણે.

એટલામાં મ્હારા પિતા પરલોકવાસી થયા. હું મેટ્રિકમાં પાસ થયો હતો અને ઈન્ટરમિજીએટ ક્લાસની પરીક્ષામાં બેસવાની તૈયારી કરતો હતો. મ્હારે માથે મ્હાઈ, મ્હારી મા અને બે બ્હેનોનું પોષણ કરવાનું આવી પડયું. કોલેજને નમસ્કાર કર્યા અને નોકરી શોધવી શરૂ કરી. અંતે ગામડાની એક ન્હાની હાઇસ્કુલમાં મદદગાર શિક્ષકની નોકરી મળી. હું વિચાર વમળમાં ગોથા ખાવા લાગ્યો. આજ મ્હારે લાયક નોકરી. અહીં રહી

હું વિદ્યાર્થીઓનાં કુમળાં મગજમાં ઉત્સાહ સિંચીશ. એમને હિંદદેવીના સુપુત્રોજ બનાવીશ.

હું શિક્ષક થયેલો. વિદ્યાર્થીઓને હિંદના સુપુત્રો કરવા કરતાં તેમને પરીક્ષાને લાયક કરવા એ મ્હોટું કર્તવ્ય હતું. અક્ષરગણિત કે વ્યાકરણ સિવાય કંઈ આડુંઅવળું બોલવા જતો કે તરતજ હેડમાસ્તર મ્હારા પર ગુસ્સે થઇજતા. મ્હારો ધણોખરો ઉત્સાહ ભાંગી ગયો. ઘેર બેસી હું મોટા મોટા વિચાર કરતો પણ નિશાળમાં આવી બેસતો સારથીજ મ્હારે આંખો મીંચી વૈતરૂં કરવું પડતું. બળદના જેવીજ મ્હારી જીંદગી હતી. જરા ધીમો ચાલું કે હેડમાસ્તર મ્હારૂં પુંછડું આમળતા અને હું જોશભેર દોડતો. આમ આખો દહાડો માથાકોક કરતો. આ મ્હારી જીંદગી–કહો હવે ! એમાં આનંદની રેખા કયાંથી પડે ! એમાં રસનાં ઝરણાં કયાંથી વહે !

મકાનની દેખરેખ રાખવા હંમેશાં એક શિક્ષકને નિશાળમાંજ રહેવું પડતું. હું પરણ્યો નહતો એટલે એ કામ મ્હારે હાથેજ આવ્યું. ગામ સહજ દૂર હતું. નિશાળ એક વિશાળ તલાવના કિનારા પર હતી. વિધવિધજાતિના ત્ય્હાં વૃક્ષો ઉગતાં. અહિં કોયલ કલ્લોલતી ને બુલબુલનાં જોડાં રાસ ખેલતાં. સુગંધ ભર્યો મંદ અનિલ દૂર દૂરનાં પોલાં વૃક્ષમાં વાંસળી વગાડતો. મ્હારૂં હૃદય જડ હતું. સૌન્દર્યનું મ્હને ભાન નહતું. ચંદ્રની ચાંદનીમાં સુરસદનમાંથી સ્વર્ગ કન્યા રમવા ઉતરે એવા મનોહર સ્થાનમાં હું ગણિત, ઇતિહાસ ને દેશહિતનાં પોથામાં ગોથા ખાતો.

હવે મ્હારી જીવનક્રાન્તિ થાય છે. મ્હારે મન એવાત આજસુધી નજીવી હતી. તેથી મ્હેં તમને કહી નથી. રામલોચનરાય વકીલનો બંગલો મ્હારી નિશાળની પાસેજ હતો. હું પણ જાણતોજ હતો કે મ્હારૂં બાળપણનું સહાધ્યાયી રમકડું ત્યાંજ વસતું.

રામલોચનબાબુ સાથે મ્હારે ઓળખાણ હતું, સુરબાળાનો હું બાળસાથી હતો એ વાત એમને ખબર હશે કે નહિ તે હું કહીશકતો નથી. અને ઓળખાણની શરૂઆતમાંજ એ વાત કહેવી એ મ્હને ઠીક લાગ્યું નહિ.

એક દિવસ રજા હતી. હું રામબાબુને મળવા ગયો હતો. હમેશા તે કયા વિષય પર વાત કરતા હતા તેતો મ્હને યાદ નથી. ઘણુંકરીને કંઈ દેશદાઝનીજ વાત હશે. રામબાબુને ઘણું લાગી આવ્યું. મ્હનેતો એવુંજ લાગ્યું કે એ પણ અમારા મંડળના સભાસદ થઇ ખુરશીઓ ઉંચકશે.

હમે વાત કરતા હતા એટલામાં પાસેના ઓરડામાં કંકણનો મૃદુ અવાજ અને પગલાના ધબકારા સંભળાયા. બારણાની તડમાંથી મૃગલી જેવાં ચંચળ નેત્રો મ્હને નિહાળતા હતાં. એ મ્હને બરાબર યાદ છે.

ભૂતકાળની દિવ્ય સ્મરણ જ્યોત પ્રકાશી. એ રસીલાં–એજ ચંચળનેત્રો બાલ્યાવસ્થાની મમતા અને સાદા સ્નેહભર્યાં એજ વિશાળ નયનો એજ શાન્તમૂર્તિ પ્રણયમૂર્તિ એજ એજ સુરબાળા એજ.

કંઇક જાદુ થયું. મ્હારૂં મગજ ભમવા લાગ્યું. લોહાની સાંકળે હૃદય બંધાયું. પળે પળે દર્દ વધતુંજ ચાલ્યું. વધું શું કહું. મ્હારામાં એ સ્થિતિ સમજાવાની શક્તિ નથી. એતો.

"વિતેલી તે જાણે બીન અનુભવી શું સમજશે ! " કલાપી.

હું ઘેર ગયો. હૃદય વિનાનું શરીર ખેંચાતુ હતું. દર્દ વખ્યાજ કરતું હતું. પુસ્તકો વાંચવા લીધાં વંચાયું. નહિ લખાયું નહિ. દેશોન્નતિના વિચાર ન થયા. ભુગોળ, ખગોળ સર્વે ગોળ ગોળજ લાગ્યું. હૃદયનો ભાર હજારો પ્રયત્નોથી પણ ઓછો ન થયો. હૃદય ઘડીઆળને સ્મરણ દોરી બાંધી તેને છેડે સુરબાળા પેન્ડયુલમ થઇ લટકી, ડોલી, અને ઘડીઆલ ચલાવવા લાગી.

સાંજપડી. હૃદયને સ્હેજ આશ્વાસી પૂછ્યું " શું દર્દ છે. " " ઉંડી ઉંડી ગવ્હરેથી યોગેન્દ્ર ગાય " તેમ હૃદય ગવ્હરેથી આત્મયોગી બોલ્યા, " ક્યાં છે બોલ હવે ત્હારી સુરબાળા ક્યાં છે."

મ્હેં કહ્યું-" એ મ્હારે માટે હંમેશ તલસ્યા કરે એવું મ્હેં ઇચ્છયું નથી. મ્હારી મરજીથીજ મ્હેં તેને તજી છે."

હૃદય—એક શબ્દથીજ ત્હેં તેને મેળવી હોત. ગમેતેમ તુંકરે તો પણ હવે એને નિહાળવાનો ત્હને હક્ક મળશે નહિ. એ ત્હારી બાળસખી ત્હારી ગમે તેટલી પાસે આવે એના કંકણુનો મધુરવ તું ગમે તેટલી વખત સાંભળે એને વાળે ગુથેલાં ફુલની સુગંધ ભર્યો અનિલ ભલે ત્હને ન્હવડાવે પણ ત્હારી અને એની વચ્ચે એક અંતર પટ તો રહેવાનું રહેવાનું ને રહેવાનુંજ.

હું—ભલે ગમે તેમ થાઓ. મ્હારે સુરબાળાનું શું કામ છે?

હૃદય—શું કામ છે! કંઇજ નથી પણ જો આજ હોત તો કેટલું હોત. અહા! મોંઘી! મધુરી! સુરબાળા! તું મ્હને કેટલી મોંઘી થઈ હોત! ત્હારૂં મ્હને કેટલું કામ હોત! હૃદયમાંથી દ્રવતા રસનું મધુર પ્યાલું તુજ ગટગટાવત! વ્હાલામાં વધુ વ્હાલી તો તુજ થઈ હોત. મ્હારાં સુખ દુઃખમાં સરખી રહેનારી તુંજ થઈ હોત! અરેરે! આજ તું મ્હારાથી કેટલી બધી દૂર છે! કેટલી બધી પરાયી છે! ત્હને નિહાળવાનો પ્રતિબંધ છે. ત્હારી સાથે વાત કરવી અયોગ્ય છે! ત્હારા વિષે વિચાર કરવો એ પાપ છે! રામલોચન કોણ જાણે એકાએક ક્યાંથી આવ્યા! તેમને ત્હેં લગ્ન પ્હેલાં કદી દીઠા હતા? હરિ! હરિ! થોડાક મંત્રો ભણ્યા ભણાવ્યા ને એક ઘડીમાં તો સર્વેના આનંદનો ખજાનો એ એકલા લુટી ગયા.

હું રૂઢીની નિન્દા કરતો નથી. આજ સુધી ચાલી આવતી પ્રણાલિકા તોડવા મ્હારી ઇચ્છા નથી. મ્હારા હૃદયના ઉભરાજ હું તમને કહું છું, ભલે એ પાયા વિનાના હોય—ગાંડા ઘેલા હોય. રામલોચનરાયના ઘરમાં રાજ્ય કરતી સ્નેહમયી સુરબાળાપર મ્હારો કંઇક વિશેષ હક્ક છે-એમના કરતાં વિશેષ છે. એ મ્હારા હૃદયની માન્યતા હૃદયપાર થઇ શકશે જ નહિ. ભલે મ્હારા વિચાર અયોગ્ય હોય-નિર્માલ્ય —હોય-પાયાવિનાના હોય, પણ મ્હને તો એ થાય એ સ્વભાવિક જ છે.

હવે મ્હારૂં જીવન બેચેન હતું. બ્હાવરૂં હતું. કંઇ કામ કરવું ગમતું નહિ. મધ્યાન્હ હોય-વર્ગમાં છોકરાઓ મધમાખી જેવો ગણગણાટ કરતા હોય-પુષ્પે પુષ્પે મધુકર ચુમી ગુંજારવ કરતા હોય-સૃષ્ટિ પ્રકાશ-સરવરમાં ઝુલતી હોય, કોઇ કહેશો? ત્હારે મ્હારૂં મગજ કેવા વિચાર રંગે રંગાતું હશે? હું જ કહું. માતૃભૂમિના ભવિષ્યના મહાન વિરોની વ્યાક-

રણુની નૌકા સુધારવામાં જ જીવન ગાળવું—સર્વત્ર સૌન્દર્યનું સામ્રાજ્ય પ્રવર્તતું હોય ત્યાં અંધ જીવન ગાળવું શુષ્ક લાગતું.

નિશાળ છુટયા પછી એકાન્તમાં એકલા રૂહેવું મ્હને ગમતું નહિ. મ્હારૂં ચિત ચકડોળે ચઢયું હતું. પશ્ચાત્તાપના દિવ્ય ઝરણે સ્નાન કરી હું દુઃખી થતો—અને એ દુઃખ વેઠવાથી થતા આનંદને લીધે અદ્ભુત આનંદ, પશ્ચાતાપ અને નિરાશાથી ગુંચાયલી દોરીઓથી બાંધેલા હિન્ડોળે હિંચતો. મ્હને કોઇસાથે વાત કરવી ગમતી નહિ. ચંદ્ર માથે આવતો ત્હાં સુધી જડ જેવો તળાવના કિનારાપરજ બેસી રહેતો. ચંદ્ર, રોહિણીને તારાઓના સંઘની જળક્રીડા નિહાળતો. રાત્રીઓ નિદ્રાવિના વહી જતી હતી. સુરબાળાની પ્રતિમા મ્હારી સ્હામે આવી ઉભી રૂહેતી અને મ્હને ઠપકો આપતી. અરેરે! આયુષ્ય જીવનના ગુઢલેખ કોઇ વાંચી શકતું જ નથી. યોગ્ય અવસરે યોગ્ય કાર્ય ન થાય તો ત્હેનું દુઃસહ ફળ જીવન પર્યંત સહવું પડે છે. ગયો અવસર ફરી આવતો નથી. દરેક મનુષ્યના જીવનમાં ત્હેની જીવન ક્રાન્તિ કરનાર કેટલીક ક્ષણો આવે છે.

સુરબાળાને પરણી મ્હેં સ્વર્ગસંસુ સુખ ભોગવ્યું હોત. દેશહિત સાધવાના વિચારે મગજ ભમાવ્યુ. જીવન શુષ્ક કર્યું. અને અન્તે આ ગામડાંની નિશાળમાં શિક્ષકની નોકરી લેવી પડી. આ રામલોચનબાબુનો સુરબાળાપર શો હક્ક! લગ્ન પહેલાં જગતમાંની અન્ય કન્યાઓના જેવીજ એમને મન એ હતી. મ્હારી ગબરૂ ગુલકળી ઝુંટવી લીધી. એતો બેઠા બેઠા પૈસાજ ભેગા કરવાનું સમજે છે. બીચારી સુરબાળા શાકમાં મીઠું વધારે નાંખી દે તો તેને ધમકાવે છે. કદાચ ખુશમિજાજમાં હોય તો દાગીના કરાવે છે. કંઇ ચિન્તા બેઠા બેઠા મોજ જ કરે છે. દહાડે દહાડે શરીરતો ફાલ્યુંજ જાય છે. એમણે કોઇ દહાડો તળાવના કિનારે બેસી અર્ધરાત્રે તારાનાં પ્રતિબિંબ જોતાં આંસુ સાર્યાં નથી.

આજ રામલોચનબાબુ કોઇને મ્હોટો કેસ જીતાડવા કલકત્તે ગયા છે. સુરબાળા મ્હારી માફક ઘરમાં એકલીજ છે.

મ્હને યાદ છે, તે દિવસે સોમવાર હતો. સ્હવારથી આકાશમાં વાદળાં ઘુમી રહ્યાં હતાં. દશવાગે થોડો વરસાદ પડતો હતો. પવન પણ ઘણો નિકળ્યો હતો. હમારી નિશાળમાં રજા વ્હેલી પડી હતી. તોફાન વધ્યાજ કરતું હતું. કોઈ નવું નાટક થવાનું હોય અને પાત્રો આમથી તેમ દોડતાં હોય તેમ વાદળાં આકાશમાં દોડયા જ કરતાં હતાં. બીજે દિવસે બપોરે પુષ્કળ વરસાદ વરસ્યો. પવનના ઝપાટાથી છાપરાનાં નળીયાં ખખડવા લાગ્યાં રાત પડતાં તો તોફાન ઘણું જ વધ્યુ. મ્હને ઉંઘ પણ ન આવી. "આ ભયંકર અંધારીને તોફાની રાત્રે બિચારી સુરબાળા ઘરમાં એકલી છે. એ બ્હી મરશે. એના બંગલા કરતાં મ્હારી નિશાળ મજબુત બાંધેલી છે. હું તળાવને કિનારે એકલો ઉભો રહીશ અને એ સુખે નિશાળમાં રહેશે." ઇત્યાદિ વિચારે મગજ ઘેર્યું. નિશાળમાં તેડી લાવવાનું નક્કી કર્યું. બેચાર ડગલાં ચાલ્યો પણ ખરો. પણ આગળ વધવાની મ્હારી હિંમત જ ચાલી નહિ.

ગામથી ગંગા ગાઉ એક દૂર હતી. બીજે દીવસે બાર વાગ્યા. તોફાન વધ્યાજ કરતું હતું. વેગળે નદીનાં પાણી દેખાયાં જાણે મ્હોટો સમુદ્ર ઉલટયો નદીમાં પૂર આવ્યું હતું. ત્હેનો ઘુઘવાટ સ્પષ્ટ સંભળાવા લાગ્યો. હું નિશાળમાથી નિકળ્યો. સુરબાળાને બચાવવા એના બંગલા તરફ દોડયો. તળાવની પાળપર થઇને એને ઘેર જવાતું. પાળ સુધી પ્હોંચ્યો

એટલામાં તો મ્હારી કેડે પાણી આવ્યાં. ઝપાટાબંધ હું પાળ પર ચઢી ગયો કે તરતજ એક મ્હોટું મોજું આવ્યું અને જમીનથી સત્તર ફૂટ ઉંચી પાળ હવે પાણીની સપાટીથી માત્ર ત્રણજ ફુટ ઉંચી રહી.

હું પાળની ટોચે પહોંચ્યો તેજ વખતે સ્હામું કોઇ આવ્યું. તેને જોતાં જ મ્હેં ઓળખી એનાં સર્વ અંગો મ્હને પરિચિત હતાં. મ્હારાં રૂવેરૂવાં ઉભાં થયાં. એણે પણ મ્હને નિઃસંશય ઓળખ્યો જ હશે.

અમે માત્ર ચાર ચોરસ ફુટ જમીનમાં ઉભાં. ચોતરફ પાણી ફરી વળ્યું હતું. પાળની ટોચ બચી ગઇ હતી. એક મોજું વધારે આવ્યું હોત તો અમારો સાથેજ અંત આવત,

આકાશમાં એક પણ તારો હતો નહિ. ઘોર અંધકારમાં વિશ્વ ડુબ્યું હતું. મૃત્યુનાં પગલાં સંભળાતાં હતાં. અમે વાત કરી હોત તો કોઇ રોકનાર નહતું, પણ કોઇનાથીએ, એક અક્ષર પણ બોલી શકાયો નહિ અરે ! એક બીજાના કુશળ સમાચાર પણ પુછી ન શકાયાં. અમે પુતળા જેવાં ઉભાં ઉભાં આકાશ સ્હામુજ જોયા કર્યું. પગ નીચે ખારીર પાણી ઉછળતું હતું. કાળના વિકરાળ મુખમાં હમે ઉભાં હતાં.

આખા જગતને તજી સુરબાળા આજે મ્હારી પાસે–મ્હારે આશરે ઉભી છે. આજે મ્હારા સિવાય એનું કોઇ સાથી નથી. નિર્દોષ બાલ્યાવસ્થા હમે સાથે ગાળી, એ અમૃતમયી કોઇ અવનવા પ્રદેશમાંથી ઉતરી ઘોર અરણ્ય સમા આજગમાં આનંદથી વિહરતી, સમય સમયની છાંયડી જુદીજ છે. એણે આજે એનું આનંદવન તજ્યું છે. અને આ પ્રલય સમા તોફાનમાં મૃત્યુનાં પગલાં સાંભળતી મ્હારી પાસે ઉભી છે. પ્રભુએ મ્હને એ કુમળી કળી જીવનના આંગણુમાંજ સોંપી હતી. આજે એ વિકસી છે. મૃત્યુનું પ્રચંડશસ્ત્ર એના પર પડવા તલસી રહ્યું છે જન્મથીજ અર્પાયલી તે મૃત્યુ સમયે પણ મ્હનેજ અર્પાય છે. જગતની કોર પર હમે ઉભાં છીએ. એક ધક્કો લાગતાં પડી જઇશું. મૃત્યુમાં પણ હમને જુદાં પાડવાની શક્તિ નથી.

મૃત્યુ ! હું સુરબાળાને ત્હારે ખોળે બેસાડીશ નહિ. પતી, બાળકો અને સહોદર સાથે એ અન્તકાળ આનન્દ ભોગવો. મ્હને તો આ જગના સંહાર વજ્ર નીચે ઉભાં ઉભાં પરમ સુખ–અત્યંત આનંદ મળ્યો છે.

રાત્રી વહી ગઇ તોફાન પુરાં થયાં. પુર ઉતરી ગયું અમે જીવ્યાં એક પણ શબ્દ બોલ્યા વિના સુરબાળા એને ઘેર ચાલી ગઇ, અને હું પણ બોલ્યા વિના નિશાળ તરફ ચાલ્યો.

હું નાજર ન થયો. ન્યાયાધિશની કચેરીમાં કારકુન ન થયો. માતૃભુમિનું હીત સાધનાર માત્ર એક ગામડાની નિશાળનો શિક્ષકજ છું. પ્રભો ! ત્હારી લીલાં અનંત છે મ્હારૂં જીવન ગમે તેટલું શુષ્ક હો પણ એ રાત્રી ત્હમે ગમે તેવી કહો પરમ સુખની કે દુઃખની મ્હારે મન તો સુખનીજ જીવનની નિર્માણ થયલા સર્વ રાત્રી દિવસોમાં એ રાત્રી અદ્વિતિય રહી છે અને રહેશે એજ રાત્રી મ્હારા જીવનમાં રસ સીંચશે પ્રકાશ રેડશે.

સુરબાળા મ્હારી હતી આજ નથી પણ ભવિષ્યમાં થશેજ. મૃત્યુનો અંધકાર પટ ચિરાતાં જરૂર એ મ્હને મળશેજ. મ્હારી થશે હું કોમાર વ્રત દેશ હિત માટે ઇચ્છતો હતો તેને બદલે સુરબાળાના સ્નેહનો યોગી બનીનેજ મ્હેં કોમાર વ્રત પાળ્યું છે.

---

કાલિપ્રસાદ.

# उन्नतिनो मार्ग.

મનુષ્યની ઉન્નતિનો માર્ગ અંતરાત્માનાં સાચાં હિતવચનોનું અનુસરણ છે. અદૃષ્ટ વા કુદરત તમને જે વાતાવરણમાં સ્થાપે તે વાતાવરણમાં સર્વોત્તમ પ્રકારે શોભે તેવું વર્તન સેવો. અને કોઇ નૂતન અભ્યુદય તમે અનુભવશો. મનુષ્યોને નાના પ્રકારની સુખ સંપત્તિ પ્રિય છે પણ કુદરતે નિર્માણ કરેલાં વા ધારેલાં અમૂલ્ય હિત મેળવવા જે ઉચ્ચ કસોટી ભર્યા પ્રયત્ન સેવવાના સાંપડે તે પ્રયત્ન સેવવા આતુરતા વા ધૈર્ય નથી. જરાક હિંમત પકડો અને જે જે પ્રસંગો સાંપડે તે તે પ્રસંગોને સ્વીકારી કદી દ્રવ્ય જાય તો જવા દો. કદી ભૂખે ટેકાવું પડે તો ભૂખ્યા રહો એ માઇલ વધારે ભટકવું પડે તો વધારે ભટકો પણ કુદરતનું સર્વ દિશામાં પ્રવર્તી રહેલું ઐશ્વર્ય નિહાળો અને તે માટે ઢીલાપોચા યત્નો ન જ સેવો. જે મનુષ્યે કોઇ અલૌકિક પદે ઠરવું છે તેણે અલૌકિક યત્નો સેવવા જ જોઇએ. અને એ અલૌકિકતા શેમાં રહી છે ? સામાન્ય મનુષ્યોને જે 'કસોટીઓ કષ્ટરૂપ લાગે તે એવા અસામાન્ય મનુષ્યોને વિલાસરૂપ લાગે છે. મનુષ્યનું માહાત્મ્ય વા લોકોત્તરપણું શેમાં રહ્યું છે ? વિશ્વના અનેક મનુષ્યો ચકિત થાય વા આશ્ચર્ય પામે એવા પ્રયત્નોના સેવનમાં જીવો નૂતન નૂતન કસોટીના પ્રસંગોથી ગભરાઈ જાય છે. પણ ઉંચું માથું કરી ઉન્નતિનો માર્ગ પકડે તો તેમની કુદરતપર અલૌકિક સત્તા સ્થપાય છે. વિશ્વમાં સર્વત્ર વંદ્ય કોણ થયા છે ? જેમણે કુદરતે ઉપજાવેલા નૂતન નૂતન વાતાવરણમાં ઉંચું માથું કીધું છે. અર્થાત્ તે તે વાતાવરણથી દબાઇ ગયા નથી પણ તે તે વાતાવરણમાં બરોબર શોભારૂપ વર્તન સેવ્યું છે. અમુક અમુક વૈભવ ન્યુન પડશે વા એટલા તો આપણા આણના વા પ્રતિષ્ઠાના નિર્વાહ માટે જરૂરના છે. એમ માની મનુષ્ય વિશેષ માટે તલસે છે પ્રસંગ એવો આવે છે કે ન્યૂન જ મળે છે. અને તેથી સર્વોત્તમ નિર્વાહ થાય છે. તો મનુષ્યે ઉંડાણમાંથી ચોરને બારણે કાઢવો નહીં જે વૃત્તિ પ્રાપ્ત વાતાવરણથી અસંતુષ્ટ રહેશે એમ સમજાય તેજ વૃત્તિ ખોટી હતી એમ કુદરતની રક્ષક સત્તાદ્વારે આપણને સ્પષ્ટ થાય તો આપણે કર્મસત્તાના બળથી વા અંતઃકરણના. સામાન્ય પંક્તિના અધિકારથી મધ્યમ પ્રકારના વર્તનને વળગી રહેવું નહીં પણ કુદરતે આપેલા બોધનો લાભ લેવો. કુદરત આપણને એકજ પ્રકારનું ગૌરવ માહાત્મ્ય અર્પવા ઇચ્છતી નથી પણ તે આપણને અનેક દિશામાં વધારવા ઇચ્છે છે. તે આયુષ, પ્રતિષ્ઠા, યૌવન, પ્રતાપ વગેરે અર્પવા ઇચ્છે છે. અને જે સત્તા સર્વાંશે સમર્થ છે. જે સત્તાનું જ્ઞાન અલૌકિક છે, જે સત્તાની નીઘા બધે પહોંચે છે તે હસાવી રમાડી કે પંપાળી જીવોને ઉન્નત કરે એ અશક્ય છે. જો જીવોએ ઉન્નતિ સ્થપર ચઢવું છે તો તેમણે સર્વોત્તમ શોભારૂપ વર્તન જ સેવવું એવું વર્તન સેવતાં જે જે તપશ્ચરણ કરવાનું પ્રાપ્ત થાય તેમાં હિત માનવું, અને જીવસત્તા કને જે સુખો છે તે કરતાં કુદરત કને અતીવ ઉચ્ચતર સુખો છે, કુદરત કને શુભ ઐશ્વર્યો ઘણાં છે અને તે જગતને આશ્ચર્ય પમાડે એવાં છે, યોગિઓની સ્થિતિ જગતમાં અલૌકિક મનાય છે એ અલૌકિકતા તે કયી ? જેઓ કુદરતે ઉપજાવેલાં વાતાવરણમાં વિવિધ તપશ્ચર્યા ભરેલાં વર્તન પ્રકટ કરે તેમને કુદરત અલૌકિક ઉચ્ચતાઓ સમર્પે છે, અને કુદરતના પુત્ર થવું વા કુદરતના ઐશ્વર્યોથી યુક્ત થવું એમાંજ ખરૂં દૈવત છે,

હજારો મનુષ્યો ખોટી ભૂખે ખાય છે, વૃદ્ધાવસ્થા, વ્યાધિ વગેરેને વરે છે, વિચાર બલમાં મંદતાને સ્વીકારે છે ત્યારે ઉચ્ચ જીવનને સાધતા વીરો યૌવનને મેળવે છે, તીવ્ર ક્ષુધા લાગે જ ખાય છે. જઠરને ભરી જડતાને ઉપજાવવાને બદલે વિચારગનની તેજસ્વિતાને ઉપજાવે છે અને આધ્યાત્મિક સંપત્તિને વરે છે, કુદરતનું સામર્થ્ય અગાધ છે, તેની સત્તા અજય છે, અને જે જે ક્રમપર તે ચઢાવે છે તે તે ક્રમમાં શોભારૂપ વર્તન સેવવામાં પણ શરમપણું છે, દુષ્કરપણું નથી, એ શરમપણાનો લાભ લો અને પડેલી ટેવોને છાંડો નૂતન સ્વભાવો સિદ્ધ કરો, કુદરતનીદ્દષ્ટિ ક્યાં ક્યાં પહોંચે છે તેને નિહાળવા જરા ધૈર્ય ધરો, અડગ ધૈર્ય સેવો, નુતન સ્વભાવ રચશો તેમાં કંઇ ઉચ્ચતર પ્રય ન વા અલૌકિક કસોટીનું ભાન થશે પણ જેમ વિશેષ કસોટીઓમાં પસાર થશો તેમ કુદરતનું સામર્થ્ય વિશેષ તમારામાં સિદ્ધ થશે. કુદરત સાથે એકરૂપ થવું વા કુદરતના ઐશ્વર્યો આપણામાં પ્રતીત કરવાં એમાં જ પુરૂષાર્થ મનાયો છે, જીવ અને ઇશમાં શો ભેદ છે ? જીવ સામાન્ય પ્રગતિને સાધે છે ત્યારે સિદ્ધ પદે ઠરેલો, ઇશભાવને પ્રાપ્ત સિદ્ધ ઉન્નતિના શિખરપર વિરાજે છે. જીવ એક દિવસના ચોવીશ કલાકના યત્નથી જે હિત ઉપજાવે છે તે ઇશ એક ક્ષણના યત્નથી ઉપજાવે છે આવું ઇશત્વ શી રીતે ઉપજે છે ? સ્વભાવ સત્તાના બલથી તમારામાં નૂતન ઉચ્ચ પ્રભાવોને પ્રકટ કરવા જે પ્રસંગ આવે તેમનો લાભલો, એ પ્રસંગોને સેવતાં અન્ન જળથી વિમુખ થવું પડે તો ભલે થાઓ, ઉજાગરા કરવા પડે તો ભલે કરો, મનુષ્યને પ્રતિકૂળતા વહાલી નથી. વિષય સ્વીકારની ખોટી તલપ હોય છે. અંતરથી માગણી નથી હોતી તો પણ અભ્યાસ બંધાયલો છોડવો પરો પડે છે. પણ જેમની સ્તુતિ વિશ્વ ગાય છે જેમનો પ્રતાપ વિશ્વમાં અસાધારણ પ્રકટે છે તેવા પુરૂષોના પ્રયત્નોમાં હંમેશા દૈવીપણું જ હોય છે, આ દૈવીપણું સરળતાથી સધાતું હોય તો શામાટે ન સાધવું ? જીવપણાને છોડીને દેવપણું સાધવું હોય તો જીવપણાને દૂર કરનાર નૂતન નૂતન પ્રસંગોનો ઉત્તમ પ્રકારે લાભ લો, મધ્યમ પંક્તિનું જીવન કંઇ બહુ સ્તુત્ય નથી, મનુષ્યે દરરોજના પ્રયત્નોથી કોઈ અલૌકિક ઉચ્ચતાને વરવી ઘટે છે. અને એ અલૌકિકતા પ્રયત્નોની તીવ્રતામાં રહી છે, મનુષ્યે એકજ જાતિનું ઇષ્ટ સુખ મેળવવાનું નથી પણ અનેક દિશામાં માહાત્મ્યને સાધવાનું છે, અને જે સજ્જન કુદરતપર વિશ્વાસ સ્થાપે છે તે જ કુદરતનું ક્યાં ક્યાં સામર્થ્ય વિદ્યમાન છે તે સમજવા સમર્થ થાય છે, કુદરત જીવમાત્રને સ્વતંત્ર બનાવે છે, સ્વતંત્ર એટલે મધ્યમ પ્રગતિને સાધી આપનાર સ્વભાવોથી નિર્લેપ ઉચ્ચ સ્વભાવોને તમારામાં ઉપજાવવા અવસર આવે ત્યારે ઢીલાઢબ બની પડેલા ચીલામાં ન પડી રહો.

---

## नामुं लखनार मोतीचंद.

(અનુસંધાન ગત વર્ષના પૃષ્ટ ૨૬૮ થી)

"અમારી ઓરીસ આ સ્થળે હમણાં જ ખોલવામાં આવી છે, તેથી હજી વ્યવસ્થા બરાબર ગોઠવાઇ નથી ફરતીચર પણ તેથીજ જરૂર પુરતું રાખ્યુ છે. આવો બેસો. લાવો જોઇએ મારા ભાઈની ચીઠી."

"મેં ચીઠી આપી"

તેણે પહેલેથી છેડા સુધી તેની ઉપર નજર ફેરવી જાણે બહુ આશ્ચર્ય પામ્યો હોય તેમ બોલ્યો. "તમે મારા ભાઇ ઉપર બહુ સારી અસર કરી તમારે માટે એટલું બધું એણે લખ્યું છે કે જાણે તે તમારાથી અંજાઇ ગયો હોય તમે છો પણ હોંશીયાર મારા ભાઇના કહેવા પ્રમાણે હું તમને મારી પેઢીમાં આજથી નોકર રાખું છું."

"મારે શું કામ કરવું."

"તમારે કિલ્લામાં અમારી પેઢીના વડા મુનીમ તરીકે કામ કરવું પડશે. અને ત્યાંના બજારમાં અને આગળ પાછળના ગામમાં જેમ બને તેમ આપણો માલ ખપાવવા પ્રયત્ન કરવાનો છે."

"પણ ત્યાં કયા કયા વેપારી છે તેની મને કાંઇ ખબર નથી." તેણે તરત જ ટેબલના ખાનામાંથી એક મોટી લાલચોપડી કાઢી અને કહ્યું. "આ ખાતાવહી લો. એમાં જેટલા અત્તરના વેપારીઓ હોય તેટલાના નામ લખી લો. આ ખાતાવહી મારા સગાની છે અને મેં માગી તેથી આપી છે. માટે બગડે નહી અને એમાંના નામ બીજો કોઇ જોવા પામે નહી, એમ કામ કરજો. અને આજથી ચોથે દીવસે મને અહી મળજો."

પછી હું મારે ઉતારે એ ચોપડી લઇ ગયો. અને વિચારમાં ગુંચાવા માંડયું. મને એક તરફથી એમ લાગતું કે મને કોઇ વેપારીને ત્યાં નોકરી મળી હોય તેમ લાગતું ત્યારે બીજે પક્ષે ઓફીસનું નામ નહી ઓફીસમાં પુરતો સામાન નહી એ વિચારથી જાણે હું કોઇ જગ્યાએ ફસાયો છું એમ ભાસ થયા કરતો હતો. પરમેશ્વર પર મને પૂરી શ્રદ્ધા હોવાથી પ્રભુ કોઈ દીવસ કોઈનું અહિત કરતા નથી. જો હું ફસાઇશ તો ફરી ખોટી લાલચમાં નહિ પડું અને ખરેખરી વાત હશે તો મને મોટો લાભ મળેલો જ છે. બન્ને પક્ષે ધનનો લાભ છે. એ વિચારથી હું મારૂં કાર્ય કરે જતો હતો. ચાર દિવસમાં હું પોણાં ભાગનાં નામ ઉતારી શકયો, ચોથે દીવસે હું પેલા મકાનમાં જઇ તેને મળ્યો અને બીજા ત્રણ દીવસની મુદત માગી. તેણે તે પ્રમાણે આપી. અને મને કહ્યું કે કાલે તમે કેટલું કામ કરોછો તે મને બતાવી જજો. બહુ મહેનત લઇ કામ કરવાની જરૂર નથી. ધીમે ધીમે કામ કરજો. વળી સાંજનાં ફરવા હરવા જજો. એટલું બોલતાં તે વિલક્ષણ પ્રકારે હસ્યો તે હસ્યોને તરતજ મારી નજર એની જમણી દાઢ ઉપર જડેલી નાની મેખ ઉપર ગઇ. અને મારા પેટમાં ફાળ પડી. ફાળ પડવાનું કારણ એટલુંજ કે જે માણસ મને આગ્રા કેમ્પમાં મળ્યો હતો. તેના દાંત ઉપર પણ સોનાની મેખ હતી. બે ભાઇઓના મ્હોં સરખાં હોય પણ બે ભાઇએ એકજ દાંત ઉપર સા માટે મેખ જડાવવી તે કાંઇ મને સમજાતું ન હતું. પછી મને તરતજ વિચાર આવ્યો કે આ ભાઈ તેનો ભાઇ નહિ પણ તે જો તેજ છે. દાઢી બોડાવી નાંખી હશે અને તેને મોં ઉપર પાઉડર ચોળવાથી જરા ઉજળો લાગતો હશે. આ વિચાર આવવાથી શું કરવું તે સુઝયું નહી. વળી એમ પણ વિચાર આવ્યો કે જ્યારે એકના એક માણસે મને આ પ્રમાણે કરવાનું હતું તો મને આગ્રા શહેરમાં મોકલવાની જરૂર નહોતી. આ બધો ગુંચવાડો સમજવા જેટલી મારામાં બુદ્ધિ નહી. એટલે વિરસિંહને મળવાના વિચારથી વિરસિંહને મળ્યો અને પછી શું થયું તેતો આપણે જાણીએ છીએ.

મોતીચંદ આટલું બોલી ચૂપ રહ્યો. વિરસિંહ કાંઈ આનંદમાં અને કાંઇ વિચારમાં દેખાતો હતો અને તે છેવટે બોલ્યો.

" મી. મુકુન્દરાય આ ભાઇની વાત તો મને બહુજ રસીક લાગી. તમારો એ વિષે શું મત છે. હું એમ ધારૂં છું કે ગુલામહુસેનને મળી અને પછી જે કાંઈ કરવું હોય તે કરી દો.

" પણ તે શી રીતે " મુકુન્દરાય બોલ્યા.

મોતીચંદ તરતજ બોલી ઉઠયો " એમાં શું હું તમને મારા સ્નેહી તરીકે ત્યાં લઇ જઇશ. અને કહીશ કે એમને પણ નોકરીની જરૂર છે એમ ત્યાં જણાવીશ. "

" બરાબર હું એ ભાઇને બરાબર જોઇશ. " અને એ પ્રમાણે કાંઇ આગળ બોલે તે પહેલાં તો અમારી ગાડી એકદમ ઉભી રહી. અને અમારી ઉતરવાની જગ્યો આવી પહોંચવાથી અમે ઉતર્યા. અને આમતેમ જોતાં જ મહમદહુસેનને રસ્તામાં કોઇ છોકરા પાસે છાપું લેતો જોયો. તે છાપું લઇ એકાદ નિચેના બારણામાં પેસી ગયો.

મોતીચંદે તે જોતાં અમને બતાવ્યો અને કહ્યું કે " પેલો જાય, આપણે ચાલો આપણે રસ્તે ઉપર જઇને બેસીએ ' અમે દાદર ઉપર ચઢીને ત્રીજે માળે જઇને જોઇએ તો અમારે જે ઓરડીમાં જવાનું હતું તે અડધી ઉઘાડેલી હતી. અને મોતીચંદ બારણા પાસે જાય તે પહેલાં અંદરથી " આવો, આવો અંદર આવો " આવો અવાજ આવ્યો. ગુલામહુસેન તો અંદર બેઠો બેઠો ટેબલપર છાપું મુકીને વાંચ્યા કરતો હતો. તેણે ઉંચી નજર કરી અને મોં હસતું રાખવા પ્રયત્ન કર્યો પણ વ્યર્થ. તેના મોં ઉપરથી સહજ સ્પષ્ટ થતું હતું કે તે મોટા ભયમાં છે તેના મોં ઉપર કરચલી પડી હતી. આંખો આમ તેમ વિન્હળ ફર્યા કરતી હતી. તેના ગળામાં કોઈ પણ પ્રકારનો અવાજ થયા કરતો અને મોં ફીકું લાગતું હતું. કપાળ ઉપર પસીનો થયા કરતો.

મોતીચંદે પૂછયું. " ગુલામહુસેન તમારી તબીયત સારી નથી કે શું ?

" હા " એટલું બોલતાં તેનું ગળું બેસી ગયું પણ જાણે કાંઈ થયું નથી એવો ડોળ રાખી " આવો કોણ છો ? " એમ બોલ્યો.

" આ બે મારા સ્નેહી છે. એકનું નામ વિરચંદ અને બીજાનું નામ મણીલાલ " મોતીચંદે કહ્યું. " એ હાલ પોતાની નોકરીથી છુટા છે. અને વખતે આપણે નોકરીની જરૂર હોય એમ ધારી મારી સાથે લાવ્યો છું. "

મોઢા ઉપર ફાંફા પડતા હોય એવી રીતે કહ્યું " ઘણી ખુશીથી મી. મોતીચંદ તમે શું કામ કરી શકશો. " વિરસિંહે જવાબ દીધો. " હું નામું અને ગણીત બહુ સારૂં જાણું છું. "

અને તમે મારા તરફ ફરીને કહ્યું.

મેં કહ્યું. " મારા અક્ષર બહુ સારા છે. હું નકલ કરનાર કારકુન તરીકે કામ સારૂં કરી શકીશ. "

" ઠીક ત્યારે, તમને બન્નેને હું અમારી પેઢીમાં નોકર રાખીશ. " એટલું બોલતાં તેને ડુમો ભરાઇ આવ્યો અને બોલ્યો " હાલ તમે મહેરબાની કરીને જાઓ, મને એકલો રહેવા દો. "

મોતીચંદે કહ્યું "શેઠ સાહેબે તમે ભુલી ગયા કે આજે મારૂં કામ આપવા માટે તમને મળવાનું હતું. હું તમારો નોકરજ છું અને મને કેટલીક સુચના તમારે કરવાની છે."

"હા, હા," તેણે કાંઈ શાંતિથી જવાબ દીધો. "તમે જરા બેસો અને તમારા સ્નેહિને બેસવું હોય તો તે પણ ભલે બેસે. હું હમણાં આવું છું."

આ પ્રમાણે બોલી તે ઉઠયો. અને અંદરની બાજુએ ગયો. અને બારણું બંધ કર્યું. વિરસિંહને વિચાર આવ્યો કે આ હવે અહિંથી નાશી જશે. પણ મોતીચંદે કહ્યું તેમ નહિ બને કારણ એ ઓરડીમાંથી પાછળ થઇને જવાનો રસ્તો નથી. તેમાં માત્ર એક ટેબલ અને ખુરશી છે. અને ત્યાં કોઈ કોઇ વાર જઈને બેસે છે.

વિરસિંહે પૂછયું "ત્યાં કાંઇ ચોપડી કે નાનો કોચ છે કે."

"ના."

"ત્યારે તે એકલો બેઠો બેઠો શું કર્યા કરતો હશે. વળી આ માણસને આપણે જોયો ત્યારે ભયવાળો કેમ લાગતો હતો."

મેં (મુકુન્દરાય) " કહ્યું તેને વખતે વહેમ પડયો હોય કે આપણે પોલીસના માણસો છઇએ." વિરસિંહે તરતજ નકાર સુચવીને કહ્યું ના આપણે અંદર પેઠા ત્યારે જ ભયવાળો હતો આપણને જોવાથી વધારે ભયભિત થયો હતો."

તે આગળ બોલવા માંડે છે તેટલામાં ઓરડીનાં બારણામાં કોઇના બૂટ અફડાતા હોય એવો અવાજ આવવા માંડયો. થોડીવારમાં દોરડું ખેંચતી વખત ફચડ ફચડ અવાજ આવે છે તેવો અવાજ આવવા માંડયો. અમે બારણા તરફ ગયા તે અંદરથી બંધ હતું, તે તરફ ધ્યાન આપતાં વળી કોઇને ઉલટી થતી હોય અને ગળામાં કાંઇ ભરાઈ રહ્યું હોય એવો અવાજ આવવા માંડયો. વિરસિંહ ગભરાઇ ગયો અને ગમે તેમ કરીને અંદર જવું એમ ધારી ઓરડીનું બારણું ઠોકયું તે સારા નસીબે ઉઘાડું રહેલું તે ઓરડીમાંથી અમે તેની જોડેની ઓરડીમાં આવ્યા તો બારણાના નકુચામાં દોરડી બાંધી ગુલામહુસેનભાઇ પોતાના ગળામાં ફાંસો નાખીને લટકતા અને પગ બારણામાં અથડાયા કરતા હતા. હું એકદમ ગયો દોરડી તોડી નાખી અને તેને પકડી રાખી અમારી મૂળ જગાએ ઘસડી ગયા.

. વિરસિંહે કહ્યું "મી. મુકુન્દરાય તમે આ માંણસ માટે શું ધારો છો તે જીવે છે કે મરી ગયો છે."

પણ એટલામાં તેણે શ્વાસ ખેંચ્યો તે પરથી તે મરી નથી ગયો તેટલી ખાત્રી થઈ તેના મોં ઉપર થોડું પાણી છાંટયું અને દંડીના અભાવે બ્લોટિંગ પેપરથી પવન નાંખવા માંડયો. અને વિરસિંહને તેના બે હાથ જોરથી આમતેમ હલાવવા કહ્યું તેને સુવાડી રાખ્યો હતો. વિરસિંહે તેના હાથ પહેલા માથા સુધી ઉંચા લઇ જવા માંડયા અને પછી તેને એકદમ અદબવળાવી દેતો. આમ કરવાથી તે ધીમે ધીમે શ્વાસ લેતો હોય તેમ લાગ્યું એટલે તે ક્રીયા બંધ કરી. હવે અમને ખાત્રી થઇ કે થોડીવાર પછી આ માણસ જરૂર બોલશે. વિરસિંહ કાંઇ વિચારમાં ગુંચવાયો હતો તેની નજર નીચી હતી અને શું કરવું તેનો વિચાર કરતો હતો થોડીક ક્ષણ પછી બોલ્યો, "પોલીસને બોલાવીએ કે કેમ પણ

આ માણસ બોલે અને આપણને કાંઇ કહે તે પહેલાં કાંઇ પણ પગલાં લેવાં નહીં એટલું જોયા કરવું કે એકદમ ઉભો થઇને નાસી ન જાય."

મોતીચંદ તો આભોજ બની ગયો હતો. તેના મનમાં તો તે ફરીથી જન્મ્યો હોય તેમ જણાતો હતો.

વિરસીંહે આગળ બોલવા માંડ્યું, આ વાતમાં બે મુદા છે એક તો મહમદહુસેને મોતીચંદ પાસે નોકર રહ્યા બાબતની નોટ લખાવી લેવી, અને મહેશચંદ મુકરજીને ત્યાં રાજીનામું ન આપવા દેતાં કોઇ પણ પ્રકારની ખબર આપ્યા વગર મોતીચંદને આગ્રા શહેરમાં રાખવો આવા મુખ્ય મુદ્દા મને તો લાગે છે અને તેનો અર્થ એવો થાય છે કે મોતીચંદના જેવા અક્ષર બનાવવા અને મોતીચંદને નામે બીજા કોઇ ઇસમે મહેશચંદને ત્યાં કામ કરવું."

મોતીચંદ ગળગળો થઇ ગયો અને પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો કે મને લુચ્ચાની જાળમાંથી બચાવ્યો.

"મોતીચંદને વધારે પગાર આપવાનો હેતુ પણ આજ હોવો જોઇએ. અને મોતીચંદ કામમાં રોકાયલો રહે તેટલા માટે તેને પુષ્કળ કામ આપ્યું."

મેં પૂછ્યું. "આ માણસને એકનો એક માણસ હોવા છતાં પહેલા મનુષ્યના ભાઇ થવાનું શું કારણ."

"તેનું કારણ એટલુંજ કે, પ્રથમ તમારી સાથે વાત કરતાં એને એમ લાગ્યું કે એ માણસની જરૂર પડશે. પણ પછીથી બીજા કોઇને વચ્ચે રાખવો યોગ્ય ન લાગવાથી પોતેજ તેનો ભાઇ થઈ ગયો. પણ એને બીજો ભાઇ હોવો જોઇએ ખરો. નહિ વખતે આગળ પરએ જુઠો પડે. સારૂં થયું કે સારે નશીબે મોતીચંદની નજર તેના દાંત ઉપર ગઇ અને તેને શંકા થઇ."

પછી અમે વિચાર કર્યો કે હવે શું કરવું. મહેશચંદને તાર કરીએ. પણ આજતો ગુરૂવાર એટલે રોજાને લીધે આગ્રામાં તારઓફીસ બાર વાગ્યા પછી બંધ થાય છે. વળી વિરસીંહ વિચાર કરવા બેઠો. છેવટે મને પૂછ્યું. મી. મુકુન્દરાય બધુંતો ઠીક પણ આ માણસ હાંસો શું કામ ખાતો હતો.

અમારી પાછળથી તરતજ આવ્યો. "છાપું જુઓ." અમે ત્યાં નજર કરી તો ઉપલા શબ્દો મહમદહુસેન ફટાડેલી આંખોએ અમારા સામું તાકીને જોતાં બોલતો હતો.

વિરસીંહે તરત એક છલંગ મારી ટેબલપરથી છાપુ આણ્યું અને બડબડવા લાગ્યો હું કેવો મુરખ આ બાબત હજુસુધી મને કાંઇ સુઝયું નહિ. તેણે છાપું મારા આગળ આણ્યું ' વાંચો.

"મે હાથમાં લીધું. અને જોયું પ્રથમ મોટા અક્ષરે આગ્રા **કેન્ટોન્ટમેન્ટમાં ખુન. મહેશચંદની પેઢીમા લુંટ. ખુનીનું પકડાવું.**" છાપેલ હતું. પછી મે આગળ વાંચવા માંડ્યું.

"મહેશચંદ મુકરજીની પેઢીમાં એક પહેરેગીરનું ખુન કરી એક માણસ તીજોરી તોડીને જતો હતો. આ વખતમાં બપોરના બે વાગ્યા હતા. આ પેઢી આખા કેન્ટોનમેન્ટમાં પૈસાદાર ગણાય છે એમની તીજોરીમાં રોજ ઓછામાંઓછી આધો કરોડ રૂપીયા

જેટલી રકમ શીલકમાં રહેછે. પરચુરણ નોટો અને પ્રોમીસરી નોટો તથા કોઈના દાગીના આદી હોયતે જુદું. તેમણે હાલના વખતમાં નીકળતી ગોદરેજ હરીચંદ મંછારામ વગેરે સર્વની એક એક તીજોરી નમુના દાખલ લીધી છે. અને તેમાં છુટક છુટક રકમો મુકવામાં આવે છે. તેઓ ત્રણ પહેરેગીર રાતદિવસ ત્યાં રહે એવી રીતે નોકર રાખે છે. સાંભળવામાં આવ્યું છે મોતીચંદ નામનો કોઈ માણુસ એક અઠવાડીયાથી આ પેઢીમાં કામ કરે છે અને એ મોતીચંદ જાણીતા ઠામીસ શીવરતનસિંહનો ભાઈ હોય તેમ લાગે છે. આ બે ભાઇ હમણાં થોડા વખતથી જ દશવર્ષની સખ્ત કેદમાંથી છુટયા છે. એ પોતે વિરસીંહના થતા જાણીતા ડીટેકટીવના કાકાના છોકરા હોવાનું કહેછે. પણ તે નક્કી નથી. મોતીચંદ નામના જુદા નામથી નોકરી મેળવી, કઈ વસ્તુ કયાં કયાં રહે છે તે થોડા વખતમાં જાણી લીધું. અને આજે ગુરૂવારે બપોરે બારવાગે પેઢી બંધ થયા પછી કલાક થયો હશે એટલામાં પોતે કાંઇ ભુલીગયો છે એ બહાનાથી પેઢીમાં આવી એકદમ એક પહેરેગીરને મારીનાંખ્યો. બીજા પહેરેગીર ધાકના માર્યા એક ઓરડામાં ભરાયા કે તરતજ તેણે તે ઓરડાને તાળું લગાવીદીધું. અને એક થેલામાં કેટલીક કીમતી ઝવેરાત તથા રોકડ નાણાં લઈ બહાર નીકળી ચાલવા માંડયું પણ સારે નસીબે પોલીસઇન્સ્પેકટર મોહનસિંહની નજર તેનાપર પડી અને બે કોન્સ્ટેબલને સાથે લઇ તેની પાછળ પડયા અને તે પકડી તેનો થેલો છોડાવી જોયો તો તેમાથી ત્રીશહજારનું ઝવેરાત. અને પચાસ હજારની નોટોનું બન્ડલ નીકળ્યું, તથા મોટો હીરો જેની કીમત લગભગ પોણોલાખની આંકવામાં આવે છે, તે પણ નીકળ્યો.તેને પકડી પેઢીમાં લઇજવામાં આવ્યો મહેશચંદ્રને ખબર આપવામાં આવી છેતેને પોલીસને સ્વાધીન રાખેલો છે પણ મી. શીવરતનસીંહનો પત્તો નથી. તપાસ ચાલુ છે."

વિરસીંહે મોતીચંદને પોલીસને બોલાવા મોકલી અને કહ્યું જોયું મુકુન્દરાય, આ લોકો કેટલા હોશીયાર છે. તેણે પકડયો ત્યારે કહ્યું કે વિરસીંહનો કાકાનો છોકરોછું. આનું કારણ એટલુંજ કે મારૂં નામ દીધું એટલે પોલીસને મારે માટે શક આવે, અને મને કોટડીમાં રાખે. અને મારાવગર બીજો કોઇ માણુસ આ ભાઇને પકડે તેમ નહોવાથી એટલા વખતમાં આ ભાઈ પોતાને ફાવે ત્યાં પોબારા ગણે. આવો નિચ લોકોમાં પણ પોતાના ભાઇને માટે કેટલો સ્નેહ છે. આ મહમદહુસેન પણ એમ સમજતો હતો કે પોતે ફાંસો ખાઈ મરી જાય તો અહિં આપણે આવ્યા છીએ તે પોલીસમાં પકડાઈ અને તે વધુ આગળ તપાસ ચાલતી બંધ રહે અને તેનો ભાઈ પાછો કેદમાંથી છુટતાં પોતાનું કામ કરે. જ્યારે નિચ લૂંટારા અને ખુન કરનારાઓમાં આવો સ્નેહ બે ભાઈ વચ્ચે અને પોતે જેની શરમે હમેશ કામ કરતો હોય છે તેને માટે રહે છે તો જે માણુસને બુદ્ધિ છે. અને સ્નેહ એ શી વસ્તુ છે તેનો વિચાર કર્યો છે તે પરસ્પર સ્નેહ રાખે તેમાં શી નવાઇ.

આટલુ કહી રહે તેટલામાં પોલીસ આવીપ હોંચી અને મહમદહુસેનને પકડીને કોટડીમાં લઇજવામાં આવ્યો.

સહજ કાળજી રાખવાથી અને અવલોકન કરવાથી મોતીચંદ લુચ્ચા લોકોની જાળથી બચ્યો અને પેઢીને બચાવી.

મન મોહનલાલ.

---

# અભિમાનીને !

પદ. (શું કહું કથની મારી રાજ એ લય)

મૂળરૂપ જો તું તારૂં આજ, મૂળરૂપ જો તું તારૂં.
એક કર્તવ્ય એ સારૂં આજ. મૂળ૦
તારૂં જોવાનાને બદલે, બીજામાં મનને તું ઓતો;
હાથે કરીને દુઃખી બની રહી, તેજ સ્થિતિમાં રહેતો. આજ૦
સર્પ ગ્રસિત મેડકની પેઠે, સ્થિતિ થઇ અસ્યા તારી;
અહિનો ન તહિનો હાવે તું રહ્યો, ત્રિશંકુ સમ દુઃખભારી. આજ૦
મુખથી 'શિવ શિવ' બોલે નિરંતર, એથી શું વળ્યું તારૂં.
રાગને દ્વેષની અંતર ખેડો, જીવતર કરશે ખારૂં. આજ૦
ટીલાં ટપકાં બહુ વિધિ તાણયે, ભક્ત નથી તો થવાતું;
ઉપરનો ડોળ રાખ્યાથકી તો, નાથતે નથી પ્રમાતું. આજ૦
પોતે સુધર્યાવીણ નિરંતર, દોષ બીજાના તું જોતો;
હાથે કરીને અમૂલ્ય આયુ તારૂં તું એળે ખોતો. આજ૦
તારા માંહિ ભૂલ છે કેટલી, તેને વિચારી લે આપે;
સુધાર તેને તું કટિકસીને, આજ તું પશ્ચાતાપે. આજ૦
શિવપદમાં તું જાતાં જાતાં, જીવપદમાંહિ ભરાયો;
વિષ્ણુપદનું ધ્યાન ધરતાં, વિષપ્રદ માર્ગે ફસાયો. આજ૦
બ્રહ્મ બ્રહ્મ મુખે વાત તું કરતો પણ ભ્રમને બાંધે સાથે;
સુવર્ણ ત્યજીને પ્રીતિ કરીછે, તેતો કથિર સંગાથે. આજ૦
તારૂં જોવાનું એટલું બધું તોયે, માથું શીદ બીજામાં મારે;
અમૃતપાન ત્યજી વિષના પાને, જીવવા તું અનંત ધારે. આજ૦
લીંબોળીસમ કડવાસ તારી, દેને તું કોઇને આપી;
અંતર સાચી મીઠાસ ભરી લે,(જેથી)શાંતિ રહેશે તને વ્યાપી. આજ૦
તારો સ્વાર્થ હોય ત્યાં લગી તુંતો, મુખથી ભાઈ ભાઈ કહેતો;
સ્વાર્થ સધાતાં તેજ મનુષ્યની, નિંદામાં અમણી રહેતો. આજ૦
ભક્તિ નહિ અંતરની તે તું, કરતો ભક્તિ પટલાઈ;
અંદરથી જેમ માલ ન મળે પણ, વાગતી પોલી શરણાઇ. આજ૦
'હાથમાં માળા ને પેટમાં લાળા' એવી પ્રવૃત્તિ છે તારી;
ઉપેક્ષા કરી તેની શીદને તું કરતો, વાતજ મારી તારી. આજ૦
મ્હોટો કહ્યો બે ચાર મનુષ્યે, તેથી તું મ્હોટો તને માને;
ઉજ્જડ ગામમાં જેમ એરંડો, ભોગવે પદ પ્રધાને. આજ૦
અફીણ કસુંબો ઘોળીને પીતાં કહો કેમ મીઠ સ્વાદ આવે;
તદ્દત ટીકાના માર્ગમાં રહેવાથી, જ્ઞાન નહિ તું પાવે. આજ૦
સમજ સવેળા સમજાવું છું, ધર પ્રભુમાંહિ તું પ્રીતિ;
સર્વ સમાનજ ભાળીને તું કર એમ પ્રભુની (એ) રીતી. આજ૦
આણે મારૂં અમુક બગાડયું, આતો વેરી છે મારો;

એવું ભાન તું ભૂલી નિરંતર, પ્રેમનો કરજે પસારો. આજ૦
તારો વૈરી કોઇ નથી અને બગાડે કો નહિ તારૂં;
**તુંજ તારો સુધા હર્તા**, વચન શ્રીમુખે ઉચ્ચાર્યું. આજ૦
છોડ ઉપાધિ સત્કર્મ સાધી, વચન એ તેનું તે કહું છું;
સમજશે નહિતો કરી ઉપેક્ષા, પ્રભુ પાસ કરૂણા લહુંછું. આજ૦

## કુમુદિનીનું સ્વપ્ન.

સંધ્યાસમય હતો. કુમુદિની પોતાના સ્વર્ગ સમાનતા ઉદ્યાનમાં ફરતી હતી. અજવાળું બંધ થયું હતું. ન્હાનું ઝરણું આનંદથી વહેતું હતું, તટપરના કાંકરા સાથે રમતા રમતા તરંગો વધતા જતા હતા. નાના પ્રકારની છીપ જેના જળની અંદર દૃષ્ટિએ પડતી હતી એવું એ નિર્મળ મધુરૂં ઝરણું એકાન્તમાં સુન્દર ગાન કરતું હતું, ચમેલીન અને ગુલાબ પોતાની મધુરી પરિમલ બ્હેકાવી રહ્યાં હતાં, ઝરણાંના માધુર્યભર્યા ઝીણા રવ સાથે મધુરી કોકીલાનું રમણીય કૂજન ભળતું હતું, એક સુન્દર ચમ્પો સુન્દર અને સુખકર છાયા પ્રસારી રહ્યો હતો. અહીં કુમુદિની પોતાના મનના આંદોલન પર મનન કરવા આડી પડી હતી. સૂર્ય ઘણો સમય થયાં પશ્ચિમમાં અદૃશ્ય થયો હતો. ઝરણાના નિર્મળ નીર પર સંધ્યાના રમણીય રંગો પૂર ભભકથી પડતા બંધ થયા હતા, આસમાની આકાશ હવે ઘેર થયું હતું નિસ્તેજ ગગનની અનવતા દૂર કરવા કોઇ રખડતા રઝળતા તારલાઓ દર્શન દેતા હતા. પૂર્વમાં ચંદ્રિકા પૂર્ણ ઉજાસ અને અને ભભકથી ખીલી રહી હતી. આકાશે પોતાના કાળા પોશાકને દૂર કરી પાંડર વસ્ત્ર ધારણ કર્યું હતું. પશ્ચિમનો ધીમો–અતિ ધીમો–વાયુ જાગૃત થયો અને ચંપાના પર્ણોપર કુમુદિનીની વેગવત્ છાતીપર, હાલતા તરંગો પર અને મનુષ્યના હૃદયના દિવ્ય સ્નેહની જ્વાળા ઉપર થઈને, માધુર્યથી વાવા લાગ્યો. કોકીલાના કૂજન સાથે ભળીને તરંગોના ગાન સાથે એકત્ર થઇને, ભ્રમરના ગુંજન સાથે મળીને અને પશ્ચિમ વાયુના હવાઈ તરંગો સાથે એક થઇને એ રાત્રિનો એકસુર અતિ રમણીય અને હૃદયદ્રાવક બન્યો હતો. જમીનની લીલોતરી સાથે એ નાદ ભળતો હતો અને ઊંચાથે ઝળકતા તારલાઓને હસતો હતો એકંદરે એ રાત્રી જ રમણીય હતી; અને કુમુદિની નિદ્રાવશ થઇ તે સ્વપ્નમાં ઝુલતી હતી. આંખ મીંચાઈ–કમળનયનની પાંપણો ધીમે ધીમે બંધ થઈ–અને, ધીમેથી ફરકી; અજાણતાં ઓષ્ઠો જુદા થયા–ગુલાબે પોતાની પાંખડીઓ ખોલી. ત્હેને સ્વપ્નદર્શન થયું હતું તેની દૃષ્ટિમાં વિશાલ ઝાકળ વચ્ચે પડયું અને ધીમે એકઠું થયું, જાણે ઝાકળનું ગુંથણકામ જ ન કર્યું હોય તેમ લાગતું! ઝાકળ ઉપર થઇને વાદળ સરતાં હતાં. છાયા આવી અને ગઇ વાદળમાંથી અર્ધપશુ અને અર્ધમનુષ્ય સમું એક મ્હોટું, પશુ વિકાળ અવાજ કરી દેખાયું અને અદૃશ્ય થયું. ઝાકળ વિખુટું પડયું. પાછળથી ઈશ્વરનો અવતાર હોય તેવી એણે એક અવર્ણનીય રૂપવતી સુંદરી લટકો કરતી ઉભી થઈ. રમણીય અને કાંતિમય દર્શન તે આજ હતું! ત્હેના ઓષ્ઠો હાલતા હતા. તે બોલી અને ત્હેના અવાજના મધુર રણકારા હવાઇ સાગર ઉપર તરવા લાગ્યા, અને કુમુદિનીએ પોતાના સ્વપ્નમાં નીચે સાદથી સાંભળ્યું:

"હે ભારતની પુત્રી! જાગૃત થા. પૃથ્વી નીચેના મ્હારા આલયમાંથી હું આવું છું.

પૃથ્વીમાતા, એના પુત્રોનાં પાપનો ભાર સહી શકતી નથી. હું સીતા છું અને ત્હને મુક્ત કરવા આવી છું. મ્હારૂં કહ્યું સાંભળ ત્હારી નવરાસ ત્યજ. આ મોજશોખ ત્યાગી દે. ત્હારો પોતાનો વીચાર કર. ત્હારૂં કર્તવ્ય તપાસ. તું કોણ છે? ભારતની પુત્રીએ પોતાની માતૃભૂમિની સેવા કરવી જોઈએ એવી ઇશ્વરની આજ્ઞા ને આકાંક્ષા છે. મ્હારી પાસે ત્હારે માટે કાર્ય છે. સર્વ વિક્ષેપકારક બંધનથી વિમુક્ત થા. વાયુ માફક ફરફર. ત્હારો મોક્ષ સાધ અને ત્હારી જન્મભૂમિને ઉંચકીલે. મ્હારો આશીષ સંભાળજે. ત્હારા મોક્ષ માટે દેવતાઓ ઘણા આતુર છે. ઉતાવળ કર-ઉભી થા અને કાર્ય કર. હું જાઉં છું. મ્હારા શબ્દો સંભારજે કુમુદિની! કુમુદિની! પ્રણામ પ્રણામ-પૃથ્વીમાતા! ગળ?"

એક ગડગડાટ થયો અને એકી અવાજે પૃથ્વી ફાટી, દેવી અદશ્ય થઈ-ગઈ વાદળ ફરી બંધાયાં. ઝાકળ પ્હેલાં જેવુંજ ઘેરાયું. કમુદિની હજી ઉંઘતી અને સ્વપ્નવશ હતી. દેવી સીતા હજી તેની સમક્ષ ઇચ્છા પૂર્ણ કરવા બોલાવતી હોય તેમ દેખાતી હતી. હજી તેજ સીતા ત્હેની સામે હસતી હતી અને તે બાલકને નિદ્રાવશ રાખવા પોતાના હસ્ત તેપર પ્રસારતી હતી. એકાએક કુમુદિની ઝબકી ઝાકળ ચાલ્યું ગયું અને એક મ્હોટો સુવર્ણપટ આમતેમ ઉડવા લાગ્યો. એક સુંદરરૂપે મહીંથી દર્શન દીધું. તે એક સુંદરીનું સ્વરૂપ હતું. એ સુંદરી અતિ રમણીય સત્તર વર્ષની વયની લાંબા ગુંછાળા સુંવાળા કેશવાળી નયનબાણ મારતી, અધરામૃત સીંચતી, સ્નેહ પ્રસારતી દેવી સમી ઉજ્જ્વલ હતી. ત્હેણે પોતાની ન્હાની હથેલીઓ એકઠી કરી તાળી પાડી અને તે બોલી ગુલાબજળના સમૂહમાં રૂપેરી ઘંટનો ઝીણો સૂર રણકાર કરે તેમ ત્હેના મધુરા સૂરો સંભળાયા. કુમુદિનીએ એ સર્વ સાંભળ્યું અને રોઇ.

"કુમુદિની! કુમુદિની! તું સાંભળે છે! તું જાગૃત છે? ઉઠ અને જો. ત્હારી સ્હામું નજર કર. હું દમયન્તિ છું. હું ત્હારા ભલા દૂત તરીકે ત્હારા ધર્મ સહાયક તરીકે આવી છું. તું ત્હારી સ્હામું જો. ત્હને પોતાને જાણ. હિન્દની રમણી ત્હેના વિદેશીય પુત્રો કરતાં અતિ ઘણી દિવ્ય શ્રેષ્ઠતાવાળુ રમણીય સ્વરૂપ છે. તે ધર્માધીન વધુ છે, સ્નેહાધીન માતા છે, દયાળુ ભગિની છે. ત્હારી ભગિનીઓ કેટલી ભ્રષ્ટ છે તે પ્રેક્ષ ત્હેમને એમાંથી ઉચ્ચક નિરોધથી કાર્ય ન કરીશ, પરંતુ પ્રબોધ એ ત્હારૂં સૂત્ર. પણ પુરૂષ ત્હારે વાસ્તે જ જન્મી જીવે છે. મનુષ્યજાતી માત્ર ત્હારે લીધેજ છે, ભારત પોતાના સપૂર્ણ મોક્ષની આશા માત્ર ત્હારામાંજ રાખે છે. તો ત્હારૂં કાર્ય કર. નમ્ર વધુ થા, નમ્ર માતા થા, નમ્ર ભગિની બન, ત્હને પોતાને સ્હા. માનુષી પીડાનું ચીરંજીવ ઓસડ! આ સર્વ દુઃખ નિવારણ કરવા કાર્ય કર. મ્હને જવાની આજ્ઞા થઇ છે. મ્હારો પ્રિય નળ મ્હને દૂરથી બોલાવે છે. મ્હને સંભારજે. ફરીથી કહુંછું કે કુમુદિની! સર્વ યાદ રાખજે પ્રણામઃ પ્રિય કુમુદિની! પ્રણામ પ્રણામ!"

એક ચમકારની સાથે આ સ્વપ્ન ચાલ્યું ગયું. જતાં જતાં જતાં હર્ષભર્યું હસીને છેલ્લી છેલ્લી શીખ દેતી નિશાની કરતી દમયન્તિ અદશ્ય થઇ. હવામાં ધીરૂં રસમય ગાન થવા લાગ્યું કુમુદિનીના હૃદયની ઉંડામાં ઉંડી નસમાં રસ ઝમાવતું રમણીય ગાન દેવતાઇ દૂતો ગાતા હતા. બે મ્હોટાં અશ્રુબિંદુઓ-જે ત્હેના હૃદયની ભાવનાઓની સાક્ષી પૂરતાં હતાં-તે બે ઝળકતાં હીરા સરીખાં અતિ ઉજ્જવલ રત્નો ત્હેના કોમલ કપોલ ઉપર થઇને સરી પડયાં અને પોતાની રમણીયતા ત્હેના ગળા પર પડી દાખવવા લાગ્યાં. કુમુ-

દિનીએ ધીમેથી આ વિચિત્ર રાત્રી વિષે ડુસકાં ખાધાં અને તુરત બીજો ભયાનક અવાજ થયો. એ મ્હોટા નાદથી આકાશ પણ ટુકડે ટુકડા થઇ જતું ભાસ્યું. કુદરતને અંધુમય કરવા કડાકો થયો: પેલું વિચિત્ર ઝાકળ ફરીથી એકત્ર થયું. ત્હેના પર વાદળ ફરી વળ્યું અને પારદર્શક અંધકાર સર્વત્ર પ્રસરી રહ્યો: વાઘ અને વરૂ આમતેમ ફરવા લાગ્યાં, હરણુ ન્હાસવા મંડયા, પાછું એક બીજું સ્વપ્ન આવ્યું—ત્હેની એક પરી શીકાર કરવા નીકળી હોય તેમ નજરે પડી. માનુષી સ્વરૂપમાં એ પરી એક જીવતી 'ડાએના' હતી. છુટા સુગંધિમય કેશ હતા, રાજકીય ભભકભર્યું સ્વરૂપ હતું. રૂપેરી ભમ્મરથી સોનેરી બાણુ મારતી હતી—તક્ષકને માટે આદર્શ સૌન્દર્યવતી સુંદરી એ હતી. ચમકીને કુમુદિનીએ સ્હામું જોયું અને પૂજન કર્યું. એકાન્ત બંધ થઇ દેવતાઈ સુર સંભળાયો. હવાના તરંગોમાં મધુરૂં ગાન શરૂ થયું અને કુમુદિનીના કાનને મધુર લાગ્યું.

" હું પદ્મિની છું. ચીતોડની પ્રાચીન ખાણુની દીવાલોની કબરમાં મ્હારો વાસ છે. તુર્ક લોકોના ભ્રષ્ટ કરતા સ્પર્શથી બચવા મ્હેં અને મ્હારી છસો પરીઓએ, ઘણા સૈકા પુર્વે એ ઠેકાણે બળતામાં ઝંપલાવ્યું હતું અને અમારા સુગંધીમય શરીરોનો ભોગ આપ્યો હતો, અમારા પ્રિય રાજાઓ મૃત્યુવશ થયા હતા—એ કીલ્લાના દરવાજા સમીપ સ્વાત્મોર્પણુ કરી પડ્યા હતા—પરંતુ અમે હજી મૃત્યુ પામ્યા નથી. મ્હારી ભગિનીઓએ ત્હને જાગૃત કરવા, ત્હારો પ્રજાકીય ગર્વ જાગૃત કરવા ત્હારો ઉત્સાહ જાગૃત કરવા, ત્હારી ભગિનીઓનાં પૂર્વનાં કૃત્યોનું ભાન આણુવા અને પૂર્વનું શૌર્ય જાગૃત કરવા ત્હને પ્રેરવા મ્હને ત્હારી પાસે મોકલી છે. ઉભી થા. આલસ્યનું ઓઢણું ફેંકી દે—બહુ વખત સુધી એ ત્હારા પર રહ્યું. ત્હારામાં જેટલું પાણી હોય તેટલું બતાવ. ત્હારા પુત્રોમાં અલૌકીકતા અને શૌર્ય જગવ. ત્હારી પુત્રીઓમાં દૈવી રસભર્યું સંતુષ્ટ હૃદય પ્રગટાવ. હું મ્હારી પ્રિય ભગિનીઓ સાથે ત્હને મદદ કરીશ. ઝટ કર ઝટ કર ભારત, ત્હારો ઉદય નિરખવા આતુર છે. દેવતાઓ ત્હારી સ્હામું હાસ્ય કરે છે. કુમુદિની ! મ્હારી પ્રિયતમ બ્હેન ! તું કાર્ય કરવા ઉત્સુક થા. હું ફરીથી આવીશ મ્હારે દૈવી દરબારમાં હાજર રહેવું જોઇએ. પ્રિય ! પ્રિય ! પ્રણામ પ્રણામ—"

ત્રીજી વખત સૌદામિની ઝબકી સ્વપ્નનું સ્વરૂપ બદલાયું પદ્મિની . આકાશમાં ઉંચી ચઢવા લાગી ત્હેની પાછળ એક પછી એક એમ સર્વ પરીઓ—આનંદી સુંદરીઓ મધુરૂં ગાન કરતી ભોગ આપવા વિષે સંગીત કરતી સ્વર્ગીય પરીઓ અદૃશ્ય થવા લાગી—થઇ ગઇ કુમુદિનીએ એ એ સાંભળ્યું અને છસો બરાબર ગણી બધું પાછું સંપૂર્ણ થયું રૂપેરી ઉજ્જવલ ઝાકળ ત્હેનાસ્વપ્નમાં ઉદ્ભવ્યું. કાંઇ સુર સંભળાયો નહીં; સર્વ શાન્ત હતું. ધીમે ધીમે ઝાકળ ઓછું થતું ગયું. ઝાંખી ચંદ્રિકા પશ્ચિમમાં ધીમે ધીમે અસ્થિર ઝબુકતી હતી. કોઇ વિરલ તારલાઓ સૂર્ય સ્હામું જોવા ચિવટપણે ઉભાં રહ્યા હતા. અરૂણુ સુવર્ણની કુંચી લઇને આવ્યો આકાશ સહવારના અજવાળાથી પ્રકાશીત થયું. કુમુદિની જાગી ઉઠી.

સ્વપ્ન પુરૂં થયું—અધું. પોતાના સ્વપ્નની વાત સંભાળવા ફાંફાં માર્યાં અને ધીમે ધીમે વાર્તા સર્વ સંભારી તે સ્વપ્નનો અર્થ સ્હમજી લીલોતરીવાળી જમીનપરથી એકદમ ઉભી થઇ. ઉગતા સૂર્ય સ્હામું જોતી ઉભી હાથ જોડયા અને પ્રાર્થના દીધી કે " હે મહાન પ્રભુ ! ત્હારૂં સોંપેલું કાર્ય સર્વ સ્હમજી છું. મ્હને મ્હારૂં જ્ઞાન થયું છે. આ મોહિત ભૂમિની પુત્રી પોતાનું કર્તવ્ય કરશે. હે દૈવી શક્તી ! ત્હારાં બાલકોને સ્હાય થા ! "

વિદ્યુદ્વિલાસ. તા. ૪-૩-૧૫ ભારતભક્ત ભરત.

॥ ॐ श्रीं ॥

॥ श्री सद्गुरवे परमात्मने नमः ॥

# શાસ્ત્ર વિનોદ વ્યવસ્થા.

( શ્રી તૈત્તિરીયોપનિષત્ વિચાર )

॥ यस्माज्जातं जगत्सर्वं यस्मिन्नेव प्रलीयते ॥
॥ येनेदं धार्यतेचैव तस्मै ज्ञानात्मने नमः ॥

આનંદનિધિ—

"ભાઇ! તું આ શું કરે છે?"

શોધકપ્રસાદ—

"આખો દિવસ ગમ્મતને માટે જુદા જુદા પ્રયોગો કરી જોઉંછું. પણું કશાથી અંતઃકરણને તૃપ્તિનો અનુભવ ટકે એવો થતો નથી. ઠીક થયું કે આપ મળ્યા? હવે તો મને આપની પાસે રાખીને જે તૃપ્તિ હું શોધું છું તેનો સાચો અનુભવ કરાવો. તમારા મુખાદિ ઉપરથી જે વર્ચસનો મારા અંતઃકરણમાં સ્પર્શ થાય છે તેથી હું કૃતકૃત્ય થઇશ એવું વરદાન મને પ્રાપ્ત થતું હોય તેવો ભાસ થાય છે."

આનંદનિધિઃ—

"તૃપ્તિનો અનુભવ કરવાનાં સાધનોને શોધનાર તું તથા એ સાધનોને જેમાં તું શોધે છે. તે વિશ્વરૂપ આ એ પ્રમાણે બે વસ્તુનો સર્વમાં સમાવેશ થાય છે. તેથી તૃપ્તિની શોધ કરવા માટે એ બે વસ્તુનુ સ્વરૂપ યથાર્થ સમજવાની પ્રથમ જરૂર છે. જ્યાં સુધી તું તૃપ્તિને શોધનારો કોણ છે તારે માટે કેવી વ્યવસ્થાની જરૂર છે. વગેરેનું જ્ઞાન તને હોય નહિ ત્યાં સુધી અનંત પદાર્થો જેમાં ભર્યા છે એવા વિશ્વમાંથી કયા પદાર્થોને ગ્રહણ કરવા તેનો નિર્ણય થઇ શકે નહિ. કારણ કે વિશ્વમાં તે પદાર્થો હોય છતાં પણ તે પદાર્થ તારા સ્વરૂપને યોગ્ય છે એવું જ્ઞાન થયા વિના તે પદાર્થોને તું એમને એમ રહેવા દેવાનો તેજ પ્રમાણે આ વિશ્વ શી વસ્તુ છે તેનું યથાર્થજ્ઞાન ન હોય તો તે પદાર્થોને માટે વિશ્વમાં સર્વત્ર શોધ કરવારૂપ અથાગ પરિશ્રમ માત્ર થવાનો અને એ પ્રમાણે આયુષ્ય પૂર્ણ થતાં તૃપ્તિ થવાની નહિ. માટે પ્રથમ એ બંને પદાર્થોના એટલે પ્રથમ તું (જીવ) આત્મા જેને શાસ્ત્રમાં અહં શબ્દથી કહ્યો છે તે અને બીજો આ જેને શાસ્ત્રમાં આત્માથી ભિન્ન હુથી જુદું દેખાતુ હોવાથી અનાત્મ કહ્યુ છે તે. આ બંન્નેના સ્વરૂપોનો અભ્યાસ કરવાથી તને સાચી તૃપ્તિ મળશે."

શોધકપ્રસાદ—

"આ તો નવાઈની વાત નીકળી. તમે જે બે વાતો કહી તેમાં હું કોણ છું તે વાત હું સમજતો નથી એમ બનેજ શી રીતે હું શોધકપ્રસાદ છું. મારા માતા પિતા

ન્યાત જાતમાં મારો યશ વગેરે સુપ્રસિદ્ધ છે. હું યુનર્વસીટીમાં ગ્રેજ્યુએટની ભારે પદવી ધરાવું છું. બ્રાહ્મણ છું. તથા સુધારાને સમજુ છું. જન મંડલી જ્યાં જ્યાં ભરાય છે ત્યાં પ્રમુખરૂપે પણ મારૂં પ્રથમ આમંત્રણ થાય છે. રાજ્યકાર્યમાં મને નિપુણ ગણીને તેમા ભારે પ્રસગોમાં પણ મારી સલાહ લેવાય છે. કળા કૌશલ્યમાં હું એક્કો છું. એવું જનસમુહમાં સિદ્ધ થઇ ચૂક્યું છે. હું કાંઇ લેખ લખું છુ. તો મારી કલમ એવી ચાલે છે કે વાંચકવૃંદ તથા શ્રોતાઓ પણ 'વન્સમોર' ના ઘોષ કરી ઉઠે છે. આ બધું શું મારૂં સ્વરૂપ આટલુ બધું સર્વને પ્રસિદ્ધ છતાં હુંજ મને ઓળખતો ન હોઉં એવું આપ શી રીતે માનો છો? તેની સાથે આ વિશ્વના અનેક પદાર્થો તેમનાં ગુણો તથા તેમના સંબંધદ્વારા થતી ક્રિયાઓ વગેરે અનેક વિચારોમાં હું નિરંતર હમેશેજ રહું છું. વિજ્ઞાનશાસ્ત્ર સાયન્સ (Science) તો કાલેજમાં મારો ખાસ વિષય હતો, તે વિષયમા મારો એટલો બધો પ્રેમ છે કે તેના શોધમાં મારો ઘણો સમય હુ કાઢુ છું. અને ચમત્કારિક પ્રયોગો પણ કરૂં છું. આપને કબુલ કરવું પડશે કે આ અભ્યાસથી જેને આપ-આ એવા શબ્દથી કહેવા માગો છો તેને જેટલે અશે હું ઓળખું છું તેટલે અંશે ઓળખનારા આ પૃથ્વિ ઉપર બહુજ થોડા હોવા જોઇએ. સારાંશ કે-હું-તથા-આ એ પદાર્થોનો તો પરિશ્રમ પૂર્વક અભ્યાસ કરતો આવ્યો છું છતાં તૃપ્તિ તેથી નથી મળતી માટે તે દ્વારા તૃપ્તિ મેળવવાની આશા એ નિરાશા છે, એવું મને ભાન થવાથી તો આપની પાસે યાચના કરવાની જરૂર પડી છે. માટે આપ નિરંતર જે કાંઇ કારણથી પ્રસન્ન રહો છો તે કારણ કાંઇ અન્યજ હોવું જોઇએ. અજ્ઞાન બાળકને સમજાવી ફાવતા હો એ પ્રમાણે લીલા નહિ કરતાં તે જે અન્ય કારણ આપ જાણો છો તેનુ શ્રવણ કરાવો."

આનંદનિધિ—

"ભાઇ! તું ધારે છે એ પ્રમાણે વાસ્તવ સ્થિતિ નથી, એની જ્યાં સુધી તને ખબર નથી પડી ત્યાં સુધીજ તે ખબર ન પડવા રૂપ અજ્ઞાન તને ઉપરના શબ્દો બોલાવે છે. હું તને સત્ય કહું છું કે હું તથા આ એ રૂપે અનુભવાતા બને પદાર્થોનું વાસ્તવ જ્ઞાન પ્રાપ્ત કરવું એ એકજ સાધન છે તૃપ્તિનો અખંડિત અનુભવ થવો એજ કસોટિથી જ્ઞાન વાસ્તવ થયું છે કે તૃપ્તિ તેનો નિર્ણય થઇ શકે છે. તેને માટે અન્ય કોઇજ કસોટિ નથી. તું વિચાર કર કે તને અખંડિત તૃપ્તિનુ ભાન થયું છે થયું હોય તો મારે તને કાંઇજ કહેવાનું નથી. તું યાચના કરે છે તેથીજ જેને તું જ્ઞાનરૂપે ભ્રમથી ઓળખે છે તે જ્ઞાન વાસ્તવ નથી એવો નિશ્ચય કર. એક કાગળ ઉપર કાંઈ પણ લખીને તેને ભર્યો હોય તેમાં બીજું કાંઇ લખાવાનું બની શકતું નથી, બીજું કાંઈ લખવું હોય તો તે કાગળ કોરો હોવો જોઇએ. અથવા તો જે શાહીના રંગવડે તે કાગળ ઉપર પ્રથમનું લખાણ કર્યું હોય તે રંગવડે તે કાગળની આખી સપાટી રંગીને પછી કાગળને સુકાવીને તે પછીજ પ્રથમના રંગના કરતાં જેની છાપ વિશેષ બળવાન હોય તેવા રંગ વડેજ તે કાગળ ઉપર અન્ય લેખ લખી શકાય છે. માટે પ્રથમ તારા અંતઃકરણરૂપી કાગળના ઉપર જ્ઞાન નામક જે લેખ તે લખ્યાં છે તેના ઉપર હું અન્ય લેખ લખી શકું તેવી સ્થિતિ તારા અંતઃકરણની તારે પ્રથમ કરવાની છે. માટે પ્રેમ તથા શ્રદ્ધાના રંગથી તારા અંતઃકરણની સપાટી તુ તૈયાર કર. એટલે હું તેના ઉપર સ્પષ્ટ લખી શકીશ. ઉતાવળો થયા વિના એટલી મને મદદ કર અને પછી પરિણામ જો."

શોધકપ્રસાદ—

" આપે વચનરૂપી અમૃતથી મને ઉપકૃત કર્યો છે વગર સમજ્યે ભારે ત્રાસદાયક બોજા મારા મન ઉપર નિદ્રાવસ્થામાં પણ ઉંચકી રાખી અત્યંત પરિશ્રમિત થએલાને–મને આપે એકદમજ ભાર મુક્ત કર્યો હોય એવો હવે મને થાય છે હવે જે કહેવાનું હોય તે કૃપા કરીને કહો, "

આનંદનિધિ—

" મનુષ્ય માત્ર પોતાની બુદ્ધિ તથા આસપાસની પરિસ્થિતિની મર્યાદાથી ન્યૂનાધિક અંશે પોતાને સંકુચિત થએલો અનુભવે છે. તેમાં એવું બને છે કે બુદ્ધિ આદિ વૈભવમાં કોઇ અત્યંત વૃદ્ધિને પામેલાં હોય છે, કોઈ કેવલ અંકુરિત સ્થિતિમાં હોય છે, અને સર્વે આ બંને કક્ષાઓની વચ્ચે ભિન્ન ભિન્ન અંશે પ્રગતિ કરતા ધસ્યા જાય છે. તે છતાં પણ એમ દેખાય છે કે કોઈનો એ વિકાસ એક દિશામાં હોય છે તો બીજાનો વળી ભિન્નજ દિશામાં દેખાય છે. આપણાં અનુભવ પ્રદેશમાં આવેલી વ્યક્તિઓના સંબંધમાં વિચાર કરતાં સહજ સમજાય છે કે જેનો વિકાસ સર્વ દિશામાં સંપૂર્ણ પરિપકવાવસ્થાએ પહોંચેલો હોય એવા સાચા સર્વજ્ઞનો સબધ થવો દુર્ઘટવત્ છે. આવા જગતમાં લગભગ મનુષ્ય માત્રને માટે આપણે એમ કહેવાની જરૂર પડે છે કે યથાર્થ પરિપકવ જ્ઞાનની સામગ્રી સંપન્ન કોઈ મનુષ્ય આપણને સાહાય કરવા અર્થે પ્રાપ્ત નથી. આ પ્રમાણે હોવાથી હું તથા આ એ પદાર્થોનું યથાર્થ સ્વરૂપ સમજાવવાને માટે કોઇ પણ મનુષ્યના શબ્દો જેટલે અંશે તે અપૂર્ણ હશે તેટલે અંશે આપણને આડે માર્ગેજ દોરાઈ જવાનું બનશે. પરમ કૃપાળુ પરમાત્માએ સાધક અવસ્થા સપન્ન મનુષ્યદેહધારીઓને માટે રચના અન્યજ કરી રાખી છે. "

શોધકપ્રસાદ—

" હવે હું સમજ્યો કે પોતાને ડાહ્યા માનનારા મનુષ્યો પોતે ડાહી ડાહી વાતો કરે છે એવું માનતા તથા પોતાના સંબંધમાં આવનાર મનુષ્યોને મનાવતા છતાં પણ અંતે પોતેજ થાકીને અંતઃકરણમાં અતૃપ્તિનો ઘલ જરી પીયે પણ કર્યા વીના રોગ, વાર્ધક્ય તથા મૃત્યુના પંઝામાં સપડાતા અદષ્ય થતા જાય છે તેનું કારણ એજ છે કે પોતાના મર્યાદિત જ્ઞાનને વાસ્તવ પરિપકવ જ્ઞાનરૂપે કેવલ ભ્રમથી માનીને જે પરિશ્રમ વાસ્તવ જ્ઞાનને માટે કરવાનો છે તેને માટે લેશ પણ જીવન સામર્થ્યની સીલકનો સંગ્રહ કરતા નથી. અને કેવલ મોહથી તણાઇને જીવન સામર્થ્યરૂપ અમૂલ્ય સામગ્રીને અનાડી દુરાગ્રહથી ઉડાવી દઈ દેવાળું કાઢી મૂકે છે. હવે હું તો આપના અનુગ્રહથી યથાશક્તિ એ સામર્થ્યનો સદુપયોગ કરીશ એવી પ્રતિજ્ઞા લઉં છું. આપ કહો છો કે ઇશ્વરે મનુષ્યની આ સ્થિતિ ઉપર વિચાર કરીને વાસ્તવ જ્ઞાનના સાધનની યથાર્થ સામગ્રી રચી મૂકી છે. તો હવે મને તો તેજ કહો. અપૂર્ણ મનુષ્યના તર્ક વિતર્કની આડે રસ્તે દોરનારી સામગ્રીની મને લેશ પણ ઇચ્છા નથી જેને યથાર્થ માનપૂર્વક આમંત્રણ કરીને ભોજનાર્થે ઉત્તમ ભોજનો સુવર્ણના પાત્રોમાં વિધિપૂર્વક ગોઠવીને દેવને નૈવદ્યાદિ કરવા પૂર્વક પવિત્ર બનાવીને તૈયાર પોતાની સમક્ષ ભરી દીધા છે. તેવો મનુષ્ય આમ તેમ ભિખારીની પેઠે દોડાદોડ કરતો જ્યાં ત્યાંથી થોડું થોડું ઉચ્છિષ્ટ તથા અપવિત્ર તથા બગડેલું વીણી લાવી ખાવાની ઇચ્છા કદીજ

કરવાનો નથી છતાં કરે તો તે મનુષ્યને કેવલ ભ્રમિત અને ગાંડોજ સમજવો એ મારો નિશ્ચય થાય છે. માટે ઉત્તમ થાળરૂપ પરમકૃપાળુ ઇશ્વરે જે મારે માટે તૈયાર કરી હોય તે વિદ્યા મને આપ સત્વર આપો કે મારી ભૂખ શમે."

આનંદનિધિ—

મનુષ્ય માત્ર તો શું પણ બ્રહ્મા વિષ્ણુ તથા રૂદ્ર પર્યંત ઇશ ત્રય પણ સર્વાંશે સંપૂર્ણ નહિ હોવાનો સંભવ છે. તેથીજ પરમાત્માના નિશ્વાસરૂપ શ્રુતિ ભગવતિ વેદ શબ્દથી ઓળખાય છે. તે પ્રવર્તી રહી છે. એ પરમતત્વ એકજ સર્વજ્ઞ વાસ્તવ હોવાથી તૃપ્તિની જે આશા અન્ય સ્થળે ફલિભૂત થતી નથી તે કરવાનું સાધન તેમાં છે. વેદ અનંત છે. તેથી તે સર્વનું અધ્યયન થવું પણ આ કલિકાલ જેવા સમયમાં આયુષ્યની મર્યાદા, સાધનની સંકુચિતતા, તથા બુદ્ધિની મંદતા, આદિ કારણોને લીધે અસંભવિતવત છે. તેથી એજ પરમતત્વ શ્રી વ્યાસ ભગવાનરૂપે લીલા તનુને ધારણ કરીને ઋગ, યજુર, સામ, અથર્વ એ પ્રકારે ચાર વિભાગ પાડીને વેદની વ્યવસ્થા કરી છે. એવા આખા વેદનું પણ અધ્યયન કરવું દુર્ઘટ થઇ પડશે એમ ધારીને તેમણે પુનઃ તે પ્રત્યેક વેદના વિભાગ પાડયા છે એ દરેક વિભાગને શાખા એવા નામથી આપણે ઓળખીએ છીએ. આ પ્રકારે વેદ વચનોનું દરેક વિભાગમાં વ્યવસ્થાથી એકત્ર થએલું શાસ્ત્ર તે 'સંહિતા" નામથી આપણે જાણીએ છીએ. એ સહિતા સાથે વિશેષ સહાય કરવા અર્થે બ્રાહ્મણ નામથી વિભાગો કલ્પીને આપણે માટે તૈયાર રાખ્યા છે.

પોતાની શાખાનું અધ્યયન કરવારૂપ પોતપોતાનું સ્વાધ્યાય કર્મ કરવાની શાસ્ત્રે આજ્ઞા કરી છે તે અધ્યયન કરનારને વેદનુ તાત્પર્ય યથાર્થ રીતે સમજાય તેવા હેતુથી પ્રત્યેક શાખા પરત્વે એક એક ઉપનિષદ્ કહેલું છે વેદજ્ઞાનનો સાર–વેદ માત્રનો અંત એટલે તાત્પર્ય તેમાં સમાવી દીધું છે. તેથી તે દ્વારા મળતા જ્ઞાનને વેદાંત શબ્દથી વ્યવહારાય છે. ઉપચારથી જે પુસ્તકોમાં એ સાર લખેલો છે તેને પણ વેદાંત કહ્યું છે.

ભાઈ! જે તૃપ્તિને માટે તું વલખાં મારે છે તેજ તૃપ્તિનું સાધન આ સર્વમાં છે. ભેદ એટલોજ છે કે વ્યક્તિ પરત્વે અંતઃકરણની સામગ્રીમાં વિવિધતા હોવાની તેથી એકજ સાધનને વિવિધ સ્વરૂપોમાં કહ્યું છે. એનો ઉદ્દેશ એટલોજ છે કે એક વ્યક્તિને એક પ્રકારથી સાધન ગળે ન ઉતર્યું તો તેને માટે બીજે ત્રીજે એ પ્રમાણે અનેક પ્રકાર રૂપે શ્રુતિ ભગવતી ઘોષ કરી રહી છે. સત્ય જ્ઞાનનો આર્વિભાવ કરીનેજ તે વિરમે છે."

શોધક પ્રસાદ—

"ત્યારે હવે મારા અંતઃકરણને કોરા કાગળ જેવું મેં કર્યું છે. માટે મને વિસ્તરથી આગળ કહો.

આનંદનિધિ—

"મારા અંતકરણને કોરા કાગળ જેવુ મેં કર્યું છે" એટલા શબ્દોનું માત્ર ઉચ્ચારણ કરવાથી અથવા તો નિર્વિકાર દૃષ્ટિ થઇ ન હોય તેવી દૃષ્ટિથી તેમ થયું છે કે નહિ તેનો નિર્ણય થઇ શકતો નથી તેમ છતાં જે ઉતાવળથી તે પ્રમાણે તેં કર્યું છે એ માનવા રૂપ લેખ તો તે તે કાગળ ઉપર હાલજ લખી દીધો છે. કોરા કાગળરૂપે જેને આપણે સામાન્ય દૃષ્ટિથી જોઇએ છીએ તેને પણ પ્રકાશ ઉપર ધરતા તેની અંદર તે કાગળના

મેકર વિગેરેનાં નામ તથા અન્ય લખાણ સહજ જોતાં જણાઈ આવે છે. આ અંતઃકરણ રૂપી કાગળને તો સૂર્યાદિના પ્રકાશનાં કરતાં પણ અત્યંત અધિક બળવાળા પ્રકાશ સામે રાખવાનો છે. તેથી તેટલે અંશે જે જે સુક્ષ્મ સંસ્કારરૂપ લેખો અસાવધપણે અંદર રહી ગયા હોય તેને દૂર કરવાથી કાર્ય સિદ્ધિ થવાની માટે ઉતાવળો થનો નહિ. ”

શોધક પ્રસાદ.

“ ત્યારે મારે હવે શું કરવાનું છે,તે કહો? પૂર્વે આપે કહ્યું છે કે પ્રેમ તથા શ્રદ્ધાનો રંગ ચઢાવવાથી કાર્ય સિદ્ધ થશે આ પ્રેમ તથા શ્રદ્ધા બહારથી આણી તાણી લવાતાં નથી. જ્યાં સુધી અમુક વસ્તુથી મારૂં હિત થશે એ પ્રમાણે બુદ્ધિ વૃત્તિ નિશ્ચય કારણસર સમજીને નક્કી કરી શકતી નથી ત્યાં સુધી શ્રદ્ધાનો રંગ લાગતો નથી. ઈશ્વર આપે કહ્યા તે શી વસ્તુ છે તે જ્યાં સુધી હું જાણું નહિ તે છે કે નહિ તે સંબંધમાં મારૂં પોતાનું જ્ઞાન હોય નહિ ત્યાં સુધી તે ઇશ્વર ઉપર મારી શ્રદ્ધાનું સ્વરુપ કેવી રીતે રચી શકાય, તેમજ તે શ્રદ્ધાજ ન હોય તો તેવા ઇશ્વરવડે મારૂં હિત થશે માટે તેને હું પ્રાપ્ત કરૂં વગેરે વૃત્તિરૂપ તેના ઉપર પ્રેમ પણ શી રીતે ખડો રહી શકે. તે મારાથી સમજાતું નથી આજ પ્રકારની સ્થિતિ જે ધર્મના પાયા રૂપ ઇશ્વરતત્વને કલ્પેલું છે. તે ધર્મના અંગ રૂપે વ્રત્ત ઉપાસના આદિ આચારોના સંબધમાં પણ થઇ રહ્યું છે. છતાં જ્ઞાતિ આદિ મંડલની આગ્રહી વ્યક્તિઓ મને મંડળીની બહાર તિરસ્કાર પૂર્વક કાઢી મૂકશે. મારો તિરસ્કાર થશે હું નાસ્તિક અને અપવિત્ર ગણાઈશ. ધર્મીષ્ટ રૂપે જે ખ્યાતિ મેળવી છે તે ગુમાવી બેસીશ એ વગેરે રૂપે ભયથી અથવા તો જે ચાલે છે તે મારા કરતાં વિશેષ અવકાશવાળી વ્યક્તિયોએ અનુભવ પૂર્વક નક્કી કર્યું છે તેનાં કરતાં અધિક સત્યવાળું કાંઇ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તેનો ત્યાગ ન કરવો એમ સમાધાન માનીને અથવા તો ઘણાં કરે છે તેનું જોઇનેજ માત્ર ગાડરીયા પ્રવાહવત તે માંહિ જોડાઇ રહેવાની વૃત્તિથી વાસ્તવ શ્રદ્ધા તથા પ્રેમનો ઉદય સરખો પણ થયા વિના તે પ્રેમ તથા શ્રદ્ધાનું નાટક કરાઈ રહ્યું છે. એવા નાટકથી શું અંતઃકરણરૂપી કાગળ આપનો લેખ લખવાને માટે રંગાશે. આનંદનિધિ.–

નહિજ. સાચો પ્રેમ તથા સાચી શ્રદ્ધાનીજ જરૂર છે. સાચો પ્રેમ કે સાચી શ્રદ્ધા ન હોય છતાં પોતે પોતાને ઉતરતા હોય તે પ્રમાણે ઢોંગ કરવો એ અસદ્વર્તન નામનો ભારે દુરાચાર છે. આથી એમ સમજવાનું નથી કે જે યોગ્ય સ્થાને શ્રદ્ધા તથા પ્રેમ સ્થપાયલાં જોઇએ ત્યાં નથી એટલુંજ બોલી તથા માનીને બેસી રહેવાનું છે. શાસ્ત્ર તથા અનુભવી મહાત્માઓના આચરણો તથા તેમને અનુસરતા આવે તે દિશાના પોતાના વિચારો એ ત્રણનું એકી કરણ કરીને યોગ્ય સદ્ગુરૂ પાસેથી સત્ય સ્વરુપ સમજવા માટે કેડ કસીને શ્રમ કરવાનો છે. આ પ્રકારના વિચાર કરવા તેનેજ સુતર્ક કહે છે. એ સુતર્કથીજ શ્રદ્ધા તથા પ્રેમનો પાયો દ્રઢ સ્થાશે એથી ઉલટી દિશામાં જવાથી પોતાના ધર્મના આચાર વિચાર તથા તેના અનુસંધાનમાં આગળ વધવાથી જે જે લાભ થવાના તે સર્વ ખોઇને અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ ઘણાને થતા જોઇએ છીએ. એ કુતર્કનું પરિણામ છે. માટે ભૂલે ચૂકે પણ કુતર્કમાં ઉતરી ન પડાય તેવી ખાસ સાવધાનતા રાખીને ઇષ્ટ વિષય ઉપર પૂર્ણ શ્રદ્ધા તથા પ્રેમને તેમના સત્યસ્વરુપે સ્થિર કરવા અર્થે નિર્ભયપણે પૂર્વના સંસ્કારોને અનુસરીને

અમુક વસ્તુ આવી હશે કે કેમ એ પ્રકારનો સંકલ્પ અથવા તે વસ્તુ આવી હશે કે તેવી એ પ્રકારનો વિકલ્પ અથવા તો તે આવી છે એમ શાસ્ત્ર કહે છે પણ તેવી તે નથી દેખાતી એ પ્રકારનો વિપર્યય ભાવ અથવા શાસ્ત્ર કહે છે તેવી ન હોવી જોઇએ એવું દેખાય છે એ પ્રકારની અસંભાવના વગેરે સ્વરૂપોએ સંસય તથા વિપર્યય રૂપે જે જે દેખાડે છે ને સાચી શ્રદ્ધા તથા સાચા પ્રેમના માર્ગમાં વિઘ્ન રૂપે અનુભવ દેખાડે છે તે સર્વેને એમને એમ અંતઃકરણમાં ન રહેવા દેતા યોગ્ય સ્થાને તે સર્વને બહાર કાઢી યોગ્ય યુક્તિ વગેરે સાધનોથી તેમાંથી મુક્ત થવું એજ પ્રથમ કર્તવ્ય સિદ્ધ કરવાનું છે. માટે એ પ્રકારે સાચી શ્રદ્ધા તથા પ્રેમને ધરાવી રાખવા પ્રયત્ન કર જમીન ઉપર તંબુની ખીલી ઠોકી હોય તે સ્થિર થઈ છે કે નહિ તે નક્કી કરવા માટે તંબુ ઠોકનાર તે ખીલીને હલમચાવી જુએ છે ને તે હાલે છે તો ફરીથી તેના ઉપર હથોડીનો પ્રહાર કરે છે અને છેવટે જ્યારે તે હાલતી નથી ત્યારેજ તે પ્રમાણે કરતો વિરમે છે તે પ્રકારે તારે આમાં કરવાનું છે. ”

શોધક પ્રસાદ

શ્રુતી ભગવતિ અનાદિ અનંત છે, શ્રી પરમેશ્વરના શ્વાસ દ્વારા તે પ્રતીતિને પામી છે અને ઋષિ મહાત્માઓ દ્વારા સ્ફુરીને નીકળી છે, તે કોઇ મનુષ્યની રચેલી નથી. તે વાર્તા સત્ય છે. એવું મારી બુદ્ધિ પાસે હું કેવી રીતે કબુલ કરાવું તે સમજાતું નથી. એ વાર્તા તો સત્ય છે. છતાં શ્રુતી ભગવતિ એવી નથી એમ કહું તો હું નાસ્તિક છું. સનાતનધર્મનો વિરોધી છું વગેરે આરોપોની વૃષ્ટિ મારા ઉપર થઈ રહે. અને ગાલિ પ્રદાન આદી અથવા તો તેથી પણ વિશેષ પ્રસાદી (?) ને પાત્ર મને કેટલાક પોતાને ચુસ્ત સનાતની (?) માનનાર તુરત ઠરાવી દે. તેમાંથી બચવાનો માત્ર એકજ રસ્તો છે અને તે એક ગાડરીયો પ્રવાહ જે રસ્તે વહે છે. તેમાં નીચું ડોકું રાખીને જે કહે તેની હા હા કરતા વહ્યા જવું અને હું બરાબર સમજ્યો છું, મને પૂર્ણ એ સમજથી તૃપ્તિ મળી છે એ પ્રમાણે મિથ્યા વચનો ઉચ્ચારતા ઉત્સાહનો ડોળ કરવો અને એ ઉત્સાહનો ડોળ કરવો અને એ રસ્તેથી અન્ય રસ્તે જવા તો શું? પણ અન્ય માર્ગ તરફ દ્રષ્ટિ પણ કરે તેવાના પ્રતિ મારે ક્રોધ તિરસ્કાર આદિથી ભરપુર વચનોની સામગ્રીઓ તૈયાર રાખી વાક્યયુદ્ધમાં ઝંપલાવી દેવુ. છતાં યાચીને છેવટે રોગ, વાર્ધક્ય, અને મૃત્યુને શરણે પહોંચી જવું બ્લેક હોલમાં પુરાયલા સદ્ગૃહસ્થોના જેવી આ સ્થિતિમાંથી નિર્ભયપણે શંકાને બહાર પ્રદર્શિત કરવા આપે મને અનુગ્રહ કરીને રજા આપી છે. તેથી હું આટલું કહી શકું છું. માટે તે સંબંધી જે કહેવા જેવું હોય તે કૃપા કરીને કહો.

આનંદ નિધિ —

" ભાઇ ! તારો પ્રશ્ન ઘણો ઉત્તમ છે. અને મને તેથી ઘણોજ સંતોષ થાય છે. કારણ કે એ પ્રશ્ન કરવાથીજ શંકા નામનું શલ્ય હૃદય મંદિરમાંથી દૂર થશે. અને વાસ્તવ જ્ઞાનની પ્રાપ્તિ થશે. શ્રેયસની પ્રાપ્તિને માટે અન્ય રસ્તો નથી. ક્રોધ, ગાલિપ્રદાન, વાક્ યુદ્ધ, અન્યનો તિરસ્કાર, વગેરે કરવા પ્રેરનાર મનુષ્યની દુર્બળતા છે. સત્ય સાધન જેને પ્રાપ્ત છે. તેને તેવા પ્રયોગો કરવાનું પ્રયોજન હોતુ નથી તમે ગુણ, રજોગુણ, વગેરે સર્વ દબાયલા રહે છે. સાર એજ સચુ બળ છે એજ ખરો પ્રસાદ છે, એની પ્રસન્નતાના પ્રસાદથીજ તેના સંબંધમાં આવનારને તૃપ્તિનું ભાન થાય છે. વ્યવહારમાં મંદ બુદ્ધિવાળા મનુષ્યોમાં

માનપૂર્વક પોતાની મંદતારૂપ દોષને ઢાંકનાર તે ભલો માણસ છે એ પ્રમાણે મિથ્યા અભિમાનને પોષતો મંદતા નામનાં ખોટાં નાણાંને ભલાઈ નામે સુવર્ણ મુદ્રા તરીકે અજ્ઞાની મનુષ્યોના સમુદ્રમાં કોઇ કોઇ ચલાવે છે. તેજ પ્રમાણે કંજુસાઇ નામના દોષને કરકસર રૂપે વિવેકો દશમો નિધિઃ કહીને ચલાવે છે. ઉડાઊપણાને તેવીજ રીતે ઉદારતા નામ વડે ચલાવે છે. વિષયાંધતાને રસિકતા નામના ગુણ રૂપે પોતાનામાં ગણાવે છે. એ મનુષ્યો જેવા મનુષ્ય દ્રોહી છે તેથી પણ આ દોષ વધારે ભારે છે. એવા લોકો કહે છે કે સાત્વિક ક્રોધ સાત્વિક ગર્વ, સાત્વિક તિરસ્કાર વિના વ્યવહાર પણ ન ચાલે તો ધર્મ તે શી રીતે ચાલે? ધર્મ ડુબી જાય અને નાબુત થઇ જાય ધર્મને માનનારની સંખ્યા એકદમ છિન્ન ભિન્ન થઇ જાય. વગેરે રૂપે ગાંડાઇના પ્રલાપ કરે છે. વળી વાયુ, સૂર્ય, ઇન્દ્ર અગ્નિ, અને મૃત્યુ બ્રહ્મતત્વના ભયવડે પોતાના કાર્યમાં પ્રવૃત્ત રહે છે. વગેરે વચનો શ્રુતિ ભગવતિમાંથી તેમાંથી પણ ખાસ ઉપનિષદોમાં કાઢીને અત મનુષ્યોને ગળે એવી વાર્તા ઉતારે છે કે સાક્ષાત પરબ્રહ્મ પણ ક્રોધ કરીને ભયને ઉત્પન્ન કરે છે. માટે ધર્મના થતા વિના શને અટકાવવાને માટે સાત્વિક ક્રોધના આવિર્ભાવની આવશ્યકતા છે. વિષ્ણુ આદી ઇશત્રય પણ જ્યારે જ્યારે ધર્મની ગ્લાની થાય છે ત્યારે અવતારને ધારણ કરીને ક્રોધાવિર્ભાવને પ્રકટ કરે છે. શ્રી નૃસિંહાવતાર શ્રી કૃષ્ણાવતાર, શ્રી પરશુરામ, શ્રી રામ, વગેરે દ્રષ્ટાંતો આના પુરાવામાં આપે છે. આમાં જે જે વૃતાંતોમાંથી ક્રોધ માત્રને ગ્રાહ્યરૂપે ગણ્યો છે તેમાં તે તે આખ્યાનોના સ્વરૂપોના રહસ્યોનું યથાર્થ જ્ઞાન તેને નથી એટલુંજ કહેવું બસ થશે.

એક આખ્યાયિકા એવી છે કે દ્રવ્ય ઉપર અત્યંત મોહ તથા તે કારણસર કૃપણતાને શિખરે પહોચેલા એક શેઠ તથા શેઠાણી બને એ દીર્ઘ સમય સુધી મહાભારત જેવા પુણ્ય ગ્રંથનો કથાનું શ્રવણ કર્યું અંતે પુરાણી મહારાજની આગતા સ્વાગના સર્વ શ્રોતાઓએ પોતાની શક્તિ અનુસાર કરી છતાં આમા નગરમાં દ્રવ્યની સંપત્તિ જેમની પાસે અત્યંત વૃદ્ધિને પામી હતી તેવા આ શેઠે પોતે તો એક પાઇ સરખો પણ વ્યય કર્યો નહોતો. માત્ર ઉચ્ચ આસને બેસી સન્માનનો તથા પ્રસાદ ભાવિકો તરફથી વહેંચાય તેનો સ્વીકાર અધિક અંશે પોતાના મોભા પ્રમાણે સ્વીકારી આનંદ આપતા હતા પુરાણી મહારાજે નગરથી પોતાને દેશ પ્રયાણ કરવા વખતે શેઠ તથા શેઠાણીને તેમના વર્તન સબંધી ન રહેવાયાથી પૂછાઇ ગયું તેના ઉત્તરમાં શેઠે કહ્યું કે આના પુણ્ય મહાભારતરૂપ ગ્રંથમાંથી સાચો સાર તો અમેજ ગ્રહણ કર્યો છે. સાક્ષાત કૃષ્ણ પરમાત્મા જેવા માગવા ગયા હતા અને સર્વ રાજ્ય સમૃદ્ધિ પાંડવોનીજ હકની દુર્યોધન પાસે હતી છતાં કબજામાં એક વખત આવ્યુ તે પોતાનો પ્રાણ ગયો ત્યાં સુધી પણ પોતાને હાથે આપ્યું નથી. વાહ ! એજ ખરો વાણીયો ! શરીર ક્ષત્રીયનું છતા પણ સાચો વાણીયો એજ હતો. શેઠાણીએ વળી કહ્યું કે દ્રૌપદીએ પાંચ ભાયડા કર્યા છતા તેનામાં જુક્તી હતી તેથી સતિ કહેવાઈ અગ્નિમાં પડતી હતી એમ કહેવરાવ્યુ. અગ્નિમા પડે તે તો કાંઇ જીવે ! એ તો એક યુક્તિજ આ પ્રમાણે પોતાની કૃપણતા તથા લંપટતા નામના દોષોને ઉચ્ચ સ્વરૂપ આપી તેમાંથી છટકી જવા માટે આવા મહાન ગ્રંથનું ઓઠું લઇને તે ગ્રંથોને ફજેત કરવા જેવું માત્ર કરવાથી પોતાનીજ બુદ્ધિની મંદતા જણાવી આપે છે. તે તે વાક્યો

જે જે પ્રસંગમાં આવેલા હોય તે પ્રસંગો આખા અવલોકવાથી સંશય રહે તેમ નથી, ક્રોધ આદીને નિંદારૂપે શાસ્ત્રે કહેલા છે તે વચનનું ઉલ્લંઘન કરવાનું કદી હોયજ નહિ. માટે આવાં વચનોમાં કાંઇ અન્યજ ભાવાર્થ લક્ષણાથી લેવાનો હોય છે. અને તે લક્ષણા આખા પ્રસંગને મનમાં રાખ્યા વિના થઇ શકતી નથી;

શોધક પ્રસાદ.

શું શ્રી રામચંદ્રજીનો રાવણના ઉપર ક્રોધ નહોતો ? શ્રી નૃસિંહ ભગવાનનો હિરણ્ય કશ્યપુ ઉપર ક્રોધ નહોતો. ? શ્રી કૃષ્ણ પરમાત્માનો ક્રોધ શિશુપાલ ઉપર નહોતો ?

આનંદનિધિ—

નહિજ શુદ્ધ સત્વમયી મૂર્તિ શ્રી વિષ્ણુ ભગવાનના અવતારમાં ક્રોધ એવી વસ્તુ હોઈ શકેજ નહિ. માટેજ કહેવાનુ કે કોઇ પણ વિષયના આખા સ્વરૂપને જોયા વિના એકદમ અભિપ્રાય બાંધી કુદી પડવાનું નથી. તમે દ્રષ્ટાંત આપેલા ત્રણે અવતારોમાં જેના ઉપર વિષ્ણુ ભગવાને અવતાર રૂપે ક્રોધનો દેખાવ કર્યો છે એવું કહ્યું છે ત્યાં ક્રોધ નથી પણ પ્રેમ છે. પ્રેમથીજ પોતે અવતારને સ્વીકાર્યા છે. અને જે વર્તનનો દેખાવ કર્યો છે તે વર્તનદ્વારા સાતને બદલે ત્રણ અવતારેજ પોતાને શરણે પાછા આવવાનો યોગ સાધી આપ્યો છે. માટે એવા મનુષ્યો પોતે અંધોનો નેતા પોતાની સાથે અન્ય અંધોને ગણપતિનું નામ દઇને ચાલો કૂવામાં કૂદી પડીએ કહી સર્વેના પ્રાણ લેછે. તેવુંજ કરે છે. ધર્મ જે પોતેજ વિશ્વનો આધારરૂપ તેમજ ટકાવનાર છે તે ધર્મને ટકાવવાને માટે ક્રોધાદિ અધર્મના આશ્રયની અપેક્ષા હોઇ શકતીજ નથી. ધર્મની ગ્લાનિ થાય પણ વિનાશ તો કદીજ થઇ શકતો નથી. જેનો વિનાશ થશે એવો ભય હોય તે વાસ્તવે ધર્મરૂપ હોઇ શકતોજ નથી. જે ધર્મ પોતે પોતાનોજ વિનાશ અટકાવી શકતો નથી તેવા કહેવાતા ધર્મનો આશ્રય લેવાથી વિનાશ શિવાય બીજી કઈ વસ્તુની આશા રખાય ? આપણો શ્રૌત તથા સ્માર્ત ધર્મ કેવળ નાટયરૂપે વાસ્તવ શ્રદ્ધા વિના જડવત્ હાંકયા કરવાથીજ જે પરિણામનો ભય રાખવામાં આવે છે તેવું પરિણામ લાવે એમાં નવાઇ નથી. ધર્મનો જે સાચો ઉદ્દેશ છે તે ઉદ્દેશ પૂર્વક આગ્રહથી સમજીને આચારમાં મૂકતા થઇશું ત્યારેજ આપણે ખરા સનાતનીષ્ટીએ એમ કહી શકીશું અને સાચા શ્રેયસને પ્રત્યક્ષ અનુભવીશું અને તેમ થશે એટલે આ ધમપછાડ પ્રતિ આપણને કેવળ દયા અને હાસ્ય થયા વિના રહેશે નહિ. માટે ભાઈ હવે તું તો યોગ્ય રસ્તે આવ્યો છે.

હવે તારી શંકાની બાબતમાં વાસ્તવ હકીકત એવી છે કે ઇશ્વર દ્વારા શ્રુતી ભગવતિ અનાદિ છે તે ઋષિ મુનિઓને સ્ફુરી છે એ વાર્તા તારે ગળે ઉતરતી નથી તેનું કારણ એટલુંજ છે કે તે તે વાક્યોમાં યોજાયલા શબ્દોનું યથાર્થ રહસ્ય તું સમજ્યો નથી. એટલુંજ નહિ પણ વિપરિત અર્થમાં તું સમજ્યો છે. પ્રથમ તો ઈશ્વર શબ્દ વડે તું એવો ભાવાર્થ તારા મનમાં રચે છે કે મારા કે તારા કે કોઇ અન્ય મનુષ્યરૂપ વ્યક્તિ જેવું તે કોઇ પૂતળું હશે. અને આપણે શ્વાસ લઈએ છીએ તેવો વાયુ તેના ફેફસાંમાંથી નીકળતો હશે ખરીજ વાત છે કે એવા કલ્પેલા ઈશ્વરના એવા શ્વાસમાંથી શ્રુતી ભગવતિનો પ્રાદુર્ભાવ હોઇ શકેજ નહિ. મુખ્યાર્થ જ્યાં સંભવતો નથી. ત્યાં લક્ષણા કરવાની હોય છે. તેમાં ખાસ શ્રુતી ભગવતિના સંબંધમાં તો તેનો વિષય મન તથા



पुस्तक ८ फाल्गुन. १९७१ अंक ५

॥ ॐ श्री ॥

## जीवननी याचना.

પદ (હુંતો પ્રેમની જોગણુ એ લય.)

જય જય જીવન રાશિ આપ પ્રભુ કંઇ જીવન સાચું દો.
જીવન સાચું દો, પ્રભુ કંઈ જીવન સાચું દો.
મરણુ ભય આજ ટાળીદો; પ્રભુ૦
વસ્તુ જીવન વીણુ સઉ નકામી, એ (ઉરમાં) ઠસાવી દો,
જીવનહરે પ્રવૃત્તિ અમ તણી, સંસ્વે શમાવી દો; પ્રભુ૦
કઇ વસ્તુ જીવનરૂપ ઉરમાં, તે સ્ફુરાવી દો,
સ્ફુરાવી તેહને પછીથી પ્રભુ તેને સધાવી દો; પ્રભુ૦
અનુગ્રહ આજ કરીને ઇશ, જીવન તૃષા નિવારી દો,
કંઇ જન્મનું આવાગમન રૂપ, દુઃખ વિદારી દો; પ્રભુ૦
જીવનમય કરી લૌક્તિક તનુ, સઉ વ્યાધિ ટાળી દો,
આધિ ઉપાધિ ટાળી અમને, મુક્ત ઝટ કરી દો; પ્રભુ૦
જીવન ભુખ્યાં અમ બાલુડાં, જીવનનું ભોજન દો,
પરિપૂર્ણતાથી તે દઇ, અમને અમર કરી દો; પ્રભુ૦

वैशाख शुक्ल प्रतिपदा

શનીવાર.

## हरि हर.

॥ शिवाय विष्णुरूपाय वैष्णवे शिव रूपिणे
शिवस्य हृदये विष्णुर्विष्णोश्च हृदये शिवः ॥

વિષ્ણુ ભક્તો જે પોતાને પરમ વૈષ્ણવ રૂપે માને છે તેઓ શિવ એ શબ્દ ઉચ્ચારવામાં પણ પોતે મહા પાતકી બનતા હોય એમ માનીને ગભરાઇ ઉઠે છે. તેજ પ્રમાણે શૈવો પણ કેટલાક વૈષ્ણવ નામ સાંભળીને કટાણું મોં કરી મૂકે છે. વૈષ્ણવોને આધાર રૂપે શ્રી ભગવદ્‌ગીતાનો નીચેનો શ્લોક સમજાવવામાં આવે છે.

अनन्याश्चिंतयन्तोमां येजनाःपर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

જે મને અનન્ય ભાવે ઉપાસે છે. તેવા મારી જોડે નિત્ય સંપૂર્ણ રીતે જોડાયલા મારા ભક્તોનું યોગ તથા ક્ષેમ હું જાળવું છું.

આ શ્લોકમાં અનન્ય શબ્દ ઉપર આ બધી મારામારી રચાયલી છે. અનન્યનો અર્થ એવો કરાયો છે કે પરમ પુરૂષ રૂપ જે પુરૂષોત્તમ તે વિષ્ણુ ભગવાન સાક્ષાત્ છે. તેમની અપેક્ષાથી આપણે સર્વ ભક્તો એ આપણા પ્રાણપ્રિય પતિની સ્ત્રી રૂપ છીએ. પતિવ્રતા સ્ત્રી કોઈ મનુષ્ય દેહવાળા પોતાના પતિના શિવાય અન્ય પુરૂષ માત્રને પરપુરૂષ રૂપે માને છે. ને તે એવા કોઇ પણ પરપુરૂષનું નામ અથવા ખ્યાતિ કરવામાં દોષ ગણે છે. તો સાક્ષાત વિષ્ણુ ભગવાન જેવા આપણા પતિને મૂકીને શિવ આદી પરપુરૂષ રૂપ ગણાતા દેવોનું નામ લેવામાં મહા પાપ હોય એમાં આશ્ચર્ય નથી. આ પ્રકારના વિચારના ભળમાં પડીને શિવના નામોચ્ચારણમાં પણ તિરસ્કારને પ્રતીત કરાવે છે. આ કેવલ ભ્રમ છે.

અનન્ય શબ્દનો અર્થ પોતાના ઇષ્ટથી અન્ય એવો કરવાનો નથી. પોતાને સર્વથી વહાલામાં વહાલું તત્વ આ જગતમાં શું છે? સર્વ મૂકીને સાચવવાનું અંતરથી સ્ફુરણ ક્યા તત્વને માટે થાય છે? આનો ઉત્તર સર્વાનુમતે એકજ મળે છે અને તે એ છે કે પોતાનો આત્મા—પોતાનું જીવન આ પોતાનો આત્મા અથવા જીવન જે ખરેખરૂં પ્રિયતમ તત્વ છે તેનાથી અન્ય વિષ્ણુ આદિ નામના કોઇ દેવ છે એવા ચિંતનનો ત્યાગ કરવાનો આ શ્લોકમાં કહ્યો છે. જીવન સ્વરૂપે પોતાની પ્રતીતિ કરાવતું પોતાનું પરમ તત્વ આપણા સ્થુલ, સુક્ષ્મ, કારણ તથા મહાકારણ શરીરમાં વ્યાપીને ચૈતન્યમય સર્વને જે કરી રહ્યું છે એવું વ્યાપક તથા રક્ષક તત્વ એજ શ્રી વિષ્ણુ ભગવાનનું સાક્ષાત સ્વરૂપ છે. એ સ્વરૂપ સર્વત્ર વ્યાપીને રક્ષણ કરતું છતાં તેમનું મુખ્ય કહેવાતું પરમધામ જે વૈકુંઠ તે આપણું હૃદય સ્થાન છે. શ્રી પ્રભુએ પોતે શ્રીમદ્ ભગવત ગીતામાં કહે છે કે

ईश्वरःसर्व भूतानां हृद्देशेऽर्जुनतिष्ठति.

ભૂતમાત્રના હૃદ્દેશમાં પોતે અખંડ ખડાને ખડા રહે છે. હૃદય દેશમાંજ જીવન રહેલું છે. અવસાન સમયે જ્યાં સુધી હૃદય ધડકતું હોય છે ત્યાં સુધી મૃત્યુ દૂર રહેલું છે. તે સ્થાનેથી તેમનો વિયોગ થતાં જીવનનો વિયોગ થાય છે.

આ હૃદય દેશમાં જીવનની પ્રતીતિ કેવી રીતે થાય છે? આહારાદિરૂપે પાર્થિવ પદાર્થો જે આપણે ગ્રહણ કરીએ છીએ તે તે સમયે નિશ્ચેષ્ટ હોવાથી જડ કહેવાય છે. સત્વ, રજસ, અને તમસ એ ત્રણ ગુણોમાંથી જડતા રૂપ તમસનું કાર્ય તેમાં વિશેષ હોય છે. જીવન નામક વિષ્ણુ ભગવાનના અનુગ્રહ રૂપ માંથાથી ભિન્ન ભિન્ન શરીરાંતર્ગત યંત્રો ઉપર આરૂઢ થઈને ભ્રમણ કરતાં તે જડ અણુઓ વિકાસને પામતાં પામતાં લોહી રૂપે બનીને હૃદયમાં આવી પહોંચે છે તે સ્થાને તેમાં જીવનની કળાને સર્વોત્તમ રૂપે પ્રાપ્ત કરેછે.

શ્રી વિષ્ણુ ભગવાનનું સ્વરૂપ શ્યામ શા માટે કલ્પેલું છે તે આ ઉપરથી સમજાય છે. આપણા જીવનથી અનન્ય એટલે અભિન્ન પોતે છે એટલુંજ નહિ પણ હૃદ દેશમાં આવી પહોંચતા એ લોહીનો રંગ શ્યામ હોય છે. એ શ્યામ રંગ તમસ નામના ગુણનો સૂચક છે. એ પ્રકારે ઉપરની સપાટીમાં શ્યામતા પ્રતીત જેમાં થાય છે. તેના આભ્યંતર ભાગમાં જીવનની પ્રતીતિને કાયમ રાખવા રૂપ, જીવનનું રક્ષણ કરવા રૂપ જે ગુણ છે તે સત્વગુણ છે. આમ હોવાથી શ્રી વિષ્ણુભગવાનના સ્વરૂપનું વર્ણન કરવામાં ઉપર તમસ અને અંતઃસ્તમ પ્રદેશમાં સત્વ છે એ પ્રમાણે બને ઉપાધિઓ જે પરમ ચૈતન્ય રૂપ જીવન પ્રતીત કરાવે છે તેવું શ્રી વિષ્ણુ ભગવાનનું સ્વરૂપ કહ્યું છે.

આપણા પરમ પ્રિયતમ શ્યામલ શ્રી વિષ્ણુ ભગવાનનું આપણાથી આ પ્રમાણે અનન્ય સ્વરૂપે ચિંતન કરતાં તેમના અંતઃસ્તમ પ્રદેશમાં શુદ્ધ સત્વનું ભાન કરીએ ત્યારેજ તેમનું વાસ્તવ અનન્યચિંતન થાય છે. એ શુદ્ધ સત્વનું બીજું નામ શિવ એવું આપેલું છે. જ્યાં સુધીએ શિવ તત્વની પ્રતીતિ ભાન પૂર્વક થતી નથી ત્યાં સુધી આપણા પ્રાણજીવન પતિ સાથે સંપૂર્ણ યોગ આપણો થઈ શકતો નથી. જે ક્ષણે તે સત્વ જે અંતસ્તમ પ્રદેશમાં રહેલું છે તે વિકાસ પામીને બહાર નીકળતું બંધ થાય છે તેજ ક્ષણે આપણા પ્રાણ પતિથી વિમુક્ત થઈને વિધવા રૂપ બની જઈએ છીએ. એ શિવ તત્વને પીને આપણી ગો નામની ઇન્દ્રિયો આપણા પ્રાણ પતિના ચૈતન્ય રૂપ પ્રકાશને પ્રતીત કરાવતી ગોપીરૂપ હોય છે તેમને સત્વર વિયોગ પોતાના પતિનો થાય છે. એ શિવ તત્વ જેને આપણે વિષ્ણુતત્વ કહીએ છીએ તેના મધ્ય એટલે હૃદયમાં રહેલું છે તે મથાળે આપેલા શ્લોકથી સમજાય છે. એ વિષ્ણુ તત્વના હૃદયમાં શિવતત્વનો અનુભવ ન થતાં ત્યારે તે બનેમાં અંતર પડે છે એટલે બંનેનો જ્યારે વિયોગ થાય છે. ત્યારેજ આપણે શિવ એટલે કલ્યાણ પવિત્ર સ્વરૂપને છોડીને 'વત્ર એટલે અપવિત્રતાને ધારણ કરીએ છીએ.

વિષ્ણુ ભગવાનનું મંદીર હૃદયમાં કેવી રીતે કલ્પાયું છે તે આપણે સમજ્યા. હવે પરમ શિવનું ધામ જે કૈલાસ તેને આપણે શોધીએ. એ સ્થાન બ્રહ્મરંધ્ર જે મસ્તિષ્કના ઉપરી ભાગમાં આવ્યું છે જેને સહસ્રદલપદ્મ નામથી શાસ્ત્રે કહ્યું છે. તે એ સ્થાન છે. તે સ્થાનમાં પરમ શિવ રહેલા છે. હવે એ કયો વ્યતિકર છે.

જીવનનું સ્થાન હૃદયમાં છે. ત્યાંથી સ્થુલ તત્વો વિકાસને પામીને સુક્ષ્મ બનતા બનતા પોતાના અંતઃસ્તમ પ્રદેશમાં જે શિવતત્વ રહેલુ છે તેને મસ્તિષ્કદ્વારા છેવટે તે સ્થાને પહોંચાડીને તે સ્થાને પોષણ આપીને એજ જીવન વ્યતિકરની પ્રતીતિને કાયમ રખાવવા કાર્ય કરે છે. તે સ્થાનેથી જ્ઞાનતંતુઓદ્વારા જીવન વ્યતિકરને વ્યક્ત ભાનરૂપે તથા

કોઇ કોઇ સ્થાનોએ અવ્યક્ત ભાનરૂપે પ્રસરાવીને જીવન વ્યાપારને ધમધોકાર ચલાવી રહે છે. એ પોષક તત્વને ભાવાત્મક પ્રદેશના યન્ત્રો ચુસીને તેવડે પોતે કાર્ય કરવાના સામર્થ્યને ટકાવી રાખે છે. આથી સમજાય છે કે બ્રહ્મરંધ્રમાં જે શિવતત્વ રહેલું છે તેના હૃદયમાં જીવન સામર્થ્યની પ્રતીતિ કરાવવા અર્થે પોષકરૂપે વિષ્ણુતત્વની અનિવાર્ય અગત્ય છે. શિવતત્વ ભાનસ્વરૂપ છે.) તો વિષ્ણુતત્વ પોષક સ્વરૂપ છે. અવસાન સમયે પ્રથમ વિષ્ણુતત્વ હૃદયમાંથી પ્રયાણ કરીને શિવતત્વના હૃદયમાં પ્રવેશ કરવાનું જેટલે અંશે છોડી દેછે તેટલે અંશે શિવતત્વમાંથી પ્રસારને પામતાં જ્ઞાનતંતુઓ નિર્બળ થતા જાય છે તે છેવટે તે પોષક તત્વનો વિયોગ થતાં પ્રથમ ભાન બંધ થવારૂપ મસ્તિષ્કનો વિકાર પ્રતીત થાય છે. શિવતત્વનો અને વિષ્ણુતત્વનો એપ્રમાણે વિયોગ થતાં જ્ઞાનતંતુઓ દ્વારા ઓજસરૂપે વહાને હૃદય દેશમાં રહેલા વિષ્ણુતત્વમાં આવતું ( Nervous force ) નર્વસ ફોર્સ ) જીવન બળ અટકી જાય છે. એટલે હૃદય ધડકતું બંધ થઇ જાય છે. એ વ્યતિકરને આપણને મૃત્યુનામથી દેખાડીને કુદરત ત્રાસ સર્વને પમાડી મૂકે છે.

માટે આપણું કર્તવ્ય એછે કે અખંડ શિવતત્વરૂપ લક્ષણાવૃત્તિ એટલે ભાનના પ્રવાહને હૃદય મંદિરરૂપ વૈકુંઠમાં રક્ત વર્ણરૂપ લક્ષ્મી સહિત વિરાજી રહેલા સાક્ષાત શ્રીકૃષ્ણચંદ્રની ઉપાસનામાં અલિ એટલે સંપૂર્ણ રીતે યુક્ત રહેવું. એપ્રમાણે આપણા જીવનથી અનન્યરૂપે તેમનું ચિંતન કરવાથીજ આપણો યોગ તથા ક્ષેમ તે તત્વદ્વારાજ રક્ષાશે આ ક્રિયાને સંયમ એવા નામથી આપણે ઓળખીએ છીએ. ઉપર પ્રમાણેના વિચારપૂર્વક સંયમ કરવાથી જીવન વ્યતિકરને ટકાવવા અર્થે જે જેની જરૂર હશે તે સ્વભાવથી સચવાશે. તેથી આપણા યોગની પ્રાપ્તિ થશે અને ક્ષેમ જળવાશે એજ અજરામરત્વની વાસ્તવ સિદ્ધિ છે. તેની સાથે વ્યવહાર આદિમાં આચાર, વિચાર, ઉચ્ચાર, રૂપ સ્થુલ ક્રિયાએ। જેમાં આહારનો પણ સમાવેશ થાય છે. તેની પરમ શુદ્ધિ કરીને પોષક તત્વને જેમ બનેતેમ અત્યંત સાત્વિક બનાવવાથી મસ્તિષ્કરૂપ કૈલાસપુરીમાં વિરાજી રહેલા શ્રી ઉમા સહિત શંકર ભગવાનની પણ પરમ ઉપાસના કરવાની અનિવાર્ય હોય છે એ પ્રમાણે હરિહરની હૃદયકમલમાં તથા સહસ્રદલમાં યોગ્યનેતાની યોગ્ય શાસ્ત્રની તથા યોગ્ય સુક્ષ્મબુદ્ધિની સહાય્ય લેતાં પરમપદની પ્રાપ્તિ આ દેહમાંજ આપણે કરવાની છે. હરિહર પોતાની સર્વજ્ઞ સર્વશક્ત તથા સર્વવ્યાપી શક્તિદ્વારા આ જીવન તત્વરૂપ જે સવિતૃ દેવતા તેમનો વરેણ્યરૂપ સર્વોત્તમ જે ભર્ગ તેનુંજ નિરતર ધ્યાન કરાવો અને એ ભર્ગરૂપ જીવન દીપકની રશ્મિઓ આપણી બુદ્ધિ વૃત્તિને એવી રીતે પ્રેરે કે આ વ્યવહારના ભિન્ન ભિન્ન ભ્રમણોમાંથી દયાળુ માતાની માફક આપણને છોડાવીને તે હરિહરની ઉપાસનામાંજ જોડાઇ રહીએ એવું કરો. ઇતિ ॐ.

દુર્ગેશ્વર નરવરજી ત્રિવેદિ.

---

# कर्मयोगी अमे तो !

( મંદાક્રાન્તા )

શ્રી ગીતામાં પ્રકટ વદિયા કૃષ્ણ જેને વિષે છે,
ને જેનાથી જગત સઘળું આ છવાયું દિસે છે.
જેને બન્ધે અનુવશ થયા વિશ્વમાં રંક રાણા,
કર્માકર્મે ગ્રથિત સઘળાં તે અમે જાણનારા !

( ૨ )

જે કર્મોનાં અનુસરણને સુજ્ઞ માને સ્વધર્મ,
તે છે જાણો સકળ જનને મોક્ષદાયી સુકર્મઃ
એનાથી જે ઉલટ ગણવાં તાપકારી અકર્મ,
ને એ બેના વગર સઘળાં તેય માનો વિકર્મ !

( ૩ )

જ્ઞાનાગ્નિથી સકળ કર્મો દગ્ધ કીધાં અમે છે,
રે'વું રાચી નિશદિન અહો ! કર્મયોગે ગમે છે;
આવો સાથે વ્રત ઉજવિયે જો ત્હેમોને ગમે તો—
નિસ્વાર્થી સૌ કર્મ કરતા ' કર્મયોગી અમે તો !

ઉંડાચ
વાયા બીલીમોરા. } જનાર્દન ન્હાનાભાઈ પ્રભાસ્કર.

---

# भावना मुख्या भगवान.

પૂર્વ સંચીત પ્રમાણે પ્રાપ્ત થએલ સારી યા નરતી સ્થિતીને સમાન ગણી મનોવૃત્તીમાંની સમતા નષ્ટ ન થવા દેનાર આખી દુનિયામાં કોઇજ હશે ! સર્વત્ર ઐશ્વર્ય-મદનો ઉન્માદ અને વિપત્તી દશાનો વિષાદ એજ દષ્ટીગોચર થાય છે. વધારે શું ? પણ એકાદો નિર્જલ-નહિ સરખો વોકળો ઉનાળાની વિપત્તીના વિષાદથી એટલો બધો કઠોર બને છે, કે કોઇ તરસ્યા પ્રવાસીને પાણી માટે તે આંખમાંથી પાણીના ટીપાં ખાળતો આવે, અને તે વોકળાને તેના અંતરથ હૃદય સુધી ખોદી ઉંડો કરે તો પણ પાણીનો એક બિંદુ ન નીકળે એટલી શુષ્કતા તેનામાં આવી હોય છે, તો પણ પર્જન્ય વખતે એકાદા વા-વાઝો ડાથીએ તે એટલો બધો ગર્વિષ્ટ બને છે, કે હમેંશા પાણીથી છલોછલ વહેતી મોટી નદી પણ અટકાવી ન શકે, તેટલી અટકાવવાની શક્તી તે બતાવે છે. વોકળાના પાણીની ખેંચતાણથી હોડી-તરીયાઓ કે તુંબડાની એ મદદ ફોગટ જાય છે. અર્થાત્ આ યત્કચિત વોકળાના ક્ષણિક વૈભવના ઉન્માદના ઉતારની રાહ જોવી પડે છે !

' દિવારામ ' શાસ્ત્રીને એક વખત એવીજ અડચણને લઇ વોકળાના કાંઠાપર તપતા બેસવું પડ્યું હતું. દિવારામ શાસ્ત્રી દેશી ભાષાના પૈરાણિક હતા. હરીકથા અને રામલીલામૃત એજ તેમના વિવેચનના વિષય હતા. તેમનો શ્રોતાવર્ગ પણ કડીયા, દરજી સુથાર વગેરે સાધારણ અશિક્ષીત પણ પરમ શ્રદ્ધાવાન હોવાથી અને શાસ્ત્રીજીની વાણી પણ

મીઠી હોવાથી હરીકથાનો મેળ સારો મળતો. તેમની હરીકથાથી શ્રોતાઓના મન આનંદિત થતાં. એ કારણથી જ માત્ર નહિ પરંતુ હમેંશા શાસ્ત્રીજી આનંદમાં રમમાણ રહેતા પ્રસન્ન રહેતા. તેથી દિલ આરામમાં રાખતા માટે તેમનું નામ દિલારામ પડ્યું હતું. અને વિશેષમાં તેઓ ' જે કેવાય તે ' નીમાફક દિલારામ એ શબ્દનો પણ કથામાં વારંવાર પ્રયોગ કરતા, તેથી દિલારામ શાસ્ત્રી પ્રસિદ્ધ નામથી તે ઓળખાતા, પોતાના ભાવિક મંડળ પર પુજ્ય ભાવની બરોબર છાપ બેસે તેવ્રાજ તેમના સંધ્યાવંદન–ઇષ્ટ પૂજા આદિ નિત્યવિધી લાંબા હતા.

નજીકના ગામડામાં સત્યનારાયણ કથાનું કાર્ય શાસ્ત્રીજીને સુપ્રત હતું. આજે પણ એક ગામડામાંથી ઠાઠમાઠની સત્યનારાયણની પૂજામાં ભભકાથી કથા વાંચવા તેમને ખાસ નિમંત્રણ આવ્યું હતું. જેથી તે ત્યાં જવા ઉતાવળા નીકળ્યા હતા, પણ રસ્તામાં તેજ ગામ પાસે માવઠાના વરસાદથી વોકળામાં બેકાંઠા છલોછલ પાણી વહેતું હોવાથી તે ત્યાંજ અટકી રહ્યા. કોઇ રીતે સામે કાંઠે ઉતરી જવાય તેમ નહતું. વખતની કિંમત બરાબર સમજનારા દિલારામ શાસ્ત્રીએ વોકળાનું પાણી ઉતરતાં સુધી નિત્ય–નૈમિત્તિક આ ટોપી લેવા માટે ત્યાં કાંઠાપરજ બચકો છોડયો. એક આંબાના ઝાડ નીચે પૂજાનો ઠાઠ જમાવ્યો. ઘણાં શિવબાણ—કેટલાએ શાલીગ્રામ—નર્મદેશ દેવમૂર્તીઓ તરભાણીમાં ખીચોખીચ ભરી હતી.

એટલામાં એક બાઇ ત્યાં સામે ગામે જવા સારૂ દોડતી દોડતી આવી પણ પાણીના પૂરથી તે બિચારી ત્યાંનો ત્યાંજ વોકળોનો કાંઠાપર અટકી રહી.

તે બાઇએ શાસ્ત્રીજીની પૂજા અને જર્જરીત દેહયષ્ટીને અંતઃકરણથી નમન કરી કહ્યું—" શાસ્ત્રીજી ! આ પાણી ઉતરવાને બે ત્રણ ઘડી પણ વાર લાગશે. અને મારાથી તો જરાએ ખોટી થવાય તેમ નથી. મારો છોકરો કરશન બિચારો ઘેર બિમાર છે. ને તેના માટે તમારા ગામની ડોક્ટરની દવા લઈ જઉં છું. તેમને જેમ બને તેમ જલદી દવા પાઇ દેવા કહ્યું છે. પણ જુઓ આ વોકળો તો કોઇવાતે ઉતરવા દે તેમ લાગતું નથી. હવે મારે કરવું શું ? "

આટલું બોલી તે બિચારી વ્યગ્ર દૃષ્ટીથી તે ખળખળ વહેતાં પાણી તરફ જોઇ રહી. તેનું ચિત્ત તેના દીકરા તરફ હતું. કયારે એકવાર ઘેર જઇ છોકરાને દવા પાઇને તેને આરામ થતો જોઇશ એમ તેણીના મનમાં થયું હતું, તેને જો પાંખ હોત તો વાત્સલ્ય પ્રેમથી તે જરૂર ઉડીને એ સામે કાંઠે જાત, પણ જડ દેહની કષ્ટ દેનારી સ્થિતી તેને અનુકૂળ નહતી. તેણીને હવે શું કરવું એ સુઝતું નહતું. તે એકદમ હાસ કરતી નીચે બેસી ગઇ.

તે સ્ત્રી દિલારામ શાસ્ત્રીને વધારે અપરિચીત નહતી તે પાડોસનાજ ગામની હોવાથી અને કોઈ કોઇ ખાસ શાસ્ત્રીજીની રસાળ વાણીનો લાભ લેવા તે ભાવિક ભક્તિથી આવતી, તેથી શાસ્ત્રીજી તેને ઓળખતા હતાં. તેણીના છોકરાની માંદગીમાં અમૃત રૂપી દવા લઇ દોડતી જતી તે હેતાળ માતાને, એ વોકળાના સેતાનની માફક ઉભરાતાં પાણીએ અટકાવી રાખવાથી, તેની ચિંતા યુક્ત દુઃખદ સ્થિતી જોઇ, પોતાનું કલ્યાણ મોટું કરી, પરદુઃખી થનારા ક્વચિત મહાત્મા એવામાંના પોતે એક છે એમ બતાવવાની દિલારામ

શાસ્ત્રીની ઢોંગી રીતિ નહતી ! તેમની દિલારામવૃત્તિ બીજાના દુઃખ પ્રસંગે એ ક્રમસરજ રહેતી. અર્થાત્ એવીજ શાંતી ધારણ કરેલી સ્થિતીમાં ' હઃ હઃ હઃ ' કરતા ધીર–ગંભીર ચહેરે શાસ્ત્રીજી બોલ્યા—" જુઓ. મીઠીબાઈ ! યથાવિધી પૂજન કરવા સારૂ મારી આગળ માંડેલી આ અતિ સુંદર શાલિગ્રામ મૂર્તિઓ એટલે " જે કેવાય તે ' જગતપિતાના દિલારામ કરનારાં અત્યંત મનોહર એવાં સ્વયંભુ સ્વરૂપોજ છે. અને તેમનીજ દિલારામ ઇચ્છાવડે મેધોએ ' જે કેવાય તે ' અકાલે વૃષ્ટી કરીને સરિતા પ્રવાહ દિલારામથી ધુધવાટી બોલાવતો વહે, એવી અઘટીત લીલા બતાવી છે. તેના માટે ' જે કેવાય તે ' દિલગીરી એટલે દિલની નાખુશી બતાવવાથી આનંદમય જે દિલારામ- પ્રભુ તેમને ક્રોધ આણવાનું ' જે કેવાય તે ' મહત્પાપ વહોરીને કર્યો દિલારામ–પુરૂષાર્થ સાધી શકવાનો હતો ! અતએવ પોતે દિલઆરામમાં રાખી, પ્રભુની વિચિત્ર લીલાઓનું ' જે કેવાય તે ' આનંદથી નિરિક્ષણ કરતા રહેવાથીજ તે દયાઘન પ્રભુ દિલારામ પામી, એટલે ' જે કેવાય તે ' પ્રસન્ન થઇ આપણી મનકામનાઓ પૂર્ણ કરે છે. ટુંકામાં આ પરમાત્મા–પ્રભુની જે હું દિલારામ વૃત્તિથી ભક્તિયુક્ત પૂજા કરૂં છું, તે સ્વસ્થ ચિત્તથી અવલોકન કરવાથીજ ' જે કેવાય તે ' તમારૂં ઇચ્છીત પૂર્ણ થવાનું. "

આવા પૌરાણિક શબ્દ–જાલથી તે બિચારી મીઠીબાઇપર સચોટ અસરકરીને પછી દિલારામ શાસ્ત્રીએ ફરી કહ્યું–" પોતે પટેલને ત્યાં સત્યનારાયણની કથા કહેવા જાય છે, તેથી પટેલ સમય જવાદેશે નહિ. થોડીવારમાં પાણી કાંઇ ઉતરવા માંડશે એટલે તેના તરફથી એક બે તરવાવાળા તેડી જવાસારૂ જરૂર આવશે. " એમ તેણીને આશ્વાસન આપી શાસ્ત્રીજી પૂજામાં નિમગ્ન થયા અને મીઠીબાઇ એકાગ્રતાથી પૂજા જોતી બેઠી. પણ માંદા છોકરા તરફ તેનું મન તેણીને ખેંચતું હતું. એટલામાં તે શાલીગ્રામના દર્શનથીજ કે શું તે મીઠીબાઇના મનમાં એક વાત સ્ફુરી આવી. કે આમાથી એકાદી શાલિગ્રામ મૂર્તિ સાથે લઇ જવાથી ચોકળામાં પાણીના ખેંચાણની અડચણ આવશે નહિ, જલદી સામે કાંઠે પોચી જવાશે, અને છોકરાને પણ વહેલી દવા મળશે. શાલીગ્રામ એટલે સ્વયંભુ પ્રભુ મૂર્તિ એમ શાસ્ત્રીજીએ કહ્યું હતું, તે ઊપર મીઠીબાઇનો પૂર્ણ વિશ્વાસ બેઠો હતો. એટલે એવી શાલિગ્રામ મૂર્તિને પોતાની રક્ષક માની સાથે લઇ પાણીના પૂરમાંથી સામે કીનારે સહેજે ઉતરી જવાશે એમ તેને દ્રઢતા થઇ તેણી ઉઠી. પાકો કાછડો ભીડયો. અને નિશ્ચયી મુદ્રાવડે તે ચોકળા તરફ જોવા લાગી. તે ખળખળતું પોતાની ચપળતાથી એ બાઇને બ્હીવરાવતું પાણી વહેતું હતું. પણ તેની તરફ મીઠીબાઇનું ધ્યાનજ કયાં હતું ? શાલીગ્રામ મૂર્તિપર સંપૂર્ણ ભરોસો રાખીને તે ભક્તપાલક પ્રભુની સહાયથી પાણીમાંથી તરી જવાનો સંકલ્પ વિશ્વાસ પૂર્ણ વૃત્તિએ જરાપણ પલટાવા દીધો નહિ. શંકા માત્ર ભીતિની. તેતો ભીતિ મનોભાવથી નિઃશંક ટળી હતી.

દ્રઢ વિચાર કરીને, આંખો મીંચી બેઠેલા દિલારામ શાસ્ત્રીઆગળ હાથ જોડીને તે બોલી–" શાસ્ત્રીજી ! મારૂં ચિત્ત છોકરા તરફ ચોટયું છે. અને તેથી પાણી ઉતરી જાય ત્યાં સુધી વાટ જોતા બેસવાની હવે મારામાં હિંમત નથી. હું મારા કરશનીયા પાસે જવા અધીરી છું. હું પાણીમાંથી ઉતરીને હમણાને હમણા સામે કાંઠે જઇશકીશ. આપ અંતઃકરણના ભાવથી પૂજા કરોછો, તે દેવ પ્રભુ આ રૂપાળા શાલિગ્રામ એ પ્રત્યક્ષ પરમાત્મા:

નો સગુણ અવતાર જ છે, એમ મારા અંતરાત્માની શ્રદ્ધા પૂર્વક ખાત્રી થઇ છે. એટલા માટે મારાપર કૃપા કરી, એક શાલીગ્રામ મૂર્ત્તિ મારા ખોળામાં આપો. અને મારા છોકરા પર કૃપા કરી મને સામેતીર ઉતારીજવા આશીર્વાદ આપો. શાલીગ્રામની સંગતીથી હું જરૂર સામે કાંઠે સહીસલામત જઇ પહોંચીશ. શાલીગ્રામ જેવા પ્રભુ સાથે હોવાથી હું પ્રત્યક્ષ કાળથીએ ડરીશ નહિ. એટલો તેનાપર મારો ભાવ છે. અને ભગવાન ભાવનાના ભુખ્યા છે, એટલા માટે કહુંછું મને એક શાલિગ્રામ આપો. અને તે આજે ને આજે પરેશને ઘેર આપને જરૂર પહોંચાડી દઇશ."

મીઠીબાઇનો આ વિચિત્ર નિશ્ચય જોઇને દિલારામ શાસ્ત્રી આશ્ચર્ય ચકિત થયા. શાનો ભાવ અને શાના દેવ ? પોથીમાંના વેંગણ પોથીમાં ! આવી માન્યતાવાળા શાસ્ત્રીજી કાર્યવ્યવહારમાં તલ્લીન હતા. પણ પોતાના ધંધાના અંગે પુરાણિક ગપ્પાઓની સારી અસર કાયમ રહીને જીવના જોખમમાં ઝંપલાતી મીઠીબાઇને તેમ કરતી અટકવા સારૂ શું યુક્તી કરવી ? તેને કેમ સમજાવવી એ શાસ્ત્રીજીને સુઝતું નહતું. કેમકે તેણીનો દ્દઢનિશ્ચય પોતે ગમે તેમ સમજાવીશું, તોપણ બદલાશે નહિ એમ તેમને ખાત્રી હતી. તેમ એવો કોઇ પ્રયાસ કરવો એ શાલીગ્રામ નહિ આપવાનું બહાનું છે, એમજ મીઠીબાઇ માનશે. ત્યારે પ્રાણપ્રતિષ્ટિત શાલિગ્રામની બ્રાહ્મણના ખોળામાંની મૂર્ત્તી તે શુદ્ર સ્ત્રીને પણ કેમ આપવી ? એ પણ શાસ્ત્રીજીને વિચારસરખું થઇપડયું. એટલામાં તેમને એક લુચ્ચાઇ–નહિ મુસદ્દીપેચ સાંભરી આવ્યો. દિલારામ શાસ્ત્રી તે વોકળાના કાંઠાપરજ બેઠા હતા. તેથી ત્યાં રેતી પથ્થર–ગોળ પાણકાની કમતરતા નહતી. એટલે સહેજ શાસ્ત્રીજીની પૂજાની પેટી નીચે પણ કાળા શાલીગ્રામ સરખા ગોળ પાણા હતા. તેમાંથી એક હળવેજ મીઠીબાઇને ખબર ન પડે તેમ ઉચક્યો, અને તેને શાલીગ્રામ કહી શાંતતાથી તે બોલ્યા–" મીઠીબાઇ ! આ સાહસ ન કરો તો ઠીક. બાકી રામનામથી પથ્થર પણ તર્યા છે. હવે 'જે કેવાપતે' પ્રભુચરણે તમારી દ્દઢ ભાવના જોઇ આ શાલીગ્રામ હું આપને આનંદથી આપુંછું. તે તમારી મનેચ્છા પૂર્ણ કરશે."

આમ કહીને એક ગોળ પથ્થર શાસ્ત્રીજીએ બિચારી મીઠીબાઇના ભાવથી આગળ ધરેલ ખોબામાં મૂકયો. મીઠીબાઇને પોતાના હાથમાં પૂર્ણ–પુરૂષોત્તમ–પરિબ્રહ્મ આવી પડયાનું લાગ્યું. તેણે તે ગોળ પથ્થરને ઘણીવાર પ્રણિપાત કરીને તે જમણી મુઠીમાં લીધો. અને તે મુઠી ત્રણવાર કપાળે લગાડી પછી કોઇપણ જાતનો વિચાર નહિ કરતાં તે એ તોફાની પાણીના પૂરમાં ઉતરી,

એ વોકળાની ઉંડાઇની તેને ખબર હોવાથી વચમાં બહુતો છાતી જેટલું ઉંડું પાણી હશે એમ તે ધારતી હતી. પણ તેણી વોકળામાં જેમ જેમ આગળ જવા લાગી, તેમ તેમ તેને તે પાણીની તાણની ખબર પડવા લાગી. તે ધીરેથી પગ ટકાવતી ચાલી હતી. પગ નીચેની રેતી તણાઇ જવાથી પગ લટપટતા હતા. અને વચમાંથી પાણીના આંચકાને લઇ ઝોકાં ખાવા જેવી થઇ જતી. તોપણ તે પોતાનો તોલ સંભાળી આગળ વધી. પોતાના શાલીગ્રામ પ્રભુને ત્રાસ ન થાય તે માટે તેણે પોતાની જમણી મુઠીવાળો હાથ ઉંચો રાખ્યો હતો. મોટેથી તે 'જયકરશન–જયકરશન' આમ કહેતી હતી. તેણીના છોકરાનું નામ પણ કરશન હતું. એટલે એના મનમાંજ કાંઇ જાદુ છે એમ તેને અત્યારે લાગતું

હતું. તેનું અંતઃકરણ માંદા પડેલ કરશન તરફ હોવાથી કે શું કોણજાણે ! પાણીના તાણથી નહિ અચકાવાની હિંમત તેનામાં તેણીની અજ્ઞાત સ્થિતીમાં આવી હતી. જેમ તે ઉંડા ઉંડા પાણીમાં જવાલાગી તેમ પગ રેતીપરથી છુટીને પોતે તણાઇજશે કે શું એમ તેને ચિંતા થતી હતી.

કેડની ઉપર પાણી થયું–છાતી સુધી પાણીમાં ડુબી. તોએ તે ઉંડી ઉંડી જતી હતી. 'જય કરશન–જય કરશન' એ નામ સ્મરણ માત્ર ચાલુજ હતું એટલામાં તેને કૃષ્ણ જન્મની કથા સાંભરી આવી. કંસ રાજાના કેદખાનામાંથી વસુદેવજી કૃષ્ણની બાલમૂર્તી લઇ ગોકુળ જતા હતા. ત્યારે આવીજ રીતે જમુનાજી બે કાંઠે વહેતાં જતાં હતાં, કૃષ્ણચંદ્રના ચરણ સ્પર્શ માટે તૃષીત જમુનાજી–કૃષ્ણ ભગવાનને પાણી ન અડકે તેટલા સારૂ વસુદેવજી જેમ જેમ તેને ઉંચા લેતા ગયા, તેમ તેમ તે પણ ઉંચા ઉંચા વધવા લાગ્યાં. પણ વસુદેવજીને પાણી વધારે ઉંડા ઉતારવા લાગ્યું, ત્યારે કૃષ્ણ પરમાત્માએ પોતાનો એક પગ પારણા બહાર લંબાવ્યો. એટલે ચરણ સ્પર્શ થતાં જમુનાજીએ સંતોષીત થઇને રસ્તો કરી આપ્યો, અને વાસુદેવજી ગોકુળ પહોંચ્યા. આ ઉત્તમ કથા મીઠી બાઇને સાંભરી આવી. અને તે સાથે પોતે શાલીગ્રામ પ્રભુને જેમ જેમ ઉંચા લેતી જાય છે, તેમ તેમ પ્રભુના સ્પર્શ માટેજ વોકળાનું પાણી પણ ઉંચું ચડતું આવે છે. નહિતર છાતી પુર પાણી આ વોકળામાં થાય જ નહિ એમ નહિ એમ તેણીને લાગ્યું, તુરત તેણીએ મુઠી વાળેલો હાથ નીચો કરી પાણીમાં ઝબોળ્યો. અને શાલીગ્રામ પ્રભુને ન્હવરાવ્યાં. આ તરફ વોકળાનું પાણી પણ વધતાં વધતાં તેણીના ગળા સુધી પહોચતું હતું.

એટલામાં પાણીના ખેંચાણથી તે ઘસડાતી ઘસડાતી, એ વોકળામાં એક ખાટ ઉંડી હતી, તેમાં ખેંચાઇ ગઇ. પગ નીચેથી જમીન છુટી ગઈ. તોયે તેણીએ પ્રભુનુ નામ મુક્યું નહિ. તે ભક્તીભાવમાં દૃઢ જ હતી. થોડીવાર તેણી પાણીમાં તુંબડા માફક તરંગતી રહી પણ પાણીનું એકામ વધતું જોઇને બિચારી અબલા જીવનની ચિંતાથી થોડી ગભરાઇ ! અને હાથ પગ પાણીમાં અફાળતી તરફડીયાં મારવા લાગી. નાકમાં અને મોઢામાં પાણી જવા લાગ્યું. તો પણ હાથમાંથી શાલિગ્રામ મૂર્તિ તેણીએ જતી કરી નહિ, તેમ નામ સ્મરણ પણ મુક્યું નહતું. દૃઢ ભાવનાના પરીણામે આખરે પોતાના પગ જમીનને પહોચવાનું તેને લાગ્યું. એટલે હિંમત આવી. પ્રભુ પ્રસન્ન થવાથી પાણીએ સારો રસ્તો કરી આપ્યો એમ તેણીના ભોળા મનને લાગ્યું. અને બેવડી હિંમત થતાં તે ત્રાસું ત્રાસું પાણી કાપતી વોકળાને સામે કાંઠે જઈ પહોંચી થાકીને લોથપોથ થવાથી, તે એક પથ્થર–શીલાપર બેસીને એ વોકળા તરફ જોતી રહી, ત્યાં તેનું તેનેજ આશ્ચર્ય લાગ્યું કે આવો પૂર આવેલ વોકળો પોતે શી રીતે ઉતરી આવી ? ખરી રીતે મોટું પૂર આવેલ જોઈને ગોઠણ સુધીના પાણીમાં ઉતરતાં એ સ્ત્રી વર્ગ ડરી જાય, પણ આવેલ પ્રસંગમાંથી પસાર થવા, સંતતી પ્રેમને લીધે–આંધળી બનેલી માતાના હાથે સાત્વિક ઇશ્વર નિષ્ઠાની પરીક્ષા આવ્યા પછી તેને શાની ધાસ્તી રહે ? મીઠીબાઇ એ તે શાલીગ્રામ મૂર્તિને હથેળીમાં લઇ, તેને સો વખત પ્રણામ કર્યા. અને ઘેર ગઇ. પ્રથમ પોતાના પુત્રને શાલીગ્રામનું ચરણ તીર્થ પીવડાવી ને પછી દવાની પડીકી પાઈ. પ્રભુ કૃપાથી કરશનને વેળાસરજ આરામ દેખાવા લાગ્યો.

---

આ તરફ મીઠીબાઇનું આ ભાવિક સાહસ કેવળ ગોળ પથરાને શાલીગ્રામ માનવાથી યશદાયક નીવડયું, એમ જોઈ આ કાંઠે પુજા કરતા બેઠેલા દિલારામ શાસ્ત્રી ત્રિરાશિક માંડી વિચાર કરવા લાગ્યા કે—જ્યાં એક કાળા ગોળ પથ્થરથી શુદ્ર સ્ત્રી સહિસલામત વોકળો ઉતરી ગઇ, ત્યારે મારા જેવાને વેદ-કર્મનિષ્ટ બ્રાહ્મણને પેટી ભરીને ભેળા કરેલા ખરા શાલીગ્રામોના આધારપર વોકળો ઉતરી જવામાં શી હરકત ? અમસ્તા પાણી ઉતરવાની કે પરેલ તરફથી ઉતારી જનારા માણસો આવશે તેની વાટ જોતા શામાટે બેસવું જોઇએ ? પુજા આટોપીને દિલારામ શાસ્ત્રી આરામ. વૃત્તિથી ઉઠયા, અને અભિમાનથી વોકળામાં ઉતર્યા.

અભિમાન રાજા રાવણનું પણ નથી રહ્યું. ત્યાં સ્વાર્થે પરાયણ દિલારામ શાસ્ત્રીની શી કથા ? ગોઠણ જેટલા પાણીમાંજ શાસ્ત્રીજી બીહવા લાગ્યા. પાણીના તીવ્ર વેગથી શાસ્ત્રીજીની દૃષ્ટી ભ્રમિત થઇ. તેમને ફેર ચડયા, પગ થરથરવા લાગ્યા, ઘણીવાર આંખો મીંચીને ચિત્તને તેમણે સ્વસ્થ કર્યું, અને ઘણી કાળજીથી તે આગળ વધવા લાગ્યા. એટલામાં ઉપરના ભાગમાંથી એક કાંટાળું ઝાડ તણાતું આવતું હતું. અને તેના પર એક મોટો સરપ લટકતો હતો. તે જોતાંવાર શાસ્ત્રીજીની હિંમત હરાઇ ગઈ. પગ નીચેથી છુટયા. પાણી તેમને છાતી સુધી થયું. જો કે તેમને થોડું ઘણું તરતાં આવડતું હતું. પણ હાથમાં પૂજાની પેટી ! પેટી પડતી મૂકવામાં આવે તો શાલીગ્રામ ડુબી જાય. તે સાથે પોતાને પણ જળ-સમાધિ મળે ! કેમકે તે સ્વભાવતઃ બહુ બીકણ હતા, આટલા પાણીમાં ઉતરવાની હિંમત તેમણે કેવળ શાલીગ્રામ મૂર્તિના આધાર પરજ કરી હતી. અને ખરી રીતે તો મીઠી બાઇએ મેળવેલ સફળતાને લઇ તેમણે તેની સ્પર્ધા કરી હતી. એટેલા દુપટ્ટામાં તે પુજાની પેટી વાંસાપર બાંધવાનો તેમણે વિચાર કર્યો. દુપટ્ટામાંથી પેટી વીંટી પીઠપર લેવા જતાં, તોલ ન સંભાળાયો. અને પાણીમાં ઢળી પડવા લાગ્યા. પેટીએ તેમની પાસેથી રજા લીધી ? દિલારામ શાસ્ત્રીનો આધારદોર તુટયો ! પરમાત્માએ પોતાને છોડી દીધાની શાસ્ત્રીજીની ખાત્રી થઈ. નાક અને મ્હોંમાં પાણી ભરાયું. તેમણે ડુબકી ખાધી. આગળ શું થયું તેની દિલારામ શાસ્ત્રીને પોતાને પણ ખબર ન પડી !

× × × ×

પટેલને ઘેર રાત્રિ આઠ બજે દિલારામ શાસ્ત્રી સાવધ થયા-ત્યારે તેમને પોતે વોકળામાં ડુબતાં ડુબતાં પટેલના હરીઆએએ આવી કેમ બચાવ્યા, તેની ખબર પડી. પૂજાની પેટી ગઇ તે ગઇ ! મીઠી બાઈએ વચન આપ્યા પ્રમાણે તે પાછો આણી આપેલ પાણેકો—શાલિગ્રામ એજ દિલારામ શાસ્ત્રીજીએ સાચી શાલીગ્રામ મૂર્તિ સમજીને અંતઃકરણ પૂર્વક તેને ભાવથી પુજે છે. મીઠીબાઇને માટે પાણકાના પ્રભુ કેમ થયા ? અને પોતાની આખી પૂજાની પેટીમાં ખિચોખીચ ભરેલા શાલીગ્રામ-પ્રભુના પાણકા કેમ થયા ? એનો ખુલાસો હજુ પણ દિલારામ શાસ્ત્રીજીને થતો નથી કેમકે 'ભાવના ભુખ્યા ભગવાન ' એ તત્વ, ભાવ ભક્તી અને દૃઢ શ્રદ્ધા વિના સમજી શકાય તેવું નથી. દિલારામ શાસ્ત્રીજીએ મીઠી બાઈને ઉપદેશ કરતાં તેને એ તત્વનો લાભ થયો અને સ્વાર્થ પરાયણ દિલારામ શાસ્ત્રી ગોથું ખાઇ બેઠા. માટે સત્યજ છે કે—

" શ્રદ્ધા સકળ જગમૂળ છે, શ્રદ્ધાવિના બધું ધૂળ છે. "

બાલકવિ

# जीवन विशुद्धि.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૭૬ થી )

પૂર્ણતાને પામેલો એ સ્વર પોતાની ઉત્પત્તિના સ્થાનથીજ ભરાવદાર કોઇ પણ ઠેકાણેથી ખુંચે નહિ એવો ગોળાટવાળો સામર્થ્યથી પૂર્ણ, નિર્મળ હોવાથી સ્પષ્ટ અને ડુબી જતો હોય એવો નહિ પણ તરતો હોય છે. કેટલાક રાગની ઉત્પત્તિના સ્થાનોને સંકોચીને રાગને ઝીણો કરવાની લાલચે શ્વાસનો જેટલો જથ્થો અંદર આવવો જોઇએ તેટલો અંદર આવવા દેતા નથી. શ્રવણ કરનારને જે પોષણ મળવું જોઇએ તે પોષણ તેમાંથી મળતું નથી. માટે સ્વર પૂર્ણ પરિપકવાવસ્થાવાળો જન્મને પામ્યો છે કે કેમ તેનું નિર્ણાયક લક્ષણ તેનો ભરાવો છે. આ ભરાવો જોઇએ છતાં તેમાં અવ્યવસ્થા કરી મૂકે તેવું ઉભરાઇ જવાપણું તેમાં ન જોઇએ. શ્વાસના અતિમાત્ર યોગથી શ્વાસના પ્રવાહની ધારા સર્વાંગે પોતાની સમતાને જાળવી શકતી નથી, ત્યારે તે વધારાનો અંશ ઉછળીને ઢેકાઢૈયા જેવું તેની સપાટી ઉપર કરી મૂકે છે. તે દોષ તેમાં ન હોવો જોઇએ. શૂર કાઢનારના અંતઃકરણની સામગ્રી ઉચ્ચ હોવી જોઇએ. નિરાશા, દારિદ્ય, કલેશ, ઇર્ષ્યા; ક્રોધ આદિ અંતઃકરણના દીનત્વની સામગ્રી છે. ઉદારતા, પ્રસન્નતા, શ્રદ્ધા, સર્વત્ર શિવ જોવાની ટેવ આદિ અંતઃકરણની ઉચ્ચ સામગ્રી છે. નીચ સામગ્રીના સંસ્કારથી સ્પર્શ કરતો જે શૂર બહાર નીકળી આવે છે તેમાં દીનતા અનુસ્યુત રહેલી હોય છે. માટે વિવિધ કથા વૈરાગ્ય નામના સાધનોવડે ઉચ્ચ સામગ્રીનો હૃદયમાં સંગ્રહ કરી તેના સંયોગદ્વારા શૂરને અદીન એટલે વૈભવથી ભરેલો ઉપજાવવો. શ્વાસ નલિકાના યન્ત્રોમાં કંઠ આદિ વાણી સ્થાનોમાં તથા નાસિકાના મૂલમાં કોઇ કોઈ પ્રકારના દોષો હોય છે. તેમાં કોઈ સ્થાને ચાંદીઓ પડેલી હોય છે, કોઇ સ્થાન સુકઇ ગએલાં હોય છે. કોઇ સ્થાનો ઉપર પડ બાઝી ગએલાં હોય છે. કોઇ સ્થાનમાંથી કોઈ રસનો પ્રવાહ એવા પ્રકારથી ઝામે છે કે શ્વાસના પ્રવાહનો તે કેટલા અંશે નિરોધ કરી મૂકે છે. કેટલાક તો કેવળ અજ્ઞાનથી કોઇનું દેખીને વગર સમજે બળ પૂર્વક કોઇ કોઇ સ્થાનોના સંકોચ કરી મૂકે છે. અને કોઇ તો જ્યાં ત્યાં નાસિકાના મૂલ સ્થાનના રણકારાને અયોગ્ય સ્થાને જોળવી મૂકે છે. આવા દોષો તથા કુટેવોથી શૂરની નિર્મળતા એટલે નિરામયતામાં ખામી આવે છે અને તેના ઉપર કોઈ કોઇ પ્રકારનો બોજો ભર્યો હોય તેવી અસ્પષ્ટ સ્થિતિ તેની કરી મૂકે છે. એ દોષથી રહિત એ શૂર નીકળવો જોઇએ, એ શૂર નીકળ્યો ત્યાંથી તે પૂર્ણ થતાં સુધી બધોજ ઉપર કહી તેવી સ્થિતિમાં ટકાવવો જોઇએ.

આ પ્રમાણે શૂરને કેળવવાથી તે કદાપી ડુબી જશે નહિ. સૌની બહાર આગળ પડતો તરતો ને પ્રતીત થશે. આ શૂરની સિદ્ધિ થતાં કોઇ પણ પક્ષી કોઇ પણ વાંસળી, કોઇ પણ સીતાર આદિ ગમે તે પ્રકારના વાદિત્ર યંત્રનું શ્રવણ કરતાં તત્કાળ તેનું અનુકરણ કરવાનું સામર્થ્ય આપણા વાણીયંત્રમાં આવેલું અનુભવાય છે. એમ થાય છે ત્યારેજ આપણું વાણીયંત્ર સંપૂર્ણ નિરામય છે. એવી ખાત્રી થાય છે. આ સિદ્ધિને પ્રાપ્ત કરવામાં કોમલ શૂર પૂર્વક અભ્યાસ કરવો એજ તેની સાચી કુંચી છે. એમ કરવાને બદલે આરંભમાં ઉતાવળ કરીને તમારા શૂરમાં ખાંચા કે ગાંઠો પડવા દેશો અને પછી પાછા

મહેનત કરીને તેના ઉપર રંદો ફેરવીને તેને સાફ કરતા હો તેમ કરશો અથવા જ્યાં જ્યાં તુટતું જશે ત્યાં ત્યાં સાંધતા જશો તો એમ કરીને મારી ઠોકી બેસાડેલો રાગ તમને કદીજ પરિપક્વ પૂર્ણતાએ વૃદ્ધિને પામેલા બનેલા રાગની ગરજ સારી શકે તેમ નથીજ. માટે આરંભથીજ સાવધાનતા રાખવાની છે.

૫ મનુષ્ય પોતાના શરીરનો શો ઉપયોગ કરવો શરીરના કયા ભાગનો કયારે કેવી રીતે ઉપયોગ કરવો, કયા ઉપયોગના કયા ઉદ્દેશ છે વગેરે સંબંધમાં દેખાદેખી અથવા તો કેવળ કર્ણ પરંપરાથીજ સાંભળીને અનુકરણ કર્યે જાય છે. પોતાને વાસ્તવ જ્ઞાન નહિ હોવાથી શરીરમાં રહેલા સામર્થ્યો તથા અવયવો સદુપયોગ કરવાના સમયે ઉદ્યોગ રહિત સ્થિતિમાં અથવા તો દુરૂપયોગમાં યોજાયલાં રહે છે આપણા વાણી સ્થાન રૂપ યંત્રોના સંબંધમાં તો એમ સ્પષ્ટ જણાય છે કે મનુષ્ય જાતિમાં સઉથી અધિક નિષ્કાળજી તથા દુરૂપયોગના ભોગરૂપ આ વાણીયંત્ર થઈ પડ્યું છે. આપણે વ્યવહારમાં બોલવા તથા કહેવામાં આપણી વાણી સ્થાનોનો સામાન્ય રીતે દરરોજ પુષ્કળ ઉપયોગ થાય છે. એ ઉપયોગમાં કોઈ પણ વ્યવસ્થાની કે નિરામયતાની લાગણી સરખી પણ અનુસ્યુત હોય એમ જોવામાં આવતી નથી. કેવળ અકસ્માતથી કોઇ ઢબને પકડી બેસે છે અને તેના સદોષ પરિણામોની વૃદ્ધિ કરતાં કરતાં તેજ દોષને ચાલુ રાખે છે. એકંદરે જોતાં વ્યવહારના અંગે બોલવા ચાલવામાં વાણીયંત્રોનો જે રીતે હાલ ઉપયોગ થાય છે તે રીતથી પ્રામવ્યસ્થિતિએ પહોંચવાનું એટલે આપણા સ્વરને યોગ્ય સ્થિતિએ કેળવવાનો બનવાનો સંભવ નથી, કોઇ પણ નામાંકિત ગાયક પ્રતિ તમે દ્રષ્ટિ કરો અને તેની સાથે વાતચીત કરો. તમારા અને તેના શરમાં શો ફેરફાર છે તેનું સુક્ષ્મ બુદ્ધિથી નિરિક્ષણ કરો. ગાયકોની હાલ જે સ્થિતિ ગાયનવિદ્યા અધોગતિમાં જવાથી થઇ પડી છે. તેમાં તો તમને ઘણી વખત એમજ જણાશે કે વાત કરવામાં તો તમારા બંનેના શરો વચ્ચે તફાવત નહિ જેવો છે. અને જે તફાવત છે તે કોઈ કોઇ વખત તો તમને એમ લાગશે કે તે તમારા લાભમાંજ છે. કુદરત આ પ્રમાણે તમને તે ગાયકના કરતાં અધિક ઉત્તમ સ્થિતિમાં મૂકે છે. છતાં કંઠ તથા હૃદયના યંત્રો પ્રતિ જ્યારે તે ગાયક ગાય છે ત્યારે દ્રષ્ટિ કરતાં તમારા કરતાંતે અધિક બળવાન દેખાય છે. અપૂર્ણ.

-દુર્ગેશ્વર નરવરજી ત્રિવેદિ.

---

# લેખો અને લેખકો.

એકાદ મહોલ્લામાં આપણે ફરવા જઇએ તો ત્યાં એકાદ વૈદ્ય અથવા વકીલ જોવામાં આવશે. તેજ પ્રમાણે એકાદ લેખક પણ મળી આવશે. કદાચ વૈદ્ય વકીલ ન મળશે પણ લેખક તો જરૂર મળ્યા વગર રહેશેજ નહિ.

આ ઉપરથી આપણે એમ અનુમાન કરી શકીએ કે લેખકો અત્યંત વધી ગએલા હોવાથી હવે આપણા સાહિત્યની ઉત્કૃષ્ટ સ્થિતિ જલદીથી થઈ જશે. આંગ્ સાહિત્ય, પ્રાઆત્ય સાહિત્ય એ સર્વ સાહિત્યોમાં આપણું સાહિત્ય ઝગઝગી ઉઠશે. તેની શિખરે ગતિ થશે. પરંતુ આપણું આ અનુમાન સર્વાંશે ખરું નથી. અત્યાર સુધીની પ્રવૃત્તિ જોતાં આપણે આપણા સાહિત્યને જો કે તે પૂર્વકાળમાં ઝગઝગતું હતું પણ વર્તમાન સમયમાં ઝળ-

કાચ્યું નથી. આંગ્લ સાહિત્ય અને પાશ્ચાત્ય સાહિત્યના જેટલું પ્રગતિમાન સાહિત્ય પણ આજના લેખકો કરી શક્યા નથી તેના ઉદાહરણમાં આપણા પ્રાંતમાં અમુક પુસ્તક નીકળે તેની બીજી આવૃત્તિ નીકળતાં પાંચ સાત વર્ષનો લાંબો સમય જાય છે ત્યારે તેમાં તરતજ તેની સઘળી નકલો ટુંક મુદતમાં ખપી જાય છે.

બીજને ભૂમીમાં નાંખવામાં આવે છતાં તે ઉગી ન નીકળે તો તેમાં બે દોષ હોવાનું અનુમાન થાય છે. પ્રથમ તે બીજકનો દોષ અને બીજો તે ભૂમીનો દોષ આ બે દોષમાંથી એક પણ દોષને લીધે તે ઉગતું નથી. તેજ પ્રમાણે જ્યારે આપણા સાહિત્યમાં આટલી બધી ચળવળ થાય છે તે છતાં તેની વાસ્તવ પ્રગતિ થએલી અનુભવાતી નથી તો તેમાં પણ કાંઇક દોષ હોવોજ જોઇએ એમ અનુમાન થયા વગર રહેતું નથી. આજના વિષયમાં તે સંબંધમાં કાંઈક વિવેચન કરવા ધારણા રાખી છે.

લેખો અનેક પ્રકારના લખાય છે, પુસ્તકો પણ સંખ્યાબંધ બહાર પડે છે. વર્તમાનપત્રો, અને માસિકપત્રો પણ ઘણુંજ પ્રકટે છે. પણ તે સર્વે તરફ દ્રષ્ટિ કરીને જોતાં તેમાં મહત્વના લેખોથી ભરેલા તો ગણ્યાં ગાંઠયાજ છે. બાકી સર્વે તો ચિંથરીયાં લેખો વેસ્ટપેપર બાસ્કેટ ને સ્વાધીન કરવા જેવાજ વિષયોથી ભરાયલી જોવામાં આવે છે. આ પ્રકારના લેખો એ સાહિત્યનો શું ઉદ્ધાર કરી શકે તે દેખીતુંજ છે.

આ ઉપરની બાબત ઘણા ખરા મનુષ્યોના અંતઃકરણમાં અતિશયોક્તિ ભરેલી લાગશે પણ વાસ્તવિક રીતે વિચાર કરતાં તેમાં તેવું કશુંજ નથી. અમદાવાદ જેવા એકાદ મોટા શહેરના સ્ટેશન ઉપર જાઓ ત્યાં તમને શું જણાય છે. હાથમાં નાની નાની ચોપડીઓના ચોડા રાખી બબ્બે પૈસા આ અમૂલ્ય પુસ્તક ( ) ના બે પૈસા એમ ફેરીઆ બુમો મારે છે. હવે આ પુસ્તક જો આપણે તેઓનું અમૂલ્યપણાનું કથન વિચારીને લઇએ તો પછી પાછળથી તે પુસ્તક માટે ખર્ચેલા બે પૈસા પણ નકામા ગયા જેવુંજ થાય છે. કેમકે તેમાં કાંઇજ માલ હોતો નથી.

લેકિપણા નો પવન આજકાલ બહુજ ફુંકાયો છે. અને તેમાં કવિપણાનું હેડ આજે ઘણા ખરા મનુષ્યો તેમાં ખાસ કરીને ઉછરતા યુવકોને ઘણુંજ લાગ્યું છે. લેખ લખવાનો મેનીયા તેમનામાં લગભગ ૮૦ ટકા લાગ્યો છે. એક લીટી અંહીથી એક તંહિથી એમ કરી કવિતા બનાવી કવિ થઇ બેસનારનો પણ આજે ટેટો નથી. તેમ અંહિથી તંહિથી એકઠું કરી લેખો લખનાર લેખકોનો પણ આજે ભાવ સસ્તો છે. આવા લેખકો અને કવિઓ આપણા સાહિત્યની કેટલી બધી પ્રગતિ કરી શકશે તે વિચારવાનું છે. નંહિતો હલકા પ્રકારનું સાહિત્ય બહાર પાડવામાં આવે ત્યારે તેની પ્રગતિને બદલે અવનતિ થવાનો ભય રહે છે.

આપણા દેશના વિદ્વાનોએ પોતાનું લક્ષ આ બાબત ઉપર પણ ખાસ કરીને ખેંચવાનું છે. હલકા પ્રકારના સાહિત્યને દાબી દેવા માટે હરેક પ્રયત્નો થવા જોઇએ. નહિતો ઉછરતી પ્રજાઉપર તેની હલકી છાપ પડી જશે જેથી પરિણામ ઘણું ભયંકર આવશે.

લેખ લખતી વખતે લેખકોએ હમેંશા બે બાબત ધ્યાનમાં રાખવાની છે.

૧ મારો લેખ જન સમાજને ઉપયોગી છે કે કેમ ? અને તે કેટલા અંશે.

૨ મારો લેખ કોઇના પણ અંતઃકરણને નીચી સ્થિતિમાં લઇ જાય એમ છે કે કેમ ? આ બે પ્રશ્નનો ઉત્તર શું આવે છે. તે ઉપર ધ્યાન રાખી પ્રવૃત્તિ કરવા તત્પર થવું નહિતો સાહિત્યની ઉન્નતિને બદલે અવનતિ થએલીજ જોવામાં આવશે.

## वेद विषे कांइक.

આર્ય જનો સર્વ પ્રસાદ ધર્મ ( Revelation ) નું મૂળ વેદને માને છે. એ વેદ શબ્દનો અર્થ એવો છે કે ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટનો ત્યાગ કરવાનો અલૌકિક ઉપાય જે ગ્રન્થ બતાવે તેનું નામ વેદ.

" इष्ट माप्त्य निष्ट परिहारयो रलौकि
क मुपायंयो ग्रन्थो वेदयति सवेदः । "

ધર્મ સંબંધી જ્ઞાન મનુષ્યને કેવળ પોતાનાજ અનુભવ વડે સાધ્ય નથી. એ વિષય મનુષ્ય પોતાના બુદ્ધિ બળે પ્રાપ્ત કરી શકે એમ નથી. જૂદા જૂદા મનુષ્યની બુદ્ધિ જૂદી જૂદી હોય છે; અને તે એટલે સુધી કે સારા શિષ્ટ વિદ્વાનો પણ, અમુકજ આચરણ મનુષ્યનું ખરૂં કલ્યાણ કરવા યોગ્ય છે, એવું સર્વાનુમતે સિદ્ધ કરી શકયા નથી. એક પંડિત પોતાનું બુદ્ધિ બળ વાપરી એક માર્ગ બતાવે છે, તો બીજો તેમાં દૂષણ બતાવી પોતાનો નવો માર્ગ આગળ ધરે છે; આમાં વળી ત્રીજો નવાં દૂષણ દેખાડે છે; આમનું આમ ચાલ્યાંજ કરે છે. આ સઘળાનું પરિણામ એ થાય છે કે સત્યાસત્યનું યથાર્થ તોલ ન કરવાને મનુષ્ય બુદ્ધિની સત્તા ન હોવાથી અનાવસ્થા થઈ જાય છે; અને એમ જ હોવું જોઇએ; કેમકે મનુષ્ય માત્ર આ લોક સંબંધી અનુભવ મેળવી શકે છે, અને ધર્મમાં તો આ લોક તેમજ પરલોક સંબંધી વિષયોનો સમાવેશ હોય છે; તેથી મનુષ્યની બુદ્ધિની ગતિ, પોતાના પરિચ્છિન્ન અનુભવને લીધે સર્વદા કુંઠિત હોવાથી સર્વ રીતે અબાધ્ય અને દોષ રહિત એવો મનુષ્યના કલ્યાણનો માર્ગ દેખાડવાને સર્વથા અસમર્થજ રહેવાની. માટે ધર્મ સંબંધી જ્ઞાન, જેની ગતિ દિક્કાલાદિ વસ્તુ માત્રથી અપરિચ્છિન્ન હોય એવા મહાત્મા દ્વારા, પ્રાપ્ત થવુ જોઇએ. તેનામાં સર્વ તત્વ તથા શક્તિમત્તા હોવાથી તેનો બતાવેલો માર્ગ નિઃશંકિત અને નિઃશ્રેયસ્કરજ હોવાનો. માટે આર્ય જનોનો દૃઢ સિદ્ધાન્ત છે કે, સિદ્ધાન્ત છે કે, ધર્મ વિષયનું જ્ઞાન મનુષ્યને ઇશ્વર દ્વારા વેદ મારફતે મળ્યું. વેદ અપૌરૂષેય છે એટલે કોઈ પણ મનુષ્યની કૃતિ નથી; પણ ઇશ્વર કૃત છે, વેદ શબ્દનો અર્થ પણ એજ વાત સિદ્ધ કરે છે. કારણ પ્રત્યક્ષ અને અનુમાન એ રસ્તેજ મનુષ્યને સર્વ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. પરન્તુ એ બે પ્રમાણ વડે સાધ્ય નથી એવું જ્ઞાન વેદ જણાવે છે, માટે એનું નામ વેદ.

પૂર્વાચાર્યોએ કહ્યુંછેકેઃ—

" प्रत्यक्षेणानुमित्यावा यस्तूपायो न बुध्यते । तं विन्दन्ति वेदन तस्मा द्वेदस्य वेदता ॥ "

પ્રત્યક્ષ અથવા અનુમાન પ્રમાણ વડે જે ઉપાય જણાતો નથી, તે વેદવડે જણાય છે, માટે જ વેદનું વેદપણુંછે. જ્યોતિ હોમ યત્ન કીધાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, અને યોગના સિદ્ધિવડે મોક્ષ મળે છે, એ જ્ઞાન, મનુષ્યને પોતાની બુદ્ધિવડે કોઇપણ પ્રકારે મળી શકે એમ નથી એ તો સૌ કોઇ કબુલ કરશે.

એ વેદ સ્વતઃ પ્રમાણ છે, અર્થાત્ વેદનું સત્ય સિદ્ધ કરવા અન્ય પ્રમાણની અપેક્ષા રહેતી નથી. આમાં આશય એ રહેલો છે, કે જેમ ઘટપટાદિ રૂપને પ્રકટ કરવા સારૂ સૂર્યના પ્રકાશની જરૂર છે, તોપણ સૂર્યનો પ્રકાશ કરવા સારૂ અન્ય પ્રકાશની ગરજ નથી, તેમજ વેદ વડે જ્યારે પાપ પુણ્ય, સ્વર્ગ નર્ક, સદાચરણ દુરાચરણ, ઇત્યાદિ ઇહિલૌકિક તથા પારલૌકિક સર્વ પદાર્થને પ્રમાણ મળે છે ત્યારે વેદના પોતાના પ્રમાણપને સારૂ અન્ય પ્રમાણની અપેક્ષા રહેતી નથી, કારણ આવું એક પ્રમાણ નક્કી કીધા વિના માત્ર બુદ્ધિના પ્રમાણવડેજ વર્તણુક ચલાવીએ તો અગાઉ બતાવ્યા પ્રમાણે અનવસ્થા દોષ થવાનો સંભવ છે, અને આગળ વધતાં પ્રમાણને પણ પ્રમાણાન્તરની અપેક્ષા ઉત્પન્ન થશે.

વળી આગળ કહ્યું તે પ્રમાણે વેદ અપૌરુષેય છે, એટલે એમાં કોઇ શરીરી કર્ત્તા માલમ પડયો નથી. સાધારણ ગ્રન્થો અન્ય પ્રમાણનો આધાર લઇ મનુષ્યો તૈયાર કરે છે, તે પ્રમાણે વેદની રચના થઈ નથી. યુરોપીઅન લખનારાઓ વસિષ્ઠ, વિશ્વામિત્રાદિ વૈદિક ઋષિઓને વેદના સ્વતંત્ર કર્તા માને છે, પરન્તુ સંહિતામાંજ ઘણા મંત્રોમાં એ ઋષિઓ પોતેજ સ્પષ્ટ કહે છે, કે તપના પ્રભાવથી તેઓને વેદ જ્ઞાનની પ્રાપ્તિ થઇ. આવી મતલબના મન્ત્રો વેદમાં ઘણા છે; દૃષ્ટાન્ત તરીકે માત્ર પાંચ સાત નીચે આપેલા છેઃ—

મંડળ ૧ લું સૂક્ત ૧૮૯, મન્ત્ર ૨, મંડળ ૩ જું, સૂક્ત ૨૯, મન્ત્ર ૧૫૦. મંડળ ૩ જું, સૂક્ત ૫૩, મન્ત્ર ×૦. મંડળ ૧ લું, સૂક્ત ૩૭, મન્ત્ર ૪૦. મંડળ ૪ થું, સૂક્ત ૧૧, મન્ત્ર ૩૦; અને સૂક્ત ૬, મન્ત્ર ૧. મંડળ ૭ મું, સૂક્ત ૩૩, મન્ત્ર ૯. મંડળ ૧૦ મું, સૂક્ત ૭૨, મન્ત્ર ૧.

તેમજ બ્રાહ્મણાદિ ગ્રન્થોમાં પણ ઘણે ઠેકાણે એમ કહ્યું છે કે "તપ કરનારા ઋષિઓને સ્વયમ્ભૂવેદ પ્રાપ્ત થયો." નિરૂક્ત ગ્રન્થમાં તો ऋषि શબ્દનો અર્થજ 'મન્ત્ર જોનાર' એવો કરેલો છે. વળી અનુક્રમણિકા ગ્રન્થમાં વચન છે કે 'गृत्समदोद्वितीयमंडलमपश्यत्' એટલે ગૃત્સમદે બીજું મંડળ દીઠું (બનાવ્યું નહીં). વળી વેદનું શ્રુતિ (સંભળાયલું) એ નામ એમજ સિદ્ધ કરે છે કે એનો કોઈ શરીરી કર્તા નથી આ પ્રમાણે સિદ્ધ વેદનું જ્ઞાન સર્વને-પરંપરા પ્રાપ્ત થએલું છે, ઋષિઓ પણ તેના સ્વતન્ત્ર કર્તા નથી. તેઓએ તપોબળ વડે પરમેશ્વરની કૃપાથી વેદ પ્રાપ્ત કરી યથાર્થ સ્વર વર્ણ સહિત તેનો પાઠ લોકપ્રસિદ્ધ કર્યો. એ હેતુથી બ્રાહ્મણ ઉપનિષદાદિ ગ્રન્થોમાં વેદને પરબ્રહ્મનો નિઃશ્વાસરૂપ કહ્યો છે. આ વેદવચન એ અર્થ સૂચવે છે કે, તપના પ્રભાવથી શ્વાસોશ્વાસ ક્રિયાની પેઠે=બુદ્ધિ પૂર્વક પ્રયત્ન કીધા વીના વેદ મંત્રનું સ્ફુરણ ઋષિઓને પોતાના અન્તઃકરણમાં થયું; અર્થાત્ વેદમન્ત્રો શ્રુતીનાક્યવત્ તેઓને પ્રત્યક્ષ થયા.

વેદ મનુષ્યોપયોગી સંપૂર્ણ જ્ઞાનનો ભંડાર છે. એના પ્રથમ કાંડમાં કર્મ અને ઉપાસનાનો બોધ છે, અને તેની સાથે આ લોકથી આરંભી બ્રહ્મલોક સુધીના વ્યવહારનું

જ્ઞાન આપેલું છે. ઉત્તર કાન્ડમાં મોક્ષ સિદ્ધિના ઉપાયનું કથન છે. વેદોદિત જ્ઞાન મનુષ્યને પ્રાપ્ત થયું નહોત તો પણ તે કદાચ પશુની પેઠે અર્થ ને કામ, એ પુરૂષાર્થોની થોડી ઘણી પર્યાપ્તિ કરી શકત; તોપણ તેની યોગ્યતા પશુ તુલ્યજ રહેત; પરન્તુ પશુવૃત્તિ મટી જાય, ને વળી પ્રવૃત્તિનું સુખ પણ યથારિયત ભોગવાય, એટલુંજ નહીં પણ પોતાનું ખરૂં સ્વરૂપ ઓળખી ઇશ્વિરની યોગ્યતાએ મનુષ્ય પહોંચે, એવો અલૌકિક માર્ગ તો વેદેજ બતાવ્યો છે. વાણી તથા પચનક્રિયા જે બે મનુષ્યત્વના જ ખાસ ગુણ છે, તેનું જ્ઞાન પણ મનુષ્યને પ્રથમ વેદેજ આપ્યું. કારણ, વેદમાં યજ્ઞની સિદ્ધિ અર્થે ભાષા જ્ઞાનનો તેમજ પાચન ક્રિયાનો પૂર્ણ બોધ છે, અને આવા પ્રકારના મનુષ્યત્વ લાવવાને સૌથી પ્રથમ ઉપયોગી બોધથી આરંભી ઉત્તમોત્તમ દશાનો યથાર્થ ઉપદેશ વેદમાં આપેલો છે, એ તેની ઇશ્વિરદ્વારા પ્રાપ્તિ સૂચવે છે, તેમજ સઘળા પ્રસાદ ધર્મો જોડે સરખાવતાં તેની સંપૂર્ણતા પણ દર્શાવે છે.

વળી આ પ્રસંગે બીજી લક્ષ આપવા લાયક વાત એ છે કે, વેદમાં આ લોક તથા પરલોક સંબંધી મનુષ્યનું શું ઇષ્ટ છે અને શું અનિષ્ટ છે તેનો યથાર્થ ઉપદેશ છે; તેમજ તેની પ્રાપ્તિ અને પરિહારની સિદ્ધિ અર્થે આચરણ પદ્ધતિ પણ સવિસ્તર આપેલી છે. આ પદ્ધતિનું યથાવિધિ અનુષ્ઠાન કીધાથી ફળની પ્રાપ્તિ થાય છે, એ વેદની સત્યતાનું પ્રત્યક્ષ પ્રમાણ સરખું છે. વેદ મન્ત્રના દ્રષ્ટા ઋષિઓ " આપ્ત " પુરૂષો હતા, એટલે તેઓને પોતાના તપના મહિમા વડે ધર્મના સ્વરૂપનું સાક્ષાત જ્ઞાન થયું હતું. તેઓની પ્રાણી માત્રપર અનુકંપા હતી, તેમજ તેઓ લોભાદિ દુર્ગુણ વડે દૂષિત નહોતા, માટે તેઓનું બોલવું બાલકના ઉપદેશને અર્થે વડિલોનાં કહેલાં વચનો જેવું પ્રમાણ ભૂત થઇ પડે છે.

તેઓએ કહેલા વિધિના અનુષ્ઠાન વડે દૃષ્ટાર્થની સિદ્ધિ થયેથી અદૃષ્ટાર્થની સિદ્ધિ વિષે પણ અનુમાન સ્હેલથી થઇ શકે. કોઇવાર અનુષ્ઠાન કીધા છતાં પણ ઇષ્ટ સિદ્ધિ થતી નથી. પરન્તુ તેથી કાંઇ વેદને અપ્રમાણ્ય આવતું નથી. કેમકે કર્મ, કર્ત્તા, અને ક્રિયા તથા સાધનમાં કાંઇ વૈગુણ્ય હોવાથી આવું પરીણામ નીપજે છે. ઘણીવાર રસાયન પ્રયોગો ( Chmnical Exporiments ) કર્ત્તાના પ્રમાદથી અથવા બીજા કોઇ એવાજ કારણને લીધે સિદ્ધ થતા નથી. પરન્તુ તેથી એ શાસ્ત્રના સિદ્ધાન્તને હાની પહોંચતી નથી, એમ સર્વ કોઇ કબુલ કરશેજ; તો વેદનાં સંબંધમાં પણ એમ થાય એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી.

આ પ્રમાણે વેદ, એ સર્વાંશે સંપૂર્ણ છે, તે સર્વ વિદ્યાનો સાગર, અને ઇષ્ટ પ્રાપ્તિને માટે કલ્પવૃક્ષરૂપ છે, અને ઐહિક તેમજ પારલૌકિક કલ્યાણ ઇચ્છનારા આર્યોને તેનું અવશ્ય કરવું ઘટે છે.

આમલીરાન
સુરત.
તા. ૧-૮-૧૪.

પ્રસન્નવદન છબીલારામ દીક્ષિત.

વાણીથી બહારનો છે. જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિય રૂપ બાહ્યેન્દ્રિય તેમજ અંતઃકરણ ચતુષ્ટયરૂપ આંતર ઇન્દ્રિયના સાધનવડે વિનાશી વિકારી દશ્ય પ્રપંચનું તે પ્રપંચરૂપે જ્ઞાન થાય છે આ વિષયે મૃત્યુના સ્વભાવવાળા કહેવાતા મર્યાદિત સામર્થ્યવાળા મનુષ્યોએ રચેલાં શાસ્ત્રોમાં હોય પરંતુ અમર્યાદિત પરમ શ્રેયસ અજરામરત્વનો સાક્ષાત અનુભવ કરાવનાર શાસ્ત્ર તેવા મનુષ્યો દ્વારા થયાં હોય એવો સંભવ નથી. મૃત્યુના સ્વભાવવાળા મનુષ્યોને અમરત્વ તથા અજરત્વના સ્વરૂપનું ભાન હોઇ શકતું નથી. જેને તેનું ભાન હોય તેજ તે વિષે કાંઇ કહી શકે ઇશ્વરનુ સ્વરૂપ પણ સર્વ વ્યાપી સર્વ સ્વરૂપ વગેરે કહ્યું છે. તેવું સ્વરૂપ મર્યાદિત વ્યક્તિનું હોઈ શકતુ નથી. માટે કોઈ વ્યક્તિએ વ્યક્તિરૂપે આપી શાસ્ત્રનું નિરૂપણ કર્યું હોય એવું પણ હોય નહિ. આવા ઇશ્વર તથા અજરામરત્વરૂપ પરમ તૃપ્તિની અમોઘ કળા જે શાસ્ત્રમાં કહી છે તેનું યથાર્થ ભાન બાહ્ય તથા આંતર ઇન્દ્રિય રૂપ કેવલ સાધનવડે ગ્રહણ થાય એમ નથી. કારણકે તે ઇન્દ્રિયોને તે વિષય નથી. બરફીનો સ્વાદ મીઠો છે એ પ્રમાણે જીભ્હા ઇન્દ્રિય ઘોષ કરીને કહી રહી હોય તે સમયે અનેક ઇન્દ્રિય બુમ મારે કે એ વાર્તા બિલકુલ જુઠી છે હું એકી ટસે દિર્ઘ સમય સુધી મારા પૂર્ણ બળથી એ બરફી પ્રતિ ધસી રહી છું પદાર્થ માત્રના આકાર તથા રંગ વાસ્તવ અસ્તિત્વમાં છે. તો હું સત્વર જોઈ શકું છું જ્યાં તે નથી હોતા ત્યાં તે નથી એવું દેખાને તેવો નિર્ણય પણ હુંજ કરી શકું છું. મારામાં સઘળું સામર્થ્ય છે એમાં શંકા કોણ કરે એમ છે? મધુર કે એવા કલ્પિત નામોવાળા સ્વાદ બરફીમાં છેજ નહિ હું એ સ્વાદોને બિલકુલ દેખતીજ નથી તેથી તે નથી એવું સિદ્ધ થાય છે. સ્વાદ બરફીમાં નથી એવું વાક્ય આંખ બોલે તેમાં નથી શબ્દનો અર્થ એટલોજ સમજવાનો છે કે સ્વાદ એ આંખના વિષયની બહારની વસ્તુ છે. તમારે સ્વાદને ઓળખવો હોય તો હાલ આંખને રહેવા દઇને જે જીભનો તે વિષય છે. તેને શરણે જાઓ તો ત્યાંથી તમને ખુલાસો મળશે તેજ પ્રમાણે આ વિષયને માટે છે. બાહ્યેન્દ્રિયો તથા અંતઃકરણરૂપ આંતર ઇન્દ્રિયોનો તે વિષય નથી. જે વડે તે ઇન્દ્રિયો પોતાના કાર્યમાં પ્રવૃત્તિ શકે છે. તેજ સચ્ચિદનો તે વિષય છે. આ લેખને મથાળે જ્ઞાના ત્મને નમઃ એ પ્રમાણે મંગલાચરણમાં કહ્યું છે તેમાં સૂચવ્યા પ્રમાણેનું પરમજ્ઞાનિરૂપ તે છે. એજ અજર તથા અમર છે. એજ પરમેશ્વરનું સર્વ વ્યાપી સ્વરૂપ છે. તેમાંથીજ શ્રુતિ-ભગવતિ નીકળી આવી છે જે પોતે વિનાશી હોય અથવા તો પૂર્વે હોય નહિં જેમકે મનુ-ષ્યનું શિંગડુ અને પછી ઉત્પન્ન થયું હોય તે પોતેજ તુચ્છ મર્યાદિત સ્વરૂપવાળું હોવાથી અમર્યાદીત સ્વરૂપનો બોધ તેમાંથી નીકળવાનો સંભવ નથી. અમર્યાદિત અજરામરત્વની સિદ્ધિ કરાવી આપનાર બોધ શ્રુતી ભગવતિમાંથી પ્રેમાલ માતાના સ્તનમાંથી જેમ પોતાના બાળક પ્રતિ દૃધની શેરો છુટે તેમ અમૃત ધારાઓ વરસી રહી છે. તેથી શ્રુતી ભગવતિમાં અજરામરત્વ સિદ્ધ હોવુંજ જોઇએ. એવી લક્ષણા કરાવવાને માટે તેને અનાદિ કહી છે. હાલતો આટલી વાત પણ તારે ગળે ન ઉતરે તો એટલો નિશ્ચય કર કે અજરામરતાની તને સિદ્ધિ પ્રાપ્ત થાય તોજ તને સાચી તૃપ્તિ થાય મનુષ્ય કાંઈ પણ પુસ્તકોમાંથી એ તૃપ્તિ હજી સુધી પ્રાપ્ત થઈ સાંભળી નથી. તેમજ જે વિજ્ઞાન શાસ્ત્રાદિનું તું અભિમાન ધરાવે છે તે તારા પોતાના અનુભવથી તારી ખાત્રી તે સંબંધી થઇ ચૂકી છે. હવે તને સારી તૃપ્તિ શ્રુતી ભગવતિના બોધથી થાય તો પછી શ્રુતી ભગવતિ તથા ઇશ્વરના સ્વરૂપ

ઇચ્છા રાખનારને બસ થતું નથી ત્યારે તેના સંબંધમાં સાંભળનારને જેનું કાંઇ જ્ઞાન હોય છે તેવી વસ્તુ શોધી કહાડી તેને જોડીને વિવેચન કરાય છે. જેમકે ચીકાગો એટલા શબ્દથી કોઇને તે શી વસ્તુ છે તેનું ભાન નથી થતું તો તેને કહેવું પડે છે કે આપણું કલકત્તા, મુંબઈ અમદાવાદને જેમ તમે શહેર કહોછો તેવું તે એક શહેર છે. અમુક અમુક રંગવાળા અમુક અમુક જાતવાળા અમુક અમુક ધંધાવાળા ત્યાં વસે છે. જે પૃથ્વી ઉપર આપણે વસીએ છીએ તે પૃથ્વીના અમુક અમુક ભાગમાં અમુક દિશાએ અને અમુક અંતરે તે આવ્યું છે. આ વગેરે શબ્દોના શ્રવણથી ચીકાગો શી વસ્તુ છે તે સમજાય છે. ત્યારે તે પહેલી જે સમજ થાય છે તેને પરોક્ષ જ્ઞાન કહેછે. તે પરોક્ષ જ્ઞાનને અનુસરીને જે સાધન સંપન્ન થાય છે તે તે પછી તે સાધનની યોગ્ય બળપૂર્વક ઉપયોગ કરે છે તે ચીકાગો પહોચે છે. ચીકાગોને પોતે જાતે અવલોકે છે એમ બને છે ત્યારે પૂર્વે જે જ્ઞાન પરોક્ષ હતુ તે પ્રત્યક્ષ સ્વાનુભવ થાય છે. આ વિષયમાં પણ તેજ પ્રમાણે કરવાની જરૂર પડી છે. પ્રથમ ઈશ્વર શી વસ્તુ છે તેનું કાંઈ પણ ભાન નહિ હોવાથી મતિનો વેગ તે વસ્તુ પ્રતિ મંદ હોય છે. તેથી તે વેગને સતેજ કરવા અહીં ઈશ્વરનું તટસ્થલક્ષણ સામાન્યરૂપે કહ્યું છે.

શોધકપ્રસાદ.—

" તટસ્થ લક્ષણ એટલે શું ? "

આનંદનિધિ.—

પરમેશ્વર શી વસ્તુ છે તે જાણવું એ આપણો વિષય છે જેનાવડે તે જાણવારૂપ ભાનનો ઉદ્ભવ થાય એટલે આપણા લક્ષમાં આવે તે તે વસ્તુનું લક્ષણ કહેવાય છે. નદીનો તટ એ કાંઇ નદી નથી છતાં નદીનું ભાન કરાવવા માટે પ્રથમ તટનું ભાન કરાવાય છે. એ તટ ઉપર પહોચ્યા એટલે નદીને આ જળનો પ્રવાહ એ રૂપે પ્રત્યક્ષ બતાવી શકાય છે. તટનું પ્રથમ ભાન કર્યા વિના નદી આવતી નથી. એ પ્રમાણે પ્રથમ જે લક્ષણવડે ઈશ્વરનું ભાન કરાવ્યું છે તે ઇશ્વરનું તટસ્થ લક્ષણ છે. આપણને આ વ્યવહારના અનુભવથી ભાન છે કે ભિન્ન ભિન્ન વ્યક્તિઓ ઉત્પન્ન થાય છે, વિનાશને પામે છે તથા તે બંને વ્યતિકરોની મધ્યમાં સ્થિતિ કરીને રહે છે. એ જાણીતા ભાનને સાથે લઇને ઈશ્વરનું ભાન કરાવ્યુ છે.

શોધકપ્રસાદ,

ઉત્પત્તિ સાથે ઇશ્વર એ વસ્તુનો શો સંબંધ છે તે કહો.

આનંદનિધિ.

ઉત્પત્તિ નામના વ્યતિકરનો વિચાર કરીએ. એક ઘટની ઉત્પત્તિ આપણે જોઇએ. પ્રથમ તો તે માટી હોય છે. ઘટના સ્વરૂપમાં એવું કાંઇજ નથી હોતુ કે જે માટી ન હોય છતાં જે કાર્ય ઘટ સાધે છે તે કાર્ય માટી ઘટના રૂપમાં આવ્યા પૂર્વે સાધી શકતી નથી. ઘટને કરનાર માટી હોવાથી ઘટની અપેક્ષાથી માટીને કારણ નામથી કહી છે. અને માટીવડે ઘટ કરાયલો હોવાથી માટીની અપેક્ષાથી ઘટને કાર્ય કહ્યો છે. કાર્ય ઘટનું કારણ જે માટી છે તે માટીને ઘટનું ઉપાદાન કારણ એટલે જે પદાર્થને લઇને તેને અમુક આકૃતિ વીગેરે આપવાથી ઘટ બને છે. તેનું તે કારણ હોવાથી તેને ઉપાદાન કારણ કહ્યું

છે જેમાં હું તથા બંને આવી રહ્યાં છે. જેમાં અમુક સ્વરૂપની યોજના થવાથી હું તથા આ પોતપોતાના સ્વરૂપનો આરંભ કરે છે. તેવું તે સમગ્ર વિધિનું જે ઉપાદાન કારણ છે. તે પરમેશ્વર છે.

શોધકપ્રસાદ.

ત્યારે તો પરમેશ્વર માટી જેવો જડ છે તો તે મારૂં શું ધોળવાનો છે!

આનંદનિધિ.

તારી શંકા ખરી છે, પણ ધૈર્ય પકડ. અને સાંભળ આપણે જાણીએ છીએ કે માટી તો ઘટનું એવા પ્રકારનું ઉપાદાન કારણ છે કે જે પોતાની સ્વતંત્રતાથી ઘટ સ્વરૂપને ધારણ કરી શકતી નથી. ચક્ર, દોરી, જમીન, આદિ સાધનોની કથા અમુક ઋતુ આદિની તથા જેના મગજમાં ઘટની પ્રતિમાનું પૂર્વે ભાન હોય છે. તથા તેવી ક્રિયાથી માટી ઘટરૂપને ધારણ કરી શકશે તેનાં અનુભવ પૂર્વક જેને જ્ઞાન છે. એવા કુંભાર નામના મનુષ્યની તેને અપેક્ષા હોય છે. આ સઘળાં ને પણ ઘટને કરી આપવાનો ધર્મ પ્રાપ્ત હોવાથી તેમનો પણ ઘટના કારણમાં સમાવેશ થાય છે. ઘટના સ્વરૂપમાં માટીની માફક તેમાંથી કાંઇ અનુસ્યુત થતુ નથી. પણ તે સર્વે તો માટી એ ઘટરૂપને ધારણ કરવું એવી યોજનાજ માત્ર કરી આપનાર હોવાથી તેમને નિમિત્ત કારણ કહ્યાં છે. એ નિમિત હોય છે ત્યારેજ માટી ઘટરૂપને ધારણ કરે છે. માટી ન હોય તો તે નિમિત્તો ન હોય તો માટી ઘટરૂપને ધારણ કરી શકતી નથી. ઘટની પૂર્વે તે બંનેનો સહભાવ અવશ્ય થએલોજ હોય છે. અને તે બંનેનો સહભાવ થાય છે એટલે ઘટ ઉત્પન્ન થયા વગર રહેતો નથી. આ આપણું ઇશ્વર તત્વ આખા વિશ્વના ઉપાદાન કારણરૂપ છે એટલુજ નથી પણ સામાન્ય ઉપાદાન કારણોથી એમાં વિશેષતા એ છે કે તે પોતેજ પાછા સમગ્ર વિશ્વનું નિમિત્ત કારણ પણ છે. અન્ય ઉપાદાન તથા નિમિત્ત કારણ માત્રનો વિશ્વ નામની વસ્તુમાં સમાવેશ થઈ ગયો છે. તેથી એ વિશ્વની ઉત્પત્તિ પૂર્વે અન્ય કાંઇજ ઉપાદાન કે નિમિત્ત કારણરૂપ વસ્તુના સદ્ભાવનો સંભવ નથી. સમગ્ર વિશ્વની પૂર્વે એકજ ઇશ્વર તત્વ તેના ઉપાદાન તથા નિમિત્ત કારણ રૂપે છે. એ પ્રકારનું તટસ્થ ઉત્પત્તિ લક્ષણ તું બરાબર યાદ રાખજે.

શોધક પ્રસાદ.

એ તો ઠીક. પણ ઈશ્વરનો વિનાશ સાથે શો સંબંધ છે. ?

આનંદનિધિ.

જે વસ્તુને આપણે ઉત્પન્ન થએલી જોઇએ છીએ તે વસ્તુમાં ૭ પ્રકારના વિકારને અવલોકીએ છીએ તે વિકારોના નામ નીચે પ્રમાણે છે.

૧ जायते એટલે ઉત્પત્તિ એટલે કારણ તત્વે કાર્યરૂપ પરિણામને ધારણ કરવું તે આપણે તેનું સ્વરૂપ વિસ્તારથી ઉપર સમજ્યા છીએ. ૨ अस्ति એટલે ઉત્પત્તિ નામની બનાવટ થયા પછી કાર્ય નામની વસ્તુમાં જે તે છે એ પ્રકારે તેનાવડે ભાન કરાય છે તે વિકાર. ૩ विपरिणमते એટલે વિશેષ પરિણામને પામવું અર્થાત્ અન્ય વ્યક્તિઓમાંથી ભિન્નરૂપે જેવડે તેની પ્રતીતિ કરાય છે. તે વિકાર એ છે. ૪ वर्धते એટલે જે હેતુથી તે કાર્યનો પ્રાદુર્ભાવ થયો છે તે હેતુની અધિક અધિક વિકાસ પૂર્વક પ્રતીતિ કરાવવારૂપ વૃદ્ધિ નામનો એ વિકાર છે. ૫ अपक्षियते એટલે જેવી રીતે ઉની કરેલી એક લાલચોળ

કડછી અગ્નિના સંબંધમાં હોય છે ત્યાંસુધી તે અધિક અધિક ગરમ થતી જાય છે તેને તે અગ્નિમાંથી બહાર કાઢયા પછી દાહકત્વ નામનો ધર્મ ધીમે ધીમે કમી થતો જાય છે તે પ્રકારે પોતાની પ્રતીતિના હેતુની સિદ્ધિની દિશામાં વધારનાર બળનો જયો ધીમે ધીમે કમી થતાં વિકાસની મંદતા અધિક અધિક થતી જાય છે તે વિકાર એછે. ૬ વિનસ્યતે એટલે આપણા ઉપરના દૃષ્ટાંતની કડછીમાંથી ઉષ્ણતાનો અંતે એક ક્ષણે અભાવ થઈ રહે છે. તે પ્રમાણે કાર્યના હેતુની સિદ્ધિ જે વ્યતિકરવડે સંપૂર્ણ રીતે બંધ થઇ જાય છે. તેને વિનાશ નામનો અંતિમ વિકાર કહ્યો છે.

આ ૭ વિકારોમાંથી પહેલો વિકાર તો કહ્યો. હવે તારો પ્રશ્ન આ છેલ્લા વિકાર વિષે છે ઘટનો વિનાશ થયો એવું આપણે કહીએ છીએ ત્યારે આપણે એવું સમજવાનું નથી કે ઘટ વાંઝણી સ્ત્રીના પુત્રની માફક શુન્ય અવસ્થાએ પહોંચ્યો છે. ઘટ ફુટે છે. એટલે છેવટે તેની ઝીણી ઝીણી કરચો થઇ જઇને જે તેના ઉપાદાન કારણરૂપ માટી હતી તે રૂપમાં એક છેવટે થઇ જાય છે એટલોજ ભાવાર્થ હોય છે. કૃતિ એટલે ઉત્પત્તિનું એક પછી એક વિકાર નામથી પરિણામ આ વિનાશ છે. તેની અપેક્ષાથી તે ઉપાદાન અને પ્રકૃતિ નામવડે કહ્યું છે. સમગ્રવિશ્વ જે કારણમાં છેવટે આ પ્રમાણે કાર્યરૂપતાને

શોધક

" તટસ્થ જાય છે તે પ્રકૃતિરૂપ પણ આ ઇશ્વરજ છે. આ પ્રમાણે વિનાશ સાથે

આનંદનિધિ છે.

પરમેશ્વર શીાદ.

ભાનનો ઉદ્ભવ થાય વિનાશ નામના આપણા નિત્યના અનુભવના વ્યતિકરો દ્વારા ઇશ્વર

દીનો તટ એ કાંઇ જ્ઞાન થાય છે. ઉપર આપે ૭ વિકારો કહ્યા તેમાં બાકીના ચાર રહી

વાય છે. એ તટ ઉપર વિકારો સાથે ઇશ્વરને કાંઇ સંબધ છે કે કેમ?

શકાય છે. તટનું પ્રથમ ...

ણવડે ઈશ્વરનું ભાન કરાવ્યું છ

અનુભવથી ભાન છે કે ભિન્ન ભિ... વિનાશની પૂર્વે મધ્યના ચારે વિકારોથી પસાર થવા રૂપ

બંને વ્યતિકરોની મધ્યમાં સ્થિતિ કરીને ... કહેલા છે. ઘટમાં ધર્મ જેમકે અમુક પ્રકારના તેના

રનું ભાન કરાવ્યું છે. અવકાશ. તે ઘટના શરીર વડે તે અવકાશે

...સ્વરૂપ જે નિમિત્તોની સિદ્ધિ પ્રતિત થાય છે.

શોધકપ્રસાદ,

ઉત્પતિ સાથે ઇશ્વર એ વસ્તુનો શો સંબંધ એટલે ટકી રહેવું એ ધાતુ ઉપરથી નીકળ્યો

આનંદનિધિ. ...કરી રહ્યો છે. તેને સાધારણ કારણ એવું

ઉત્પત્તિ નામના વ્યતિકરનો વિચાર કરીએ. રૂપ પણ એ ઈશ્વર પોતેજ છે, ઇશ્વરની

પ્રથમ તો તે માટી હોય છે. ઘટના સ્વરૂપમાં એ રૂપની સિદ્ધિ એજ સમગ્ર વિશ્વની પ્રતી-

હોય છતાં જે કાર્ય ઘટ સાધે છે તે કાર્ય માટી ... નો આ પ્રમાણે સંબંધ છે.

નથી. ઘટને કરનાર માટી હોવાથી ઘટની અપેક્ષ્યાં સામાન્ય જ્ઞાનના વિષયો રૂપ તટસ્થ અને માટીવડે ઘટ કરાયલો હોવાથી માટીની અપોઉપર આપણે આવ્યા હવે એ મહાસાગરનું કારણ જે માટી છે તે માટીને ઘટનું ઉપાદાન કારાસાધન પ્રતિ આપણે જઇએ.

... તે ... આપવાથી ઘટ બને છે. તેનું તે કા

હા, ખરેખરૂં તો એનુંજ કામ છે માટે તે કહો.

આનંદનિધિ—

ધીરો થા, એજ ખરેખરો સખ્ત વિષય છે. હાલ તો માત્ર તેની દિશા સુચવાય છે ધીરે ધીરે પરિશ્રમ માત્રના અંતેજ તે તો સમજાશે હાલ તો ક્રમે ક્રમે મારી સાથે વિચારમાં તું પ્રયાણ કર. ઇશ્વરનું સ્વરૂપ લક્ષણ જ્ઞાનાત્મ છે સ્વથી ભિન્નરૂપે દેખાતું જે તટ તેને તટસ્થ લક્ષણ કહ્યું છે. હવે એટલું યાદ રાખ કે ભિન્ન નહિ પણ સ્વ એટલે ભાન એવું હાલ આપણે સમજીએ છીએ. ભાન માત્રનો જે આત્મા છે જ્ઞાનમાત્ર જેના વડે ભાનરૂપે સંભવે છે તે ઇશ્વરનું સ્વરૂપ લક્ષણ છે.

શોધકપ્રસાદ—

મંગલાચરણમાં કેવલ સ્મરણ ઇશ્વરનું નહિ કરતાં તેને નમસ્કાર કરવા રૂપ આચારની શી જરૂર પડી?

આનંદનિધિ—

આરંભના નમઃ શબ્દમાં ન તથા મ એવાં બે અંગો છે હાલ વ્યવસ્થામાં આપણે ભિન્ન ભિન્ન ઉદ્દેશોથી ઉદ્યમ કરી રહ્યા છીએ. આપણા ઉદ્યમ માત્ર તે તે ઉદ્દેશને સમર્પણ કરીએ છીએ અને તે ઉદ્દેશોનો સાથે આપણે તે સ્વરૂપ હોઇએ એવી એકતા કરી મૂકીએ છીએ. કોઇ વિષય ઉપર મોહ થાય છે ત્યારે તે વિષયમાં આપણું સર્વસ્વ ખરચી નાંખીએ છીએ સામાન્ય મનુષ્યો આજ પ્રમાણે પોતાના આખા જીવનને ખરચીને મૃત્યુને વશ થતા દેખાય છે તે માર્ગે થતા પ્રયાણની દિશા બદલવારૂપ આ નમસ્કારની ક્રિયા છે. મારો એ પ્રકારનો વિચાર અત્યાર સુધી મારા સર્વસ્વ ઉપર સ્વામીત્વને ધરાવતો અને છેવટે મારા હું ને પણ તેમાં હું હોમી દેતો હતો તે પ્રકારનું મને નિષ્ફળ કરનારૂ જે મમત્વ તે હવે મારાથી દૂર રહો મને પ્રેરનાર હેતુ રૂપે તે જે પ્રતીત થતું હતું તે નહી. પણ કેવલ પરમેશ્વર એકજ મારા જીવન માત્રના પ્રેરક હેતુ હો. એ પ્રકારે પોતાની વૃત્તિના સમુહને બહાર નીકળતી પકડીને તેને નમાવી વાળીને જ્ઞાનાત્મ સ્વરૂપ જે પરમેશ્વર તેમાં તેને સ્થિર કરવી એવું આ નમસ્કાર નામના આચારથી સૂચવાય છે.

શોધકપ્રસાદ.

અન્ય સાધનો આ સિદ્ધિને માટે છે?

આનંદનિધિ.

ઉપર જે નમસ્કારનું સ્વરૂપ કહ્યું તેજ મુખ્ય સાધન છે. તે મુખ્ય સાધનને સાહાય્ય કરનાર જે સાધનો છે તે તેના અંગભૂત હોવાથી તેને અંગ સાધનો કહે છે. સિદ્ધિની પ્રતીતિ કરાવવામાં તેનો યશ મુખ્ય સાધનના યશમાં સમાઈ રહે છે તેથી તેને અંતરંગ સાધન કહે છે. જેમ કે કોઇ કાર્ય કરવા વખતે તાપ પડતો હોય ત્યારે કોઇ પંખા ઉરાડે છે કોઇ બહાર રહ્યા રહ્યા ઘોંઘાટને અટકાવીને શાંતિને જાળવી રાખે છે આ વગેરે નિમિત્ત વડે પોતાના કાર્ય કરવામાં અનુકૂલતા સાધી આપે છે. તેવાં સાધનોને અંતરંગ સાધનો કહ્યા છે. જે મહાત્માઓ ગુરૂ શિષ્યની પરંપરાને ચલાવીને આ વિદ્યાનો ઉપયોગ કરાવી રહ્યા છે તથા તેને જાળવી રહ્યા છે. તેમને ગુરૂ કહ્યા છે એવા ગુરૂઓને પણ પ્રણામ કરીને તેમના પ્રતિ પ્રેમ ભક્તિને ઉદ્ભવવાની જરૂર છે. તેવા ગુરૂઓના સ્વરૂપોના વિચા-

સ્થી કેટલેક અંશે એટલે જેટલે અંશે પ્રેમભક્તિ તેમના પ્રતિ હોય છે તેટલે અંશે તેમના અંતઃકરણમાં જાગ્રત થએલા સંસ્કારો સાથે આપણું અંતઃકરણ તેમાં ખોળાઇ રહી આપણાને અનુકૂલતા કરી આપે છે માટે તે સર્વને પણ આપણે પ્રણામ કરીએ છીએ.

શોધકપ્રસાદ.

આ ગુરૂઓએ આપ કહો છો તે પ્રમાણે યોજના શી કરી હતી તે કૃપા કરીને કહો?

આનંદનિધિ.

"જે સાચી તૃપ્તિને માટે પ્રાણી માત્ર તરફડી રહ્યાં છે. તેની પ્રાપ્તિ કરાવવી એ વેદ માત્રનું તાત્પર્ય છે. જે સાધનમાં તેને કહ્યું છે તે વેદાંત છે. તે વેદાંત શાસ્ત્રના તાત્પર્યને સમજાવવા માટે પદ, વાક્ય, તથા પ્રમાણ એ ત્રણ સાધનોનો ઉપયોગ તેમણે કર્યો છે. પદ એટલે પગલુ જેના વડે પ્રાપ્તવ્ય મળે છે તે શ્રુતીમાં વપરાયલા દરેક શબ્દને પદ કહે છે. તેની વિસ્તારથી તેમણે સમજુતી આપી છે. વાક્ય એ આખા વિચારને સૂચવનાર યોગ્ય રીતે જોડાયલા શબ્દોનો સમુહ છે. શબ્દે શબ્દના અર્થને વિસ્તારથી સમજાવ્યા બાદ તે શબ્દોના સમુહની એકત્ર કહેવાથી કેવા પ્રકારની અસર થાય છે તે તેમણે વિસ્તારથી સમજાવ્યું છે. જે અનુમાન વગેરે યુક્તિયોથી સત્યના યથાર્થ સ્વરૂપને અંતઃકરણમાં દઢાવાય છે. તેને પ્રમાણ કહે છે. આ પ્રમાણે પદ વાક્ય તથા પ્રમાણને હાથ ઉપર લઇને તેમણે વેદના તાત્પર્યને વિસ્તારથી સમજાવ્યું છે. તેમને નિરંતર પ્રણામ કરવારૂપ આપણે તેમની સાથે એકતાને પામીએ. ગુરૂનો તથા ઇશ્વરનો અનુગ્રહ તેમના પ્રતિ અભિમુખતા ધારણ કરવાથી પ્રાપ્ત થાય છે, તેને પ્રસાદ કહે છે. તે પ્રસાદવડે આપણે આપણા કાર્યમાં નિર્વિઘ્નપણે પ્રયાણ કરવા શક્તિવાળા થઇશું.

શોધકપ્રસાદ.

"ઓહો! એ તો સમજ્યા, મારો મૂળનો સંદેશ ખરો નીકળ્યો. ત્યારે કામ તો એટલુંજ છે કે? વેદમાં કહેલા શબ્દોનો અર્થ સમજવો, તે શબ્દોવડે બનેલા વાક્યોનો અર્થ સમજવો, અને પૂર્વે થઇ ગએલા કોઇ મહાત્માએ યુક્તિ પૂર્વક પોતે જે સમજ્યા હોય તે લખ્યું છે તે લખાણ વાંચીને શબ્દ તથા વાક્યના અર્થ આપણે જે સમજીએ છીએ તે ખરા છે એવી દઢતાને સ્થિર કરવી અમારે કૉલેજમાં સંસ્કૃત ભાષાનું તેમાં ખાસ વેદની ભાષાનું વ્યાકરણ તો ચાલી ગયું છે. શબ્દકોષ પણ લાયબ્રેરીઓમાં તૈયાર છે તે વડે શબ્દોના અર્થનું સ્મરણ થઈ આવે એમ છે. તે અર્થના સંસર્ગરૂપ વાક્યનો અર્થ હોવાથી વાક્યાર્થ પણ તેજ સાધનવડે. સ્મૃતિ પટ ઉપર સહજ તરી આવવાનો ઉપનિષદ્ માત્રના તાત્પર્યનું નિરૂપણ શ્રી વ્યાસ ભગવાને અનેક યુક્તિઓ વડે પોતાના બ્રહ્મ સૂત્રોમાં કર્યું છે. એ બ્રહ્મ સૂત્ર તો કૉલેજમાં અમારો ખાસ વિષય હતો. આટલું બધુ છે છતાં શ્રી શંકર ભગવાને પાછું લાંબુ લાંબુ ભાષ્ય કરી ને અભ્યાસકોની આંખોને ત્રાસ આપ્યા વિના બીજું શું કર્યું છે.

આનંદ નિધિ.

"ભાઇ પાછો તું ચગ્યો, તું ભૂલી જાય છે કે સર્વની બુદ્ધિ સરખી હોતી નથી. આરંભક અવસ્થામાં સર્વની બુદ્ધિનો વેગ તથા તાત્પર્યના હાર્દમાં પ્રવેશીને તેને પકડવાનું




पुस्तक ८ चैत्र. १९७१ अंक ६

॥ ॐ श्री ॥

## एक महात्मा साथे सज्जन मनुष्यनो संवाद.

પદ ૧૦૦ (શા માટે શ્રમ કરે, સતિ તુજ પાત ભક્તિ સાચી, એ લય)

સજ્જન સિદ્ધિ કશી નહિ મળી, સેવતાં સાધન સુવિચારો, (૨)
ટળ્યો નહિ દુઃખ તણો ભારો. (૨)

મહાત્મા સાધન કરે સુખ નવ મળે, એવું કદિ ના હોય,
વાવે તે લણે એ નિયમ, સકળ વિશ્વમાં સ્હોય.
જેવાં સાધન હશે તમારાં, તેવાં મળશે સુખ મમ પ્યારા,
હૃદય શોક ન કરો, બંધુ મુજ દુઃખથી ન કદી હારો, (૨)
ઉલટું દ્વિગુણ બળ ધારો (૨)

સજ્જન કરી કરી જાપ હું આજે થાક્યો, તોપણ સુખ કિનારો ન દાખ્યો,–
હશે કર્મકોઇ દુષ્ટ જનમના, તેથી ન વામ્યો તાપ હું ભવના.– સિ.

મહાત્મા બીજ ભૂમિમાં રોપતાં, ઉગી નીકળે અંકુર,
તેમજ સાધન સાધતાં, મળશે સુખ જરૂર.
સાધનમાં બહુ પ્રેમને રાખી, અનુપમ ફળ તેનું લ્યો ચાખી, હૃદય,
અંતરમાં એક જાપને ધારો, ઉરથી ચિંતન અવર વિસારો. હૃદય.

સજ્જન હું તો એકજ પ્રભુને જાપું, પ્રભુ મૂર્તિ હું ચિત્તમાં સ્થાપું. સિ,

મહાત્મા ઉરમાં મૂર્તિ સ્થાપી પણ, વૃત્તિ અવરે જાય,
ઘડી ચિંતિ ઘડી અન્યને, વેગે ગ્રહેવા ધાય,

ઘડી ચિંતો તમે પ્રભુરૂપ પ્યારૂં, ઘડીમાં લાગે વિષય સુખ સારૂં.
આવું મન આણે ન કદી, હરિ મેળવવા વારો, (૨)
થાય નવ સફળ જન્મારો. (૨)

સજ્જન અજામેલ ક્ષણ ભક્તિથી તરીયો, ભક્તિ કરૂં પણ હું નવ તરીયો;–
મન આ નાસ્તિકતા હવે લાવે, રહે ન સ્થિર એ બહુ સમજાવે.–

મહાત્મા અજામેલ સમ ભક્તિજો, એક ક્ષણે પણ થાય,
તો મટશે આ તમતણું ભટકણ ભવની માંહે.
સાચા પ્રેમની કદી હોય ભક્તિ, આપે બહુ એ સુખને શક્તિ, હૃદય.
(પરંતુ) ઉપરથી તમે ભક્તિને ધારો (પણ) રાગ દ્વેશ ઉરનાં ન વિદારો. આવું.

સજ્જન ધિક્ ધિક્ છે મુજને ખરી મુજ ભુલ સમજાઇ.
રહીશ હવે તો સર્વદા, પ્રભુના રૂપે રંગાઇ,
યોગ્ય જાણવું સર્વ તે જાણ્યું, આપ કૃપાથી હિતને માણ્યું.
થયા ઘણાં હવે આજ, આપના અગણીત ઉપકારો.
બદલો કદિ ન વળનારો; (૨)

મહાત્મા ધન્ય ધન્ય છે બંધુ મારા હિત વચન અંતર ધરનારા હૃદય.
ઉરમાં સંતત પ્રભુ તણું કરજો નિશદિન ધ્યાન;
ખોટા વિષયના તાનમાં, બનોના કદી ગુલતાન.
પ્રભુ પ્રતિજે વ્હેંત ખસે છે તે પ્રતિ પ્રભુ એક હાથ ખસે છે,
નિયમ જગતમાં ખરો બંધુ તે આજ હૃદય ધારો. (૨)
લહી ઉર શાંતિમાં ઠારો. (૨)

---

## रसदर्पण.

(અનુસંધાન પંચમ વર્ષના અંક ૧ ના પૃષ્ઠ ૧૯૨ થી).

સિંહ અને દિલીપ, ઇંદ્ર અને રઘુ, પ્રિયંવદ અને અજરાજાનો પ્રસંગ, ઇંદુમતીનો સ્વયંવર (અથવો છઠ્ઠો સર્ગ) વૈદર્ભ રાજાની રાજધાનીમાં અજરાજાનો વરપ્રવેશ અને વિવાહ, ઇતર રાજાઓ સાથે થએલો યુદ્ધ પ્રસંગ, અને ત્યારપછી ભય પામેલી ઇંદુમતીની સાથે પ્રીરસયુક્ત ભાષણ, પારિજાત માયાનું વૃત્તાંત અને ઇંદુમતીને માટે અજરાજનો શોક, વસંતોત્સવનું તેમજ દસરથની મૃગયાનું વર્ણન, રામ અને ભાર્ગવનો પ્રસંગ, પુષ્પક વિમાનમાં બેઠા પછી રામચંદ્રએ સીતાને ઉદ્દેશી કરેલું સમુદ્રનું અને પૂર્વ વૃત્તસ્મારક અનેક સ્થળોનું વર્ણન; સીતાનો વનવાસ અને વાલ્મીકિ મુનિએ કરેલું તેનું સાંત્વન, સ્ત્રીરૂપથી આવેલી અયોધ્યાનું અને કુશનું ભાષણ; ગ્રીષ્મઋતુમાં જલવિહારનું વર્ણન; અને છેવટે અગ્નિરથ રાજાનું શૃંગાર વર્ણન એમાંથી એકાદનોએ રસાસ્વાદ લેતાંજ રસજ્ઞ વાચકોને કાલિદાસની કવિતાનું મનોહરત્વ સહજ માલમ પડશે.

'મેઘદૂત' એ કાવ્ય સર્વના સાંભળવામાં તો હશેજ. અને વળી હાલમાં કેટલોક વખત થયા એનું ગુજરાતી ભાષાંતર પણ થયું છે, જેથી એની મનોહરતા સર્વએ જોઈ હશે. એને સંસ્કૃતમાં 'खंडकाव्य' કહે છે, કારણ કે એ ઘણુંજ નાનું છે. તોપણ કવિત્વના કંઇક અપૂર્વ ગુણથી એ એટલું તો રમણીય થયું છે કે, એના આગળ મહાકાવ્યની પણ કંઇ ગણત્રી નથી. આ કાવ્યનો વિષય જોઇએ તો સંસારનો અનેક વિધ પ્રસંગ, સામાન્ય રીતે દૃષ્ટિએ પડનારા સૃષ્ટિ ચમત્કાર વિગેરે છે. જો કે આપણે જેનો અનુભવ મેળવ્યો હોય તેનું વર્ણન કરવાને કશીએ વખત લાગતો નથી. પણ જ્યાં કેવળ ઇંદ્રિઓની અદ્ભૂત કાલ્પનિક સૃષ્ટિમાં યથેચ્છ વિહાર કરવાનો અધિકાર[1] મેળવો એ 'मिड्समर नैटस् ड्रीम' 'प्याराडिज् लॉस्ट्' 'मेघदूत' ના રચનારાઓનેજ મળ્યો છે. અહિંઆં ઇતરોની ગતિ નથી. 'कालिदास'ના જીવીતનો અને કવિતાનો અદ્વૈતભાવ કેટલો પૂર્ણ હતો તે આ કાવ્યથી સ્પષ્ટ જણાઇ આવે છે, કેમકે, પ્રસ્તુત કાવ્યમાં કલ્પનાશક્તિ ઉદ્દામ અને ઉજ્વલ વિલાસોથીજ કામ કરેલ છે. આ કાવ્યની ભાષા એટલી સાદી અને ચમત્કારિક છે કે એના જોડ સંસ્કૃતમાં તો શું પણ ઇતર ભાષામાં પણ મળવી અશક્ય છે. પ્રાચીન કાળથી જે 'गिरिराज' એ નામથી ગાજે છે,—અને હાલના શોધ ઉપરથી તો તેનું આ નામ ફક્ત હિન્દુસ્થાનમાંજ છે એમ નથી, તો સમગ્ર પૃથ્વીના સંબંધે પણ યથાર્થ થયું છે. અને જેના હિમાચ્છાદિત શિખરો મેઘમંડળને પણ ભેદી જવાથી અથવા ગંગાયુમનાદિક પવિત્ર મહાનદીઓનું ઉત્પત્તિસ્થાન હોવાથી, જેને ગ્રીસ દેશમાંના આલિમ્પ પર્વત પ્રમાણે અહિંઆંના લોક દેવતાધિષ્ઠિત માને છે, તે હિમાલય ઉપરની અલકાપુરીમાંના એક યક્ષને કુબેરનો શાપ થવાથી તેને અતિશય દુઃસહ એવો પ્રિયસ્ત્રીનો વિરહ થયો. ક્યાં હિમાલય અને ક્યાં રામગિરિ! પણ નિરૂપાયથી ત્યાં પણ તેણે વિરહથી કેટલાક મહિના મોટા દુઃખમાં કાઢ્યા. એટલામાં વર્ષાકાળ આવ્યો. અને વિચાર કરવા લાગ્યો; કે આ વર્ષાઋતુથી મારી પ્રિયા દીર્ઘ વિરહથી પિડાતી હશે. એવી ચિંતા તેને થવા લાગી, અને એક ઉપાય સુજ્યો તે એ કે, મારી ક્ષેમવાર્તા કહેવાને એક દૂત તેના તરફ મોકલવો. પણ એવો દૂત તે યક્ષને ત્યાં કોણ મળ્યો? કોઇ મનુષ્ય, અથવા ઇતર કોઇ સજીવ પ્રાણી ન હતો, ત્યારે દુનીઆનો સંતાપ હરણ કરી તેમને સમૃદ્ધિ આપનારો, અને પોતાના મનોહર નીલ વર્ણથી સર્વના હૃદયને આનંદ આપનારો, એવો જે મેઘ તેનેજ દૂત કરી તેની સાથે બોલવાનો આરંભ કર્યો. આ કેવળ અચેતન છે, એનાથી આપણું કાર્ય શું થશે, એવી કલ્પના જરાએ તેના મનમાં આવી નહિં; કેમકે, સ્ત્રીના પ્રેમથી તે અતિશય ગાંડા જેવો થયો હતો, પછી ત્યાંથી એટલે રામગિરિથી ઠેઠ અલકાપુરી પર્યંત માર્ગ બતાવ્યો; અને મધ્યમાં આવનારા અનેક નગરો, નદીઓ, પર્વતો, વિગેરેનું વર્ણન કર્યું. અહિંઆં સુધી આ કાવ્યનો પ્રથમ ભાગ છે. એને 'पूर्वमेघ' કહે છે, 'उत्तरमेघ'માં અલકાનું

१ मिड् समर् नैटस् ड्रीम (એક ઉન્હાળાની રાત્રીનું સ્વપ્ન) એ શેકસપીયર નાટકમાં એક સર્વે પ્રસિદ્ધ નાટક છે એનો વિષય 'मेघदूत' પ્રમાણે કેવલ કલ્પનામય છે. 'टॅंपेस्ट' નાટકમાં જેમ ભૂતચેષ્ટા છે તે પ્રમાણે એ પિશાચ ચેષ્ટાથી ભરપૂર છે. 'प्याराडैज् लॉष्ट्' ઓમિલ્ટનનું માહાત્મ્ય પ્રસિદ્ધ છે.

વર્ણન કરી, યક્ષે પોતાના મંદિરનું અને સ્ત્રીનું વર્ણન કર્યું છે. અને છેવટે પોતાની સ્ત્રીને કહેવાનો સંદેશો કહેલ છે.

એમાં મેઘમંડળથી જે સૃષ્ટિનો ચમત્કાર દેખાય છે તેનું, પુરાણ પ્રસિદ્ધ અને જગપ્રસિદ્ધ એવા પર્વતો નદીઓ વિગેરે સ્થલોનું વર્ણન ઘણુંજ સરસ છે. તેમજ રામ, સીતા, અર્જુન, બલરામ, ઇત્યાદિઓના ઉજ્વલ ચરિત્રથી જે જે સ્થાન વિખ્યાત છે તેનું વર્ણન પણ હૃદય ભેદક છે. 'उत्तरमेघ' માં પણ અલકાનગરીનું વર્ણન સુંદર છતાં યક્ષની સ્ત્રીની વિરહાવસ્થા, અને છેવટે સંદેશો એ કરૂણરસભરિત વર્ણન છે. આ કાવ્યની મંદગતિ, અને પદલાલિત્ય ઘણુંજ શોભે છે, વાંચનારાઓને નાયિકાનો ભાવ સાક્ષાત્ થાય છે; અને કલ્પનાની આનંદમય સૃષ્ટિમાં મન અતિશય લીન થઇ જઇ આ દુનીઆનું ભાન પણ કેટલીક વખત રહેતું નથી.

'कालिदास' જેમ કવિઓમાં શ્રેષ્ટ ગણાયો છે, તેમજ નાટકકારો પણ તેને અતિશય માન આપતા હતા. એનાં 'मालविकाग्निमित्र' નાટક વિષે પંડિતોના જે બહુમત થયા છે તે આગળ કહ્યું છે. રહ્યા બે 'शाकुंतल' અને 'विक्रमोर्वशी' આ બે નાટકોની તેમાં પણ 'शाकुंतल' ની આ દેશમાં પૂર્વથી કેટલી પ્રતિષ્ઠા છે એ કહેવું પડે એમ નથી. પ્રત્યેક પંડિતોના મુખમાં એમાંના પદ્યો અને "काव्येषु नाटकं रम्यं तत्र रम्यं शाकुंतला। तत्रापि च चतुर्थोकस्तत्र श्लोक चतुष्टयं॥ આ શ્લોક પણ છેજ. વિશેષ કહેવાનું એટલુંજ કે, આપણા કવિની અજરામર કીર્તિ પ્રથમ દેશાંતરમાં જઇ નંતર સર્વ ભૂમંડલ ઉપર પ્રસરવાને એજ 'शाकुंतल' નાટક કારણભૂત થયું છે. તે એમ કે, સર્ વિલ્યમ્ જોન્સ્ નામનો એક વિદ્વાન્ ન્યાયાધીશ સુમારે ૧૦૦ વર્ષ પૂર્વે બંગાલામાં હતો. તેને કોઇક પંડિત તરફથી સમજાયું કે સંસ્કૃતમાં નાટકો રચાયા છે; આ પ્રમાણે જાણ્યું, તાંવારનેજ તેણે સંસ્કૃત ભાષાનો અભ્યાસ ઘણાજ પરિશ્રમથી કર્યો; અને પ્રથમ 'शाकुंतल' નાટકનું ઇંગ્લિશમાં ભાષાંતર કરી યુરોપમાં પ્રસિદ્ધ કર્યું. તે જોઇ યુરોપના પંડિતોના મન એટલાતો વિંધઇ ગયા કે, તેમણે 'कालिदास' ને અનેક પ્રકારે ધન્યવાદ આપી તેજ વખતે 'महाकवि' માં એની ગણના કરી. 'जर्मनी' દેશનો કવિમણિ ગેટે પ્રખ્યાત તત્વવેત્તા અને મુશાફર હુંબોલ, અને મહાપંડિત શ્લેજેલ્ એમણે આપણા કવિની અનુપમ્ કૃતીનો કેવલ ભાષાંતર રૂપથી રસાસ્વાદ લઇ તેઓ આનંદમાં પોતાનું મસ્તક હલાવવા લાગ્યા. આ ઉપરના ત્રણ પંડિતોએ 'शाकुंतल' નાટક ઉપર પોતાના શુદ્ધ અંતઃકરણના ઉલ્લાસથી જે અભિપ્રાયો આપ્યા છે તે સર્વએ તેમજ વિશેષે કરી હિન્દુઓએ તો પોતપોતાના હૃદયમાં ખોદી રાખવા સરખા છે. તે સર્વનો અહિંઆ ઉતારો કર્યો હોત પણ તેવું કરવું પ્રશસ્ત લાગતું નથી કેમકે, તે સર્વત્ર પ્રસિદ્ધજ હોવાને લીધે તેનો ઉલ્લેખ પુનરૂક્તજ ગણાશે.[1] अस्तु

૧ તોપણ અમારા સર્વ વાંચકોને જાણ્યામાં નહિં હશે માટે અહિંઆ ઉતારો લીધો છે. "Wouldst thou the young gear's blossoms and the fruits of its decline, And all by which the soul is charmed, enraptured, feasted, fed? Would Sthou the earth and heaven itself in one sole name combine? Iname thee, O Sakoontala! and all at

once is said."–Goethe "Kalidasa the celebrated author of the 'Sakoontala,' is a masterly describer of the influence which Nature exercises upon the minds of lovers. Tenderness in the expression of feeling, and richness of creative fancy, have assigned to him his lofty place among the poets of all nations" Alexander von Humboldt "No composition of kalidasa displays more the richness of his poetical genius, the exuberance of his imagination, the warmth and play of his fancy, his profound knowledge of the human heart, his delicate appreciation of its most refined and tender emotions, his familiarity with the workings and counter work ings of its conflicting feelings, in short, more entitles him to rank as the Shakspere of India." M. Williams.

૧ "शाकुंतल" નાટક, એ મહાભારતના આદિ પર્વની એક કથાના આધારે રચેલો છે. એમાં મૂળ વાત એવી છે કે, 'दुष्यंत' રાજા મૃગયામાં થાકી જવાથી કણ્વ ઋષિનાં આશ્રમ ઉપર આવ્યો. ત્યાં બીજું કોઇ હતુ નહિં, કણ્વની કન્યા શકુંતલા માત્ર હતી. તેણીએ રાજાને સ્વાગત કરી તનું આદરાતિથ્ય કર્યું. રાજા તેના રૂપમાં મોહ્યો, અને રાજાએ પુછ્યાથી પોતાનું જન્મ વૃત્તાંત રાજાને કહ્યું. તે ઉપરથી આ ક્ષત્રીય કન્યા છે એમ જાણી દુષ્યંતે તેની સાથે ગંધર્વ વિવાહથી લગ્ન કર્યું. પછી દુષ્યંત પોતાના નગરમાં આવ્યો, પણ મુનિશાપના ભયથી શંકુલતાને તેડી જવાયુ નહિ. અહિંઆ કણ્વએ કન્યા ઉપર કોપ ન કરતાં તેનું અભિનંદનજ કર્યું, અને પોતાના શિષ્યને સાથે આપી તેને નગરમાં પહોચાડી દુષ્યંતનો શંકુતલા ઉપરનો પ્રેમ ઉતાર્યો નહોતો તથાપિ દુર્વાસાના શ્રાપથી રાજાએ તેણીનો અંગીકાર કર્યો નહિં. અને પુછવા લાગ્યો કે, તું કોણ, આ પુત્ર કોનો, વિગેરે બોલી શંકુતલાનો તિરસ્કાર કરવા લાગ્યો. શંકુતલાએ પણ રાજાને અતિશય ક્રોધના ઉત્તરો આપ્યા, અને તે આવેશમાં નિકળી જાય છે એટલામાં આકાશ વાણી થઇ કે. 'હે દુષ્યંત ! આ તારીજ સ્ત્રી છે, પછી તે આકાશમાં ચાલી ગઇ. કંઇક કાળે દુષ્યંતને તેની પ્રાપ્તિ થઇ અને તેના પુત્ર ભરતને યૌવરાજ્ય આપ્યું.

'कालिदास" પોતાનું સર્વ બુદ્ધિબલ 'शाकुंतल' નાટકમાંજ વાપર્યું છે એમ કહેવાને કશીએ અડચણ નથી. આવો અનુકૂલ અને સરસ વિષય બીજો મળવો કઠીણ છે. મહાભારતરૂપ અક્ષય સમુદ્રનું મંથન કરી પોતાની ચતુર કારિગિરીથી આ રત્ન સોધી કાઢી તેના ઉપર અપૂર્વ કરામત લગાવી છે; તેમજ મૂળની કથાને પોતાની કલ્પનાથી કેટલી દિપાવી છે, એ સંબંધે વિચાર કરીએ.

અપૂર્ણ.

# जगतने केवा लेखनी जरुर छे ?

૧ મનુષ્ય જીવનને ઉન્નત અને ઉર્ધ્વગામી કરે તેવા લેખની જગતને જરૂર છે.

૨ સ્ત્રીઓને પરાધિન દાસી સમાન ગણવાનું ભૂલાવી ગૃહદેવી સમાન ગણાવે તેવા લેખની જગતને જરૂર છે.

૩ અંતઃકરણમાં નિર્બળતા અને કાયરતાને હઠાવી હું સર્વ કરી શકીશ એ પ્રકારનું ભાન દૃઢ કરે તેવા લેખની જગતને જરૂર છે.

૪ કોઇ પણ મનુષ્યના દોષ જોવા ટીકા કરવારૂપ લેખને બદલે તેમાં ગુણ જોવડાવે તેવા લેખની જગતને જરૂર છે.

૫ સ્વાર્થી ભાવનાને અંતઃકરણમાંથી કાઢી સર્વ પ્રતિ પ્રેમ પ્રસરાવે એવા લેખની જગતને જરૂર છે.

૬ ક્લેશમય જીવનને આનંદમય કરી શકે તેવા લેખની જગતને જરૂર છે.

૭ ખોટા ધર્મના સિદ્ધાંતોને દૂર કરી ધર્મના સાચા સિદ્ધાંતોને પ્રસારનાર લેખની જગતને જરૂર છે.

૮ હું જીવ છું. હું અધમ છું એ પ્રકારના હલકાપણાના વિચારોને કાઢી હું શિવ છું હું મુક્ત છું એ પ્રકારના લેખની જગતને જરૂર છે.

૯ અશ્રદ્ધામય અંતઃકરણમાં પણ સાચી શ્રદ્ધાનો ઝળકારો કરે એવા લેખની જગતને જરૂર છે.

૧૦ સ્ત્રીઓને પતિ છતાં વ્રત ઉપવાસાદિથી મોક્ષ મળશે એ પ્રકારના લેખને બદલે તેનો પ્રત્યક્ષ દેવ તો પતિજ છે માટે તેની પ્રસન્નતા અર્થેજ ઉપાયો કરવા ઇષ્ટ છે એવું પ્રતિપાદન કરનાર લેખની જગતને જરૂર છે.

૧૧ આપણું જીવન સ્થાઇ નથી, આપણે માથે મરણનો ભય છે, એવા લેખને બદલે આપણે અનંતકાળ જીવવા શક્તિવાન છીએ. આપણે અજર અમર અવિનાશી છીએ એવા લેખની જગતને જરૂર છે.

૧૨ જે વાંચવાથી હૃદયમાં આઘાત થાય એવા લેખની જરૂર નથી પણ જેનાથી હૃદયમાં સાચી પ્રસન્નતા પ્રકટે, આપણી વૃત્તિઓ સ્વસ્વરૂપ પ્રતિવળે, અને તેમાંજ નિષ્ઠાવાળી થાય એવા લેખની જગતને જરૂર છે.

☞ જગતની જરૂરીઆતના આ લેખો તમારા પુસ્તકો, માસિકો, અને સાપ્તાહીકો દ્વારા પ્રકટ કરો અને તમારા લેખને જગત વધાવી લેશે.

# "હું સ્ત્રી હોત તો?"

સંધ્યા ખીલી રહી હતી. સર્વત્ર શીતલ વાયુ વાતો હતો. સાગર શાન્ત અને મન્દ મ્હાલતો હતો, અને તેથી ત્હેની વીચીઓ મધુરૂં ગાન કરતી હોય તેમ લાગતું હતું. હું અને મ્હારાં માતુશ્રી સાગરતીરે ફરતાં હતાં. ઘણો સમય ચાલ્યાં હોવાથી માતુશ્રી થાક્યાં અને મ્હને સૂચવ્યું "ચાલો, ભાઈ હવે આપણે પાછાં ફરીએ." મ્હેં મુંગે મ્હોડે માતુશ્રીનું માન્યું; કારણ મન વીચારને ચગડોળે ચઢ્યું હતું. જ્યાં સુધી અમે ફર્યાં ત્યાં સુધીમાં મ્હેં એક શબ્દ પણ મુખથી ઉચ્ચાર્યો ન્હોતો. માતુશ્રી પોતાના વીચારવમળમાં ગરકાવ થયાં હતાં અથવા તો બોલીને મ્હારૂં મન કચવાવી નાંખવાની ઇચ્છા ન્હોતી–હો તે હો પરંતુ એ તો સત્ય કે ત્હેમણે પણ અત્યાર સુધીમાં શબ્દોચ્ચાર કર્યો ન્હોતો. હશે.

અચાનક મ્હારી ચિત્તવૃત્તિ ચંચળ થઈ, બાજુએ ફર્યો અને માતુશ્રીને ખભે હાથ મૂકી પૂછ્યું "મા, મા હું સ્ત્રી હોત તો?" થોડી વાર તો એમના મ્હોં પર ગભરાટ વિસ્મય સહિત પ્રસર્યો. પરંતુ તરત જ અટ્ટહાસ્ય કરી બોલ્યાં "હેં? શું? તું સ્ત્રી હોત? અહોહો! ત્યારે તો અત્યારે ત્હારાં લગ્ન થઈ ગયા ને ક્યારનાં ચાર વર્ષે પણ થઇ ગયાં હોત" "ખરે અત્યારે તો મ્હારાં લગ્ન ક્યારનાં થઇ ગયાં હોત, કારણ હાલ મ્હારી ઉમ્મર અઢાર વર્ષની છે, અને સાધારણ રીતે હિન્દુબાળાને મોડામાં મોડી ચૌદમે વર્ષે પરણાવવામાં આવે છે." બસઃ આટલી વાત થઇ ત્હેમાં તો મ્હારી વીચાર––માળાને નવીનજ માર્ગ મળ્યો.

જેમ તેમ કરી અમે ઘેર આવ્યાં. મ્હેં અડધું પડધું ખાઇ લીધું. અને તરત જ શયનગૃહમાં જઈ પથારીમાં લાંબો થઇ પડ્યો. ફરીને થાક લાગ્યો હતો છતાં નિંદ્રા ન આવી. શેની આવે? એકદમ પથારીમાંથી ઉઠ્યો અને ઘરની બ્હાર નીકળી આંગણામાં બાગ બનાવ્યો હતો ત્યાં ગયો. શીતલ ચન્દ્ર પોતાનાં શાન્ત કીરણો પ્રસારી રહ્યો હતો. મ્હારો ક––ભર નિંદ્રામાં સુતો હતો, અને ચન્દ્ર આકાશમાંથી પોતાની શીતલતા ત્હેના મુખપર વરસાવી રહ્યો હતો. કેટલો સુખી અને નિર્દોષ બાલક! મ્હને તે વખત એ વ્હાલો લાગ્યો. મ્હેં પણ હાથમાં આરસી લીધી, અંદર નીહાળ્યું અને મ્હારા રાત્રીના પોશાકથી અને છુટા પડી ગએલા કાળા વાળથી જો કે હું મગરૂર નથી થતો તો પણ હું પુરેપુરો વ્હાવા લાયક લાગ્યો. આવે મધ્યરાત્રીને સમયે આથી તરત વીચાર આવ્યો, "હું અતિ રમણીય રમણી હોત તો? એ વીચારની સાથે જ નીચે સુઇ ગયો સુઇ જવાયું અને તત્ક્ષણ સ્વપ્ન આવ્યું. આ સ્વપ્નું જો કે ઉદાસ હતું તોપણ સુંદર હતું મ્હારૂં ભવિષ્ય અને મ્હારૂં સુખ એ બન્ને મ્હારા જન્મ ઉપર આધાર રાખત. કેમ જાણ્યું કે હું રાજપુત્રી ન હોત? કેમ જાણ્યું કે હું પુષ્કળ ધનની વારસ ન હોત? કેમ જાણ્યું કે હું ગરીબ ખેડુતની છોકરી ન હોત? આ દરેક જુદા પ્રકારો વીચારવા યોગ્ય છે; તો પણ સ્ત્રી થઇને હું કેવી હોત? હાલ જેમ છું તેમ મધુર અને સુન્દર તો હોત જ ન્હાની બાળા તરીકે કાંઇ નહીં તો હું ગાત, કૂદત, રમત અને આનંદ કરત. એક મધુરી કુમારીકા તરીકે હું સારી રીતે મ્હાત, કારણકે જો કે મરદાઇનું હૃદય છે છતાં સ્નેહાલ કુમળું અને વ્હાલથી ઉછળતું ઉભરાતું છે. હું મ્હારી પોતાની રીતથી ચાહું છું. અને કુમારીકા તરીકે એક આદર્શ 'વ્હાલી' થાત પણ એમ બની શકત કે હું એકલી પડી જાત અથવા તો મ્હને

કોઇ મ્હાત નહીં ? ના છેક એમ તો નહીં. મ્હને અન્ય મ્હાત ખરા. ત્યારે હું કોને મ્હાત ? અલબત કોઇ રસિક યુવકને હું મુખારવિંદ ઉપરથી વ્હાલ ન કરત. કારણ મુખારવિંદ ઘણીવાર ભૂલ ખવડાવે છે. બ્હાર દેખાય સોનું ત્યારે અંદર હોય લોખંડ એટલું માત્ર જોત કે એનું હૃદય મ્હાય. એમ છે, અથવા તો સ્નેહ પારખે એમ છે. અથવા તો સ્નેહ આપી શકે એમ છે ? એ તો બધું ઠીક. હું તો આ બધું ધ્યાનમાં લીધા પ્હેલાં જ મોહી પડત. રાજપુત્રી હોત કે ધનવારસ હોત કે ગરીબ ખેડુતની પુત્રી હોત ગમે તે હોત તો પણ એટલું તો નક્કી કે હું ચાહી શકત અને મ્હાત. મ્હારી આંખો કોઇ મીંચી ન શકત તેમજ મ્હારા હૃદયના ઉમળકા કોઇ અટકાવી ન શકત. પરંતુ અરેરે ! આમ રહાત જ નહીં. જેને હું હૃદયથી મ્હાત ત્હેને મ્હારાથી પરણી શકાત જ નહીં. કારણ હિન્દુસ્તાનમાં તો ઘરડાં માબાપો લાકંડે માંકડાં વળગાડે છે. વેવીશાળ કરવું એ મ્હોટું કાર્ય કુટુંબીઓ મલીને જાણે સભા ભરત અને ઘરડાં અને પોતાને ડાહ્યાં માનતાં ઓપુરૂપો એકઠાં થઇ મ્હને ઘેરી લેત અને મ્હને કહેત કે “ત્હારે સારૂ વર ખોળી કાઢ્યો છે.” મ્હારી કાકી “જો એ રહ્યો” એમ કહીને મ્હને બતાવત. હું શરમાઇને ધીમેથી આંખને ખુણેથી નજર નાંખત કારણ જોવું તો પડે જ નહીં તો ખબર કેમ પડે કે કેવો છે ? થોડીવારે દ્રષ્ટો દ્રષ્ટ મેળવત. જો સારો હોત તો મન્દ હાસ્ય કરી એને રીઝવત અને જો નઠારો કુબડો ગંદો હોત તો મ્હોં વાંકું કરી છણકો કરત. વારૂ પરંતુ હું એને મ્હાત ? એ જ મ્હોટો સવાલ છે. મ્હાત ? આ સવાલ જો હું પુખ્ત ઉમ્મરની બાળા હોત તો આપત અને જવાબમાં સારો હોત તો “હા” અને નઠારો હોત તો ના આવત. પણ આપણામાં તો દશ વર્ષની અંદર વેવીશાલ કરી દેવામાં આવે છે એટલે તેવી ઉમ્મરે મ્હારાથી આનો ચોક્કસ જવાબ ન આપી શકત. જો ન્હાની હોત ત્યારે જ વેવીશાળ ન કર્યું હોત તો ઘરડાં અને પોતાને મન ડાહ્યાં ગણતાં ડોસા ડોસીઓ મ્હારાં માબાપને પીંસી નાંખત. ત્યારે જો હું સાધારણ સ્થિતીમાં હોત તો ન્હાનપણથી મ્હારાં માબાપ મ્હને “વર શું ?” એ શીખવત. સ્નેહ અને વ્હાલ એનું જ્ઞાન થયા વિનાજ મ્હને આંધાં થવાનું શીખવત. હિન્દુસંસારના દુઃખની આ જ મ્હોકાણ છે ! હું રાજપુત્રી અથવા ધનવારસ હોત તો તો મ્હારા વ્હાલનું વલણ જુદાજ પ્રકારનું થાત. અને મોડી પરણાવવામાં આવત અને તેથી હું જેને પરણવાની હોત ત્હેને ચાહી શકીશ કે નહીં ત્હેનો વીચાર કરી શકત. તેથી કાંઇક તો સંતોષ વળત. કારણ મનમાં “મ્હારાથી મ્હારા ધણીને ચાહી નહીં શકાશે,” એવા વીચારે પરણવું—પરણવું પડે—એમાં અત્યંત દુઃખ છે આવે વખતે હું સ્હામી થાત અને પરણવાની ના કહેત અને હું પોતાનો “વ્હાલો” ખોળી કાઢત. ધારો કે આ પ્રમાણે મ્હને મળત, તો જેને હું મ્હાત તે મ્હને મ્હાત ખરો ? એ પણ મ્હોટો પ્રશ્ન છે. ત્હેનો ખુલાસો આપણામાં થઇ શકે નહીં કારણ કે જે બે જણોનું વેવીશાળ કર્યું હોય તે બેને બોલવાની પણ આપણામાં તો મના, એટલે પરસ્પર સ્નેહ ઉત્પન્ન કરી શકાતો નથી. આપણામાં તો પ્રથમ લગ્ન પછી સ્નેહ. આહા ! આંગ્લદેશ અને હિન્દુસ્તાન વચ્ચે રીતરીવાજોમાં કેટલો તફાવત ! ત્યાં તો પ્રથમ સ્નેહ, અને પછી લગ્ન, આ પ્રમાણે તો જો હું રાજપુત્રી અથવા ધનવારસ હોત તો થાત અર્થાત્ મ્હને એવે વખતે પૂછવામાં પણ આવત, પરંતુ જો સાધારણ સ્થિતીની

હું રંડાત તો ? આહાહા ! એ વીચારથી જ, કંપારી છુટે છે અને રોમાંચ ઉભાં થાય છે. બીચારી હિંદુ વિધવા ગમે તેવી તો પણ દુઃખી જીવ ! મુખ્યત્વે કરીને. ત્હેને બીચારીને પરવશ જીવન ગાળવાનું ઘરમાં નોકર ચાકર પ્રમાણે જીવન ગાળી ત્હેને કામ કરવું પડે. બ્હાર જાય તો સમાજમાં હરવા ફરવાની મનાઇ. રસ્તે બીચારી જતી હોય તો અપશુકન ગણાય. એ શું ? જેવી રીતે પરણેલી મ્હાલતી લાડતી સ્ત્રી જીવે છે. તેમ એ પણ એક ઇશ્વરી કોપને આધીન થયેલી ગરીબડી નિરાધાર સ્ત્રી છે અને બીજા જીવે છે તેમ જીવે છે. તો પછી આટલી તરછોડી નાંખવાનો શો હેતુ ? પરણેલાંથી ઘરેણાં કપડાં વીગેરે પ્હેરી ફરાય અને એને કાંઇજ નહીં એ કયાંનો ન્યાય ? માથેથી વાળ કઢાવી બોડી ડાકણ જેવી બનાવી દેવામાં શો ફાયદો ? એટલું સારૂં છે કે આવી તદ્દન અપ્રચલિત રૂઢી આજ કાલ ઓછી થતી જાય છે ઇશ્વર કરેને બંધ જ તદ્દન થઇ જાય ! નહીં તો બાપડી વગર મફતની પીડાય અને બીજાના શબ્દો સાંભળી સાંભળી મનમાં મુંઝાઇ બળીને ભસ્મ થઇ અર્ધ મરેલી જેવી જીવે. આપણામાં પુરૂષોમાં ઠીક ચાલે છે. એક સ્ત્રી ખોઇ તો બીજી. બીજી ગઇ તો ત્રીજી. છતાં પણ આપણા સામાજીક સુધારાવાળાઓ ગર્વી થઇને આટલું પણ કરી શકતા નથી. એતો ઠીક છે કે આજકાલ વિધવાઓ પર ધ્યાન અપાય છે અને વીધુરો ને સ્વતંત્રતા અપાય છે. પરંતુ મ્હારે એ વિષે બોલવું નથી. સુધારો માત્ર બાંગાં ફૂંકે છે, અંદર "પોલપોલ." વારૂ હું તો સ્ત્રી હોત તો ઘણી જ ઉપયોગી નીવડત. મ્હને જે મલત તેથી સંતોષ પામત. અને વિધિને આધીન થઇ રહેત. ગીતા અને બાયબલમાં કહ્યા પ્રમાણે આસ્થા આશા અને દાન એ ત્રણમાં પુરેપુરૂં માનત. ખરેખર હું વખાણવા લાયક નમ્ર, તાબેદાર, માયાળુ ભાર્યા બનત, અને મ્હારા ઘરમાં સુખ ફેલાવત. પરંતુ, સ્નેહથી વરેલાં સ્નેહી સાથે રહી મ્હારા ઘરને સ્વર્ગીય સુખમાં રોળાવત. મ્હારો સંસાર જ સ્વર્ગ સમો સુખી થાત ! અસ્તુ ?

ભારતભકત ભરત.

---

## स्वागत मंदिर,

**(૧૬) કમલિની** ( ભાષાન્તર કર્તા સ્વ. સો૦ ઉર્મીલા દયારામ. મૂલ્ય રૂા. એક ) પ્રસ્તુત પુસ્તક સુન્દરી સુબોધના ઉત્સાહી તંત્રી શ્રી રામમોહનરાય જશવંતરાય દેસાઇએ પોતાના પત્રની દશમ તથા બારમા વર્ષની ભેટ તરીકે પ્રસિદ્ધ કર્યું છે. પસંદગી બહુજ ઉત્તમ થઇ છે. પુસ્તક વાર્તાના રૂપમાં છે ' અને તેના ભાષાન્તર કર્તા એક સ્ત્રી લેખક હોવા છતાં જરાપણ રસનો ભંગ તેમાં થવા દીધો નથી વિદ્વાન પિતાના સંતાનો પણ વિદ્વાન જ હોય એ સિદ્ધાંત સાક્ષર શ્રી નરસિંહરાવભાઇના પુત્રી સ્વર્ગસ્થ ઉર્મીલા બહેને ખરો પાડયો છે. પોતાની આ કૃતિ પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ થએલી જોવાનો યોગ તેમને પ્રાપ્ત ન થયો એટલોજ માત્ર અસંતોષ રહે છે. ગૃહ સંસારનું ચિત્ર તેમાં આબેહુબ આપવામાં આવ્યું છે. વાર્તાનો અંત આવતી વખત કમલિનીના પતિ તથા પુત્રીના દેહ વિષય સંબંધને લીધે હૃદય ઉપર સહજ આઘાત થાય છે. તેના કરતાં ભાગીરથીના દુઃખમય જીવનનો તથા તેના પતિના પ્રતિકૂળપણાનો અંત જેમ સુખમય જીવન તથા અનુકૂળ-

પણામાં આવ્યો તેમ એમનો પણ આવ્યો હોય તો અધિક ઠીક થઇ પડત. પુસ્તક એકંદરે—ખાસ કરીને સ્ત્રીઓને વાંચવા વિચારવા યોગ્ય છે.

(૧૭) **ચિત્રમય જગત્** સંપાદક રા. રા. તુલજાશંકર ગૌરીશંકર યાજ્ઞિક ચિત્રશાળા સ્ટીમ પ્રેસ પુના. વાર્ષિક લવાજમ આર્ટપેપર કોપીના રૂા. ૫-૮-૦ અને ગ્લેઝ કોપીના ૩-૮-૦ આ માસિક પત્ર આજ દિવસ સુધી પુના ખાતેથી મરાઠી ભાષામાં નીકળતુ હતું. તે ચાલુ માર્ચ માસથી ગુજરાતી ભાષામાં પણ નીકળવા માંડ્યું છે. પ્રથમ અંકમાંના વિષયો પ્રતિ જોતાં ભવિષ્યમાં તે મરાઠી ભાષાનાચિત્રમય જગત્ જેવી પ્રખ્યાતી મેળવશે એવી આશા રાખી શકાય છે. રા. લોકમાન્ય તીલક જેવા પ્રતિષ્ઠીત અને મોટા પુરૂષો પણ તેમાં લેખો લખે છે. પ્રથમ અંકમાં આવેલો તેમનો હિન્દુ ધર્મનુ સ્વરૂપ લક્ષણ ઉપયોગી અને વિચારવા યોગ્ય છે. બીજા લેખો પણ એકંદરે સારા છે. અમે આ માસિકની ફત્તેહ ઇચ્છીએ છીએ.

(૧૮) **સ્ત્રી હિતોપદેશ** માળા પાંચમી (પ્રકાશક ગુજરાતી હિંન્દુ સ્ત્રી મંડળ સેન્ડહર્સ્ટરોડ મુબઇ) આ માળામાં સ્ત્રી ઉપયોગી પ્રકીર્ણ ઘણા ખરા વિષયો લખાયલા છે. તેને લખનાર પણ ઘણે ભાગે સ્ત્રીઓજ છે. હિન્દુ સ્ત્રી મંડળમાં આ માળા વિના મૂલ્યે વહેંચાય છે. મંડળનો સ્ત્રીઓની સ્થિતિ સુધારવા સંબંધનો ઉદ્દેશ ઘણો સારો અને ઉત્તેજનને પાત્ર છે.

(૧૯) **શાંતિપર્વ** (પ્રકાશક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ અને મુંબઇ નં. ૨ મૂલ્ય ગ્લેજ કાગળની આવૃત્તિના રૂા. ૨-૪-૦ અને રફ કાગળના રૂા. ૧-૧૨-૦) મહાભારતના ૧૮ પર્વમાં શાંતિપર્વ એ એક સર્વોત્તમ પર્વ છે. અને તેનું ભાષાંતર કરાવી આ ખાતા તરફથી બહાર પડયું છે. રૂા. ૧૦) ની અંદર આખું મહાભારત આપવાની આ ખાતાની યોજના એક ખરેખરી સાહસિકતાનો નમુનો છે. આ ખાતાનાં આવાં મોટાં પુસ્તકો પોતાની લાયબ્રેરીમાં અવસ્ય શોભારૂપ થઇ પડે તેવાં છે.

(૨૦) **અનંતજીવન શી રીતે પ્રાપ્ત કરવું!** (લેખ તથા પ્રકાશક રા. રા. ભોગીલાલ ત્રીકમલાલ વકીલ તંત્રી ધનવંતરિ વિસનગર (ઉત્તર ગુજરાત મૂલ્ય રૂા. ૧-૦-૦) જીવનની ઇચ્છા કોને નથી થતી! સર્વનેજ તે થાય છે. એક વ્યાધિ ગ્રસ્ત થઈ ગએલા વૃદ્ધ મનુષ્યને પણ જીવનની ઇચ્છા થાય છેજ કેમકે જીવન એ સર્વને એક સરખી રીતે પ્રીયછે. આ પુસ્તકમાં અનંત જીવનને પ્રાપ્ત કરવાના સહેલા સાદા અને બની શકે તેવા ઉપાયો આપવામાં આવ્યા છે. તે વાંચવા વિચારવા, તથા આચારમાં મુકવા યોગ્ય છે. ઘણા મનુષ્યો એમ માને છે કે જીવનની વૃદ્ધિ કરવી એ આપણા હાથમાં નથી પણ તેમ સમજવામાં તેઓ અત્યંત ભૂલ કરે છે. જીવનની વૃદ્ધિ કરવી એ પણ આપણા હાથમાં છેજ. આ પુસ્તકના વાંચનથી તેની ખાત્રી થયા શિવાય રહેતી નથી. આવાં ઉપયોગી પુસ્તકો પ્રત્યેક મનુષ્યે પોતાની પાસે રાખવાં જોઇએ. કેમકે જીવન હશે તોજ પૈસા ટકા પણ કામના છે. તે નહિ હોય તો સર્વ નકામુ છે પ્રસ્તુતઃ પુસ્તકમાં કેટલાક પોતાના અનુભવના દાખલા ટાંકીને રા. ભોગીલાલભાઇએ તેની ઉપયોગિતામાં ખાસ વૃદ્ધિ કરી છે. અમે આવા ઉપયોગી પુસ્તકનો જેમ બને તેમ અધિક ફેલાવો થાય અને તે ઘર ઘર વંચાય એવું ઇચ્છીએ છીએ.

# बहादुर जमाइ.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૯૫ થી )

કેટલોક સમય આ વ્યાપારમાં ગયા બાદ, એક ભાડુતી ગાડીએ કમ્પાઉન્ડમાં પ્રવેશ કર્યો. વકીલને ઘેર ઘણુએ આદમીની નિત્ય આવજાવ થતી હોવાથી, મહેન્દ્રબાબુ તેના તરફ કાંઇ પણ લક્ષ આપ્યા વગર, જેમ આંખ મીચીને સુઇ રહ્યા હતા, તેમજ સુઇરહ્યા.

બહારથી કાંઈ શબ્દ આવતો હોય એમ જણાયું. " આજ મહેન્દ્ર બાબુનું ઘર કે " એવા શબ્દો ઉચ્ચારતો કોઇ અજાણ્યા માણસનો ઘાંટો તેમના સાંભળવામાં આવ્યો.

" હાં, શેઠ. "

" ખબર આપો, તમારા શેઠને કે આપના જમાઇ આવ્યા છે. "

આ વાકયમાંનો ' જમાઇ ' શબ્દ સાંભળતા વારનેજ મહેન્દ્રબાબુએ એકદમ ઉભા થઈ, કેદારો રાગ છોડી દીધો.

બારી ઉપરનો પડદો ખસેડીને જુએછે તો એક મોટી ડાંગ હાથમાં લઇને પંજાબી સિપાઈ જેવો લાંબો પહોળો દેખાતો કોઈ એક માણસ કમ્પાઉન્ડમાં ઉભો છે. અને ગાડીવાળો ગાડીમાંથી બંદૂકની એક પેટી બહાર કાઢે છે.

તે જોઇને ગુસ્સાથી લાલ પીળા થતા મહેન્દ્રબાબુ નીચે ધમ ધમ કરતા આવ્યા અને ઓટલાપર ઉભા રહી, મોટે સાદે ધુંજારો કરવા લાગ્યાઃ—" કોણ છે રે ? "

પોતાના સંસરાની આવી વિકરાળ મૂર્તિ જોઇને બિચારા નલિનીનાં તો મોતીયાંજ મરી ગયાં. મહેન્દ્રબાબુ દાંત મ્હોં કચ કચાવીને સપ્તમ સુર કાઢી, ગાલિપ્રદાન કરવા લાગ્યા. " પાજી બેટા ચોર ! ભાગો હિયાંસે આભી ભાગો. લોકોને ઘેર રખડી રઝળીને અંહી મોરે ત્યાં ગળે પડવા આવ્યો છે ? સસરો કરવાને બીજો કોઇ તને જડયો નહીં ? શયતાનના સાળા ! ચીનના શાહુકાર ! "

એટલા વખતમાં તો ઘરના બધા નોકરો ત્યાં આગળ ભેગા થઇ ગયા હતા. મહેન્દ્રબાબુએ તેમને હુકમ આપ્યોઃ—" મારકે નિકાલદેઓ ! ગર્દન પકડકે નિકાલદેઓ ! "

નલિનીની આસપાસ સઘળા નોકરો વીંટલાઇ વળ્યા. તે જોઇને નલિનીએ એકદમ પોતાની મોટી ડાંગ રક્ષણાર્થે પોતાના માથાની આસપાસ ફેરવવા માંડી; અને ક્રોધ કરી કહેવા લાગ્યોઃ—" ખબરદાર ! હમ ચલજાતા હય ! લેકિન જો હમકો છેડેગા, ઉસકો હડ્ડી હમ સબ ચુરચુર કરડાલેગે. "

નાલિનીનો દમામ અને ડાંગ જોઇ, બધા નોકરો ડરી ગયાં. એટલુંજ પણ, શું કરવું તેનું ભાન ભૂલીજઈ, પથ્થરના પૂતળાની માફક ઉભારહ્યા.

નલિની મહેન્દ્રબાબુને ઉદ્દેશીને કહેવા લાગ્યોઃ—" આપ ભૂલ કરોછો, હુંજ આપનો જમાઇ નલિની. "

આ શબ્દોએ અગ્નિશર્મા મહેન્દ્રબાબુના ક્રોધી અગ્નિમાં ઘી હોમ્યું. " દીકરા શાહુકારના ! બદમાશ, તુંજ એકલો સસરાને ઓળખેછે અને હુંજ મારા જમાઇને ઓળખતો નથી કેમ ? મારા જમાઇનો આવો ગુન્ડા જેવો ચેહેરો કદી હોય ? ભાગો હિયાંસે. નિકાલો હિયાંસે. નયતો આભી પોલિસમેં ભેજેંગે. "

નલિનીએ હવે ફરીથી બીજીવાર જવાબ આપવાની હિમ્મત કરી નહીં. ગાડીની અંદર દાખલ થઈ, ગાડીવાળાને નલિની કહેવા લાગ્યોઃ–ચલો સ્ટેશન."

## ષષ્ઠપરિચ્છેદ.

ગડબડાટ શાંત પડ્યા પછી, હુક્કામાંનો બધો ગડાકુ પૂરો કરી, મહેન્દ્રબાબુ ઘરની અંદર ગયા.

તેને જોતાંવારનેજ ગૃહિણીએ પુષ્પ વૃષ્ટિ કરવા માંડીઃ–"કેમ કાંઇ દારૂબારૂ પીધો છેકે શું બલા છે? જમાઇને તરછોડી કાઢયો."

મહેન્દ્રબાબુ ગંભીર સ્વરે બોલ્યાઃ–"જમાઇ કોને કહે છે? એતો એકજાતનો ચોર, બદમાશ હતો."

"ચોર હતો એમ શીરીતે તમારી ખાતરી થઈ?"

તે વખતે મહેન્દ્રબાબુએ કેદારબાબુને ત્યાં શેત્રંજની રમત વખતે જે બનાવ બન્યો હતો તે બધો અથથી તે ઇતિસુધી કહી સંભળાવ્યો.

તે સાંભળી ગૃહિણી બોલ્યાંઃ–એતો બધું ઠીક છે, પણ એ ચોરજ છે એમ સાબીત કરનારો પુરાવો ક્યાં છે? બેજણનાં એકજ નામ હોવાથી, ઘર ભૂલી કોઇ બિચારો બીજાને ઘેર જઇચઢે તેમાં શું આશ્ચર્ય છે? અને તેટલીજ વાતપરથી તે ચોર છે એમ માનીલેવું એ કેવું સાહસ કહેવાય?"

સ્રીને મ્હોડેથી આ દલીલ સાભળીને મહેન્દ્રબાબુ મહાત થઈ ગયા. ઢાંગ અને બન્દૂક દેખીને તેમની શુદ્ધિ બુદ્ધિ જતી રહી હતી; આ બધી દલીલો તરફ લક્ષ આપવાનો અવસરજ રહ્યો નહોતો. સ્હેજવાર વિચાર કરી, મહેન્દ્રબાબુ બોલ્યાઃ–"તે જો ખરો જમાઇ હતે તો આપણને એના આવવાની ખબર આપતે. અને તેમ કરત તો હું તેને તેડવા સ્ટેશનપર પણ જાત. વાત નહીં, ચિત નહીં, ખબર નહીં અંતર નહીં અને એકદમ કદી કોઈ જમાઈ સાસરે દૂર ગામ આવ્યો સાંભળ્યો છે? અરે, એતો ખચિત બદમાશજ હોવો જોઇએ."

"આવવાનીજવાતજ નહોતી એમ કેમ કહો છો? આવવાની તો ખબર હતીજ. દીવાળી પહેલાં આવવાના છે, એ વાત તો હમે બધાં જાણીએ છીએ–તોપણ કયે દીવસે અને કેટલા વાગતે આવવાના છે તેની કાંઈ ખબર નહોતી."

પિતાને ચિન્તા સમુદ્રમાં ડુબી ગએલા જોઇને કુન્જબાલા બોલ્યાંઃ–"અરે, તે નલિની હોઇ શકેજ નહીં. મેં તેને દીઠો છે."

મહેન્દ્રબાબુએ કહ્યુંઃ–"તેં પણ દીઠો છે કેની? બોલતો–બોલતો–કયાં આગળથી દીઠો!"

"જ્યારે બહુ ગડબડાટ અને શોરબકોર થતો હતો ત્યારે મેં બારી આગળથી બહાર આવીને જોયો હતો. નલિની તો ખરેખર કમળના દાંડા જેવોજ સુકો છે. અને એતો કોઇ હૃષ્ટ પુષ્ટ જડસા જેવો ધાબડધીંગો જણાતો હતો."

મહેન્દ્રબાબુ તદન શાંત પડી બોલ્યાઃ—"ઠીક કહેછે તું. મેં એ વાત તો એને મ્હોડેજ કદી સંભળાવી છે. હું મારા જમાઇને ના ઓળખું એ કદી પણ બની શકે! અને વળી કેવો એનો હાથીના ગુન્ડાના જેવો મોટો ચેહેરો હતો! નલિનીનો કેવો એ-

જસ્વિ મધુર ચહેરો છે? લગ્નના વખતે એકજવાર મેં એને જોયો હતો. એ વાત તો ખરી, પણ તેથી શું આવી ભૂલ થાય?"

આ પ્રકારનો વાર્તાલાપ ચાલી રહ્યો હતો, તે દરમ્યાન એક નોકર ત્યાં આવી કહેવા લાગ્યોઃ—"શેઠ, તાર આવ્યો છે." તાર વાંચીને નલિનીબાબુનું મ્હોં ફિક્કું પડી ગયું. હોઠ સૂકાવા લાગ્યા. નલિનીએ ગઈ કાલે મૂકેલો ચાર આનાવાળો આ તાર હતો.

ગૃહિણીએ પ્રશ્ન કર્યોઃ—"શી ખબર છે?" તદ્દન આકળા બેબાંકળા પડી જઈ, માથું ખંજવાળતાં ખંજવાળતાં નલિનીએ કહ્યુંઃ—"લે, આ તાર તો આવ્યો. મને લાગે છે કે એજ આપણો જમાઈ હોવો જોઇએ."

ગૃહિણીએ કહ્યુંઃ—"ત્યારે, હવે એને પાછો બોલાવો શું ઉપાય છે?"

"હું જાતેજ જઇને તેનો બંદોબસ્ત કરૂં છું. જતી વખતે ગાડીવાનને એણે કહ્યું હતું કે "સ્ટેશને ચલો." હમણાં તો કલકત્તા જનારી કોઇ ટ્રેન આવતી નથી એટલે મને લાગે છે કે ભાઈ સાહેબે સ્ટેશનપર અડંગા નાંખ્યા હોવાં જોઇએ. એની પાસે જઇને ભાઈ બાપા કરીને સમજાવીને બની શકે છે તો પાછો લઇ આવું છું.

* * * *

ઘરનાં બધાં માણસો ધારતાં હતાં કે સાળા સાળીઓને ખીજવવાનો અને મજાક ઠઠ્ઠા કરવાનો નલિનીને વિષયે સારો જડયો છે તે એ રીતે પોતાનું વેર વાળશે. પરન્તુ ફરીથી ઘેર આવ્યા બાદ નલિનીએ કદી પણ તે વાત છેડી નહોતી. જે ભૂલ થઇ ગઇ હતી તેને લીધે નલિનીનાં સાસરાનાં બધાં માણસો બહુ ખીસીયાણાં પડી ગયાં હતાં અને ખરેખર બહુજ દીલગીરી દર્શાવતાં હતાં—નલિનીએ તેથી ઉદાર દીલથી એ વાત ભૂલી જઇ સર્વને માફી બક્ષવાનો પોતાના મન સંગાથે નિશ્ચય કર્યો હતો. બીજા કોઈ પ્રસંગે, એક દીવસ મહેન્દ્ર ઘોષ સંબંધી વાત નીકળતાં, નલિનીએ નીચે પ્રમાણે ઉદ્ગાર કાઢયા હતા.

"ગમે તેમ હોય, પારકાને સાસરેથી નીકળ્યા બાદ જે રીતનો આદર સત્કાર મને મળ્યો હતો—તેવો આદર સત્કાર ઘણાઓને ખુદ પોતાને સાસરેથી પણ પાછા ફરતી વખતે મળી શકતો નથી."

(સંપૂર્ણ.)

પ્રસન્નવદન છબીલારામ દીક્ષિત.

---

## ગૃહ–સુખ.

મનુષ્ય જ્યાં લગી આ સંસારમાં રહે ત્યાં લગીમાં દુઃખ કહેતાં એને અણગમતો બનાવ હાથે કરીને કરેલાં કર્મોથી ન ઉપજવા પામે અને સર્વત્ર આનંદ આનંદનોજ આભાસ થાય એજ ગૃહસુખ, ખરૂં ગૃહસુખ કોને કહેવું એ નીચેના શ્લોકથી સારી પેઠે સમજી શકાશે—

सानंदं सदनं सुताश्चसुधियः कांता न दुर्भाषिणी
सन्मित्रं सुधनं स्वयोषिति रतिश्चाज्ञा पराः सेवकाः ।
आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मृष्टान्नपानं गृहे
साधोःसंगमुपासते हि सततं धन्योगृहस्थाश्रमः ॥

**ભાવાર્થ**—આ સંસારમાં એજ મનુષ્યના—ગૃહસ્થના ઘર માટે 'ધન્ય' કહેવું પડે છે કે જ્યાં બુદ્ધિમાન સંતતિ, મૃદુભાષણ કરનારી સ્ત્રી, યોગ્યમિત્ર, ન્યાયથી મેળવાયલું ધન, સ્વસ્ત્રીપરાયણતા, આજ્ઞાપાલક સેવકો, યથેષ્ટ ભોજનપાન ઇશ્વરની પૂજા, અભ્યાગતોને આદર સત્કાર અને સજ્જનોનો નિત્યસમાગમ—આ વસ્તુઓ માલુમ પડે છે એટલુંજ નહીં પણથી ઘરમાં આનંદ આનંદ થઈ રહેલો દ્રષ્ટિએ પડે છે.

**જ્ઞાન વિના ગૃહ-સુખ નથી.**

ઉપર આપેલી વિવિધ સામગ્રિયોના વર્ણનપર લગાર મનન કરતાં એ સામગ્રીયો અલભ્ય નથી એમ સમજાય છે. જો ગૃહ આનંદમય બનાવવાનો આગ્રહ હોય તો ઉપરની સામગ્રિયો ન મેળવી શકાય એવી અઘરી નથી. વળી કોઇ પણ વસ્તુ આપોઆપ આવી મળતી નથી એ પણ ભુલવાનું નથી. આ વસ્તુઓ પ્રાપ્ત કરવા માટે જ્ઞાન ઉપર આધાર છે. જે માણસ અનુશીલન દ્વારા જ્ઞાનની માત્રા વધારે છે તે તેના પ્રભાવથી ધીમે ધીમે ઉક્ત સુખદાયક સર્વ ચીજોની પ્રાપ્તિ કરી શકે છે. એટલે કે જ્ઞાનવિના ગૃહ-સુખ નથી પ્રાપ્ત થતું.

પ્રકૃતિતત્વ જાણનાર પંડીતોએ એ બાબત પ્રમાણોવડે સિદ્ધ કરીછે કે જ્ઞાનાર્જની શક્તિ અમુક બાલક કે બાલિકાનો જન્મ થતાંજ તેને અર્પવામાં આવેલી હોય છે. એ શક્તિમાં વિશેષતા એ રહેલી હોય છે કે પાશવ વૃત્તિની માફક તે સ્વયમેવ સ્ફુર્તી નથી. એટલે આહાર નિંદ્રા ભય ઇત્યાદિ વૃત્તિઓ જેમ વિનાંશિક્ષિત જાગૃત થાયછે તેમ જ્ઞાનાર્જનની શક્તિ શિક્ષણ વિના કદાપિ જાગૃત થતી નથી આથી સંસારમાં પોતાનું બાલક કે બાલિકા સુખી થાય એવી પ્રબલેચ્છા ધરાવનારાં માતપિતાએ યોગ્ય શિક્ષાનો પ્રબન્ધ કરવો.

ભારત વર્ષના આયુર્વેદાચાર્યોએ યોગ્ય પુત્ર પુત્રીની ઉત્પત્તિ માટે અનેક ઉત્તમ શિક્ષાઓ લખી છે, તેમાં એક એ પણ છે કે બાળકની ગર્ભસ્થિતિ વખતે માતાપિતાના વિચાર જેવા પ્રકારના હોય છે,તેવાજ વિચારના પડધા રૂપ બાળક અવતરે છે, આથી એમ સમજાય છે કે બાળકના શિક્ષણનો પ્રારમ્ભ ગર્ભસ્થિતિ પહેલાંથીજ થાય છે.

આ બાબતમાં સત્યાંશ શું છે તે વિચારતાં એક ભિન્ન પ્રકારની બાબત તરફ આપણી દ્રષ્ટિ જાય છે તે એ કે જે લોકોને આ સંસારમાં કુલીન અને જ્ઞાનવાન માનવામાં આવે છે તેઓનાં બાળકો ઘણીવાર અકુલીન અને મૂર્ખ જન્મે છે. ઘણાએ એમ માને છે કે આમ નિવડવાનું કારણ એજ કે ગર્ભસ્થિતિ સમયે તેમનાં માબાપોના વિચાર દૂષિત અથવા તો બિલ્કુલ ઢંગધડા વગરના હોય છે. એટલા સારૂ પ્રત્યેક શુભ બાલકની આકાંક્ષાવાળા મનુષ્યોએ તે સમયમાં નિજ વિચારો શુદ્ધ અને ઉચ્ચ રાખવા; જેનું પરિણામ ઇષ્ટજ આવવાનું

પ્રાચીન મહર્ષિ ગણ શ્રમવિભાગનો પૂર્ણ વેત્તા હતો કન્યા અને પુત્રના શિક્ષણ ક્રમને ભિન્ને ભિન્ન પ્રકારનો રાખવામાં એ શ્રમવિભાગનું મહત્વ તેણે જોયું.

**બાલપણથી જ્ઞાન આપવું જોઇએ.**

હતું. પુરૂષ અને સ્ત્રીની શારીરિક રચનામાં જેવી નિસર્ગ ભિન્નતા રહેલી છે તેવીજ ભિન્નતા શ્રમવિભાગમાં હોવી જોઇએ અને તેથીજ શિક્ષણક્રમ જુદો હોવો જોઇએ એમ તે મહર્ષિગણ વારંવાર ઠોકી ઠોકીને ઘણાં પુસ્તકોમાં લખી ગયો છે

નિર્મલ પાણીનાં કુંડ જેવું બાળકનું મન હોય છે અને તેવે સમયે તેને જે જે જ્ઞાન આપવામાં આવે છે તેનું તે સારી રીતે ગ્રહણ કરી શકે છે એટલુંજ નહીં પણ તે જ્ઞાનનો બેઠેલો પટ કદાપિ નષ્ટ થવા પામતો નથી. સત્યવાદી, પરિશ્રમી, ચરિત્રવાન, સ્વ-કર્ત્તવ્યકર્મ જાણનાર તથા કરનાર, ગુરૂજનો તો ઉચિત આદર સત્કાર કરનાર, વડીલ, સખા, બંધુબ્હેની, સગાં સહોદર એ સર્વ તરફ વર્તવાના પ્રકાર સારી પેઠે જાણનાર પોતાનું બાળક બને એવી જેની ઇચ્છા હોય તેમણે તેની શૈસવાવસ્થામાંજ તેવી શિક્ષા આપવી ઘટે છે. જ્યાં તેવી નથી અપાતી ત્યાં તેવુ બાળક બનતું નથી એ જાણીતું છે. ઘણા અનુભવીઓ ફરીઆદ કરે છે કે આપણા દેશના લોક પોતાનાં બાળકોના શિક્ષણ ઉપર યોગ્ય ધ્યાન નથી આપતા. ભાવનાઓ મોટી મોટી રાખવામાં આવે છે, નેપોલીઅન, શિવાજી, ગ્લેડસ્ટન કે ચાણાક્ય જેવાં અમારાં બાલ થાય એવી દઢ પ્રકારની ઇચ્છાઓ રાખવામાં આવે છે પરન્તુ ધનવાન્ મધ્યમ કે દરિદ્ર વર્ગના—સર્વ કંઇ ને કંઈ કારણોથી યોગ્ય બાલશિક્ષણની ઉપેક્ષા કરે છે. એમ થવુ અનુચિત છે.

વ્યાસજીએ કહ્યું છે કે "नहिज्ञानेन सदृश पवित्रमिहविद्यते" ભાવાર્થઃ—જ્ઞાનના જેવું મનુષ્યને સુખ આપવાવાળું આ જગતમાં અન્ય કાંઇ પવિત્ર નથી. ઘણાએ ઉપરનું વચન વાંચ્યું હશે પરન્તુ તદનુસાર વર્ત્તન નહીં કર્યું હોય જ્ઞાનવિના ગૃહસુખ નથી અને ગૃહસુખવિના સંસારમાં જીવવું પણ વ્યર્થ છે તેથી ફરી ફરી અમારૂં કહેવું છે કે જ્ઞાનાર્જનને માટે પ્રત્યેકે પ્રયત્ન કરવો. ધનવાન લોકો પોતાના પુત્રો તરફ લગાર કરડા થાય અને મોજશોખ આદિ લ્હેરો મારવા દેવાની છુટ ઓછી આપી ખસખસ કરીને શિક્ષણ તરફ પોતાનાં બાળકોનું ચિત્ત દોરે તો અવશ્યમેવ તેમનાં બાળકો જ્ઞાનવાન થઈ શકે તેમને દ્રવ્ય ખર્ચવાનો તો વિચારજ કરવાનો નથી ફક્ત દઢાગ્રહતે સંતાન પ્રત્યેની લાગણી એ બે મહાન્ દુષ્પ્રાપ્ય ગુણોનું અવલંબન કરવાનું છે. ધનાઢ્ય લોકો માટે, જો ધારેતો આરીતે જ્ઞાનનો માર્ગ ખુલ્લો છે પરન્તુ જેઓને પોતાનું તથા પોતાના બાળકોનું ભરણપોષણ કરવાસારૂ સેવા કે પરિશ્રમ કરવો પડે છે તેવા મધ્યમ વર્ગના તથા ગરીબ વર્ગના લોકોને જ્ઞાનાર્જન સાથે ગૃહસુખ શીરીતે પ્રાપ્ત થઇશકે? આ દુરવસ્થા દૂર કરવાસારૂ ધનવાનોના અઢળક ધન ઉપર દષ્ટિપાત કરવો પડશે, તેમના ધનનો સદુપયોગ પરોપકારાર્થે કરવાની સલાહ આપવી પડશે. જો ધનવાન લોકો એકત્ર થઇ વિદ્યા આપવા માટે એક ફંડની સ્થાપના કરે, તે દ્વારા યોગ્ય શિક્ષણ આપવાની પાઠશાળા સ્થાપિત કરી ગરીબોનાં બાળબચ્ચાંને મફત શિક્ષણ આપે તો આ પ્રશ્ન સહજ વિચારી શકાય એવો છે. બાળકોને નિશાળોમાંથી શિક્ષણ મળે છે પરન્તુ તેની સાથે ચારિત્રસંગઠના, પરિશ્રમશીલતા, સત્ય-

પ્રિયતા, ગુરૂજન સત્કાર આદિ ગુણોની પ્રાપ્તિને અર્થે, માતાપિતા તરફના પ્રયાસોની ખાસ જરૂર રહે છે. નિશાળનાં શિક્ષણ વીમા જેવા ગણીશકાય. ત્યાં પુષ્કળ છોકરાં હોવાથી શિક્ષક પ્રત્યેક ઉપર ખાસ ધ્યાન આપી નશકે; અને તેથી બાળક સારૂં નીવડે કે નઠારૂં નીવડે એની ખાત્રી રાખીશકાય નહી. મનુષ્ય સ્વભાવજ એવો છે કે સહજ દુર્ગુણ તરફ વ્હેલી વલણ થાય તો તેવામાં સદ્‌ગુણી બાળક એમને એમ કેવળ નીશાળે મોકલવાથી થાય, એ આશા રાખવી એ વગરવિચાર્યું કામ કરવા બરોબરજ છે. ઘણી નિશાળોમાં શિક્ષકોજ બાળકો ઉપર ચીડાઇ જાય છે ત્યાં પછી સૈનાતે શિક્ષક શાંતિપાઠ ભણાવવા જાય તો બાળકને ગળે કેમ ઉતરે ! અયોગ્ય વચનોને શિક્ષકો પોતેજ ઉચ્ચાર કરે અને પાઠ ભણાવતી વખત ગંભીરતાથી કહે કે મિઠ્ઠી અને વિચારીને સામાને પ્રિય થઇપડે એવી વાણી બોલવી, એ તે બાળક કેવીરીતે ગ્રહણ કરે ? મતલબ એજ છે કે પ્હેલે પાને આપેલા શ્લોક પ્રમાણે સાનંદ સદન કરવાસારૂ સારી બુદ્ધિવાળા સંતાન માણસ ત્યારેજ મેળવી શકેછે કે જ્યારે તે પોતે પ્રયત્નશીલ થાય છે બાળકની કેળવણી પાછળ શ્રમ લેછે.

અપૂર્ણ.

ધનશંકર હિરાશંકર ત્રિપાઠી.

---

## सागरने.

જાણે શુધ આકાશ, રંગ દીસે તુજ તટ પરે;
કરતો નીરની લ્હાણ, સાગર ! આદર આપજે ! ૧.
થા તું જાગ્રત કૂદ, ઉભો હું તુજ તટ પરે;
જગવી જનમાં ભાન, સાગર ! દુઃખડાં કાપજે ! ૨.
મીઠાં મીઠાં ગાન, ધીમો ધીમો બોલજે;
કાંઠે ઉંધું રેતીમાં, સાગર ? તો સંભાળજે ! ૩.
ઉંચી નીચી છેક, આડી અવળી લાવજે;
વીચી ત્હારી અનેક, સાગર ! લ્હાણે આપજે ! ૪.
જોરે અતિશે કૂદ, વીચી વચ્ચે તું મ્હાલજે;
વીચી અફાળી ફીણ, સાગર ! તીરે લાવજે ! ૫.
મા તું થાતો સ્થીર, ના થા આળસુ તું અરે;
ખુશીથી રે'જે હાસ્યમાં, સાગર ! 'હાસ' કરાવજે ! ૬.
ચલ બસ ઉભરા કાઢ, ત્હારા નીરતણા અહીં;
તીરે શંખ સીપો તણી, સાગર ! દોલત નાખજે ! ૭.
કુદરતની સદુ લ્હાણ, વણ વેચાતી વસ્તુ એ;
શિલ્પકળા લજાવતી, સાગર ! ચીજો લાવજે ! ૮.
મન છે માનવ જાતનું, તુજ સમ અસ્થીર એ નકી;
ઉપમા એવી આપું તો, સાગર ! માફી આપજે ! ૯.

વિદ્યુદ્વિલાસ. ભારત ભક્ત ભરત.

---

# " प्रारब्धप्रकाश. "

## याने

# आदर्शक गृहिणी.

માનવ જીવના મુખ્ય આધારરૂપે પ્રારબ્ધ ( ચાન્સ, નશીબ, ભાગ્ય, તકદીર ઇ૦ ) માનવામાં આવે છે અને જેના ઉપર પોતાનાં તમામ સુખદુઃખનો આધાર રહેલો હોય છે. સર્વે પોતાની બુદ્ધિઅનુસાર પ્રારબ્ધને કે પુરૂષાર્થને ઉત્તમ માને છે. પરંતુ ખરો આધાર કોના ઉપર રહેલો હોય છે તે વિષે ગહન વિચાર કરતાં પ્રારબ્ધને અને પુરૂષાર્થને ઉભયને સાથે જ સંયોજવામાં આવે છે, પોતાનાં પ્રારબ્ધોપર આધાર રાખી કપાળે હાથ દઇ નિરૂદ્યમીપણે પ્રમાદને વશ થઈ બેસી રહેવામાં ભુખમરાનો વખત આવે છે; જે મનુષ્ય પોતાના પુરૂષાર્થને અગ્રભાગે રાખી પ્રારબ્ધની સીમા જોવાને સતત્ પ્રયત્ન કરે છે તે કોઇ દિવસ નિષ્ફળતાને ધારણ કરતો નથી.

ઉપરોક્ત વ્યાખ્યાનની ખરી સિદ્દતા કરી બતાવનારીને ભારત મહિલાઓને આદર્શક નીતિપાઠ રેડનારી નીચેની વાર્તા વાંચવાથી નીવેદન થશે.

ચીરકાળ પોતાનો અખંડ સ્રોત આ દુનીઆમાં પ્રસરાવી જનસમાજનાં મહા પાતકોને હરનારી પિતૃભક્ત રાજા ભગીરથના પ્રયત્નથી ભરતખંડને અપૂર્વ દર્શન આપનારી અને હળાહળ વિષનું પાન કરનાર ભગવન્ શ્રી મહાદેવના જટા સમુહમાંથી નદીરૂપે પથરાતી પરમપાવનિ ભાગીરથી ત્રટ ઉપર પ્રમોદા નામની નગરી હતી, આ નગરીમાં નિવાસ કરતાં મનુષ્યો સર્વ વાતે સુખી હતાં; ધન, ધાન્ય, પુત્ર, પૌત્રાદીક સંસારીક વૈભવમાં પ્રમત્ત રહેનાર આ નગરીનો જનસમાજ સર્વ વાતે સંતુષ્ટ હતો.

આવી જાહોજલાલી ભોગવતા જનસમાજમાં એક આચાર્ય કુટુંબ અસ્તિત્વ ધરાવતું હતું. જેના વંશજોનો મુખ્ય ધંધો પુરોહિતપણાનો હતો પણ ક્રમે ક્રમે માનવીની મનોભાવના આચાર્યો પરક્ષિણ થવાથી આચાર્ય કુટુંબ તંગ સ્થિતિમાં આવેલું હતું, આ કુટુંબના વડા વિવેકાચાર્ય નામના વયોવૃદ્ધ પુરૂષ હતા. પોતાના પૈત્રિક ધંધાને વળગી રહી તેમણે પુરોહિતપણાની પદ્દી પ્રાપ્ત કરી હતી. પણ આવા ભિક્ષુક ધંધામાં તેમની કુટુંબીક વ્યવસ્થા ચલાવવી દુર્લભ હતી; વારંવાર પોતે વ્યવહારિક વીટંબણામાં પડી પોતાની દરિદ્રઅવસ્થાને માટે ખેદ ધરતા હતા; વળી તેઓ સમજતા હતા કે-" આ દુનીઆમાં દરિદ્રપણે અવસ્થા ભોગવવા કરતાં મરવું હજાર દરજ્જે સારૂં છે ! " પણ લાચાર કે પોતાની આર્થિક અને વ્યવહારિક ઉન્નતિના મુખ્ય સાધનરૂપ કેળવણીની તેનામાં મુખ્ય ખામી હતી. માત્ર વિવાહીક અને અપસવ્યાદિક ક્રિયાઓ તેઓ જાણતા હતા, બહાર પરદેશગમન કરી દ્રવ્યોપાર્જીત કરવાની તેનામાં શક્તિ ન્હોતી;

વિવેકાચાર્યને માત્ર ૧૫ વર્ષની વયનો એક પુત્ર હતો. હેને પણ તેમણે પોતાનુંજ શિક્ષણ આપેલું હતું. એટલે તેનામાં પણ ઘર છોડી પરદેશ જવાની સત્તા ન્હોતી, આવી

રીતે પિતાપુત્ર દરિદ્ર અવસ્થામાં અને આર્થિક તેમજ વ્યવહારિક વિટંબણામાં પોતાનું જીવન વ્યતીત કરતા હતા.

સુભાગ્યે પોતે ઉંચા કુળવાન હોવાથી પોતાના પુત્રનું વેવિશાળ તેજ નગરીના એક વિદ્વાન્ સજ્જનની પુત્રી સાથે થયું સારૂં મુહુર્ત જોઈ શુભ ચોઘડીએ પોતાના પુત્રના વિવાહ પણ તેમણે કરી લીધા, પોતાની આર્થિક સ્થિતિના અભાવે મનગમતા કોડ તે પૂરી શક્યો નહિ પરંતુ તેમના સુભાગ્યે ઉત્તમ વિદ્વાન્ પિતાની પુત્રીએ તેમના ગ્રહમાં પ્રવેશ કર્યો; ઉત્તમ નવ વધૂને તેના પિતાના ગ્રહમાં ભોગવેલા મોજશોખવાળા દીલમાં કાંઈ પણ ખોટું ન લાગે તેના માટે આચાર્યે પોતાનાં ઘર ગીરો મૂકી કાંઈ પણ પૈસા પ્રાપ્ત કરી ગ્રહમાં દરેક જાતની સોઇ આણી રાખી. વાંચક! ઉત્તમ કુળની ખડાઇ કરનારા પુરાતન વૃત્તિના મહાશયો જુઓ!!

વિદ્વાન્ પિતાની પુત્રીએ પોતાના સ્વસુર પક્ષમાં આવી કેટલાએક દિવસો શાંતચિત્તે વ્યતીત કર્યા પરંતુ ભવિષ્યમાં પોતે આ ગ્રહની અધિકારીણી થવાની છે માટે પોતાના ભવિષ્યકાળના સારા સમયને માટે ચિંતા કરવા લાગી. તે સમજતી હતી કે મારો પતિ માત્ર 'સ્વસ્તી' જ કરી જાણે છે અને આવી હરામની વૃત્તિમાં પોતાનું અમૂલ્ય જીવન આમ દુઃખદ્ અવસ્થામાં વ્યતીત કરે છે માટે ગ્રહને, સ્વામિને, પોતાની સ્થિતિ અને આબરૂને સુધારવા માટે તેમણે મંથન કરવા માંડયું.

સન્નારીઓએ પ્રાપ્ત કરેલી વિદ્યાનો આવોજ ઉપયોગ હોય છે! હવે તે સન્નારી પોતાની વર્તમાન અને ભવિષ્યકાળની સ્થિતિ કેવી રીતે સુધારે છે તે જોઇએ, સુજ્ઞો! આ દંપતિનાં નામાભિધાન પરમાત્માએ વિનાયક અને સુમતિ રાખ્યાં હતાં.

(૨)

પ્રથમ તો તેણે પોતાનાં ગ્રહની સ્થિતિ તપાસવા માંડી. ગૃહિણીના સાચા ધર્મ પોતે સમજતો હોવાથી તેણે પોતાનો ગ્રહકારોબાર હવે સાદાઇ, ભલમનસાઇ અને પવિત્રતા ઇ૦ મહદ્ગુણથી અલંકૃત થઈ ચલાવવાનો છે. ' સ્ત્રી એજ ગ્રહનું ભૂષણ છે ' એ ચતુર્થ વાક્યના મહા સ્તોત્રની વ્યાખ્યા તેમને જનસમાજમાં કરી આપવાની છે, ગ્રહની વિટંબણાના ગુહ્ય કારણોની તપાસ કરતાં તેમને ગ્રહનો ખર્ચ ભારી જણાવા લાગ્યો જેથી તે દુર કરવા માટે તમામ કામકાજ પોતે જાત મહેનતથી કરવા લાગી, કરકસરના પાઠો ઉકેલવા લાગી.

આચાર્ય વિધુર હોવાથી પોતાના ગ્રહનું અધિપતીપણું પૂત્રવધૂને સોંપ્યું હતું. પહેલાં તો તેમણે નવવધૂના આગમનથી મોટા ખર્ચો અડસટી કાઢયા હતા પણ ક્રમે ક્રમે પોતાના અડસટામાં ઘટાડો થવા લાગ્યો, વિનાયક પોતે અલ્પ કેળવાએલ હોવાથી ગ્રહતંત્રનાં કાર્યોમાં ભળી શકયો ન્હોતો. તેતો માત્ર દક્ષિણાની જ રાહ જોતો હતો પરંતુ સુમતિના સહવાસથી તેનાં સ્વસ્તીની તૃષ્ણાનાં રજકણો પીગળવા લાગ્યાં હતાં.

સુમતિનો આખો દિવસ ગ્રહ કાર્યની સુધારણામાં રોકાઇ રાત્રીના ફક્ત તેમને બેજ કલાક વાંચવાનો સમય મળતો હતો તોપણ તે શ્રીમંત અને વિદ્વાન્ પિતાની પુત્રી હોવા છતાં શ્રીમંતાઇનો દાવો દૂર કરી સમયાનુસાર વર્તવાની સારી રીત સમજી હતી, પોતાનું ગ્રહ કેવી રીતે ઉચ્ચતમ સ્થિતિમાં આવી દરિદ્ર અવસ્થાથી મુક્ત થાય તે સંબંધીનાજ તેના મનોમુદ વિષયો હતા.

પોતાના સ્વામીની અજ્ઞાનતા દૂર કરવા માટે તેમણે ઘણીવાર તેમની પાસે દ્રવ્યોપાર્જન કરવાની માગણી કરી હતી પણ અલ્પજ્ઞ વિનાયકે તેની તમામ વાતો હસી કાઢી હતી. આથી નિરાશ ન થતાં તેમણે કાયમ પોતાના ગૃહનો સચોટ હેવાલ કહેવા માંડ્યો, ઉત્તમ ચરિત્રવાન પુરૂષોનાં દૃષ્ટાંતો આપી પોતાનું ગૃહ ઉત્તમ શ્રેણીએ મૂકવાના મુખ્ય આધારરૂપ પુરૂષાર્થનું પોતે સૂચન કરવા લાગી. પરંતુ તે સઘળું પત્થરપર પાણી થતું હતું.

હવે સ્વામિનું માનસિક વાતાવરણ ફેરવવાને માટે તેમણે પોતાનાં આત્મબળોનો ઉપયોગ કરવા માંડ્યો. ભરવા ગુંથવાનું પોતે સારૂં શિક્ષણ પ્રાપ્ત કરેલ હોવાથી તે ધંધામાં પોતાના નવરાશના સમયનો વ્યય કરવા લાગી તદુપરાંત તેમણે પાડોશની બે ચાર બાળિકાઓને એકઠી કરી તેમને વિદ્યાદાન દેવા માંડી. આથી તેમના વ્યવહારિક કાર્યોના પ્રત્યાઘાતો દ્રવ્યોપાર્જનથી ખસવા માંડ્યા.

આધુનિક સ્ત્રીઓની માફક તેમનામાં કમાવાનું અભિમાન ન્હોતું. તેતો માત્ર પોતાના સમયનો સદુપયોગ થાય તેની સાથે આર્થિક અને વ્યવહારિક સ્થિતિ સુધરે તે માટેનું કર્તવ્ય સમજતી હતી. પોતે આટલું કમાય છે અને પોતાની કમાણીપર તેનો પતિ તાગડધિન્ના કરે છે તે માટે કદાચ તેમના મનમાં ખોટું ન લાગે માટે તેની પાસે દીનપણે વર્તન કરતી હતી.

સુમતિ આવી રીતે કિંમતી જીવન ગાળે છે છતાં ઘણીવાર તેમના મનમાં ખેદ થતો હતો કે ગૃહવ્યવસ્થામાં દંપતિનું જીવન એક થવું જોઇએ, હજું હું મારૂં પોતાનું હિત સાધી શકું છું પરંતુ મારો પતિ આવીજ સ્થિતિમાં રહેશે ? તેને માટે તેના હૃદયમાં મોટી ચિંતા ઉત્પન્ન થતી હતી, પોતાના સદ્વર્ત્તનથી અનેક દાખલા દલીલ સાથેની સમજુતીઓથી તેના સઘળા પ્રયત્નો જ્યારે નિષ્ફળ ગયા ત્યારે તેના દીલમાં વધારે ચિંતા થવા લાગી અને મનોગત કહેવા લાગી; હે પરમાત્મા ! જ્યાંસુધી આ હૃદયમાં પ્રાણ છે ત્યાં સુધી તો મારો પતિ સુખમય જીવન વ્યતીત કરશે પણ કદાચ દુર્ભાગ્યવશાત્ મ્હારૂં મરણ નીપજ્યું તો મારા હૃદયમણિની શી અવસ્થા થશે ? માટે મારાથી પણ ઉચ્ચ જીવનશાળી કરવાને હે પ્રભો ! તેના હૃદયમાં સદ્બુદ્ધિને પ્રેરો ! !

પરમાત્મા દુઃખીનો અને સત્યાગ્રહીનો બેલી છે. વિનાયકમાં સદ્બુદ્ધિનો સંચાર થયો; આથી વિનાયકે વિચાર કર્યો કે હું પોતે લખી વાંચી જાણું છું માટે પ્રારબ્ધપર આધાર રાખી બેસી રહેવું ન જોઇએ, આથી મારૂં જીવન અંધકારમય અવસ્થામાં વ્યતીત થાય છે માટે પ્રારબ્ધની પરિસીમા જોવા માટે પુરૂષાર્થ કરવો જોઇએ !

( ૩ )

સુમતિના લાંબા વખતના સંસર્ગથી વિનાયકનું આત્મબળ સુધરવા લાગ્યું. તેમને જો કે સાધારણ લખતાં વાંચતાં આવડતું હતું પણ તેથી અધિક જ્ઞાન સંપાદન કરવા માટે તેની સાથે આર્થિક ઉન્નતિના લાભાર્થે જુજ પગારથી તે એક વિદ્યાલયમાં નોકર રહ્યો, આ વિદ્યાલયમાં વિનાયકને ગોઠવી આપનાર સુમતિના પિતા હતા.

વિદ્યાલયમાંના ઉત્તમ શિક્ષકોના સંસર્ગમાં આવતાં તેની બુદ્ધિમાં અસાધારણ ફેરફાર થવા લાગ્યો. વારંવાર ઉત્તમ પુરૂષોનાં ચરિત્રો તે વાંચવા લાગ્યો. ઉત્તમ પુરૂષોનાં મહાન્ કાર્યોની ગણના સાથે પોતાનાં કાર્યોની ગણના કરતાં પોતાનું જીવન તેમને ઘણુંજ હલકું

જણાયું, આથી ઉશ્કેરાઈ તેમણે ખાનગી વિદ્યાભ્યાસ શરૂ કરવા માંડયો, ક્રમે ક્રમે તેમનાં સદ્‌વર્ત્તન અને ઉત્સાહીક કાર્યોથી તેમની બુદ્ધિ અને પગારમાં વધારો થવા લાગ્યો; પ્રારબ્ધ પણ પુરૂષાર્થથી ખીલવા માંડયું, આવી રીતે બંને દંપતિ સાધારણ સ્થિતિમાં દીવસો નીર્ગમન કરે છે તેમાં વિનાયક એક વખત પોતાના શયનગૃહમાં રાત્રે નીવૃત્તિના સમયમાં પૂરાણું ધર્મ પુસ્તક વાંચતો હતો તેમાં એવું આવ્યુ કેઃ—

संतुष्टतोभार्ययाभर्त्ता भर्त्ताभार्यातथैवच ।
यस्मेन्नेव कुले नित्यंकल्याणं तत्रवैध्रुवम् ॥

ભાવાર્થઃ—જે કુલમાં સ્ત્રીવડે સ્વામી પ્રસન્ન હોય અને સ્વામીવડે સ્ત્રી પ્રસન્ન હોય ત્યાં હંમેશાં નિશ્ચયપૂર્વક કલ્યાણ થાય છે.

ઉપરોક્ત શ્લોકનું મનન કરતાં એકાએક ત્હેનાં અજ્ઞાન પડળો દૂર થયાં. મનમાં સંકલ્પ યુદ્ધ શરૂ થયું, મનોગત કહેવા લાગ્યો અહા ! સુમતિ તને સહસ્રશઃ ધન્યવાદ છે ! મારાથી અપ્રસન્ન રહેવા છતાં પણ મને પ્રસન્ન રાખવાનાં તારાં સદ્‌કાર્યોથી મારૂં જીવન ઉન્નત અવસ્થાએ પહોંચ્યું છે; આમ પોતે તરંગના મહોદધિમાં સ્નાન કરી રહેલા છે ત્યાં સુમતિએ પોતાનાં ગૃહકાર્યોમાંથી નીવૃત્ત થઇ સ્વામીના શયનગૃહમાં પ્રવેશ કર્યો.

જેનુ હૃદય માનસરોવરના જેવું નીર્મળ છે. શરદપૂર્ણિમાના ચંદ્ર જેવું વદન; મૃગરાજની દ્રગીને ઘડીભર વિસામો આપે તેવા નયનો, અને ખીલતા ગુલાબના પુષ્પને લજ્જીત કરે તેવા ગાલોને પોતાના અધરથી સ્પર્શી કોમળાંગીને પોતાના વક્ષઃસ્થળમાં દબાવી વિનાયક કહેવા લાગ્યો; સુમતિ ! પ્રારબ્ધ યોગે નીર્માણ થએલ મારા અંધકારને દૂર કરી ત્હારા પુરૂષાર્થથીજ હુ મારા પ્રારબ્ધનો પ્રકાશ કરી શક્યો છું !!

સુમતિએ લજ્જીત મુખે કહ્યુંઃ—નહિ, નાથ ! તેવા મહત્વના પદપર મૂકી મને ના શરમાવો ! પૂર્વ કાળથી નીર્મીત થએલ આપણાં પ્રારબ્ધો એકજ છે તેમાં પણ સ્ત્રીનાં પ્રારબ્ધો પુરૂષના પુરૂષાર્થ આગળ ગૌણ માનવાનાં છે. ત્હમારા પૂર્વકાળના સંસ્કારોથી તમે તમારૂં જીવન સુધારી શકયા છો તેથી હું ઘણીજ સંતુષ્ટ છું, મારા લાંબા વખતની શુભેચ્છાઓને જો મેં વચમાં નિરાશાને ઓટલે બેસારી દીધી હોત તો આવો સમય જોવાને આ દેહ તલસ્યા કરત ! उद्योगीन पुरुषसिंहमुपैतिलक्ष्मी. પ્રત્યાવાયોપર લાત મારી પુરૂષાર્થને પકડી રાખનાર આપણાં જીવન અત્યારે મહાભાગ્ય મેળવી શક્યાં છે. તેથીજ સંતોષ !

સ્ત્રીઓનું હૃદય ધન તેજ પતિ !. અને તેને આપ્ત કરવાનું તેજ હોય છે; પતિ એજ સ્ત્રીઓનો પરમેશ્વર છે ! જે સ્રી પતિની સેવા મૂકી પરમેશ્વરની સેવા કરે છે તે સ્ત્રીને પ્રભુની સેવાનું કાંઈ પણ ફળ મળતું નથી.

પ્રાણેશ ! આજ સમય જોવાની મારી પ્રબળ ઉત્કંઠા હતી. આપણું ગૃહ નીર્ધન અવસ્થામાંથી હવે મુક્ત થયું છે અને આપના પિતાને હવે ઇશ્વર ભક્તિમાં સમય ગાળવાની આવશ્યકતા હોવાથી તેમને હવે નીવૃત થવું જોઇએ, તેમની સેવા કરવાનું સુભાગ્ય પણ આપણે મેળવવું જોઇએ.

વિનાયકે સ્મીત મુખે કહ્યું—હૃદયેશ્વરી ! આપણું સુખ ચીરકાળ ટકો એ પ્રભુપ્રતિ યાચના તેની સાથે મારાં વર્તનથી તમે પ્રસન્ન થયાંછો અને હુંતો તમારા સદ્વર્તનથી

ક્યારનોએ પ્રસન્ન હતો. આપણાં સ્વર્ગીય સુખોનો નવો યુગ હવે શરૂ થયો છે દીનદયાળ તેમાં સહાય કરો ! તથાસ્તુ !?

ધન્ય છે સુમતિ ત્હારી પતિ ભક્તિને ! ધન્ય છે ત્હારા અભ્યુદય કરાવનારા આદર્શક વિચારોને અને ધન્ય છે ત્હારાં સદ્કાર્યોને ! અમે અમારી આર્ય ભગિનીઓને આવું છુટું છવાયું વિવેચન આપતાં હર્ષિત થઇએ છીએ તેની સાથે ભારતપ્રદેશનું શુભ ઇચ્છી વિરમતાં કહીએ છીએ કેઃ—પુરૂષાર્થથી પ્રારબ્ધ પ્રકાશ તે આનું નામ ! ! જય સચ્ચિદાનંદ !

નારણજી ગોવર્ધનદાસ કળસારકર,
શ્રી કળસારકર તા. ૧૦-૪-૧૫.

---

# उपयोगीविचारो.

મનુષ્ય અમુક કાર્યનો વિચાર કરેછે અને તદનુસારે પોતાનો પ્રયત્ન આરંભેછે. આ પ્રયત્નમાં પ્રસંગોપાત કોઇ વખત તેને સફળતા ન મળવાથી તે સંપૂર્ણઅંશે નિરાશ બની જાયછે. અને જાણે પોતાના જીવનમાં સર્વસ્વ ગુમાવ્યું હોય એવું દયામણું મોં કરીને બેસે છે. પણ આ પ્રમાણે કરવાની તેને લેશમાત્ર પણ અગત્ય નથી. મનુષ્યે નિષ્ફળતાથી ડરવાનું નથી પણ તે આવ્યે એક ડગલું આગળ વધવાનુંછે. અને જે આ પ્રમાણે એક ડગલું આગળ વધેછે તેનેજ માટે જગતમાં યશ ધન વીગેરે નિર્માણ થઇ ચૂકયાંછે. આપણા કરતાં આધુનિક સમયમાં કાંઇકઅંશે કળા કૌશલ્યમાં આગળ વધેલી પશ્ચિમની પ્રજા તરફ દ્રષ્ટિ કરો. તે પ્રજાએ આજે ઘણાંખરાં કામો કરી જગતને આશ્ચર્યચકિત બનાવી દીધુંછે, અને અઢળક સંપત્તિ તથા કીર્તિને પ્રાપ્ત કરીછે. તેઓને પોતાનાં કામમાં શું નિષ્ફળતા નહોતી મળી. અવશ્ય મળી હતી. અને તે કેટલાક પ્રસંગમાં તો એટલે સુધીની હતી કે પ્રયત્ન કરનાર મનુષ્યના હાથપગ પણ વખતે કપાઇ જતા હતા અને આગળ વધીને જણાવીએ તો કેટલાક પ્રસગમાં તેમનાં પ્રાણ પણ ગયાનાં ઉદાહરણ આપણે સાંભળ્યા છે. આટલું હોવાછતાં પણ તેઓ પોતાનું કાર્ય છોડતા નથી. પણ ઉલટું અધિક અધિક બળ લાવી તે કાર્ય કર્યે જાયછે. કાર્ય કરતાં કોઇને પ્રાણહાનિ થાયછે. તો તેની પછી એ કાર્ય અટકી નથી પડતું પરંતુ બીજો કોઇ વીરનર એ કાર્ય કરવા મંડી જાય છે, અને આ પ્રમાણે ઉત્તરોત્તર એ કાર્યમાં બરાબર સફળતા મળે ત્યાંસુધી તેની પ્રગતિને માટે પ્રયત્ન ચાલ્યાજ કરેછે. આવા વીરનરોના કપાળમાં વિજય લખેલો હોય તેમાં શી નવાઇ ? નબળા અને પોચા હૃદયના મનુષ્યો જાગ્રત થાઓ અને આ પાશ્ચાત્ય પ્રજાના ગુણનું અનુકરણ કરો. ઢીલા પોચા થઇ પડી ન રહો પણ સતત્ મહેનત કરી યશ સંપાદન કરો. અને જગતને બતાવી આપો કે અમે હિચકારા અથવા બાયલા નથી પણ ખરેખરા મનુષ્ય છીએ. **અમારી રગેરગમાં કર્તવ્ય પાલનનો નિશ્ચય ભરાઇ ગયોછે.** ગમે તેવાં વિધ્ન આવશે તેમાં અમારે અનેક હાનિ સહન કરવી પડશે. અમારા પ્રાણની હાનિ થશે પરંતુ અમે અમારા કર્તવ્યને છોડીશું નહિ. कार्यसाधयामि वा देहंपातयामि એ અમારો અંતરપટ ઉપર લખેલો સ્મરણીય લેખછે.

× × × × × ×

હું હાલ લખવા બેઠોછું તેમાંથી જો મારે પાણી પીવાની ઇચ્છા થાય તો ઉઠીને જ્યાં પાણી ભરી રાખ્યું હોય ત્યાં જઇ પાણી પી આવવું જોઇએ. જો હું તેમ નહિ કરૂં તો મારી તૃષા આપોઆપ કાંઇ નિવૃત નહિ થાય. આ નિયમ પ્રમાણે મનુષ્યને સુખ જોઇતું હોય તો તેને અનુકૂળ તેણે પ્રયત્ન કરવોજ જોઇએ. જ્યાં સુધી તે પ્રયત્ન નહિ કરે ત્યાં સુધી તેની જોઇતી વસ્તુની પ્રાપ્તિ તેને દુર્લભજ રહેવાની. પણ જગત્ તરફ દૃષ્ટિ નાંખીને જોતાં જણાયછે કે તે માત્ર ઇચ્છાજ કરેછે. પણ તેને અનુકૂળ પ્રયત્ન કોઇજ કરતું નથી. પણ તેનાથી ઉલટો પ્રયત્ન કરેછે. તેને પૂર્વમાં જવું હોય છે, અને ડગલાં પશ્ચિમમાં ભરેછે. અને આ પ્રમાણે પ્રયત્ન કરી તેનાથી મહાફળની આશા જેમ પગરખું (જોડા) માથા ઉપર બેસવાની આશા રાખે તો તે વ્યર્થ ગણાયછે તેમ તે આશા રાખે છે. અને તેની આ પ્રમાણેની આશા તેના મનમાંને મનમાંજ રહેછે. તે કોઇ દિવસ પણ પૂર્ણ થતી નથી. મનમાં પરણીને મનમાં રાંડયાના જેવી તેની આશા હોયછે. આવી આશા સત્વર છોડી દેવા યોગ્યછે. છતાં આશ્ચર્ય થાયછે કે જનસમાજનો ઘણોખરો ભાગ એવી આશામાંજ ગોથાં ખાયા કરતો જણાયછે.

× × × × × ×

અમુક મનુષ્ય આપણું કાંઈ કામ કરતો હોય અથવા આપણા ઉપર કાંઈ સ્નેહભરી લાગણી રાખતો હોય તેના પ્રતિ આપણે પણ તેટલીજ લાગણી રાખવી જોઇએ. અને જો આ પ્રમાણે આપણે લાગણી રાખીએ છીએ તો સામા મનુષ્યની લાગણીમાં પણ કાંઇક વૃદ્ધિ થાયછે. અને પછી એ પ્રીતિ અરસપરસ ઘણી સારી રીતે પૂર્ણિમાની રાત્રીની જ્યોત્સનાજેવી બંધાયછે. તેમાં કોઈપણ દિવસ કકળાટનો પ્રસંગ આવતો નથી: પરંતુ સામા મનુષ્યની લાગણી તરફ ઘણે પ્રસંગે કેટલાક મનુષ્યનું ધ્યાન ખેંચાતું નથી. અને તેમણે તેના પ્રતિ જે સ્નેહભાવ દર્શાવવો જોઇએ તે દર્શાવાતો નથી, તો એનાથી પેલા લાગણી રાખનાર મનુષ્યની લાગણીમાં કાંઈક અંશે ઘટાડો થવાનો પ્રસંગ આવેછે. અમુક મનુષ્યનું કામ મનુષ્ય કરતો હોયછે, તે કેટલોક સમય જતાં નથી કરતો અને પ્રસંગે તેના દુર્ગુણ પણ બોલેછે, તેમાં કારણ તરીકે આ પણ એક કારણ હોયછે. અને જગત્ એ આરસી જેવું હોવાથી અમુક મનુષ્યનું કામ આપણે કરતા હોઇએ અને તે આપણા પ્રતિ લાગણી વગરનો હોય તો આપણી પ્રીતિ પણ તેના ઉપરથી ઘટીજ જાયછે.

× × × × × ×

પોતાનું કામ કરનાર મનુષ્ય પ્રતિ કોઈ મનુષ્ય લાગણી નથી રાખતો તેના કારણ પ્રતિ વિચાર કરતાં જણાયછે કે સામા મનુષ્યને અર્થાત્ જે કામ કરનાર મનુષ્ય પ્રતિ કાંઇપણ લાગણી નથી રાખતો તે મનુષ્યને હું મોટોછું એવું અભિમાન હોયછે. અને આ અભિમાનને લીધેજ તે તેના પ્રતિ લાગણી રાખતો હોતો નથી. પણ સદ્વિવેકી વિચાર સંપન્ન મનુષ્યને આ પ્રમાણે કરવું યોગ્ય નથી. તેણે તો સામો મનુષ્ય આપણા ઉપર લાગણી રાખતો હોય તેના કરતાં દશ ગણી લાગણી રાખવી જોઇએ. અને તેમ કરવામાંજ તેની મહત્તાછે.

× × × × × ×

તમે ગમે તેવા મોટા હો, ભલે તો મોટા રાજા હો, કલેક્ટર હો, જડજ હો, કે ગમે તેવા મોટા આચાર્ય હો, પરંતુ તમારે સર્વથી મોટામાં મોટો આ લાગણીનો ગુણ

ધારણ કરવાનોછે. આવા મોટા મનુષ્યોમાં તો આ ગુણ હોયછેજ. પરંતુ કોઇનામાં ન હોય તેથી અત્ર ભાર મૂકીને સર્વને એક સામાન્યરીતે કહેવાનું સાહસ કર્યું છે. તમારા અર્થે કાંઇ પણ કામ કરનાર પછી ભલે તે તમારો સ્નેહી હોય, શિષ્ય હોય કે નોકર હોય તોપણ તેના પ્રતિ અત્યંત સ્નેહભાવથી વર્તો. તે ભુખ્યો હોય, તરસ્યો હોય; તો તેને જમાડો પાણી પાઓ, અને આ પ્રમાણે હરેક રીતે તેને અપૂર્વ સ્નેહછે એવું દર્શાવી આપો. અમે મોટા રહ્યા એટલે એવા મનુષ્યની અમને કાંઇ દરકારજ નથી. તે છો અમારે માટે કામ કરે પણ અમે તો તેના પ્રતિ અલક્ષજ કરીશું. તે ગમે ત્યાં ખાવાની સુવાની અનુકૂલતા કરી લેશે. એ પ્રકારનો વિચાર જરા પણ તમારા અંતઃકરણમાં પ્રવેશવા દેશો નહિ. પણ તેના પ્રતિ અત્યંત સ્નેહભર્યું વર્તન કરજો. આમ કરવાથી તે મનુષ્ય તમારૂં કામ જેટલા વેગથી કરતો હશે તેનાથી દશગણા વેગથી કરશે. અને તમારે માટે છાતીતોડ મહેનત ભલે તે રાત્રીના મધ્ય સમયે કરવાની હશે તોપણ કરશે. તમારૂં કામ કરનાર મનુષ્યની આ પ્રકારની બરદાસ અમે મોટા હોવાથી શી રીતે થઇ શકે એવું ખોટું અભિમાન જરાપણ લાવશો નહિ. કેમકે આ પ્રકારની બરદાસ કરવાથી તમારી મોટાઇમાં ઘટાડો નહિ થતાં વધારોજ થશે આખા જગતના આધારરૂપ શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનનો રથ હાંકયો હતો, અને કર્ણને પોતાની હથેલીમાં બાળ્યો હતો, અને આ પ્રમાણે બીજાં પણ અનેક કામ ભક્તને માટે કર્યા હતા તેમાં શું તેમની મોટાઇમાં ઘટાડો થયો હતો. કદાપિ નહિ. ઉલટું તેનાથી તેમની શ્રેષ્ઠતાઈ ઘણીજ વધી હતી. અને તેજ પ્રમાણે તમે પણ તમારા પ્રતિ સ્નેહભાવ રાખનાર પ્રતિ તમારા નોકર પ્રતિ અને તમારા શિષ્ય પ્રતિ માયાભર્યું વર્તન રાખશો. તમારી મહતા હાલછે તેનાં કરતાં દશ અથવા સોગણી વધારી શકશો.

× × × × × ×

મહત્તાને વધારવાને માટે કેટલાક ઉપર જણાવેલ પંક્તિના મનુષ્યો પોતાના પ્રતિ લાગણી રાખનાર મનુષ્ય પ્રતિ, પોતાના નોકર પ્રતિ, અને પોતાના શિષ્ય પ્રતિ ઉપર ઉપરથી માયા ભરેલા વચનો બોલે છે પણ જ્યારે ખરી કસોટિનો પ્રસંગ આવે છે ત્યારે તેમની આ ઉપલકીયા વિદ્યા જણાઇ આવે છે દાખલા તરીકે સ્નેહની લાગણી રાખનાર મનુષ્યને કહેવામાં આવે છે કે મારે ત્યાં આવજો ત્યાં દશ પંદર દિવસ રહેજો, વગેરે અને નોકરને એમ કહેવામાં આવે છે કે હાલ મારે ત્યાં આટલા પગારથી રહે. કોઇ વખત કાંઈ કામ પડશે તો જોઈ લેવાશે. વગેરે આ પ્રમાણે બહારથી વચનો બોલી પોતાની સામા મનુષ્ય પ્રતિ લાગણી છે એમ દર્શાવે છે પણ જ્યારે સ્નેહની લાગણી રાખનાર મનુષ્ય પેલા સામા બોલનાર મનુષ્યને ત્યાં જાય છે. ત્યારે તેનો ભાવ પણ નથી પૂછાતો કે તે કયે ખૂણે પડયો છે અને તે સુતો કે જાગ્યો, તેણે ખાધું કે ભૂખે મુઓ. આ પ્રમાણેનું વર્તન જોઇ એ મનુષ્યની પ્રીતિમાં ઘટાડો થવાનો સંભવ ઉત્પન્ન થાય છે અને દશ પદર દિવસ રહેવાને બદલે બીજેજ દિવસે ત્યાંથી વિદાયગીરી લેવાની તૈયારી કરે છે તેના મનમાં તે વખત એમ આવે છે કે મારા કર્યા ભોગ જાગ્યા કે હું અહિં આવ્યો. આ પ્રમાણે વિચારી તુરત તે ત્યાંથી પલાયન કરી જાય છે. નોકરને પણ કામ પડશે ત્યારે જોઇ લેવાશે એમ બોલનાર મનુષ્ય પાસે તે નોકર કોઇ વખત પોતાના પગાર કરતાં માત્ર ચાર આઠ

આના વધારે માગે છે તો તેના તરફથી મળતા નથી. અને તેના પરિણામે તે નોકર પણ ત્યાંથી નાશી જાય છે. વ્યવહારમાં આ પ્રમાણે ઘણાખરા પ્રસંગમાં થતું જોવામાં આવે છે. તેથી આવા લક્ષણો પણ જે મનુષ્યમાં નિવાસ કરીને રહ્યા હોય તેમણે તત્કાળ તેનો ત્યાગ કરવો ઉચિત છે.

× × × ×

કહેવું અને કરવું એ બે બાબતમાં ઘણોજ વિચાર લેવાનો છે અને મનુષ્યે હમેંશાં અમુક કામ કહેવા કરતાં કરી દેખાડવાનો નિયમજ પોતાની જીંદગીમાં રાખવો જોઇએ. કહેવા કરતાં કરી દેખાડનાર મનુષ્યજ વિજયને પામી શકે છે. અને તેજ જગતને પરમ વંદનીય છે. ત્યારે માત્ર કહેનાર મનુષ્યની વાત આજે બે ચાર મનુષ્યો સાંભળે છે. અને અને પ્રાછળથી જ્યારે તેનામાં-કહેનાર મનુષ્યમાં તેનાથી ઉલટા પ્રકારનું વર્તન જુએ છે ત્યારે તેની વાત કોઇજ સાંભળતું નથી. માટે આ પ્રકારનું વર્તન કહેનાર મનુષ્યે કદી રાખવું જોઇએ નહિ. પણ તમે જગતના દૃષ્ટાંતરૂપ બની જગતને દર્શાવી આપો કે ઉત્તમ કામ આમ થાય છે. અને તેને કરવાથી જે પ્રમાણે મને આ ફળ મળ્યું છે, તેવુંજ ફળ તમને પણ મળશે.

* * * * *

પુસ્તકો વાંચો, કથા વાર્તા સાંભળો. એ સર્વે ક્રિયા કરો પણ તેમાંથી તમે ગ્રહણ શું કર્યું અને તમારા અનુભવમાં શું મૂક્યું તેનો વિચાર કરી જુઓ. માત્ર બહારની ક્રિયા ફળ આપનાર નથી પણ અંદરની ક્રિયા-અનુભવની ક્રિયાજ ફળ આપનાર છે, માટે તેનું સેવન કરો. અનુભવરૂપ ક્રિયા એ એક કામદુગા ગાય છે. અને કામદુધાં ગાયની પાસે આપણે જે પદાર્થની ઇચ્છા કરીએ છીએ તે પદાર્થ પોતાની પગની ખરી એક ઠેકાણેથી ઉંચકી બીજે ઠેકાણે મૂકી તરત આપે છે. તેમ આ અનુભવની ક્રિયા કરવાથી પણ આપણને ફળ પ્રાપ્ત થાય છે, આપણને જે ફળ જોઇતું હોય તે આપણે ઉત્પન કરી શકીએ તેમ છીએ. માત્ર જરૂર આપણા અનુભવની-પ્રયત્નની જ છે.

* * * * *

પ્રમુ૦

## स्वर्गस्थ गोखलेने.

### સોરઠા.

ભારતનો સંતાન, સ્વર્ગે આજ સીધાવીઓ;
પામી અક્ષય સ્થાન, નિર્લેપ સુખમાં મહાલતો. ૧
દેશની સાચી દાઝ, ધીર વીર તુજ હૃદયમાં;
આજે કરીને યાદ, નયને અશ્રુ આવતાં. ૨
અગણીત કીધાં કામ, સ્વદેશ પ્રીતિ કાજ તેં,
અમર કરીયું નામ, ભવમાં તે તો ગોપ્યસે. ૩
સારું હિંદનું હિત, અલ્પ સમયમાં સાધીયું;
નામ સુવર્ણાંકિત, ઇતિહાસે તુજ રહી જશે. ૪

---

વાંચશો તો લાભ સમજાશે.

# શ્રી રૂદ્રાક્ષ જાબાલોપનિષત.

હાલમાંજ પ્રકટ થએલું તદન નવીન પુસ્તક આ પુસ્તકમાં રૂદ્રાક્ષ કેવા પહેરવા તેને. પહેરવાથી કેવું ફળ થાય છે. રૂદ્રાક્ષની ઉત્પત્તિ તેની પરીક્ષા વગેરે અનેક બાબતો શમાવી છે. વળી તેમાં આડકતરી રીતે આપણા શાસ્ત્રમાં લખેલી કેટલીક ક્રિયાઓના અર્થ પણ બહુ સરળરીતે સમજાવ્યા છે. વળી તેનું મુખપૃષ્ઠ સચિત્ર અને મનહર છે. મૂલ્ય ફક્ત ૭ આના. પોષ્ટેજ ૦-૦-૬

ચંદ્રપ્રકાશ ઓફીસ ભાગાતળાવ સુરત.

---

## એક ઉત્તમ તક.

શોર્ટ હેન્ડ રાઇટીંગ શીખવા ઇચ્છનાર સજ્જનોને તેમજ વિદ્યાર્થીઓને બહુજ ઉત્તમ રીતે શીખવવામાં આવે છે. દર પણ સસ્તો અને વ્યાજબી રાખવામાં આવ્યો છે. એક વખત મુલાકાત લઇ ખાત્રી કરો. મેળાપ ટાઇમ સવારના ૭ થી ૧૧ સાંજના ૬ થી ૮

એમ. સી. દીવાન.

આમલીરાન સ્ટ્રીટ સુરત

---

## વાંચશો તો લાભ સમજાશે.

એક વખત ધ્યાન દઇ વાંચવા ખાસ વિનંતી છે અમારે ત્યાંથી દરેક જાતનાં બેંગાલ કોલ સ્ટીમ હાર્ડ કોક સોફ્ટ કોક સ્ટીમ સ્લેક ડસ્ટ ઘણુંજ ઓછા ભાવે ઘરાકોને મનપસંદ માલ ઓરડર મુજબ તુરતજ સપ્લાય કરવામા આવે છે અમારૂં કોલમાંઝનેમ કેવું પ્રમાણીકતાથી ચાલે છે તેના સાબીતી એજ કે આજે સાત વરસ થયાં અમારા જે જુના ખરીદદારો છે તે અમારા તરફથી એટલો સંતોષ પામ્યા છે કે બીજી કંપનીઓ તરફથી અપાતા ઓછા ભાવો એટલે અમારી હરીફાઇ તરફ બીલકુલ ધ્યાન આપતા નથી. હાથરસમાં બનતા રાજેશને ટક્કર મારે તેવા પક્કા ચાકુ તથા અગુરબત્તી તથા ઉંચી પવિત્ર હીંગ અમારે ત્યાં મોટા જથ્થામાં તૈયાર રાખવામાં આવે છે. એક વખત ઓરડર આપી ખાત્રી કરો. કરીયાણું તથા અનાજની આડતનું કામ ઘણુંજ ઓછા કમીશનથી સંતોષકારક કરવામાં આવે છે. ખુલાસા માટે નીચેને શરનામે લખો.

ભગવાનજી મકનજી.

કોલમરચંટ કમીશન એજન્ટ જનરલ ઓરડર સપ્લાયર—હાથરસ

ઈ. આઇ. રેલવે. યુ. પી.



पुस्तक ८ वैशाख. १९७१ अंक ७

॥ ૐ श्री ॥

# प्रभुनो अगम्य विलास.

પદ. ( મારે મોટે મનાવી, રાજી કહેવરાવી. એ લય. )

પ્રભુ આ શો વિલાસ, આપ કરતા ચોપાસ,
વૃત્તિ જોતાં સ્તબ્ધ થઈને કથે આ શું કહેવાય;—
રહીને ગુપ્ત સર્વ માંહ્ય, કરો ઉન્નતિ સદાય,
જડ ચૈતન્યે એજ જેમાં તેમાં લહાય;—
જોઉં તુચ્છ જડ પાષાણ, કરો તેને મૂલ્યવાન,
અણું તેનાં કરો શુદ્ધ જોતાં આશ્ચર્ય થાય;—
તેમ વનસ્પતિ સર્વ એનું આપ કરો સર્વ
નીયમ જોતાં તેનો અંતરમાં સ્પષ્ટ સમજાય;—
નહિ અણું કો સુપુપ્ત આપ રહીને જ્યાં ત્યાં ગુપ્ત,
પ્રાણીમાત્ર ઉર્ધ્વ માર્ગે પ્રભુ કરતા વિહાય;—
સર્વ કરતાં મનુષ્ય માત્ર, ગણ્યાં આપે પ્રીતિપાત્ર,
આપ્યું બલ વિચાર કરવા જેથી ઉન્નતિ થાય;—
સુવિચાર કરી જે જન, ઉન્નતિ નીયમ જાણે મન,
પ્રભુ તેને ત્યારે આપ અરી દેતા સહાય;—
સત્ય શોધે કરી વિચાર વધે નિયમથી ક્રમવાર,
તેને આપ સ્વરૂપ અંતરમાં સમજાતું જાય;—
થઈને શુદ્ધ વહે ઉર્ધ્વ પ્રભુ જુએ તે તો મૂર્ધ
જ્યાં પ્રત્યક્ષ આપ સ્વરૂપ સુંદર લહાય,

—મણીલા પટેલ.

# સત્યયુગ કેમ લાવી શકાય ?

જે મહા પુરૂષોએ આ સંસારમાં જે કાંઇ થોડાં ઘણાં ઉત્તમ પરોપકારનાં કામ કરેલાં છે તેમનાં હૃદયોમાં પરમાત્માની કૃપાથી વિચારોનો એવો પ્રચંડ અગ્નિ ઉદ્દભૂત થયો હતો કે જેને પરિણામે દઢતા અને વિશ્વાસને તેઓએ પોતાનાં હૃદયોમાં પ્રથમ સ્થાન આપીને સંસારમાં અજ્ઞાનતા રૂપ વનોને બિલ્કુલ સાફ કરી દીધાં હતાં. એ સાફ થયેલાં વનોમાં સુવિચારરૂપ વૃક્ષ વેલડીઓ વાવીને તેનાં ફળોનો ઉપભોગ કરવા એ મહાપુરુષોએ જનસમૂહને પ્રેર્યો હતો. જે મનુષ્યોએ તે ફળોનો ઉપભોગ કર્યો છે. અર્થાત્ મહાપુરુષોના ઉચ્ચ વિચારોનું અનુસરણ કરી, દઢ પ્રતિજ્ઞ બની, પરમાત્મા ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખી, પોતાનાં કાર્ય શરૂ કર્યા છે તેઓ નિઃસંદેહ ધારેલી મનકામનાઓ પરિપૂર્ણ કરી શકયા છે. વિશ્વાસ અને દઢ પ્રતિજ્ઞા એ એવી વસ્તુઓ છે કે જેને લીધે કાળાન્તરે પણ મનુષ્ય પોતાની ભાવનાઓમાં સફળતા પ્રાપ્ત કરી શકે છે.

એક મનુષ્ય પોતાના હૃદયમાં એવી કામના કરે કે " આ સંસારમાં મારે સત્યયુગ લાવવો છે " તો તે દઢતા અને વિશ્વાસથી અવશ્યમેવ પરિપૂર્ણ થઇ શકશે. તેણે જે કાંઇ કરવાનું છે તે એ કે સત્યયુગ લાવવાની પ્રબળ ઇચ્છાશક્તિ રાખવી અને એ લાવવા માટે કેવા પ્રયત્નો કરવા આવશ્યક છે, તેનો સંપૂર્ણ વિચાર કરી, એ વિચારોને આચારમાં મૂકવા. એ તો જાણીતું છે કે મહાપુરુષોએ પોતાની પ્રતિજ્ઞાઓ પરિપૂર્ણ કરવા માટે પોતાના પ્રાણની પણ દરકાર રાખી નથી. દેશે દેશમાં એવા (Martyrs) સ્વમાતાર્થે પ્રાણ તજનારાઓ મળી આવશે. બાળ ભક્ત પ્રહ્લાદજી, નાગરભક્ત નરસિંહ મહેતા મીરાંબાઈ આદિનાં દષ્ટાંત આપણને શું શીખવે છે ? એજ કે જેઓ પોતાની પ્રતિજ્ઞાઓને વળગી રહે છે, તે પ્રતિજ્ઞાઓ પુરી કરવા માટે જે કાંઇ દુઃખ પડે તે સહિષ્ણુતાથી, અને પૂર્ણ વિશ્વાસથી સહે છે તેઓને પરમાત્મા અવશ્ય સહાય કરે છે. તાત્પર્ય એજ કે દઢ વિચાર એજ મનુષ્યને બલયુક્ત કિંવા બલહીન બનાવે છે. જેમના વિચારો ઉચ્ચ અને દઢ તેઓ એકદિન સંસારમાં ઉચ્ચસ્થાન પ્રાપ્ત કરી શકશેજ. એટલા માટે જેના હૃદયમાં સત્યયુગ લાવવાની ઇચ્છા થઇ, તે જો ઉચ્ચ વિચારોને પોષીને, અર્થાત્ ઉચ્ચ વિચારોને આચારમાં મૂકીને, આ સંસારના પોતાના અન્ય બાંધવોને દાખલા રૂપ થઇ પડે તો અવશ્ય સત્યયુગ આવી શકે.

ભારતવર્ષ, એક દિન સર્વ દેશોના શિરતાજરૂપ હતો. પ્રત્યેક ગુણના શિક્ષકરૂપ હતો. મહારાજા યુધિષ્ઠિર જેવા ધર્માત્માને જન્મ આપનાર આપણો આ આર્યાવર્ત હતો. એવીજ રીતે મહારાજા હરિશ્ચન્દ્ર સમાન સત્યવાદી સત્યને ખાતર પોતાના સર્વસ્વની લેશ પણ દરકાર ન રાખનાર મહાપુરૂષના જન્મથી આ ભારતભૂમિ સ્વર્ણમયી હોય તેમ ચમકી રહી હતી. પ્રભુ વિક્રમાદિત્ય જેવા ન્યાયપરાયણ રાજા, જેમનું મંગલ નામ આજે આ દેશમાં પ્રત્યેક જણને મુખે સંભળાય છે, તેમના પ્રતાપી પગલાંથી આ દેશ પાવન થઇ ગયો હતો. આવા આવા અનેક શુદ્ધ અને અનુકરણીય ગુણોપેત રાજા મહારાજાઓને જન્મ આપનારી ભારતભૂમિમાં આજ દૃષ્ટિપાત કરતાં હૃદયમાં ગ્લાનિ ઉપજે છે. પાપ, ચોરી, અત્યાચાર આદિ કુકર્મોથી આજ દેશ ભરપૂર છે; ધર્મનાં અને એવાંજ શ્રેષ્ઠ કાર્યોને દેશવટો દેવાયલો છે.

અને ઇર્ષા, લોભ, મોજવિલાસ તથા વૈરરૂપ રિપુઓ જ્યાં ત્યાં પોતાની સત્તા જમાવીને, પડ્યાં પાથર્યાં રહ્યાં છે. પ્રમાદનું જોર વધી ગયું છે અને એકઉર્દુ શાયર કહી ગયો છે તેમ સર્વને હવે એ કહેવાનું છે કેઃ—

તુમ જાગ કે અપના જરા અહવાલ તો દેખો !
હાલત કા તબિયત કી યહ્ હિલ્જાલ તો દેખો !
પિછલે હી બજુર્ગો કે કુચ્છ ઇજ્લાલ તો દેખો !
ફિર આજ કે તુમ લોગોંકા—કંગાલ કો દેખો !

**ભાવાર્થઃ**—તમે જાગ્રત થઇને તમારી સ્થિતિ તરફ નજર કરો; તમારી તબિયતની સ્થિતિના હાલ હવાલ જુઓ; અગાઉ થઇ ગયા તે વયોવૃદ્ધ નરોની કીર્તિ તપાસો અને તે પછી તમારા લોકોની કંગાલ—અર્થાત દરિદ્રતા ( ચારિત્ર અને ધનમાં ) સાથે તેની સરખામણી કરો. ધર્મ, પુણ્ય, અને સદાચારની સંપત્તિ ભારતવર્ષે ગુમાવી દીધી છે અને ઘણે અંશે દુરાચાર જ્યાં ત્યાં પ્રસરી રહેલો છે.

આનું કારણ શું? એનું કારણ કેવળ એજ કે—અહી એક બીજા પ્રતિ જેવો જોઇએ તેવો પ્રેમભાવ કોઇ રાખતું નથી. સ્વાર્થપરાયણુતા, એક બીજાના મનમાં એવાં જબરજસ્ત મૂળ ઉંડાં ઉતારી રહી છે કે ત્યાં પ્રેમભાવનો સંચાર થવાને બિલકુલ સ્થાન નથી. ભારતભૂમિની અગાઉની જાહોજલાલી જે આજ નષ્ટ થયલી છે તેનું કારણ પણ સ્વાર્થપરાયણુતાજ છે. એ સ્વાર્થપરાયણુતા દૂર કરવામાં આવે તો અવશ્ય હિત થાય. કેવળ પોતાના સુખને માટે મથનારાઓ જગતમાં કેટલાં અધર્મી કામ કરશે એ કદાપિ ગણાવી શકાય નહીં. ઇતિહાસ જાણનારાઓ કબુલ કરશે કે—પાપી ઔરંગઝેબે પોતાનો સ્વાર્થ સાધવા પોતાના સુખ માટે રાજ્ય મેળવવા કેટલાં બધાં અધર્મી કામ કર્યાં હતાં? બસ એટલોજ દાખલો સ્વાર્થપરાયણુનું ભયંકર સ્વરૂપ સાબિત કરવા પુરતો છે. જેમ દેશમાં દેશ અલ્પ સંખ્યાત મહાત્માઓ થઇ ગયા છે તેમ સર્વ દેશોમાં સ્વાર્થ સાધનારા પાપીઓની પણ થોકેથોક સંખ્યા મળી આવે એમ છે.

પુરાણ પુરુષોત્તમ ભગવાન્ શ્રી રામચંદ્ર જેવો આત્મત્યાગ હાલના જમાનામાં શું કોઇ કરી શકે એમ છે? તેમની ઓરમાન, મલીનહૃદયી માતા કૈકેયીએ જ્યારે કહ્યું કે "તારે બદલે ભરતને રાજ્ય આપ અને તું ૧૪ વર્ષનો વનવાસ લે" ત્યારે એ ધીરગંભીર અને ઉચ્ચ ચારિત્રશીલ મહારાજાએ કેવા આનન્દથી કહ્યું હતું કે-" માતા, શા માટે દુઃખી થાયછે. ? તમારી આજ ઇચ્છાઓ છે ને? તમારૂં હૃદય એથી આનન્દિત થશે ને? ભલે તો મને આશિર્વાદ આપો કે હું અત્યારેજ વનમાં જાઉં અને મારો વહાલો ભ્રાતા ભરત ભલે રાજ્યપાટ કરે. ' વાચકવૃંદ, એવા આનન્દ અને એવા ઉત્સાહથી પોતાને મનગમતી વસ્તુઓ, પોતાના સુખની અને પોતાની કીર્તિની વસ્તુઓનો ત્યાગ કરનાર આ દેશમાં હવે કોઇ નિકળશે? નહીંજ. કહેવાનું તાત્પર્ય એમ લેવું નથી પરતું કે—આ ઉપરથી સર્વેએ પોતાના સ્વાર્થ તજી દેવા. સ્વાર્થનો નીચ ઉપયોગ કરવો, સ્વાર્થને એક દુર્ગુણયુક્ત કાર્યના હથીઆરરૂપ બનાવવો અને પોતાના સ્વાર્થની સિદ્ધિને લીધે અન્યને અનેક દુઃખો આપવાં એ વૃત્તિ ન રાખવી, એમ અર્થ લેવાનો છે.

પ્રશ્ન ઉઠે છે કે-ત્યારે શું કરવું કે જેથી દુરાચારનો ત્યાગ થઇ શકે અને સત્યયુગનું જીવન ગાળી શકાય ?

પ્રત્યેક મનુષ્યે સૃષ્ટિકર્ત્તાનાં સર્વ સંતાન ઉપર પ્રેમ રાખવો જોઇએ; મનુષ્યોને અજ્ઞાનતાના સમુદ્રમાંથી બહાર કાઢી જ્યોતિમાં લઇ જવાનું ઉચ્ચ અને પુનિત વ્રત લેવું જોઇએ; તથા ઉચ્ચ વિચારોનો પ્રસાર કરવો. એ પ્રત્યેકજણે પોતાનો ધર્મ ગણી લેવો જોઇએ. જે સમયે માનવહૃદયમાં ઉચ્ચ વિચારોનો પ્રવેશ થઇ ગયો. કહો કે લોકોએ એ વિચારો પ્રમાણે વર્તન કર્યું તો પછી અવશિષ્ટ શું રહ્યું ? સત્યયુગ આણવાની અભિલાષા એજ ધન્ય ઘડીએ પરિપૂર્ણ થઇ ગઈ, એમ સમજવું. સાદુ જીવન, ઇંદ્રિયનું દમન, સર્વ પ્રાણીમાત્ર પર દયાભાવ, અને પોતાથી બનતું સર્વ કોઇનું ભલુ કરવાની વૃત્તિ એ ગુણોનું પરિપાલન થાય તથા ચોરી, અત્યાચાર, નિર્બલ ઉપર જુલ્મ ગુજારવાની હિંસક વૃત્તિ, માદક પદાર્થોનું સેવન એ બાબતોનો ત્યાગ કરવામાં જ જ્યારે આનંદ માનવામાં આવે ત્યારે આ દુનિયામાં કેવો અજબ ફેરફાર થઇ જાય ? લોકોમાં કેવું નવીન ચેતન આવે ?

જો કે આવી સ્થિતિ પ્રાપ્ત કરતાં ઘણાં વર્ષો-ઘણો સમય વ્યતીત થવાનો સંભવ છે તદપિ પ્રત્યેક માણુસ એજ વ્રત લે કે "આજથી હુ સદાચારી થવાનો દૃઢ નિશ્ચય કરૂં છું," તો હાલની સ્થિતિના કરતાં પાંચ નહી તો દશ વર્ષે પણ સારો ફેરફાર જરૂર માલુમ પડયા વિના રહે નહીં. પાપકર્મ એ ખરાબ માર્ગ છે, પાપકર્મો કરનારાઓ હમેશાં અંતમાં દુઃખી થાય છે; પાપકર્મીઓનું કદાપિ સારૂં થતું નથી. એ વિચારો જો પ્રત્યેક માણુસ પોતાના મનમાં ફેલાવેલાજ રાખે તો તે ક્ષણિક મોહકતાને દૂર કરવામાં ફતેહ મેળવે; પરિણામે સત્યયુગમાં માનવીઓ જે સુખ ભોગવતાં એ સુખ પ્રાપ્ત થાય, એ નિઃસંદેહ છે !

વાચક સનારીઓ અને સજ્જનો, અંતમાં એટલુંજ કહીશ કે દુરાચારને દૂર કરી સદાચારનું સેવન કરવું એજ સત્યયુગ છે. આપણ દેશમાં સત્યયુગ લાવવા માટે આપણે દૃઢનિશ્ચય કરી, આપણા પૂર્વજોની જાહોજલાલી, તેઓની મહત્તા અને તેઓનાં જીવનની રીતિઓનું અવલોકન કરવું જોઇએ, વારંવાર તેનેજ મનમાં અગ્રભાગે રાખવું જોઇએ અને તેમની કીર્તિને સંભાળી, તેમના જેવા થવા માટે કટિબદ્ધ થવું જોઇએ. પ્રત્યેક જણે પોતાના મનમાં એજ સંકલ્પ કરવો જોઇએ કે ?—

" હમ સુખે ટુકડે ખાયેંગે, સિર દુખડે સભી ઉઠાયેંગે
કોઇ બાબત મનમેં લાયેંગે, સત્યુગકો જગમેં લાયેંગે
હમ હર્ષકા મેહ બરસાયેંગે, હમ પ્રેમ કે રાજકો લાયેંગે
દુઃખ દર્દકા નામ મટાયેંગે, સત્યુગકા ગુન હમ ગાયેંગે."

અર્થાત્: અમે સુકી રોટલીના ટુકડા ખાઇશું, અમારા શિર ઉપર જે કાંઈ દુઃખ પડશે તે સહન કરીશું; કોઇ પણ વાત માટે ઉચાટ કરીશું નહીં અને સત્યયુગને જગમાં લાવીશું. અમે હર્ષની ઝડીઓ વરસાવીશું; પ્રેમનું રાજ્ય લાવીશું; દુઃખ દર્દનું નામ પણ લાવીશું નહીં; અમે સત્યયુગનાજ ગુણો ગાઇશું.

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

# हरि ॐ.

શ્રી પંચાયતન દેવતાનું નિત્ય પૂજન ત્રૈવર્ણિક પ્રજા બહુધા કરતી આવી છે. પરમેશ્વરનું નિરાકાર તથા સાકાર તેમજ તે પ્રત્યેકમાં સગુણ તથા નિર્ગુણ, એ પ્રમાણે અધિકારી વિશેષના અંતઃકરણની સામગ્રી અનુસાર સ્વરૂપ શાસ્ત્રે વર્ણવેલું છે. ચક્ષુ ઇન્દ્રિય ગ્રાહ્યમૂર્તિને વિષે એ પરમેશ્વરનું પૂજન જેમાં કહ્યું છે. તે પરમેશ્વરનું સાકાર સ્વરૂપ છે. તેથી બીજીરીતે જે ઉપાસના થાય છે. તે સ્વરૂપ નિરાકાર છે. તે પ્રત્યેક સ્વરૂપમાં કેટલાક ધર્મોનું આરોપણ કરાયલું હોય છે. ત્યારે તે ધર્મોની અપેક્ષાથી સગુણસ્વરૂપ કહેવાય છે. જેમાં એ ધર્મોનું આરોપણ નથી કરાતું તે સ્વરૂપ નિર્ગુણ કહ્યું છે, એ પ્રમાણે સગુણ સાકાર સગુણ નિરાકાર નિર્ગુણ સાકાર, અને નિર્ગુણ નિરાકાર એવી ચાર ઉપાધિ રૂપ ભેદની અપેક્ષાથી ઉપાસ્યરૂપ પરમેશ્વર તેમાં તે ચાર પ્રકારમાં ઉપાસનાઓ થાય છે. આપણે એક સગુણ સાકાર મૂર્તિનો વિચાર કરીએ.

હરેક કાર્યના આરંભમાં ગણપતિનું યજન થાય છે. તો આપણે તેજ મૂર્તિ લઇએ. મોટી દુંડ હાથીનું મસ્તક વગેરે આકૃતિમાં એ દેવનું યજન થાયછે, એ મૂર્તિમાં જ્યાં સુધી ધર્મનું આરોપણ કર્યું નથી ત્યાંસુધી કેવલ પ્રેમથી નિષ્કામ જે પૂજન થાય છે. તે નિર્ગુણ સાકાર પૂજન કહીએ. વાસ્તવે તો સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે અર્ધનારીશ્વર જેમાં સત્વ રજસ તથા તમસ એ ત્રણ ગુણો સામ્યાવસ્થામાં હતા. તે સ્વરૂપનેજ નિર્ગુણ સાકાર સ્વરૂપ શાસ્ત્રે કહ્યું છે. એ આકૃત્તિ રૂપ ઉપાધિને પરમ શિવતત્વે જ્યાંસુધી સ્વીકારી નહોતી ત્યાં સુધી બધુંજ કેવલ બ્રહ્મરૂપ હતું. એ સ્વરૂપનું ચિંતન તે નિર્ગુણ નિરાકાર ઉપાસના છે. વિઘ્નોને દૂર કરવાં, શુભની વૃદ્ધિ કરવી એ વગેરે ધર્મો એ બ્રહ્મસ્વરૂપમાંથી વહીને ભિન્ન ભિન્ન મૂર્તિદ્વારા પ્રતીત થાય છે. તે કેવળ ધર્મોનુંજ અનુસંધાન કરવું તે સગુણ નિરાકાર ઉપાસના છે. સામાન્યરીતે મનુષ્યજાતિના મોટા વિભાગના અંતઃકરણની સ્થિતિ એવી છે કે આયુષ્યનો મહોટો ભાગ વ્યવહારમાં રોકાય છે. ને તેમાં ભિન્ન ભિન્ન આકૃતિઓ સાથે તેમાં રહેલા ધર્મોનીજ અપેક્ષાથી સંબંધ ધરાવાય છે. તે તે વ્યવહાર માત્ર સગુણ સાકાર પ્રવૃત્તિમય થઇ રહે છે. એ સંસ્કારોથી અંતઃકરણ હમેશાં પ્રેરાયલું તથા રોકાયલું રહે છે. તેથી તેમને માટે શાસ્ત્રે સગુણ સાકાર મૂર્તિમાંજ એ પરબ્રહ્મની ઉપાસના સરળતાથી થાય તે પ્રકારે વ્યવસ્થા પરમ ઉપકાર કરીને કરી આપી છે. તે ચારમાંના દરેક પ્રકારમાં જેની ઉપાસના શાસ્ત્રવિધિથી કરાય છે. તે ઉપાસ્ય એકજ પરમેશ્વર અદ્વિતીય છે સર્વશક્ત, સર્વજ્ઞ સર્વવ્યાપી પરમેશ્વર આ ઉદ્દેશથી પ્રસન્ન થાય એમાં શંકા હોઇ શકતી નથી, સામાન્ય મનુષ્યના ફોટોગ્રાફની અથવા તો તેના પૂતળાની વ્યવસ્થા તેના ઉપાસકો કરીને તેને માન આપે છે તો તેથી પણ તે મનુષ્ય ઉપાસ્યને કેટલો હર્ષ થાય છે તે કોઇને અજાણ્યું નથી, એ પૂતળું અથવા ફોટોગ્રાફ જડ પદાર્થ છે, કોઇ અન્ય મનુષ્યે બનાવેલી વસ્તુ છે. વગેરે વિચારથી એ મનુષ્ય કદીજ ખેદ પામી પોતાના ઉપાસકોપ્રતિ તિરસ્કાર કરવા પ્રેરાતો નથી. કારણ માત્ર એકજ છે કે ઉપાસકોનો ઉદ્દેશ ઉપાસ્ય ઉપરનો પ્રેમ દર્શાવવો એ છે.

આ સગુણ સાકાર ઉપાસનામાં સામાન્યત પ્રચલિત ઉપાસના પંચાયતન દેવતાની છે. તેમાં પાંચ દેવો ઉપાસના અર્થે લેવામાં આવે છે.

૧ વિષ્ણુ, ૨ સૂર્ય, ૩ શકિત, ૪ શિવ, ૫ ગણેશ એ પાંચ દેવો છે.

આ ઉપાસનાનું સ્વરૂપ .આધિદૈવિક, આધિભૌતિક, તથા આધ્યાત્મિક એમ ત્રણ પ્રકારે સમજવાનું છે. શરીરસહિત પીંડ તથા બ્રહ્માંડ જે એ નિયામક સત્તાવડે નિયમિત કાર્ય કરી રહ્યુ છે. તે નિયામક સત્તાઓને દેવતા એવું નામ આપ્યું છે. પંચમહાભૂતોની વ્યવસ્થા ઉપાદાન કારણરૂપ બનીને પરમતત્વ કરી રહ્યુ છે. તેની અપેક્ષાથી વિચાર થાય છે ત્યારે તે વિચારરૂપ ઉપાસના આધિભૌતિક ઉપાસના છે, એ બંને પ્રકારની ઉપાસનાઓ વિવિધ પ્રકારે વિવિધ સ્થાનોએ અપાઈ છે. ને કુલ પરંપરાથી તથા ગુરૂ વિશેષ તરફથી મળતા ક્રમને અનુસરીને એ ઉપાસનાઓ ભિન્ન ભિન્ન રીતે થાય છે. એ ઉપાસનાઓમાં ખરેખરો સંકેત અધ્યાત્મિક-ઉપાસનાનો છે. તેનો સંબધ આપણા જીવન સાથે અત્યંત નિકટનો હોવાથી આપણે તે વિચારમાં ઉતરીએ.

૧ વિષ્ણુ જે પરમતત્વ સર્વત્ર વ્યાપી રહ્યું છે,, તેજ તત્ત્વ આપણા પીંડમાં બધેજ વ્યાપીને શરીરસંતર્ગત ભિન્ન ભિન્ન યંત્રાદિ તથા તેમના કાર્યોનું નિયમન તથા રક્ષણ એ તત્વ કરી રહ્યું છે. તેથી તેમનું અનુસધાન કરવારૂપ આપણે પ્રથમ તેમની ઉપાસના કરીએ.

૨ સૂર્ય-શરીરાંતર્ગત અસંત વિસ્મય પમાડે તેવાં મહાન્ કાર્યાલયો ધમધોકાર કાર્ય કરે જાય છે; જીવનવ્યવહાર ચાલે છે તે સમયે ભિન્ન ભિન્ન યંત્રોમાંથી ભિન્ન ભિન્ન અંગો જીર્ણ થતાં જાય છે. તેમનું નવીકરણ કરવાનું હોય છે. ભિન્ન ભિન્ન રસો પોતાના સત્વનું, જીવનની પ્રવૃત્તિ અર્થે સમર્પણ શ્રી વિષ્ણુ પિત્યર્થ કરીને ઋક્ષ બનીને શરીરની બહાર ચાલ્યા જાય છે. તે તે કાર્યો યેગ્યરીતે ચલાવવા અર્થે તેમને સ્થાને તેતે રસોને બનાવીને મૂકવા પડે છે. આ પ્રકારની જેની ઉત્પત્તિ કરવા યોગ્ય છે. તેને ઉત્પન્ન કરવાનું કાર્ય કરનાર એજ વિષ્ણુ ભગવાનના વિશેષ વિકાસરૂપ આ સૂર્યતત્વ છે.

૩-૪—શિવ શક્તિ--આ પ્રમાણે શ્રી સૂર્યભગવાન પીંડ વ્યવસ્થામાં યોગ્ય સ્થાને યોગ્ય પદાર્થોની વ્યવસ્થા કરે છે. એટલે જે શ્રી વિષ્ણુતત્વ જીવનરૂપે અવ્યક્ત સ્વરૂપમાં હતું તે વ્યકત થવા પ્રતિ વિકાસને પામે છે. આ વ્યક્તતત્વ એજ સંવિદ સ્વરૂપે આરંભક સ્થિતિ છે. એ સ્થિતિ દ્વંદ્વાત્મક છે. છતાં તે દ્વંદ્વના બે અંગો છૂટાં પડયાં નથી. આપણે તે દ્વંદ્વમાંથી એકને પુરૂષ અને એકને સ્ત્રી એવાં નામ આપીએ. એ સ્વરૂપને અર્ધ નટીશ્વર નામે શાસ્ત્રો ઓળખાવ્યું છે. એમાં નટી એ પ્રકારનો અર્ધ વિચાર શક્તિ રૂપ છે. ઇશ્વર એ નામનો બાકીનો અર્ધ વિચાર પુરૂષ રૂપ છે. शक्तिशक्तिमतोरभेदः ॥ એ વાકયાનુસાર જે વિભાગને સ્ત્રીરૂપે ગણેલો છે. તે શક્તિ છે. એ શક્તિ જેનો આધારરૂપ આશ્રય લઇને પ્રવર્તેછે તે શક્તિમત છે. એટલે શક્તિવાળો છે. એ બંનેમાં ભેદ નથી એટલે તે બંને મળીને એક છે. દ્દષ્ટાંતરૂપે અગ્નિને આપણે શક્તિમત રૂપે પુરૂષ કહીએ તો તેનાથી અભિન્ન રૂપે તેના આશ્રયે રહેલી ઉષ્ણતા એ શક્તિ છે. પીંડ બ્રહ્માંડમાં પરમતત્વનું સ્વરૂપાતર સૂર્ય ભગવાન સ્વરૂપે થયા પછી અમર્યાદિત ભાનરૂપે જીવનની પ્રથમ પ્રતિતી થવાના સાધનરૂપ જે અધ્યાત્મકરણ કહીએ તેજ આ શક્તિની ઉપાસના છે. એ શક્તિ ક્રિયારૂપે પરમતત્વના જે સ્વરૂપના અનુસંધાનપૂર્વક પ્રવૃત્તિ કરે છે. તેને

શિવરૂપે આપણે ઉપાસીએ છીએ. જ્યાંસુધી એ શક્તિભાન નામક વ્યતિકરને પુનઃ પુનઃ જાગ્રત કરે જાય છે ત્યાંસુધી આપણે પવિત્ર શિવરૂપ છીએ એ ભાન પ્રદીપ જે ક્ષણે ઓલવાઇ જાય છે. તે ક્ષણે આપણે શિવ મટીને શબ થઇએ છીએ. આ વિઘ્નોમાંનું પરમવિઘ્ન છે, એનાથી મહાન અન્ય વિઘ્ન બીજું નથી, એવા મોટા વિઘ્ન તથા અવાન્તર વિઘ્નોને નિવારવાઅર્થે એ શિવશક્તિદ્વારા પરમતત્વ સાથે અનુસંધાન નિત્ય ટકી રહે તે ઉદ્દેશથી વિઘ્નેશ ગણપતિની ઉપાસના કરવાની હોય છે.

૫ ગણેશ-શિવશક્તિના પુત્રરૂપ ગણેશ છે. ભાન માત્ર વસ્તુતઃ અમર્યાદિત હોવા છતાં જ્યારે તે મર્યાદાને ધારણ કરેછે ત્યારે આપણે તેને મન એવું નામ આપીએ છીએ. તેથી એ મન નામક ગણેશ શિવશક્તિના પુત્રરૂપ ગણાયો છે. એ મનનામક ગણેશનું મસ્તક અનાદિરૂપે તો શિવશક્તિમય હતું. તે પછી તે મસ્તક કપાઈને ચંદ્રલોકમાં ગયું ત્યારે ગજનું, સુંઢ સાથેનું માથું તે અસલ દૈવીમસ્તકને સ્થાને મૂક્યું છે. દૈવી મસ્તક ચંદ્રલોકમાં ગુપ્ત થયું છે. હસ્તી પશુરૂપ છે રંગે શ્યામ છે આ સ્વરૂપસૂચક છે. જગતનું બાહ્યસ્વરૂપ તમસ નામના ગુણુંરૂપ ઉપાદાન કારણથી બનેલું છે. તેને પોતાના મસ્તકરૂપે ગણેશે ધારણ કર્યું છે. તેથી મન વ્યવહારમાં બાહ્યપદાર્થોની અપેક્ષાથી પરવશ બની ગયું છે. બાહ્ય પદાર્થોવડેજ પોતાનું અસ્તિત્વ બાહ્ય પદાર્થો માટેજ પોતાનું અસ્તિત્વ, બાહ્યપદાર્થો વિના અન્ય કશુંજ સિદ્ધ થઇ શકે એમ નથી માટે તેમાંજ રમણ કરવાથી પોતાનુ અસ્તિત્વ છે એ પ્રકારની ભ્રમણા થઇ રહી છે. એ ભ્રમણા એજ સંસારચક્ર છે. એ ચક્રને ચલાવવા માટે જ્યાં સુધી કામનાઓનો ઉદ્‌ભવ થાય છે. ત્યાં સુધી તે અર્થે એ શ્રી ગણેશની ઉપાસના કરવાની હોય છે.

એ ગણેશને બુદ્ધિ તથા સિદ્ધિ એ નામની બે પત્નીઓ કહી છે. જે શક્તિપતિને પ્રેમથી દોરીને ધર્મ નામક ઉંચ્ચ સ્થિતીએ લઇ જાય છે. તેજ ખરેખરી પત્ની છે. પુરૂષમાં બુદ્ધિ વિભવ વ્યવહાર પ્રતિ જેટલે અંશે બહારના પદાર્થોમાં કેળવાયલો હોય છે, તેટલેજ અંશે અંતઃસ્ફુરણરૂપ પ્રેમની કળા જાગ્રત કરવાનું સામર્થ્ય તેનામાં વિશેષ નૈસર્ગિક હોય છે. આ આપણા ગણેશ ભગવાનરૂપ મનને ઉંચ્ચ સ્થિતિએ પુહોંચાડનાર તેની બે પત્નીઓ છે. શાસ્ત્રમાં મુક્તિ માટે પુત્રની આવશ્યકતા જે કહી છે તે સ્થૂળ પુત્રની નહિ પણ તે વાક્ય પણ સૂચક છે. પોતાના પિતાને પશુનું મસ્તક હોવાથી પશુત્વ પ્રાપ્ત થયું છે. મન વાસ્તવે પરમ તત્વમાંથીજ ઉદ્‌ભવ્યું છે છતાં કેવળ ઉપાધિરૂપે મિથ્યા વિષયાદિમાં વિવશરૂપે ભરાઇ પડયું છે. તેમાંથી મુક્ત કરવા માટે આ બંને પત્નીઓએ બે પુત્રોને જન્મ આપ્યા છે. બુદ્ધિનામક પત્નીએ લક્ષ્યનામક પુત્રને અને સિદ્ધિનામક પત્નીએ લાભનામક પુત્રને જન્મ આપ્યો છે. એક જ્ઞાનશક્તિનું પરિણામ છે તો બીજો પુત્ર ક્રિયાશક્તિનું પરિણામ છે. એ બંને શક્તિઓના સ્વરૂપનું અનુસંધાન લક્ષ્ય અને લાભ બનેવડે થાય છે તે મર્યાદિત દેખાય છે ત્યારે તેને અમર્યાદિત કરવા પ્રતિની પ્રવૃત્તિ મુમુક્ષા ઉદ્‌ભવે છે તેથી શિવશક્તિપ્રતિ વળાય છે. ત્યાંથી આવતાં જીવન પ્રદિપના પ્રકાશનું અનુસધાન થાય છે. પશુ સ્વરૂપે જે મસ્તક હતું તે મસ્તકની કાળાશ ધીમે ધીમે તે જીવન પ્રકાશના અનુસંધાનથી દૂર થાય છે. કેવળ બળ માત્ર ઉભરાઈ રહે છે. ને તેથી આખું પિંડ બ્રહ્માંડ નવ જીવનમય થઇ રહે છે.

આપણા શરીરની રચના લગભગ સર્વાંશે થોડા મહિનામાં બદલાતી રહે છે. ગયે વર્ષે આજે મારા શરીરમાં જે જે પરમાણુઓ હતાં તેમાંનું આજ એક પણ નથી. આ નવીકરણ પ્રતિક્ષણ ચાલુજ રહે છે. જ્યાંસુધી મન નામક બધા પશુના સ્વામી મસ્તકને સિદ્ધિ બુદ્ધિદ્વારા ઉંચ્ચ કરવા પ્રતિ લક્ષમાં લેતા નથી અને ઉંચ્ચ સ્વરૂપને લાભ પ્રાપ્ત કરતા નથી ત્યાં સુધી રોગાદિવાળું હાલ જે મંતવ્યોને અનુસરતું શરીર દેખીએ છીએ તેવું શરીર પુન: પુનઃ બનવાનુ. જ્યારે એ મનનાત્મક ગણેશ પોતાના શિવશક્તિરૂપ પરમ ભાનાત્મક સ્વરૂપ સાથે પોતાની એકતાને અનુભવશે. પોતાના મર્યાદિત સ્વરૂપને ભૂલી જશે ત્યારે જે મંતવ્યને તે સ્વીકારશે તે મંતવ્યાનુસાર શરીરાદિ રચનાને તે પ્રતિતીમાં મૂકશે.

માટે આપણે એ પંચાયતન દેવતાની ઉપાસના કરવામાં છેવટે આપણને કૃત્યકૃત્ય કરે. વિઘ્ન માત્રને હરે તે પ્રકારે આપણા ગણેશ ભગવાનને વિજ્ઞપ્તિ કરીને વ્યવહારમાં યોજાવું ઇતિ ૐ શાંતિ.

દુર્ગેશ્વર નટવરજી ત્રિવેદિ.

---

# विरपुरुष माधवराव.

( મરાઠીપરથી )

શેઠ માધવરાવ બ્હારથી જઈ હમણાંજ આવ્યા હતા અને પત્નિએ ગરમાગરમ સ્વાદિષ્ટ તૈયાર કરેલો ચાહ લાવી આપતાં તે લઈ કોચપર બેઠા હતા; એટલામાં રામાએ અંદર આવી કોઈ બ્હાર મળવા આવ્યું છે એવી ખબર આપી. માધવરાવ ચ્હા પી રહ્યા કે તરતજ રમાબાઇ પ્યાલો રકાબી લઈ અંદર ગયા અને બ્હાર મળવા આવેલા માણસને અંદર મોકલવા માટેનો હુકમ રામાને આપ્યો.

એ ગૃહસ્થ અંદર આવ્યા કે તરતજ માધવરાવે પ્રશ્ન કર્યો કે " આપ કોને મળવા માગો છો ?" મને? મારી પાસે આપનું શું કામ છે ? " કામ જરા ચમત્કારીક છે." મારે અને આપને કાંઈ પણ પીછાન નથી એ વાત ખરી પણ આપે ભારત સિનેમા કંપનીનું નામ તો સાંભળ્યુંજ હશે. તેનો હું માલીક છું. ઉત્પાદક છું. અમે એક લાખ રૂપીઆ ખરચી એક ઐતિહાસીક ચિત્રપટ તૈયાર કરવાનું નક્કી કર્યું છે. તે ચિત્ર આખા હિંદુસ્થાનમાં લોકપ્રિય થશે એટલુંજ નહિ પણ યુરોપ, અમેરિકાના લોકો પણ તે જોઈને આશ્ચર્ય પામશે. આપના જેવા મોટા માણસની કારકીર્દીમાં વધારો થવાનો પ્રસંગ નજીક આવ્યો છે એમ કહું તો કાંઇ હરકત જેવું નથી. એટલે કે આપના જેવાજ ચ્હેરાનો કોઇ પણ માણસ અમને મળે નહિ ત્યાંસુધી કામ શરૂ કરવાનું ચાલુ નહોતું. આજ ૭ માસ થયાં એક સરખો એવો ચ્હેરો શોધવાને રખડું છું. તદ્દન નિરાશ થઈ ગયો હતો એટલામાં આજ સવારે આપના મકાન આગળના રસ્તે પસાર થતાં મારી આપના તરફ નજર પડી અને તે વખતે નિરાશામાં આશાનું કીરણ જણાવાથી મારા મનને જે આનંદ થયો અને જે આશ્ચર્યતા ઉપજી તેનું વર્ણન હું આપને કરી શકું તેમ નથી. મને એમજ લાગ્યું કે હું માધવરાવની આબેહુબ પ્રતિમાજ જોઉં છું કે શું ? હું એટલો બધો આશ્ચર્યતામાં ગરકાવ થયો કે મારી આગળ બાપડી એક ગરીબ સ્ત્રી ચાલતી હતી તેના અંગ ઉપર પડતો પડતો બચ્યો.

"ત્યારે આપનું કહેવું શું છે?" માધવરાવે પૂછ્યું. પેશ્વાવંશના એક શુર પુરૂષ માધવરાવના ચ્હેરા જેવોજ આબેહુબ પોતાનો ચ્હેરો મળતો આવે છે જાણી માધવરાવ પોતાના મનમાં મલકાયા. ગર્ભશ્રીમંત માધવરાવને પોતે કાંઈ બ્હાર નામના મેળવે એવી ઇચ્છા ઘણી વખત થઇ આવી હતી. પણ તેવી સંધી આજ સુધી કાંઇ પણ મળી નહોતી અને નામના મેળવવાના વિચાર મનમાં ને મનમાંજ રહ્યા હતા. કારણ માધવરાવને કોઇ પણ વિદ્યા અગર કળાનું કાંઇ પણ જ્ઞાન નહોતું. જ્ઞાન સિવાય કીર્તિની લાલસા રાખે તેનો શું ઉપયોગ? સિનેમેટોગ્રાફના ચિત્રપર પ્રમુખપાઠ ભજવનાર નટનું નામ પ્રસિદ્ધ કરવાનો સાધારણ નિયમ છે એ માધવરાવ બહુ સારી પેઠે જાણતા હતા. ભારત સિનેમા કંપનીના નવીન ચિત્રપટમાં જો માધવરાવ પેશ્વાનો પાઠ કરવાનું પોતે કબૂલ કરે તો મહારાષ્ટ્રમાં પોતાનું નામ પ્રસિદ્ધ થાય એટલુંજ નહિ પણ દેશે દેશ પોતાનું નામ અને અને ચિત્ર પ્રસિદ્ધ થશે એવા વીચાર પોતાના મનમાં લાવી ખુબ મલકાવા લાગ્યા. એ આનંદ એટલો ભરપુર થયો કે પારકા ગૃહસ્થ જે આવેલા છે તેની પાસેથી પહેલો પ્રશ્ન સાંભળવાની ધીરજ નહિ રાખતાં પોતેજ તેને પૂછવા લાગ્યા કે "ત્યારે શું માધવરાવનો પાઠ હું લઉં એવું આપનું કહેવું છે?" હા, તે બદલ આપને કાંઇ માંગવું હોયતો... ...

જવાબ પૂરો થતાં પહેલાંજ ફરી પાછા બોલ્યા "સમજ્યો કાંઇ બદલો લેવાની મારી ઇચ્છા નથી. મારા માટે મારા વડીલો પેટ પૂરતું મૂકી ગયા છે."

"શું આપની ઉદારતા! બાકી આપની તે બદલ હજાર બારસો રૂપીઆ બદલો લેવાની ઇચ્છા હશે તો તે ઘણી ખુશીથી આપીશ." સીનેમાના ઉત્પાદકે કહ્યું.

"છિ, છિ, તેની બીલકુલ જરૂર નથી. આપના કામમાં મારી કયારે જરૂર પડશે" માધવરાવે બહુજ આતુરતાથી પૂછ્યું.

અમારી તો સર્વ તૈયારીજ છે. આપને કાલે સવડ હોયતો હું આપ આપનો અનુકુળ વખત બતાવો તે વખતે આવું અને આપણે બન્ને સાથે જઇને કાંઇક સીન લઇએ. યુદ્ધ પ્રસંગનો ચિતારપણ લેવો પડશે પણ તેને માટે જરાક દૂર જવું પડશે" સીનેમા માલીકે ઠંડે પેટે જવાબ આપ્યો.

"ઠીક છે. કાલે બપોરે ગમે તે વખતે આપ અત્રે આવો હું ઘેરમાંજ છું." માધવરાવે કહ્યું. એ રાતના માધવરાવને બીલકુલ નિંદ્રા આવી નહિ અને એજ વિચારમાં ને વિચારમાં પોતાની રાતગાળી, બીજા દીવસની બપોર સુધીનો વખત માધવરાવને ઘણોજ લાંબો જણાયો. છેવટે બારનો ટકોરો ઘડીઆળમાં ઠોકાતાંજ સિનેમા કંપનીના ઉત્પાદક આવી પહોંચ્યા અને માધવરાવને શાંતાક્રુઝના એક મોટા બંગલામાં લઇ ગયા. બંગલો ઘણોજ ભવ્ય અને સુશોભીત હતો. માધવરાવ ગયા તે વખતે દીવાનખાનામાં ત્રણ માણસો હતા. એક હજુરના વેશમાં, બીજો મુસલમાની વેશમાં અને ત્રીજી એક બાઈ.

"આ બાઇ માધવરાવની સ્ત્રીજ કે શું?"

હવે આ પહેલો પ્રવેશ છે. "માધવરાવ પોતાની સ્ત્રી સાથે હસી મશ્કરી કરતા બેઠા છે. એટલામાં હજુરીઆએ બ્હાર કોઇ માણસ આવ્યાની ખબર આપી. બ્હારના માણસને અંદર મોકલવાનો (ઓર્ડર) હુકમ આપ્યો અને હજુરીઓ બ્હાર ચાલી ગયો, તે બાદ પતિ પત્નીનું આલીંગન થયું અને બાઇ સાહેબ બીજા બારણેથી અંદર ચાલ્યા ગયા

અને માધવરાવ બ્હાર આવેલા માણસને મળવાની રાહા જોતા બિછાનાપર બેઠા. તેણે અંદર આવી માધવરાવને કાંઇ ગુપ્ત વાત કહી, તે વાત સાંભળતાંજ માધવરાવ એકદમ ગુસ્સે થઇ લાલચોળ થઇગયા અને મનમાં કોઇક બાબતનો નિશ્ચય કર્યો હોય એમ બતાવતા બ્હાર ગયા પેલો મનુષ્ય પણ પાછળ પાછળ બ્હાર ગયો." વગેરે વગેરે વાત ધ્યાનમાં આવી કે ફરી કહું? સીનેમાના માલીકે પૂછ્યું.

"નહિ, ઠીક છે સીન, ફરી કહેવાની જરૂર નથી" માધવરાવે જવાબ આપ્યો.

માધવરાવ બોલ્યા કે તરતજ હજુરીઆને અને પેલા દાઢીવાળાને બન્નેને બ્હાર જવાની ઇશારત થઇ. માધવરાવે પેશ્વાઈ પહેરવેશ પહેર્યો અને તેમને તથા બાઇને બીછાનાપર બેસાડી કંપનીના ઉત્પાદકે કેમેરાવની ફોટો લેવાની શરૂઆત કરી. બીજા પણ કેટલાક સીન લીધા ફીલ્મ માટે ફોટો લેવાયા બાદ માધવરાવ ઘેર ગયા. જતી વખતે બીજી ફીલ્મ માટે ફોટો લેવા માટે બીજે દીવસે એમણે એજ જગ્યાએ જવાનું વચન આપી માધવરાવ ઘેર ગયા.

કાલે બીજી ફીલ્મમાં પોતે અગ્રગણ્ય ભાગ લેનાર છે પણ તે અગાઉ પહેલી ફીલ્મ માટે લેવાયલા ફોટો કેવા ઝમકદાર અને સુંદર છે તે જોવા મળે તો ઠીક એમ માધવરાવના મનમાં થતું હતું. જે સ્ત્રી સાથે પોતે ઠઠ્ઠા મશ્કરી કરતા બેઠા હતા તે સ્ત્રી કોણ હશે તે બાબતના તર્ક વિતર્ક માધવરાવને થવા લાગ્યા. આ વિચારો કરતા માધવરાવ બેઠા છે એટલામાં મી. સાઠે બારણું ઉઘાડતાંજ અંદર આવ્યા અને માધવરાવના વિચારોમાં તેથી એકાએક એકદમ પડદો પડયો, મી. સાઠેનો ચ્હેરો કાંઇક ઉતરેલો જણાતો હતો. ઓરડામાં (Room) દાખલ થતાંજ "આવો,બેસો" એવા આવકાર દાયક શબ્દો સાંભળવાની રાહા ના જોતાં મી. સાઠે જાણે નિરાશ થયેલા હોય અને કાંઇક ગભરાયલા હોય એવો દેખાવ કરતા કોચપર ધબ કરતા બેઠા. માધવરાવ પણ આશ્ચર્ય પામ્યા તે મી. સાઠે કાંઇ પણ પૂછવા જતો હતો એટલામાંજ મી. સાઠે ખોખરા સ્વરે બોલવા લાગ્યા કે "સઘળી બાજી બગડશે કે શું? મોટા લોકોનાપર વિશ્વાસ રાખવો નહિ. તેમના વિશ્વાસે રહેવાથી કોઈ વખતે ઇજતના કાંકરા થશે!

માધવરાવે પ્રશ્ન કર્યો કે "એવું તે શું થયું?"

શું થવાનું છે! છેકજ બુડયો હું બુડયો.તે બદલ મને ખરાબ લાગતું નથી મારા ટાંટીઆમાં જોર છે ત્યાં સુધી અન્ન માટે તો ફીકર નથી પણ તમારા સરખા મોટા માણસને ત્રાસ આપો તેનું શું! નિદાન ચાર પાંચ સીન તો તૈયાર કરત એ લોકોએ વચન ના આપ્યું હોનતો હું આટલો પણ ખર્ચ કરી ફીલ્મ તૈયાર કરવાની ધાડ શા માટે કરત? આ જુઓ મારી પાસે ફક્ત દશ હજારની પુંજી એક શ્રીમંતે ચાલીસ હજાર રૂ. અર્ધું કામ થયા બાદ આપવાની કબુલત આપી અને બીજા બે ગૃહસ્થો એ મળી દશ હજાર આપવાના કબુલ કર્યા. તે પ્રમાણે ઘેરેઘેર રખડતાં વચન મળ્યા બાદ મેં કામની શરૂઆત કરી. પાસે દશ હજાર હતા તે ખર્ચ કર્યા. કાલે પુનાના પર્વત પર જઇ ત્યાંના કાંઇક સીન લેસને દરબારના તેમજ લઢાઇના સીન લેવાના છે તેને માટે ખર્ચ મોટો થશે જે શ્રીમંતોએ વચન આપ્યાં હતાં તેમાંના બે જણે કહ્યું કે હાલમાં સવડ થઇ શકે તેમ નથી એમ ચોખ્ખું કહ્યું ત્રીજા ગૃહસ્થે વાયદો કર્યો થયું, હવે એ ફીલ્મ કાઢવા ક્યાં જવું! આપણો

દેશાજ એવો છે! આપણો પૂર્વ વૈભવ બીજાઓને બતાવીને આપણું કર્તવ્ય બજાવી આપણા શૈર્ય અને પરાક્રમ બદલ બીજાઓની ગેર સમજુત દુર કરવાને મારૂં નશીબજ નથી. બોલતાં બોલતાં મી. સાહે એકદમ અચક્યા અને ગભરાઇ ગયેલા જેવી દીન મુખમુદ્રા રાખી બેઠા આ જોઇ માધવરાવને ઘણીજ દીલગીરી થઇ એના કરતાં પણ માધવરાવને વધુ દીલગીરી એ થઇ કે પોતાનું નામ જગતમાં પ્રસરવા માટેની જે ઉત્તમ તક મળી હતી તે આ પ્રમાણે જતી રહે છે. તે તેમને ઠીક લાગ્યું નહિ. માધવરાવ કંઇક બોલવા જતા હતા પણ ચૂપ બેસી રહ્યા એટલામાં ફરીથી મી. સાહે બોલવા લાગ્યા કે ફીલમો તૈયાર કર્યા બાદ ખર્ચ કરેલા નાણાં વસુલ કરવાને એક મહિનો પણ લાગવાનો નથી. આપણા હિંદુસ્થાનમાં આજ પેણેસો સો થીએટરો છે અને ત્યાં ફરવાથી લાખો રૂપીઆ વસુલ કરી શકીશું પરદેશ જે જે ફીલ્મો જશે તેમાં પણ ઘણા રૂ. પેદા કરીશું મી. સાહે બોલતાં અચકીને થોડીવાર કપાળપર હાથ મૂકીને બેઠા થોડા વખત બાદ ફરી બોલવાની શરૂઆત કરી આપ દશ પંદર દિવસ માટે કાંઈ મદદ નહિ કરો? તમે આ વાત મનપર લ્યો તો કરી શકો તેમ છે. એટલામાં વચન આપેલા ગૃહસ્થનો વાયદો પણ પૂર્ણ થશે અને રૂપીઆ આવશે કે તરતજ તમને ભરીદઇશ એટલામાં આપણે પુના વગેરે ઠેકાણે જઇ સીન લઇ લઇશું માધવરાવને પણ મી. સાહેની ફજેતી અને પોતાની નિરાશા માટે અસહ્ય દુઃખ થયું. એમના મનમાં થયુ કે પંદર દિવસ માટે દશ હજાર સુધી આપું તો કાંઈ હરકત લાગતી તો નથી!

માધવરાવે કહ્યું, આ જુઓ, આપણા લોકોને નાણાં મળ્યા પછી તે પાછા આપવાની ફીકર રહેતી નથી. એવા માણસોની સંખ્યામાં આપનો ઉમેરો ના થાય એમ ઇચ્છુછું. મદદ તો કરૂંછું પણ પંદર વીશ દિવસમા મને મારી રકમ પાછી મળવી જોઇએ છે કબુલ?

મી. સાહેએ કહ્યુ "મોટી મહેરબાની થશે. હું અમુક ગોઠવણ કરી તમારી રકમ પાછી આપીશ આ કામ મુલતવી રાખ્યું હોય તો આપને તસદી આપવી પડત નહિ. પણ અર્ધું કહેવાયા બાદ મુલતવી રાખવું એ ઠીક નહિ. તેમજ સૈન્ય માટે લોક-ઘોડા વગેરે ભાડે લેવાનું નક્કી પણ કર્યું છે અને તેના પૈસા પણ આપવા પડશે આટલી તૈયારી બાદ મુલતવી રાખવાની હું નથી ધારતો કે આપ જેવા સમજુ માણસ પણ સલાહ આપો.

"કાંઈ હરકત નહિ આ હું ચેક આપુંછું. ફત્તેહ કરો" મી. માધવરાવે કહ્યું.

ચેક લઈ તે વટાવવા જતાં જતાં મી સાહેએ માધવરાવને અતિ આગ્રહ કરી પોતાની સાથે લીધા અને બેંકમાં જઇ ચેક વટાવ્યા બાદ મી. સાહેએ માધવરાવનો આભાર માન્યો.

માધવરાવે પૂછ્યું "ત્યારે કાલે પેલીજ જગ્યાએ આપને મળું ને?"

"હા, ત્યાંજ હું જરાક જાઉંછું બીજા એક ગૃહસ્થને આ સંબંધમાં મળવાનું છે" એમ કહી મી. સાહે માધવરાવથી છુટા પડ્યા.

બીજે દીવસે બરોબર વખતસર, કાંઇક વખત નિમિત્ત થયાં પહેલાંજ, મી. માધવરાવ શાંતાક્રુઝના બંગલે ગયા બંગલાને તાળું વાસેલું જોઈ વિસ્મય પામ્યા આજુબાજુ તપાસ કરતાં મી. સાહે કાલેજ બંગલો ખાલી કરી ગયા છે એવી ખબર મળી માધ

વરાવ ગભરાયા.

× × × × × ×

દશ હજાર રૂ. ગયા તેની માધવરાવને શંકાજ ના રહી. માત્ર ફ્રીલમ મારે લીધેલા સીનનું શું થયું તેનીજ શંકા રહી તે બાબતનું કાંઈ જણાયુંજ નહિ.

અનુવાદક બળવંત વડોદરા.

---

# મુક્તિના મહામંત્ર.

## મંત્ર ૧૨ મો.

### વિપત્તિના ફાયદા વિષે.

કોઇ કોઇવાર તારા ઉપર સાધારણ આપત્તિ આવી પડે અથવા પ્રતિકુળ સંજોગો વચ્ચે ઉભાં રહેવું પડે તે સારૂં છે, તેઓ સાધકને બહારને બદલે અંતર દૃષ્ટિ કરવામાં સાધન રૂપ થાય છે; જગતની અસારતાનો સાક્ષાત્કાર થાય છે અને જગતના પદાર્થોમાંથી તેનો મોહ કમી થાય છે.

આપણે કોઇ કોઇ વાર વિરૂદ્ધ પ્રકૃતિવાળા મનુષ્યોના સમાગમમાં આવી પડીએ તો તેમાં પણ અંતે આપણુને ફાયદો છે. આપણાં કાર્ય અને હેતુ શુદ્ધ હોય તોપણ જો લોકો આપણી નિંદા કરે અથવા આપણા ઉપર દોષારોપણ કરે તો તેથી રાજી થવું.

એથી સાધકમાં દીનતા દૃઢ થાય અને અહંકાર કમી થાય છે.

એવે પ્રસંગે ઉપાસક પોતાના અંતરના ભાવો જોવાને અંતર્યામીની આરાધના, કરે છે. લોકોના ઉપહાસ અને તિરસ્કારથી તેની લાગણી વધારે તીવ્ર થાય છે અને વાણીમાં આર્દ્રતા આવે છે.

૨ એટલા માટે સાધકે ઇશ્વરની સાથેનો પોતાનો સંબંધ એવો મજબૂત અને નિકટનો કરવો જોઇએ કે મનુષ્ય તરફથી સુખ અને વિશ્રાંતિ મેળવવાની તેને પરવા રહેજ નહિ.

જ્યારે શુદ્ધ અંતઃકરણવાળો ભક્ત આપત્તિથી ઘેરાય છે, તેનું માનસિકબળ શિથિલ થતું જણાય છે અને અપવિત્ર વિચારો તથા કલ્પનાઓ તેનાં હૃદયદ્વારને ધકકેલે છે ત્યારેજ તેને ઇશ્વરની કૃપાની અને સહાયની જરૂરીઆત બરાબર સમજાય છે, અને ઇશ્વરની કૃપા વિના તેનાથી કાંઇ પણ નીપજે એમ નથી એ ભાવનાનો તેને સાક્ષાત્કાર થાયછે.

સાધકને ઘણીવાર શોકના પ્રસંગ ઉપસ્થિત થાય છે. એવે વખતે દુઃખથી આર્ત થયેલા હૃદય વડે તે ઈશ્વરની આરાધના કરી શકે છે,

કોઇ વેળા એમ પણ બને છે કે સાધકને જીંદગી અકારી લાગે છે. તેને જીવન કરતાં મૃત્યુ વધારે પ્રિય લાગે છે અને તે ઇચ્છે છે કે મારી સ્થુળ ઉપાધિ નાશ પામો અને અગોચર નિત્ય ધામમાં હું રમણ કરી શકું.

તે પ્રસંગે તેને ચોખ્ખું સમજાય છે કે પૂર્ણ, અકલુષિત સુખ શાંતિ આ જગતના પદાર્થોમાંથી મળી શકે એમ છેજ નહિ.

## મંત્ર ૧૩ મો.

### લાલચોને જીતવા વિષે.

જ્યાં સુધી આપણે આ લોકમાં રહીશું ત્યાં સુધી લાલચ અને વિપત્તિની સામે આપણે ટક્કર લેવીજ પડશે.

અરણ્યમાં રહેનાર મનુષ્યને અરણ્યના પ્રાણીઓ સામે પોતાનો બચાવ કરવોજ પડે છે. પણ જે ભગવાનના ચરણરૂપી દુર્લંધ કિલ્લામાં વાસ કરે છે તેને વાઘ વરુની દહેશત નથી. તે તો પોતાના કિલ્લામાં રહ્યો રહ્યો એ પ્રાણીઓની ક્રીડા જોઇ આનંદનો ઉપભોગ કરે છે.

માટે દરેક સાધકે મનોબળ મેળવવા માટે પ્રાર્થના કરવી જોઇએ અને લાલચોથી બહુ સાવધ રહેવું જોઇએ નહિ તો વિષય વાસના કોઈવાર અણુધારી રીતે જાગૃત થઇ આવે છે.

કોઇપણ સાધક એવો પૂર્ણ અને બધી રીતે શુદ્ધ હોતો નથી કે જેને કદી પણ લાલચોનો ઉપદ્રવ થતો નહિ હોય. આપણી જીંદગીમાં આપણે કદી પણ લાલચોથી તદન મુક્ત રહી શકતા નથી.

૨ છતાં એ લાલચોનો બુદ્ધિવાન સાધક સદ્ઉપયોગ કરી શકે છે. અલબત્ત તેમ કરવાને તેને અથાગ શ્રમ અને મનોવ્યથા વેઠવી પડે છે. લાલચોને જીતવાને માટે સાધક જે સંગ્રામ મચાવે છે તેમાંથી જો તે વિજયી નીવડે છે તો તે પવિત્ર, દીન અને જ્ઞાની થઈ શકે છે.

પૃથ્વીપરના દરેક સંતો એવી અવસ્થામાંથી પસાર થયા છે અને તેઓએ સંપૂર્ણ લાભ મેળવ્યો છે.

જેઓ શિથિલ થઈ લાલચોથી હારી ગયા છે તેઓ કદી આગળ વધવા પામ્યા નથી એવું એક પણ નિર્જન સ્થાન નથી અને એવો એક પણ આશ્રમ પવિત્ર નથી કે જેમાં સ્થિતિ કર્યાથી સાધક લાલચ અને વિપત્તિથી મુક્ત થઈ શકે.

૩. મનુષ્ય તેની આખી જીંદગી સુધી લાલચોથી ઉપદ્રવને પામે છે કારણ કે જેના શરીરની ઉત્પત્તિજ વિષય વાસના વડે થઇ છે તેના શરીરમાંજ વિષયવાસનાનાં બીજ આરંભથીજ છે.

એક લાલચ અથવા પરીક્ષા પૂરી થાય છે એટલે તેના માટે બીજી. તૈયારજ હોય છે અને એમ હમેંશા ચાલ્યાજ કરે છે. ખરૂં સુખ અને ખરી વિશ્રાંતિ તો પોતાના સ્વરૂપને જાણવામાં અને તેમાં સ્થિત થવામાં છે.

નાશી જવાથી લાલચોમાંથી બચાવ થઇ શકતો નથી.

૪ कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसास्मरन् ।
इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारस्स उच्यते ॥

માટે જે વિષયનો ઉપર ઉપરથી પરિત્યાગ કરે છે પણ તેને મનમાંથી નિર્મૂળ

કરતો નથી તેને ત્યાગનો લાભ લેશમાત્ર પણ મળતો નથી કારણ કે તેની વિષય વાસના પુન ! પુન ! જાગૃત થાય છે અને તે પહેલાંના કરતાં વધારેને વધારે નીચે પડતો જાય છે.

ક્રમે ક્રમે ધીરજથી, પ્રયાસથી, ઇશ્વરની કૃપાથી જેટલો સંયમ કરી શકાય છે તેટલો ઢક દમાથી થઇ શકતો નથી.

હે સાધક ! જ્યારે તને લાલચો ઘેરે ત્યારે સ્થિર ચિત્તે વિચાર કરજે અને એવી સ્થિતિમાં તું જે મનુષ્યને જુએ તેઓના ઉપર તું માયાળુપણે જો જે, એવે પ્રસંગે તને જેવા ઉત્તેજનની જરૂર પડે તેવું ઉત્તેજન અને જ્ઞાન તેઓને પણ તું આપતો રહેજે.

૫. મનની ચંચળતા અને ઇશ્વર ઉપર અશ્રદ્ધા એજ અવનતિનું મૂળ છે.

જેમ સુકાન વિનાનું વહાણ તરંગોના આઘાતથી આમ તેમ અડવડે છે તેમ ભક્તિ વગરનો મનુષ્ય અશક્ત બની જઇ ત્વરાથી અધોગતિને પામે છે.

જેમ અગ્નિ સુવર્ણને તપાવે છે તેમ લાલચો મનુષ્ય આત્માને કસે છે.

લોકો ઘણીવાર શું કરીએ છીએ તેનો વિચાર કરતા નથી પણ જ્યારે આરોગ્ય વાસનાને પોતાના હૃદયમાં ઉત્પન્ન થયેલી સાધક જુએ છે ત્યારે તેને પોતાની સ્થિતિનું ભાન થાય છે.

સાધકે નિરંતર સાવધાન રહેવું જોઇએ પણ આરંભમાં તો અત્યંત કાળજી રાખવી જોઇએ. લાલચો શરૂઆતમાં જેટલી નિર્મૂળ થઇ શકે છે તેટલી પાછળથી થતી નથી. વિષયવાસનાને હૃદયના દ્વારમાંથીજ અટકાવી હોયતો તેનાથી બચવું ઘણું સહેલું છે પણ જો એકવાર હૃદયમાં પોતાની સત્તા તે સ્થાપિત કરેછે તો તેને નિર્મૂળ કરવી અત્યંત દુસાધ્ય છે.

આરંભમાં લાલચ એક નજીવા વિચારરૂપે ઉદિત થાય છે. પછી તેની સાથે કલ્પના બળવાથી એક મનોહર ચિત્ર માનસિક સૃષ્ટિમાં રચાય છે. ત્યાર પછી મનને આલ્હાદ ઉત્પન્ન થાય છે એટલું થયા પછી પાપાચરણ તરફ વળણ થાય છે અને બુદ્ધિ તે કબુલ કરેછે

એમ ક્રમેક્રમે વિષયવાસના જીવ ઉપર અધિકાર મેળવતી જાય છે અને અંતે તેને પોતાનો ગુલામ બનાવે છે.

ઇંદ્રિયોનો સંયમ કરવામાં જેમ ઢીલ કરવામાં આવે છે તેમ મનુષ્ય પોતાનું મનોબળ ગુમાવે છે અને વિષયવાસના બળવાન થાય છે.

૬ કેટલાક સાધકોને સાધકાવસ્થાના આરંભમાં સખ્ત લાલચો ઘેરી લે છે. કેટલાકોને એવી સ્થિતિ સાધકઅવસ્થાના અંતમાં આવે છે. અને કેટલાકને તો આખા જીવન પર્યંત એવી સ્થિતિ કાયમ રહે છે.

કેટલા સાધકોને વિષયવાસના બહુ થોડી સતાવે છે. પરમેશ્વર દરેક ભક્તનું મનોબળ, સ્થિતિ અને જ્ઞાન જોઇ તેની વૃદ્ધિને માટે સાધકને લાલચોરૂપી પાઠ આપે છે. લાલચો વસ્તુતઃ ભયાનક નથી જેમ એકશિક્ષક પોતાના વિદ્યાર્થીઓને કઠણ પ્રશ્નો પૂછે છે તેમ જગદ્‌ગુરૂ પરમેશ્વર ભક્તને માટે ક્રમવાર વધની મુશ્કેલીની લાલચો તૈયાર રાખે છે.

૭. જ્યારે તમને લાલચો લલચાવે ત્યારે ગભરાતા નહિ પણ તરતજ ખુલ્લા મનથી ઇશ્વરની પ્રાર્થના કરજો અને તેની સહાય માગજો. એટલું સ્મરણમાં રાખજો કે પરમેશ્વર તમારી શક્તિ ઉપરાંત કદી પણ વધારે બોજો નાખનાર નથી. હે સાધકો ! ઇશ્વરની

છાયા નીચે રહી દરેક પ્રકારની લાલચોનો અને વિપત્તિઓનો પરાજય કરી તમે પરમ શુદ્ધ બનો. અને તૃણાદપિ નીચ એવી દીનતાની પરાકાષ્ટાએ પહોંચી જાઓ.

જે દીન છે તેજ પ્રભુને પ્રિય છે અને તેનુંજ કલ્યાણ છે.

૮. લાલચો અને કસોટીઓ વડે સાધકે કેટલી પ્રગતિ કરી છે તેનું માપ નીકળે છે. એવા પ્રસંગેજ તેનું ચેતન જણાઇ આવે છે અને તેણે દઢ કરેલા ગુણ ઝળકી નીકળે છે.

પણ જો સાધક ખરોભક્ત હોય અને તેનો અનુરાગ સાચો હોય તો તેને વિપત્તિથી કે કસોટીથી કશું ડરવા જેવું નથી.

પણ જો વિપત્તિના પ્રસંગે તેને ઘણું કષ્ટ ખમવું પડે તો ભવિષ્યમાં તેને સારા લાભની આશા રહે છે.

કેટલાક ઉપાસકો મોટી લાલચોને જીતે છે પણ ઘણીવાર નજીવી લાલચોને વશ થાય છે. એ પણ તેમના હિતને માટેજ છે. કેમકે તેઓને પોતાની પવિત્રતાનું અને મનોબળનું અભિમાન થાય છે. પરમેશ્વર એમનો અહંકાર તોડવાને ઉપર કહ્યા તેવા પ્રસંગો યોજે છે. જેથી કરીને સાધક પોતાની નિર્બળતા જાણે અને તેથી નમ્ર થતાં શીખે.

## મંત્ર ૧૪ મો.

### એકદમ અભિપ્રાય ન બાંધવા વિષે.

હે સાધક! તારા પોતાના ગુણદોષનો પૂરો વિચાર કર અને બીજાઓની કૃતિ ઉપર તું દોષારોપણ ન કરે માટે સાવધ રહેજે.

બીજા વિષે અભિપ્રાય બાંધવામાં મનુષ્ય મિથ્યા પરિશ્રમ લે છે, ઘણીવાર ભૂલ કરે છે અને સહેલાઇથી દૂષિત થાય છે. પણ પોતાની સ્થિતિની સમિક્ષા કરવામાં તેનો પરિશ્રમ હમેંશાં સફળ થાય છે.

આપણે આપણાજ ધોરણ પ્રમાણે બીજા વિષે અભિપ્રાય બાંધી દઇએ છીએ. આથી કરીને સત્ય તુલના કરનારના માનસિક વલણથી દૂષિત થાય છે. જો ઈશ્વરજ આપણી ઇષ્ટ વસ્તુ હોય તો આપણા વિચારની વિરૂદ્ધ ઘણા લોકો હોય તો પણ આપણા ચિત્તને ક્ષોભ થાય નહિ.

૨. પણ કોતો આપણા હૃદયમાં કાંઇક એવી મલીનતારૂપ કુબુદ્ધિ છે કે તે બહારની મલીનતાને આપણા તરફ ખેંચે છે અને તેના બળવાન પ્રવાહમાં આપણને તાણી જાય છે. ઘણા માણસો જે જે કાર્યો કરે છે તેમાં પરોક્ષ રીતે કે અપરોક્ષ રીતે પોતાનો લાભ શોધે છે. માત્ર તેમને આ વાતની પૂરી ખબર હોતી નથી.

---

# आरोग्य संरक्षण.

આજના કહેવાતા સુધરેલા જમાનામાં મનુષ્ય જાતને તરેહવાર રોગો અને દુઃખ દરદોની ફરિયાદો થવા લાગી છે જ્યાં જુવો ત્યાં કાંઇને કાંઇ ફરીયાદ હરોજ માતાઓ કમજોર થતી ચલી છે નાનાં બાળકોનાં મરણો વિશેષ પ્રમાણમાં થવા લાગ્યાં છે નિશા-

ળના અને કોલેજોનાં છોકરાઓ દિવસે દીવસ નાતવાન કમજોર અને આંખના, છાતીનાં વગેરે રોગોને આધિન થતા ચાલ્યા છે એવા પોકારો છાપાદ્વારા આપણે હરહમેશ સાંભળીયે છીએ ટુંકમાં સામાન્ય સુખાકારી અસાધારણ જ થઇ પડી છે જે માટે, મહાત્મા કબીરજીનાં શબ્દોમાં કહીયે તો.

સુખિયા ઢુંઢત મેં ફીરૂ, સુખિયા મળે ન કોય;
જે કો આગે દુઃખ કહુ, સો પહેલા ઉઠે રોય.

તેમ ખરા તન્દરોસ્ત અને દુઃખથી નિરાળા હોય એવા મનુષ્યો તો આપણને જવલેજ નજરે પડતાં હોય છે.

એનું કારણ શું ? શું કુદરતે મનુષ્ય જાતી માટે દુઃખદરદો અને વ્યાધિઓ ભોગવવાનું નિર્માણ કરેલ છે ? ના કદી નહી કુદરત માતા પોતાનાં બચ્ચાઓને દુઃખ દેવાને જરાએ રાજી નથી, બલકે તેણી હરઘડીએ તેમને બચાવવાની અને દુઃખમાંથી મુક્ત કરવાનેજ કોશીશ કરતી હોય છે. ત્યારે દુઃખ દરદો આવે છે કયાંથી ! તેનાં કારણો સમજવામાં કે શોધવાનાં કાંઈ મુશ્કેલ નથી. જે કાંઇ દુખદરદ યા આફત એક મનુષ્ય ઉપર આવે છે તે તેનાં પોતાનાજ કીધેલાં કર્મોના ફળ તરીકે આવે છે તે કાંઇ અચાનક વગર કારણે ઓચિંતા આપણી ઉપર આવતાં નથી.

સંસારનાં દરેક વહેવારમાં આપણે તપાસીશું તો દરેક કાર્ય કામધંધો મેહનત મજુરી વગેરે મનુષ્યની કુલ હિલચાલોમાં ફતેહ યા નાસિપાસી દુખ યા સુખ જે સઘળુ આવે છે પછી તે શારીરીક માનસિક અથવા આત્મિક દુખ યા સુખ હો તે સઘળાં તેના પોતાનાંજ કીધેલાં કાર્યો–સારાં કે નરસા હલકા યા ઉંચ્ચ કર્મોનાં પરિણામો તરીકેજ તેને આવી મળે છે કુદરતે માત્ર કાયદાઓ મુકરર કરેલા છે તે કાયદાઓને અનુસરીને અથવા પાળીને જે કોઇ ચાલે છે તેનાં કામો સફળ થાય છે અને તેને સુખ પ્રાપ્ત થાય છે એવુ ઉલટું જે કોઇ તે કાયદાઓનું ઉલ્લંઘન કરે છે તેમની સામે જઇને કાર્ય કરે છે તેને દુખ અને દીલગીરી આવી મળે છે. આ વાત નિશ્ચય પૂર્વક છે જે માટે મહાત્મા (કબીરના બે શબ્દો કહેલા નિરર્થક જશે નહી.

કિયે બિનાં કરે બિનાં, દેત કણુ નહી દેત;
ખેત બિજ વાવે નહી, તો કયું જામે ખેત !
જૈસી કરણી આપકી, તૈસા હિ ફળ લેય;
કુડે કુડે કરમ કમાય કે, સાંઇયા દોષ ન દેય.

આ ઉપરથી ત્યારે દરેક વાંચનાર જોઇ શકશે કે, જેમ બીજી દરેક બાબતોમાં બને છે તેમ આ શરીરની આરોગ્યતાની બાબદમાં પણ તેજ કાયદો કાર્ય કરે છે. શરીર ઉપર જે કાંઇ નબળાઇ કે રોગ થવા પામે છે તે મનુષ્યનાં પોતાનાંજ ઉપજાવેલાં છે. બીજા બોલોમાં તેની પોતાની ભુલોથીજ થવા પામે છે. કહેછે કે માણસ ભુલને પાત્ર છે. પરંતુ જેટલી જેટલી ભુલો અને અણઘટતાં કાર્યો આ દેહના સંબંધમાં તે કરે છે

તેટલી ભુલો તે સંસારનાં બીજા વહેવારમાં કરતો નથી. પણ ત્યારે તે આ ભુલો કાં કરે છે ? કારણ કે આરોગ્યસંરક્ષણનાં કુદરતી નિયમોનું જ્ઞાન મેળવવામાં તે બેદરકાર અથવા કહો કે તદન પછાત રહેલો છે. અને આ ખરેખર અફસોસકારક બીના છે કે જે દેહના લીધેજ તે આ દુનિયામાં જીવે છે અને જેનાં લીધેજ તેનાથી બીજા બધાં સુખો અને વૈભવો ભોગવી શકાય છે, તે શરીરને લગતાંજ જ્ઞાન માટે તે પછાત રહેલ છે. તેનાં મુખ્ય કારણો નીચે પ્રમાણે આપી શકાય.

સઉથી પહેલું કારણ—તે, નિશાળોમાં આરોગ્યસંરક્ષણને લગતાં જ્ઞાનની બીલકુલ ગેરહાજરી—અત્યારસુધી શારીરીકજ્ઞાન માત્ર ડાકતરો અને વૈદો માટેજ ખાસ રખાયલું હોવાથી— નિશાળોની સાધારણ કેળવણીમાં તે આવી શકયું નથી. અને તેથી મોટેભાગે લોકો પોતાનાં આરોગ્યસંરક્ષણ માટે ડાકતર તથા વૈદો ઉપરજ આધાર રાખી બેઠેલા હોય છે. અને ડાકતરોની દવા-ઔષધોજ તેમને ફાયદો કરશે એવા વહેમ હેઠળ-આરોગ્ય તા બદલ શું કરવું છે તે જાણવાની મુદલ દરકાર કરતા નથી. વળી આજનાં ડાકતરો તથા વૈદો, "ઉપાય કરતાં અટકાવ ભલો" આ નિયમ ઉપર કાર્ય કરવાને બદલે એટલે કે આરોગ્યતા કેમ રહે છે અને તનદરોરસ્તી કેમ સચવાય છે તેનાં શિક્ષણો લોકોને શીખાડવાને બદલે, " દરદ અને દવા " એજ ધોરણ ઉપર કેવળ કાર્ય કરતાં હોવાથી-લોકો ને પણ એવો વેહેમ જડ ઘાલીને બેસી ગયો છે. કે દરેક દરદ માટે અમુક દવાઓ રહેલી છે. તેથી તબીયત બીગડતાં તે દવાઓ ખાઈ પી લઈશું એટલે રોગ નરમ પડશે. એવો ખ્યાલ સાધારણ લોકોજ નહી પણ ડાકતરો વૈદો ધરાવતા હોવાથી શરીરને દુઃખ દરદ કેમ આવે છે તેના કારણો જાણવાને અને તેમને દુર કરવાને ભાગ્યેજ કોઈક કોશેશ કરતું હોય છે.

પરીણામે, શરીરને લગતાં જ્ઞાનની ગેરહાજરીમાં-લોકોમાં તરેહવાર જાતનાં વેહમો પેસી ગયા છે. દાખલા તરીકે, ઘણું ખાવાથી મનુસની શકતી વધે છે ભુખ હોય યા નહીં પણ આદત પ્રમાણે ભોજનો ચુકવા ન જોઇએ કસરતો કરવી એ નવરા નકામાં માણસનું કામ છે.. હવા લાગવાથી શરીરને રોગો ( તાવ ખાંસી સરદી ) વગેરે થાય છે ઠંડા પાણીએ સ્નાન કરવાથી સરદી થાય છે. વગેરે દરદ કે રોગ બાહેરથીજ આવે છે, અને જ્યાં આવા વેહમો રહેલા હોય, ત્યારપછી રોગો થવા પામે અને સામાન્ય સુખાકારી રહેવા ન પામે, તેમાં કાંઇ આશ્ચર્ય થવા જેવું છે ?

આ વેહમોને દુર કરવા, અને તેમની જગ્યા, આરોગ્ય સંરક્ષણનાં સાદા પણ કીમતી નીયમોથી પુરાવા માટેજ આ નાનો વિષય લખાયો છે,

આ નિયમો વિષે, કોઇક વાંચનારને શંકા ઉપજે તે માટે શરૂઆતમાંજ જણાવીશ કે નીચે જણાવેલા શિક્ષણો કાંઈ માત્ર અટકળે લખાયા નથી, પરંતુ, હજારો નહીં બલકે લાખો લોકોએ અમેરીકા તથા જરમની જેવા આગળ વધેલા દેશોમાં આ કુદરતી ઉપાયો અજમાવી પુરતા અનુભવ મેળવ્યા છે અને હજારો લોકોએ પોતાની એકવાર ગુમાવેલી તન્દરોરસ્તી પાછી મેળવી છે એટલુંજ નહી, પણ આગળ કોઇવાર પણ નહીં ભોગવેલી એવી સરસ તન્દરોરસ્તી ભોગવતા થયાં છે. એ સઘળાં અનુભવોને આધારે, તેમજ આ અદના લખનારના પોતાના અંગ અનુભવથી આ સાદા નિયમો સાબેત થયેલા,

તમારી સનમુખ મુકાયલા છે. જેઓ તે પ્રમાણે, ચારથી ૭ અઠવાડીયાં, અથવા વધુવાર થોડા યા ઘણા પાળશે તેમને પોતાને શુભ અનુભવ મળ્યા વિના રહેશે નહી. અને તેમને ખાતરીપૂર્વક થશે અને તેથી જે દીવસે તેણે આ નિયમો જાણ્યા તે દીવસને પોતાનો ખરો ભાગ્યશાળી દીવસ તરીકે હમેશાં યાદ કરશે.

## તન્દુરસ્તી તરફ જવાનો રસ્તો.

આ રસ્તો બેઉ છેડેથી કાર્ય કરે છે અથવા તમારે બે તરફથી કાર્ય કરવાનુ છે. (૧) જે કરવાથી તમે માદાં પડો તે કરવાનુ છોડી દો. (૨) જેથી તમે સાજાં રહી શકો તે કરવાનું હમેંશાં ચાલુ રાખો આથી બેવડો લાભ છે. જે ભુલોથી શરીર નબળું પડે અને રોગી થાય તે નહીં કરવાથી રોગના સંભવ દુર થતા જશે, બીજા હાથ ઉપર જે કરવા ઘટતુ છે તે કરવાથી શક્તી વધવા પામશે આવી રીતે ડબલ ફાયદો થવા માંડશે.

ખાનપાન ( ખોરાક ) માં ઘટતો ફેરફાર કરવાથી, તથા બીજી તનદરોરસ્ત રીતો ખતરે જણાવેલી છે તેમ કરવાથી ગમે એવું તમારૂં ચાલુ દરદ કે નબળાઇ હશે, તે થોડા વખતમાં મટી જશે એમાં કાંઇ ખરચ નથી માત્ર થોડીક સાદી અક્કલ વાપરવાની શરૂઆતમા થોડીક ખંત અને કાળજી રાખી મજબૂત ઇચ્છાશક્તિ વાપરવાની જરૂર છે અને ' હું તન્દરોરસ્ત જ રહીશ ' એવો મનથી દૃઢનિશ્ચય કરવાનો છે.

કોઈબી નવા ફેરફાર માટે, અલબતાં મનુષ્યને શરૂઆતનાં થોડાક દીવસો લગાર કંટાળાભર્યા અને મુશ્કેલ લાગે એમાં કાંઇ નવાઇ નથી પણ ખંત અને ધિરજથી બે ચાર અઠવાડીયાં પસાર કર્યા તો પછી નવી આદત નવી રીતભાત સહેલ થઇ આપણી હમેશની આદત થઈ પડે છે.

જેઓ આ પ્રમાણે ચાલવાને યત્ન કરશે તેમને જે શક્તિ શરીરમાં પ્રાપ્ત થશે. તેથી ખરેજ વિસ્મયસાથે આનંદ થયા વિના રહેશે નહી.

શરીરની સુખાકારી માટે મુખ્ય સવાલો હવા-પાણી ખોરાક કસરત અને બ્રહ્મચર્યના રહેલા છે. હવાને સઉથી પેહલી જગ્યા કાં આપી છે કારણ કે આ શરીરને દરપળ હવાની જરૂર છે હવાવિના તે બે મીનીટ પણ જીવી શકતુ નથી. ખોરાકવિના પાણી વિના યા કસરત કર્યા વિના માણસ ઘણા દીવસો સુધી રહી શકે છે. પરંતુ હવાવિના એક યા બે મીનીટમાં માણસ મરણ પામે છે. એ વાત સઉ કોઇને જાણીતી છે. માટેજ શરીરનાં જીવન તેમજ આરોગ્યતા અને બીજી બધી ચીજો કરતાં,' હવાની વીશેષ ગરજ છે. મોટા મોટા શેહરોમાં લોકોની સુખાકારી બીગડવાનું મુખ્ય કારણ ચોખી ખુલ્લી હવા જોઇએ તેટલી ન મળવાને લીધેજ હોય છે. સરદી ખાંસી અને છેવટ તેથી ઉપજતા, ક્ષયરોગનું મોટુ કારણ—હવાની તાણ છે.

જૈસા અન્નમ ખાઈયે, તૈસા હી મત હોય;
જૈસા પાણી પિજીયે, તૈસી બાણી હોય. કબીર

## ખાનપાનના નિયમો.

૧ ભુખ હોય ત્યારેજ ખાવું એ સઉથી મોટો લાભકારક નિયમ છે વગર ભુખે ખાવાથી પોષણ મળવાને બદલે શરીરમાં ઝેરોજ એકઠાં થાય છે.
૨ દીવસમાં બે ભોજનજ ખાવાં શરીર માટે પુરતાં છે

૩ ખાવામાં ઉતાવળ કરવી નહીં પણ ધિમે ધિમે બહુ બહુ ચાવી ચાવીને રસદાર કરી પછીજ ખોરાકને ગળામાંથી નીચે ઉતરવા દેવો.* ખાતાં ખાતાં સાથે પાણી પીવું નહિં ખાઈ રહ્યાબાદ પા યા અડધો કલાક રહીનેજ પાણી પીવું લાભકારક છે.

૪ સફેદ આટો એટલે ઘઉંના આટામાંથી થુલું સોજી વગેરે કાઢી લીધેલા લોટની બનાવેલી ચીજો ખાવી નહીં પણ આખો લોટ જે વાપરવો તે પાચનક્રીયા માટે ફાયદાકારક છે.

૫ ખાવામાં મીઠાશ ( ખાંડ-સાકર ) ઘણી ઓછી વાપરવી. મીઠાશ માટે જેમનાથી બની શકે તેઓએ મધ વાપરવું બહુ સારૂં છે.

૬ વાલ-વટાણા-દાળ વગેરે કઠોળ ઓછા પ્રમાણમાં લેવા સારાં છે.

૭ ભાજી તરકારી ( વનસ્પતી ) ફળ-ફળાદી દુધ વધુ પ્રમાણમાં લેવું.

૮ ચાહ-કાફી-દારૂ-તમાકુ અને માંસ બિલકુલ છોડવાં ( ચાહ-કાફી જ્ઞાનતંતુઓ ( નરવસ સિસ્ટમ ) ઉપર બહુ માઠી અસર કરી તેમને નિર્મૂળ બનાવે છે પરીણામે કબજ્યાત માથાનો દુખારો ન્યુરેસ્થીન્યા, વગેરે ફરીયાદો ઉભી થવા પામે છે.

૯ પાણી-પુર છુટથી પીવું ( બે ભોજનોની વચ્ચે ) રાત્રે સુવા આગમજ, તેમજ સવારે ઉઠયા કેડે એક લોટો ભરી પાણી પીવાથી ફાયદો થાય છે.

૧૦ બરફ પાણી ( સોડા લેમન ) બને ત્યાં સુધી નજ લેવા અથવા ઓછાં પીવાં.

અપૂર્ણ.

બેરામજી પીરોજશા માદન.

---

# સ્વાગત મંદિર.

**યતોધર્મસ્તતોજય અથવા ધર્મનો જય** વિચારપુષ્પમાળા પુ-૧ ( લેખક શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા. વિદ્યાધિકારી ભાવનગર સ્ટેટ વ્યવસ્થાપક રા. રા. નૃસિંહપ્રસાદ ભગવાનદાસ વિભાકર બેરીસ્ટર એટ લૉ. ગિરગામ મુંબઈ નં. ૪ કદ ડેમી આઠ પેજી પૃષ્ઠ ૪૭ મૂલ્ય વાર્ષિક ૧૫૦ પૃષ્ઠના આઠ આના છુટક ત્રણ આના ) પાશ્ચાત્ય દેશમાં ચાલતી કેટલીક સીરીઝોના અનુકરણરૂપ આ નવી સીરીઝ કાઢવાની શરૂઆત 'વિચાર પુષ્પમાળા' નામથી થઈ છે. વ્યવસ્થાપકે નિવેદનમાં જે ઉદ્દેશ તેને માટે જણાવ્યો છે તે શ્રેષ્ઠ છે. અને તે સફળ થાઓ એવું અમે ઈચ્છીએ છીએ. આ માળામાં ઘણાખરા વિદ્વાનવર્ગના લેખોજ આવનાર છે તેથી તે ઉપયોગી થશે એમાં શંકા નથી. પ્રથમ પુસ્તક તરીકે ધર્મનો જય નામનું પુસ્તક છે. તેના લેખક આપણા ગુજરાતમાં જાણીતા છે તેથી તેમની લેખિની સંબંધમાં કાંઈ કહેવું પીષ્ટપેષણરૂપ છે. ધર્મની આપણને શું જરૂર છે તે તેમાં સામાન્ય દલીલોથી માંડીને ગંભીર પુરાવા સાથે બહુ સારીરીતે સમજાવવામાં આવ્યું છે. છપાઇ કાગળ વગેરે સર્વે ઉત્તમ છે. અને કિંમત પણ વધારે નથી.

---

*આ આદત પાડવાથી ત્રણ લાભો મળે છે. ( ૧ ) તે ખોરાક પેટમાં જલદીથી પાચન થાય છે, (૨) ઓછા જથ્થાથી ભુખ તૃપ્ત થાય છે. અને (૩) ભોજન સાથે પાણી પીવાની આદત ટળે તે પણ નીકળી જાય છે.

**સુકવિ સમિતિ**—( પ્રકાશક રા. રા. છોટુભાઈ દાજીભાઇ દેશાઇ શારદાવિહાર સુરત મૂલ્ય ૦-૪-૦ ) આ પુસ્તકમાં આધુનિક કાળમાં ઉભરાઈ જતા ઢગલાબંધ કવિઓ કે જેઓ માલ વિનાના જોડકણા જોડી પોતાના અમૂલ્ય સમયનો દુરૂપયોગ કરે છે તેમને ઠીક બનાવ્યા છે. પુસ્તક એકંદરે ઉધરતા યુવકોએ વાંચવાયોગ્ય છે. ભાષા સરળ અને ગમ્મત ઉપજાવે તેવી છે.

**ઘરનો વૈદ્ય**—( લેખક અને પ્રકાશક રા. રા. જેઠાલાલ દેવશંકર દવે. તંત્રી ભાગ્યોદય અમદાવાદ ) મૂલ્ય રૂ. ૨-૦-૦ કદ ડેમી સોળપેજી પૃષ્ઠ ૨૦૪ પુંઠું કાચું, પોતાના તરફથી પ્રસિદ્ધ થતા ભાગ્યોદય માસિકની ત્રીજા વર્ષની ભેટ તરીકે પ્રસ્તુતઃ પુસ્તક છે. તેના નામ પ્રમાણે તેમાં દરેક રોગના સાદા અને ઘેર બની શકે તેવા ઉપાયો સમાવવામાં આવ્યા છે. પુસ્તકની કિંમત વધારે છે.

---



---

## आत्मदर्शननी नूतन प्रक्रिया.

એક સમયે સાંયકાળે એક તત્વવેત્તાની સાથે એક પ્રત્યક્ષવાદીને તત્વદર્શન સંબંધી આવીરીતે વિવાદ થયો. તે રસિક તથા હિતકર લાગવાથી નીચે તેનો સંક્ષિપ્ત સાર લઇએ છીએ.

પ્રત્યક્ષવાદી—તમે તત્વવેત્તા બડી બડી કલ્પનાઓ કરોછો પણ મારી તો ખાત્રી છે કે તમે ભોજનની કલ્પના કરતા નથી પણ પ્રત્યક્ષ અનુકૂલતા દેખાડે એવા પદાર્થો જમો છો ને તેજ પ્રમાણે વ્યવહાર માત્ર પ્રત્યક્ષ તત્વમય કરો છો છતાં બીજાઓને પોથીમાંના રીંગણાની માફક શા માટે આડા દોરી જાઓ છો

તત્વવેત્તા—પ્રત્યક્ષ માત્રની પૂર્વે જેને તમે અપ્રત્યક્ષ કહો છો એવો સંકલ્પ હોયજ છે. સંકલ્પ પોતે પણ વસ્તુ દેશ તથા કાળના પરિચ્છેદથી રહિત આપણાં આત્મતત્વ વડેજ સચેતન બનીને પોતાનું કાર્ય કરે છે. શાસ્ત્ર તત્વવેત્તાઓ તથા યોગ્ય અધિકારને પામેલાનો અનુભવ એ કામમાં પ્રમાણભૂત છે.

પ્રત્યક્ષવાદી—તમારા કહેવા પ્રમાણે હોય તો જેને તમે આત્મતત્વ કહો છો તે શું તમે કલ્પનામાત્રથી નથી કહેતા મારી તો આખી ઉમર ગઇ કેમીસ્ટ્રી નામથી કહેવાના

રસાયણશાસ્ત્રમાં ગણાવેલાં તત્વોનાં નામ વાંચ્યા. પણ તેમાં કોઇ ઠેકાણે તમારૂં આત્મતત્વ તો જણાયું જ નથી. શું એ આત્મતત્વને માટે ઇતિહાસ પણ જેની ગણના નથી કરતો તેવા કલ્પીત સમયમાં કલ્પીત મનુષ્યો જેમને ઋષિ એવું ભારે નામ તમે આપો છો તમને દેખાયું અને અમને કોઈને પણ નથી દેખાયું એ વાત હસવા જેવી નથી. માફ કરજો હું આપણા ધર્મ તથા વેદ, તથા ઋષિ મહાત્માઓની નિંદા કરવાના ઉદ્દેશથી આ શબ્દો બોલતો નથી પણ પ્રત્યક્ષ જે વસ્તુ નથી તેને મારૂં હૃદય સત્યરૂપે માની શકતું નથી. તે પ્રત્યક્ષનેજ મિથ્યા સંસારરૂપે તમારૂં તત્વશાસ્ત્ર કહીને મારા જેવાને માટે તો માત્ર એજ રસ્તા બતાવે છે. શ્રદ્ધાપૂર્વક સત્ય છેજ. એવું સમજીને હું માની શકું. એવાં કારણો હૃદયમાં યથાર્થ ઉદ્દભવ્યાં નથી એ વાર્તા તો સત્ય છે. છતાં મોટાં મોટાં શાસ્ત્ર તથા મહાત્માઓનાં ભારે નામ માત્ર પ્રમાણરૂપે કહીને મારા જેવાના હૃદયને દબાવીને પાતાળમાં ચાંપી દોછો એટલે ચુંકે ચાં કર્યાવિના જે કહો તેની હાએ હાજ કરવી રહી. હૃદયમાં માનવાનું કારણ ઉદ્દભવ્યાવિના હાએ હા કરવી એના જેવું અનાહુત અસત્ય કયું ? છતાં એવાં અસત્ય વર્તનને અનુમોદન અપાય છે ને જે જેવું સમજે તેવું તે કહે તેના ઉપર કેવલ વાક્પ્રહારજ પડે છે. તેમનાં અંતઃકરણમાં સત્યરૂપે કહેવામાં આવતી વસ્તુનું યથાર્થ સત્યત્વ દસાવવું એ તો યોગ્ય છે.

તત્વવેત્તા—ભાઇ ભિન્ન ભિન્ન સામગ્રીવાળા અંતકરણોને માટે શ્રુતિ ભગવતીએ ભિન્ન ભિન્ન પ્રક્રિયાઓ કહી છે. તે જોવાથી ધૈર્ય તથા સુક્ષ્મબુદ્ધિવડે તમે ધારોછો એટલીબધી અડચણ રહેતી નથી.

પ્રત્યક્ષવાદી—એ બધી વાતતો ઠીક છે પણ આ મારૂં અંતઃકરણ તો તમે જાણ્યું. મારા કુટુંબમાં બાળપણથી બધાંજ ધર્મ ઉપર આસ્થા રાખનારાં છે. તેથી આપણા વેદ આપણા ધર્મ ઉપર સહવાસથી જે પ્રેમ થાય છે તે તો થયો છે. મેં ઉપર કહ્યું તે પ્રમાણે અંતઃકરણની અસત્યતાવાળી સ્થિતિને હું સહન કરી શકતો નથી. તેથી એ સહવાસથી બંધાયલા પ્રેમવાળી વસ્તુ સાથે જે વિરોધ આવે છે તે મને વિશેષ ત્રાસ આપે છે. માટે મારા અંતઃકરણને યોગ્ય એવી કોઇ પ્રક્રિયા હોય તો તે કહો.

તત્વવેત્તા—શાસ્ત્રે મારે માટે તે કહેવાનું બાકી રાખ્યું નથી. શ્રુતિ ભગવતી પોતેજ કહે છે કે

**आत्मारे द्रष्टव्यः श्रोतव्योः मंतव्योः निदिध्यासी तव्य**

પ્રત્યક્ષવાદી—ઓહો એ મંત્ર તો મેં ઘણીવાર સાંભળ્યો છે એમાંથી તો કશુંએ વળે એવું નથી કારણ કે એનો અર્થ એવો કર્યો છે કે આત્મા નિરાકાર છે તથા નિરંજન છે એટલે આકારને રંગ વિનાનો છે તે દર્શનનો વિષય નથી. માટે ઉપરના મંત્રમાં દ્રષ્ટવ્ય શબ્દ છે તેનો અર્થ જોવો એવો જે ચોખ્ખો થાય છે. તે અર્થ તો લેવાનો નથી એટલે આત્માને જોવો એ શબ્દોવડે આત્મદર્શન કરવું એટલે દર્શન નહિ પણ તમે કહો છો તેવા કલ્પીત આત્મતત્વને સમજવું, એ સમજવાને માટે શ્રોતવ્ય: શબ્દથી શ્રવણ મતવ્યઃ શબ્દથી મનન અને નિદિધ્યાસિતવ્ય: શબ્દથી નિદિધ્યાસન. એ પ્રમાણે ત્રણ સાધનો કહ્યાં છે એટલે સાર એજ આવે છે કે તમારા જેવાં કહે તે સાંભળવું તેની હા હા કરતાં તે

પ્રમાણે કલ્પનામાં ચડવું ને છેવટે તે કલ્પનાના અભ્યાસવડે શ્રદ્ધાથી માનતા હોઇએ તેવો ઢોંગ કરીને તેના નિશ્ચયને બળાત્કારે પકડી રાખવા આનો એવું એજ આવ્યું, મને તો પ્રત્યક્ષ વિના જપજ વળે નહિ.

તત્વવેત્તા—હે ભાઇ તારી એવી ઇચ્છાછે તો આપણે તે ભૂમિકામાં ઉભા રહીને આ-શ્રુતિ ભગવતીના પ્રસાદનો ઉપભોગ કરીએ મારી ખાત્રી છે કે તેથી તને તૃપ્તિ થશે. ને તને તૃપ્ત દેખીને મને પણ તૃપ્તિ થશે. આપણે એ મંત્રના એકલા પહેલા ભાગનેજ હાથમાં લઈએ. શાંત થા રઘવાયો થતો નહિ યાદ રાખજે કે આપણે આત્માનું દર્શનજ કરવું છે. ને પ્રત્યક્ષ દર્શન કરવું છે. ને તે આત્મા આપણું પોતાનું સ્વરૂપજ છે, તેથી તુ એ સંકલ્પને અત્યંત દૃઢ કરજે બિલકુલ ડગ મગતો નહિ આત્મા સિવાય બીજું કાંઈ દેખાય તો તે બીજી દેખાતી વસ્તુ શી છે. તેમાં પૂર્વના અભ્યાસથી, મોહથી કે કોઇપણ અન્યકારણથી ભરાઇ પડતો નહિ. પણ શ્રી ईशोपनिषत માં કહ્યું છે કે'—

॥ ते न त्यक्तेन भुंजीथाः मागृधः कस्यस्विद्धनम् ॥ તેનો ત્યાગ કરતો કરતો ઉપયોગ કરજે તે જગત કોઇનું પોતાનું સ્વરૂપ નથી માટે તેમાં તેને વળગી રહે તો નહિ તે પ્રમાણે કરવાનું છે માટે સાવધાન થા તને આત્મદર્શન પ્રત્યક્ષ કરાવું છું.

પ્રત્યક્ષવાદી—હું સાવધાનજછું ઇચ્છા મારી તિવ્ર છે. અત્યંત તિવ્ર છે. માટે કહો.

તત્વવેત્તા - જો પેલું સામે તું જે જે દેખેછે તેનાં નામ દે.

પ્રત્યક્ષવેત્તા—આ સામે તો મારી આરામચેર ટેબલ મારૂં હારમોનીયમ વગેરે ઘણાં પદાર્થો છે.

તત્વવેત્તા—આ ઘણાંમાંથી પહેલું તે દીઠું તેને તુ ખુરશી કહે છે. હવે જરી બરોબર જો પેલા બારી બારણા બંધ કરી દે ને જો ખુરશી દેખાય છે. ?

પ્રત્યક્ષવેત્તા—એતો સુરજનું અજવાળું ખુરશી ઉપરથી જતું રહ્યું એટલે ખુરશી શી રીતે દેખાય ?

તત્વવેત્તા—ત્યારે તને સમજાય છે કે જે તુ દેખે છે તેતો અજવાળું છે. અજવાળું નથી હોતું ત્યારે તેને તુ નથી દેખતો, તે હોય છે ત્યારે તેને તુ દેખે છે. માટે જે તુ ખરેખરૂં દેખે છે તેતો અજવાળું છે જો આ મારા શરીર ઉપર કોટ છે તે કોટને તું દેખે છે છતાં અભ્યાસથી તું કહેછે કે તેં મને દીઠો ખરીવાત તો એ છે કે તેં મારા શરીરને અત્યારે દીઠું નથી તેજ પ્રમાણે તેં ખુરશી દીઠી નથી પણ માત્ર અજવાળું દીઠું છે એ વાત સત્ય છે તારી આટલી ખાત્રી થઇ.

પ્રત્યક્ષવાદી—હા એટલી વાત તો સાચી દેખાય છે પણ કાંઇ ઓઢવા પહેરવા બેસવા વગેરે માટે જુદા જુદા પદાર્થો તે અજવાળાવડે દેખાય છે તે પદાર્થો વડેજ બધો વ્યવહાર ચાલેછે. બધુંજ અજવાળું દેખું છું માટે કાંઇ ખુરશીને બદલે અજવાળા ઉપર બેસાય નહિ. પીતીવાને બદલે કાંઇ અજવાળું પહેરાય નહિ તેનું કેમ ?

તત્વવેત્તા ઈશોપનિષનનો મંત્ર જે તને કહ્યો તે તુ ભૂલી ગયો તેની સાથે અત્યારે શું કામ કરતા તુ બોલ્યું ને વાત પણ ભૂલી ગયો ને બેસવા તથા ઓઢવાના સાધનમાં

બરાઈ પડયો. બેસવું ઓઢવું પડે તે વખતે તને તેમ કરવાની ના કોણે કહી છે. હાલતો જગત્ આત્માથી અન્યરૂપે જણાય તે વખતે તેનો અનુભવ થયો કે તરત તેને મનમાંથી છોડીને આત્માનું દર્શન કરવાને માટેજ આગળ ચાલવાનું છે. આત્માનુંદર્શન થયાપછી વ્યવહારની ખુરશી ધોતીયું વગેરેમાં પણ પોતાની મેળે સરળતા આવી રહેશે માટે તેનું ચિંતન વેગળું કરીને હાલ તું અજવાળું દેખે છે. તે ખરી વાસ્તવ સત્યરૂપે પ્રત્યક્ષ પ્રતિતી તને થઇ છે તેને છોડતો નહિ. તને અસત્ય ગમતું નથી એવું તું કહે છે તો તે ખુરશી દીઠી નથી પણ અજવાળું દીઠું છે એ વાત સત્ય છે છતાં માત્ર જરૂર છે, માનવાની ટેવ પડી છે વગેરેને કારણોના બહાના લાવીને ખુરશીને તેં દીઠી છે એવું અસત્ય તું કહેવાને માટે નહિજ લલચાય એવી મારી ખાત્રી છે.

પ્રત્યક્ષવાદી—એ તો મારે કબુલ કરવું પડે છે કે જે મેં દીઠું છે તે અજવાળુંજ દીઠું છે પણ ખુરશી દીઠી નથી. લોક મને ભલે ગાંડો કહે નો પણ હું અસત્ય તો નહિંજ બોલુ

તત્વવેત્તા–હવે આ ચશ્માં પહેરીને ફરી જો હવે શું દેખે છે ?

પ્રત્યક્ષવાદી હું એના એ પદાર્થો દેખું છું. એ મારા પૂર્વના ચાલતા આવેલા અનુભવ પ્રમાણે કહું છું. આપે મને જાગ્રત કર્યો તેથી હું કહું છું કે હું પ્રકાશને દેખું છું. પણ આ ચશ્માં પહેર્યાપછી એ પ્રકાશને પીરોજી છાયાવાળો દેખું છું.

તત્વવેત્તા–તો હવે વિશેષ આટલું યાદ રાખો. પ્રથમ દૃષ્ટિએ તો વિવિધતાવાળા તથા વિરોધવાળા તથા સમતાવાળા અનેક વ્યક્તિરૂપ સંકુચિત કદવાળા પદાર્થો દેખાય છે. વિશેષ વિચાર કરતાં અખંડ એકરસ નિરાકાર પ્રકાશ નામનો એકજ પદાર્થ તે અનેકરૂપે દેખાય છે. પ્રકાશ અને નયન નામની ઇન્દ્રિયની વચ્ચે પીરોજી કાચ હતો તેથી જે પ્રમાણે ખુરશી ઉપર પ્રકાશ દેખાતો હતો તેજ પ્રમાણે પ્રકાશ ઉપર મધ્યવર્તી કાચના કટકાનો રંગ દેખાય છે. આ કાચનો કટકો જેવીરીતે બહારથી મૂકાયો છે તેજ રીતે આપણા નયનની અંદર પણ કાચની તકતી આપણને પ્રાપ્ત છે. કમળો થયો હોય તો તે તકતીમાં પીળાશની છાયા આવે છે ત્યારે એ પ્રકાશ પીળાશવાળો ભાસે છે આપણી આંખની તકતી ઉપર જે પ્રકારના રંગની છાયા આપણને પ્રાપ્ત છે, તે છાયા જેના ઉપર છવાઇ રહી છે તેવા પ્રકાશનેજ આપણે દેખીએ છીએ એટલુંજ નહિ પણ એક ચોરસ ફુટનો એક પતંગ લઇએ ને તેને દોરીથી ચગાવીએ છીએ ત્યારે તે કનકવાને અમુક મનુષ્યો અમુક છેટેથી જોઈ શકે છે. તો અન્ય મનુષ્યો તેને દેખી શકતા નથી જે તેને દેખી શકતા નથી તેને શોર્ટ સાઇટ એટલે સામાન્યત ટુંકી દૃષ્ટીવાળા આપણે ઓળખીએ છીએ. વાસ્તવે તો દેખનાર અને ન દેખનાર એવા જે બેજ ભેદો દેખાય છે તેમ નથી પણ એ ભેદો અનેક છે. એટલે તે કનકવાને કેવડો દેખે છે તેનો વિચાર કરતાં જેમ જેમ દૃષ્ટિ ટુંકી હોય છે તેમ તેમ તેને અધિક અધિક નાનો દેખાય છે. ને જેમ જેમ તે દૃષ્ટિ દુરદર્શી હોય છે તેમ તેમ તેને તે અધિક અધિક મોટો દેખાય છે આ રંગ તથા આકૃતિના ભેદો કરનાર આપણી નયન નામની ઇન્દ્રિયની શક્તિ છે. એ શક્તિ પ્રકાશ ઉપર પડીને ત્યાંથી પરાવર્તનને પામીને આપણી માનસ તકતી ઉપર છાપ પાડે છે. એટલે વાસ્તવે જે આપણે દેખીએ છીએ તે ખુરશી નહિ પ્રકાશ પણ નહિ પણ માનસ તક્તિ

ઉપર પડેલી છાપ જેને સંસ્કાર કહીએ છીએ તેનેજ આપણે દેખીએ છીએ. હું ધારૂંછું કે આ વ્યતિકર સમજવાને માટે બુદ્ધિની અત્યંત સૂક્ષ્મતાની જરૂર છે. એટલુંજ નહિ પણ આ સમયે ખાસ ખુરશી પ્રકાશ આદી બાહ્યપદાર્થોનું અસ્તિત્વ છે કે કેમ તેમનું અસ્તિત્વ હોવુંજ જોઇએ કે નહિજ હોવું જોઇએ તેના વિચારોને જે કાર્ય આપણે હાથમાં લીધું છે તે કાર્યને માટે અસંબંધ ગણીને ખાસ દૂર રાખજે અને જે ખરેખરૂં તું સત્યરૂપે જુએ છે તેટલુ જ માત્ર યાદ રાખજે તેમાં અન્ય વિચારોથી બિલકુલ ગુંચવણ થવા દેતા નહિ.

પ્રત્યક્ષવાદી—હા, ખરીજ વાત છે જે હું દેખુંછું તે તો ખરેખર મારા માનસપટ ઉપર પડતા સંસ્કારોનેજ દેખુંછું. હવે આગળ કહો.

તત્વવેત્તા—જેવી રીતે એક કંદોઇ અમુક બિબાથી સાકરની ચાસણીનાં ખુરશી, કમળ, વગેરે આકૃતિવાળાં રમકડાં બનાવે છે. તે અમુક બીબાં વડે બનાવે છે તેમાંનું એક પણ રમકડું વાસ્તવે તેમાનું એક પણ બીજું નથી પણ તે બધાંજ રમકડાં કેવળ સાકર છે તે પ્રમાણે જે સંસ્કારોને આપણે દેખી શકીએ છીએ તેનું ઉપાદાન કારણ કોઇપણ બાહ્યપદાર્થ નથી પણ આપણી પોતાનીજ અંદરજ કાંઇ છે તેજ છે. તેના સિવાય અન્ય કાંઇજ હોઇ શકતું નથી. વિશેષમાં જે નિમિત્ત કારણરૂપે હાજર થઇને તે રમકડાં પડનાર કંદોઇને સ્થાને ત્યાં હાજર રહીને તે સંસ્કારની રચના કરી રહ્યું છે તે પણ આપણે પોતેજ છીએ, કોઇપણ બહારની અન્યવ્યક્તિ નથી એ બાબતમાં હું ધારૂં છું કે હવે તને શંકા રહેવી નહિ જોઇએ. આ સંસ્કારના જે આપણે ઉપાદાનરૂપ છીએ તેજ આપણે તેના નિમિત્ત ભૂતપણ છીએ તેથી તેવા આપણા સ્વરૂપને શાસ્ત્રે અભિન્ન નિમિત્તોપાદાન કારણ કહીને આપણને સમજાવે છે. એજ આપણું સ્વરૂપ છે. એજ આપણું આત્મતત્વ છે. અને એનેજ આપણે દેખ્યું છે શ્રીકેનોપનિષતમાં આ વાતને સ્પષ્ટ કહી છે કે.—

જેનાવડે આંખો જુએ છે. પણ જેને આંખો જોતી નથી તે આપણું આત્મતત્વ છે. જેને આપણાથી ભિન્નરૂપે માનીને લોકો ઉપાસે છે તેવી આપણાથી ભિન્ન કોઇપણ વસ્તુરૂપ તે નથી, યાદ રાખવાનું છે કે ઘણા વિદ્વાનો એવો અર્થ કરે છે કે જેને આંખે જોઇ શકતી નથી તેવું તે તત્વ છે. જોઇ શકતી નથી એવા અર્થવાળો કોઇપણ શબ્દ આ મંત્રમાં નથી પણ માત્ર જોતી નથી એવા અર્થવાળાજ શબ્દો પ્રયોજાયા છે. ભાવાર્થ એ છે કે જોતી નથી એટલે આંખોનો જે સામાન્યતઃ સર્વત્ર ઉપયોગ થાય છે તેમાં તો ખુરશી વગેરે જગતને જગતરૂપેજ લોકો જુએ છે અને આમાં સમજાવ્યું છે તે પ્રમાણે પોતાના આત્મતત્વને જોતા નથી એવું નહિ કે જોઇ શકતા નથી. પણ જોઇ શકે છે માટે જ શાસ્ત્ર દ્રષ્ટવ્યઃ કહીને પ્રક્રિયારૂપે જોવાની આજ્ઞા કરે છે.

જગતનું સ્વરૂપ નામરૂપાત્મક કહ્યું છે એટલે નામ અને રૂપ એ બે પ્રકારે જગતનું જગત રૂપે લોક ભાન કરે છે. તે બેમાંથી રૂપ નામનુ-દેખાતા પ્રકારની વ્યવસ્થામાં આત્મતત્વનો અભ્યાસ કેવી રીતે કરવો તે પ્રક્રિયા તને કહી હવે નામ એ સ્વરૂપે દેખાતા પ્રકારની વ્યવસ્થા શ્રોતવ્યઃ એ શબ્દનો વિચાર કરીને આપણે ગોઠવીશું માટે જે પ્રત્યક્ષ નાત્યઉપર તને આટલો પ્રેમછે તેને દૃઢ રાખીને અન્યપ્રતિ વૈરાગ્ય પૂર્વક આટલાનો અભ્યાસ કર. પછી આપણે આગળ ચાલીશું. (અપૂર્ણ.)

દુર્ગેશ્વર નટવરજી ત્રિવેદી.

જલદી કરો. તુરત નામ નોંધાવો. પાછળથી પસ્તાશો.

## બે ગીનીનું રોકડું ઇનામ.

સાહિત્યના શોખ સાથે નશીબ અજમાવવાની ઉમદા તક.

# વિવેચક.

માસિક પત્રમાં દરેક પ્રકારના ઉત્તમ લેખો, કાવ્યો, ચાલુ તથા ટુંકી વાર્તાઓ વગેરે આવે છે, દર વર્ષે ગ્રાહકોને ભેટ બુક મફત મળે છે. કદ રોયલ આઠ પેજી ૩૨ પૃષ્ટ વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૦-૦ હિન્દ બહાર રૂા. ૧-૧૪-૦ તુરતજ ગ્રાહક થઇ નામ નોંધાવો. મે માસની પંદરમી તારીખ સુધીમાં ૧૦૯ નવીન ગ્રાહકોના થનાર વચ્ચે બે ગીનીનું રોકડું ઇનામ આપવાનું છે તે નવીન ગ્રાહકોના નામની ચીઠીઓ લખી તેમાંથી એક ચીઠી ઉપાડવામાં આવતાં જેનું નામ નીકળશે તેને ઉપલું ઇનામ તેના ખર્ચે મોકલવામાં આવશે તે નામ 'વિવેચક' માં પ્રગટ થશે જુના ગ્રાહકોએ એક એક નવીન ગ્રાહક વધારીને મોકલવાથી તેઓનું નામ ઇનામના હરીફાઇમાં પ્રગટ કરવામાં આવશે. ગ્રાહકોમાં વધઘટ થશે તો તે પ્રમાણે ઇનામમાં પણ વધઘટ કરવામાં આવશે. 'વિવેચકમાં' જા. ખ. આપનાર વેપારીઓ સારો લાભ મેળવે છે. ભાવ સસ્તા છે. પુછી જુઓ. નમુનાના અંક માટે બે આનાની ટીકીટ બીડવી જલદી લખો.

વ્યવસ્થાપક ' વિવેચક '
લાછરસ—નાંદોદ.

## મોંઘા મૂલ્યનું સોંઘું માસીક.

જેઓને દુનિયાના મહાન પુરૂષોના મહાન્ વિચારો વાંચવાની વાંચ્છના હોય,
જેઓને નીતિ અને ચારિત્રનું ઉચ્ચ બંધારણ બાંધવાની અભિલાષા હોય,
જેઓને સુખમય ઉમદું જીવન ગાળવાની ઉમેદ હોય,
જેઓને દુઃખમય સંસારમાંથી સુખમય સંસાર બનાવવો હોય,
જેઓને નમુનેદાર જીવન ઘડવા માટે ઉત્તમ શિક્ષક અને સન્મિત્રની જરૂર હોય
જેઓને માનસિક ગુણો જેવાં કે જ્ઞાન, બુદ્ધિ, અક્કલ, ચાતુર્ય ડહાપણમાં અભિવૃદ્ધિ કરવી હોય,
જેઓને પોતાના કુટુંબમાં ઉમદાજ વિચારો ફેલાવવાની ઈચ્છા હોય,
જેઓને ફક્ત એક રૂપીઆમાં લગભગ પાંચસો પાનાનું હાસ્ય ગમ્મત અને જ્ઞાનથી ઉભરાતું બબાક ભરેલું વાંચન ઉત્તમ કાગળ પર વાંચવું હોય, અને,
જેઓને દોલત કરતાં ડહાપણ વધારે પસંદ હોય તેઓએ ડહાપણ એ નામનું માસિક અવશ્ય વાંચવું. નમુનાની કોપીના બે આના બાર મહિનાનું લવાજમ રૂા. ૧-૦-૦ અગાઉથી.

ટપાલ ખર્ચ માફ.

મેનેજર—(વીઠઝમ) ડહાપણ, જામનગર કાઠિયાવાડ.

# તાકાત અને તારીફ.

બીજાઓને લાભ આપનારને લાભ મળે છે. આતંકનિગ્રહ ગોળીઓ લાખો માણસોને તાકાતનો લાભ આપે છે તેના બદલામાં તેને **તારીફનો** લાભ મળે છે.

જુવાન છતાં બુઢ્ઢા જેવા બની જતાં, નબળાઇના દરદોથી રીબાયા કરતાં અને દસ્તની અટકાયત વગેરે કંટાળાભરેલી તથા દયા ઉપજાવે તેવી ફરિયાદો કરતાં લાખો માણસોને એ ગોળીઓએ તંદુરસ્ત અને તાકાતવાળાં બનાવ્યાં છે. જ્યારે લાખો માણસોએ ખુલ્લા દિલથી તેનાં સાચાં વખાણ કર્યા છે.

કિંમત—ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂ. ૧)

સામટી ખરીદીમાં મળતાં કમિશન વગેરેના નિયમો જાણવા માટે પ્રાઇસલિસ્ટ મંગાવી વાંચવાની ભલામણ કરવામાં આવે છે.

સુરત એજન્ટ—
ઉત્તમરામ ઉમેદરામરેશમવાળા,
ઝાંપા બજાર.

વૈદ્ય શાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,
જામનગર—(કાઠિયાવાડ)

## કામશાસ્ત્ર.

તમારી જીંદગીને લંબાવવાને તથા સુખી બનાવવાને ચાહતા હોય તો આ પુસ્તક વાંચો! શરીરે સારાં અને તંદુરસ્ત સંતાનો થવાની ચાવી તમારા હાથમાં આવશે. લાખો લોકો આ પુસ્તકના પ્રભાવથી-પ્રતાપથી મૃત્યુ તથા રોગના પાશમાંથી છૂટી જઈ સુખી થયા છે.

કિંમત—કાંઈ પણ નહીં, ફક્ત એક પોસ્ટકાર્ડપર તમારૂં નામ લખી મંગાવી લ્યો.

**વૈદ્ય શાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,**

જામનગર—(કાઠિયાવાડ)




पुस्तक ८ ज्येष्ठ. १९७१ अंक ८

॥ ॐ श्री ॥

# क्रोधने नाश करवानो सर्वोत्तम उपाय.

( અલી કોયલડી ટહુકા કરજે, એ લય. માલતિ–માધવ. )

પદ.

મન ક્રોધ સમય શાંતિ ધરજે,
ધરી ક્રોધ સકલ આ પરહરજે.
શાંતિ સુખની વાતો સ્મરજે,
વચનો ના અન્ય હૃદય ધરજે,
નિજરૂપમાં જરી આવી ઠરજે,
બની સુખમય ચિન્મય તું ફરજે; મન૦
તે સમયે શાંતિ નથી થાતી,
સ્થિતિ વિપરીત તો વધતી જાતી,
આખર બળતી નિજની છાતી,
આવે દુઃખ બહુવિધિ બહુ ભ્રાંતિ; મન૦
આ શાંતિમય કાયા કરજે,
ડગલું પછી તું જગમાં ભરજે,
શાંતિ રૂપમાં આવી સરજે,
શાંતિ વીણ અવર ન કંઈ વરજે; મન૦

૧૬–૮–૧૯૧૫
ચંદ્રવાસર.

# अनुभवनी मीठी मीठी वातो.

૧

પોતાના અનુભવ પ્રમાણે દરેક વિષય તરફ વૃત્તિ રાખી તે પ્રમાણે પ્રયાસ કરવાથી મનુષ્ય તેમાં વિજય મેળવી શકે છે.

અન્યની સલાહ કે શિક્ષણે અનેક વખત આપણને નિષ્ફળતા અપાવેલ છે. જેમ દુનિયામાં કોઇપણ પુરૂષની મુખાકૃતિ સરખી હોતી નથી. તેમ તેમના અનુભવ પણ વિધવિધ પ્રકારના હોય છે. અને તેથીજ मुण्डे मुण्डे मति र्भिन्ना એ સત્ય ગણાય છે.

એક અકસીર દવા અમુક રોગ ઉપર અમુક પુરૂષને લાગુ પડે પરંતુ તેજ દવા બીજા પુરૂષને તે રોગ ઉપર નુકશાન કરશે.

હિંદમાં કન્યાને ૧૩ વર્ષ પહેલાં પરણાવી દેવામાં પુન્ય સમજાય છે, ત્યારે યૂરોપ અમેરિકામાં ૧૬–૧૭ વર્ષથી નાની બાળકીઓ પરણે તો તે રાષ્ટ્રને નિર્બળ કરવા તુલ્ય માને છે.

હિંદમાં ગ્રંથકર્તા જો પોતાના પુસ્તકમાં પ્રાચીન મંત્રો તથા શ્લોકો ટાંકી પોતાનું કથન સાબીત કરેછે તો તેનું પુસ્તક લોકપ્રિય થાય છે, અને પાશ્ચાત્ય પ્રજામાં જો લેખક હાલના શાસ્ત્રવેત્તા અથવા વિદ્વાન પુરૂષોના શબ્દોનો ઉતારો આપે છે તો તે પુસ્તક વિશેષ પ્રમાણભૂત ગણાય છે.

એક દેશમાં પિત્રાઈ ભાઈ બેન પરણી શકે, અને તેવુંજ કાર્ય બીજા દેશામાં મહાન પાપ ગણાય એક દેશમાં પુરૂષ ઘણી સ્ત્રીઓ પરણી શકે, પરંતુ તેવીજ રીતનું વર્તન અન્ય દેશમાં અનીતિ ગણાય.

આ ઉપરથી આપણે જોયું કે એક દેશની પ્રજા, બીજા દેશની પ્રજાથી વિચારમાં કેટલી જુદી પડે છે અને તેમના વર્તનમાં કેટલો તફાવત રહેછે. આ સિદ્ધાંત ક્ષુદ્ર તેમજ મહાન બાબતને લાગુ પડે છે. એકજ વિષય ઉપર વ્યક્તિ વ્યક્તિના જુદા મત પડે છે તે આપણે અનુભવથી જાણીએ છીએ. કઇ વસ્તુ વધારે માનનીય છે કે અનુકરણીય છે તે આપણે અન્યના વિચાર ઉપરથી જાણી શકીએજ નહિં. અમુક મનુષ્યે કહ્યું અગર અમુક પુસ્તકમાં લખેલ છે માટે તે બાબત આપણે માન્ય કરવી જોઇએ તેવી શ્રદ્ધાને તમારા હૃદયમાંથી કાઢી નાખો તમારા પોતાના અનુભવથી ઘડાયેલ વિચારો બદલના પહેલાં તમે જુઓ કે ભૂલ તો નથી થતી ? અન્યના પગલામાં પગ મુકતા પહેલાં તપાસો કે તે રસ્તો તમને કઇ દિશા તરફ લઇ જાય છે? બહારના વિચારો નો અંગીકાર કરો ત્યાર પહેલાં નિર્ણય કરો કે તે વિચારો ઉન્નતિની દિશા સૂચવે છે કે અવનતિની ?

આ સિદ્ધાંતને દષ્ટિ સામે ન રાખતા, તમે જ્યાં સુધી અન્યની પ્રેરણા પ્રમાણે ચાલ્યા કરશો, ત્યાં સુધી તમારા અનેક ઉચ્ચ વિચારો હવાઈ કીલ્લા ગણાઈ પરપોટા માફક ફુટી જશે.

જ્યાં સુધી તમે તમારા પોતાના પગ ઉપર ઉભા રહેતા નહિં શીખો, અને બીજાની મદદની આશા જ્યાં સુધી તમે ત્યજી નહિં દો, ત્યાં સુધી તમારૂં આરંભેલ કાર્ય મન-

માનવું નહિં થાય. તમારા પોતા ઉપરજ શ્રદ્ધા રાખતાં શીખો તમારી શક્તિ અને સાધન પ્રમાણે, તમે આરંભેલ કાર્યના અંત સુધી વળગ્યા રહો, અને પરિણામે એ ' નિઃસંશય છે કે "હીંમતે મરદા તો મદદે ખુદા" એ ઉક્તિ તમારા જીવનમાં લાગુ પડશે. જો મનુષ્ય પુરા ખંતથી કોઇ કાર્યે હાથ ધરે તો, અણીને વખતે, તેને મદદ મળી તે કાર્ય પરિપૂર્ણ થાય છે. " આ કાર્ય હું કરીશ અને તે નહિં કરી શકું " એ માનવું ભૂલભરેલ છે. ઇતિહાસ આપણને સૂચવે છે કે દુનિયામાં જે જે મહાન પુરૂષો થઇ ગયા છે, તે સર્વે બચપણથીજ બુદ્ધિમાન કે ચાલાક નૈ હતા, તેમજ તે સર્વે કાંઇ જન્મથીજ સાનુકૂળ સ્થિતિના ન હતા, પરંતુ જેમ જેમ તેમને પોતાની નિર્બળતા જણાતી ગઈ તેમ તેમ તે ખાડો પુરવા તેમણે પ્રયાસ કર્યો અને આપણે જોયું કે તેઓ જગતમાં કેવા દીપી નીકળ્યા.

વારૂ, જ્યારે આપણે ઇશ્વરને નિષ્પક્ષપાત ગણીએ છીએ, ત્યારે અમુક પુરૂષને વિશેષ બુદ્ધિ અગર શક્તિ આપે અને તમને થોડી આપે, તે કેમ માની શકાય ? જે કાર્યદક્ષતા નેપોલીયન, જ્યોર્જ વોશિંગ્ટન કે શિવાજીએ બતાવી, તેવી કાર્યદક્ષતા જો તમે ઇચ્છો તો શું ન બતાવી શકો ? જે વિદ્વતાથી શેકસપીયર, મીલ્ટન, વર્ડ્ઝવર્થ, કાલિદાસ, એમર્સન કે રૈસ્કીએ જગતને દિગ્મૂઢ બનાવ્યું, તેવી વિદ્વતા પ્રાપ્ત કરી તમારા દેશનું શ્રેય કરવું હોય તો શું તે અશક્ય છે ? થેરો, વ્હિટમેન, માર્ટિન લ્યુથર, નરસિંહ મહેતા, રામતીર્થ કે રામકૃષ્ણ માફક સ્વદેશ પ્રેમમાં રસબોળ થઇ જીવન મુક્ત દશામાં વિચરવું હોય અને તેમની પેઠે શહેરોમાં તેમજ જંગલોમાં ઇશ્વર ગાનની મધુર લ્હેરીઓ પ્રસારવા ઇચ્છતા હો તો શું તમે તે કાર્યને તમારી શક્તિ બહાર સમજો છો ? તમારી તથા તમારા દેશની સેવા કરવા જો તમે ઇચ્છતા હો તો બેન્જામીન ફ્રેંકલીન, જેમ્સ વોટ, એડિસન, માર્કોની કે ડા. બોઝના જેવી વ્યક્તિ અનેકધા તમે ઉત્પન્ન નથી કરી શકતા ! દરેક વસ્તુ શક્ય છે. અમુક કાર્ય એક મનુષ્યથી થયું તો તમે પણ મનુષ્ય છો, અને તમારાથી તે થઇ શકેજ, તમારી શક્તિ બહાર કોઇ પણ વસ્તુ નથી, કદાચ તમારી ઇચ્છા બહાર હશે. અમુક કાર્ય પરિપૂર્ણ કરવા તમે હૃદયથી ઇચ્છતા નહિં હોતો, તમારી સાનુકુળ સ્થિતિ અને સાધન છતાં પણ તેમાં વિજય પ્રાપ્ત નહિંજ થાય. હાથ ધરેલ કાર્યમાં તન મન અર્પી આરબ્ધ સ્યાન્તગમનમ્ એ સિદ્ધાંતને નજર સામે રાખવો એજ વિજયની ચાવી છે.

તમારા મગજને અનેક વિચારોના ફટાથી ગુંચવી નહિં નાખો. તમોને યોગ્ય લાગતી બાબતમાં દૃઢ નિશ્ચય કરી " યા હોમ કરો, ફતેહ છે આગે. " એક વિષયને અગર એકજ બાબતને પકડી રાખનાર પુરૂષ કાંઈ પણ કરી શકયો છે. રબ્બરના દડાની પેઠે અસ્થિર રહેનારથી મહાન કાર્ય થઇ શકયું નથી, જેમ જુદા જુદા ધંધા જાણનાર મનુષ્ય એકપણ ધંધો પૂર્ણરીતે જાણી શકતો નથી, તેમ જુદા જુદા લેખકોના પુસ્તકો વાંચનાર પોતાનું ચિત્ત સ્થિર રાખી શકતો નથી, અને જ્યાંસુધી આ સાચું કે તે સાચું એવા એવા વિચારો આવ્યા કરે ત્યાંસુધી મન કોઇપણ બાબત હાથ ધરવા પ્રયત્ન નહિં કરે.

મનુષ્યોએ અનેક પુસ્તકો વાંચ્યા હશે, લેખકના કથનો સત્ય અને અનુકરણીય જણાયા હશે, પરંતુ તેમાંથી એકપણ અંશને જીવનમાં ઉતારવા પ્રયત્ન કરતો નથી. જુદી જુદી વ્યક્તિ તરફથી સાંભળવામાં આવતા અગર વાંચવામાં આવતા સિદ્ધાંતથી રસબસ થઇ મનને જ્યાંસુધી તેમાં પરોવવામાં ન આવે ત્યાંસુધી ચિત્તની ખરી શાંતિ પ્રાપ્ત થઇ ન શકે.

દરેક મનુષ્ય સુખને માટેજ પ્રયત્ન કરે છે, જંતુથી લઇ મહાન પુરૂષ સુધી જે કોઈ પ્રવૃત્તિ કરે છે તે સર્વે પોતાના સુખ માટેજ ઇચ્છે છે. આ દુનિયામાં તેના સારા કે ખરાબ કામનો ઉદ્દેશ પોતાની ઇચ્છાની તૃપ્તિ છે. પરંતુ ઇચ્છિત સુખને મેળવતાં તે તેમાં છેતરાતો જણાય છે. જગતની કોઈ પણ વસ્તુ અગર ગમે તેવી ઉત્તમ સ્થિતિની પ્રાપ્તિ, એ સુખનું નિશાન નથી, તેમજ ગરીબાઇ એ દુઃખનો ભંડાર નથી. સુખ દુઃખનો આધાર મનની સ્થિતિ ઉપર હોય છે એક વસ્તુ અમુક વખતે સુખ કર્તા જણાશે, અને તેજ વસ્તુ અન્ય પ્રસગે પ્રાપ્ત થતાં કંટાળો આવશે. મનુષ્યનું મન કોઇપણ વસ્તુમાં સ્થાઈ સુખ જોઈ નહિ શકે. ઉત્તમ વસ્તુના સહવાસમાં લાંબો વખત રહેવાથી તેના તરફ ગમે તેટલો તીવ્ર મોહ હોય છતાં તે દિવસે દિવસે ક્ષીણ થઇ જાય છે. અને જેવો આનંદ તે વસ્તુની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરતી વખતે હોય છે, તેટલો આનંદ તે વસ્તુ પ્રાપ્ત થયા પછી રહેતો નથી. " ડુંગરા દૂરથી રળીયામણા " ડુંગર નજીક જાઓ તો તે પત્થરજ જણાશે, જ્યાંસુધી તમારૂં મન અમુક કાર્યમાં મસ્ગુલ રહેશે અને જ્યાંસુધી ભવિષ્યમાં મળનાર વસ્તુ તમારી માનસિક સૃષ્ટિમાં ઉત્પન્ન થતી જણાશે, ત્યાંસુધી તમારૂં મન આનંદમાં રહેશે. આશા એ આપણા જીવતનું અમૃતાંજન છે. તમારૂં મન જો ભવિષ્ય માટે ઉચ્ચ આશા રાખશે તોજ કાંઇપણ કાર્ય તમે કરી શકશો. આપણું ભવિષ્ય આપણા મનની સ્થિતિ ઉપર બંધાય છે અને આપણા વિચારોને જેવી રીતે આપણે ઘડીએ તેવી રીતે સુખ અગર દુઃખ આપણને પ્રાપ્ત થાય છે. અમુક વસ્તુમાં સુખ અગર દુઃખ માનો તે તમારી ઇચ્છાનુસાર છે. ગમે તે બાબતનું સારૂં કે નઠારૂં સ્વરૂપ બાંધવું તે તમારી મરજી ઉપર છે. સારા થવું કે ખરાબ થવું તે તમારા પોતા ઉપર આધાર રાખે છે, તમે કયું પસંદ કરશો ? તમે સત્ય અને અસત્ય બન્ને ઓળખી શકોછો, શેને ઉત્તેજન આપશો અને શેને ત્યજી દેશો ? તમારા વિચારો અને ક્રિયાઓના સ્રષ્ટા તમેછો, તમારા માનસિક વાતાવરણના રચનાર તમેછો, તો તમે શું કરશો ? સત્યના ઉપર બંધારણ બાંધશો કે અસત્યને ઉત્તેજન આપશો ?

પોતાના જીવન વ્યવહારને વહન કરવાનું કાર્ય દરેક મનુષ્યને અંગે રહેલ છે. પોતાની સ્થિતિ અને સાધન કેવા છે તેનો વિચાર કરી દરેક મનુષ્યે પોતાના પગ ઉપરજ ઉભા રહેતાં શીખવું જોઇએ. " પારકી આશ સદા નિરાશ " એ કથન આપણને અનેક વખત સત્ય જણાયું છે, છતાં એવા સંસ્કારોમાં આપણે ઉછરેલા છીએ કે સ્વાશ્રય શું તે હજુ સુધી આપણે સમજી શકયા નથી, અને દરેક વખતે અન્યની મદદ ઉપરજ આપણે ભવિષ્યની ગણત્રી કરેલ છે જેવી રીતે દરેક વ્યક્તિના અંગત દુઃખ અને સ્વતંત્રતા અલગ છે તેવીજ રીતે તેની જવાબદારી તથા તેના કર્તવ્યો પણ તેને સિર ચોટેલ છે, અને જીવન શકટને વિજયપુરઃસર વહન કરવું હોય તો આ સ્વાભાવિક કર્તવ્યોને હૃદયથી સ્વીકારી પૂર્ણ કરવા બાળક બીજા ઉપર ટેકો રાખી ચાલનું રહેશે તો તે કદીપણ ચાલતા શીખી શકશે. નહિં તેને પોતાના પગ ઉપરજ ઉભા રહેવા દો અને પડી જાય તો ફરીને તેનો તે પ્રયત્ન કરતાં શીખવવું જોઇએ. તેવીજ રીતે મનુષ્યને પણ લાંબો વખત સુધી મદદ આપવાથી, તેનામાં નિર્બળતાજ ઉત્પન્ન થાય છે. આત્મશ્રદ્ધા દિવસે દિવસે ઘટતી જાય છે અને હાથ ધરેલ દરેક કાર્યમાં બીજાની મદદની અપેક્ષા રાખે છે. આ કારણે એ અ-

નેકના જીવન નિરસ કરી નાખ્યા છે. જે દેશમાં યોગ્યરીતે 'મદદ' આપવામાં નથી આવતી અને પાત્રાપાત્રના વિવેક વગર અજીર્ણથી પીડાતા માણસને મિષ્ઠાન મળે છે અને ભૂખ્યાને ભોજન પણ મળતું નથી, અને જ્યાં ૬૮ લાખ માણસો વ્યવહારના એક પણ કાર્યમાં નં-યોજાતાં, ગરીબ, તવંગર કે સાધારણ પુરૂષો ઉપર નિરર્થક બોજારૂપ પડે છે, તે દેશની સ્થિતિ દરિદ્ર હોય તે નિઃસંશય છે. આવા ભિક્ષુકોને ખવરાવવામાંજ હિંદ ૧૦ કરોડ રૂપિયા વાર્ષિક ખર્ચે છે અને પરિણામે દારિદ્ર અને પરાધિનતા બન્ને બાજુએ સેવવા પડે છે. ખરેખર, હિંદરૂપી સરોવર ઉપર આવી લીલ બાઝી ગયેલ છે. અને જ્યાંસુધી સત્ય કેળવણી રૂપી પવન વાશે નહિં અને આવા દાનની નિરર્થકતા દષ્ટિ સામે જ્યાંસુધી ખડી નહિં થાય, ત્યાંસુધી હિંદ અન્યદેશની કક્ષાએ મુકાવા યોગ્ય નહિં થાય.

હિંદનો જેટલો પૈસો આવા ખર્ચ પાછળ જાય છે તે સર્વનો ઉપયોગ જો હુન્નર ઉદ્યોગ માટે થતો હોય અથવા પોતાના કુટુંબમાં વિદ્યાદાન પાછળ વપરાતો હોય તો જે જે શોચનીય દશ્યો આપણી આસપાસ આપણે અનુભવીએ છીએ તે થોડે ઘણે અંશે દૂર થાય, અને સોથી માંડી મોટા સંચા કામ સુધી જેમ આપણે પરદેશ ઉપર આધાર રાખવો પડે છે. તેમ કરવું ન પડે. જે ચીલામાં આપણે ચાલ્યા આવીએ છીએ તે જો પરિણામે આપણને બાધક હોય તો તેમાં સુધારો થવોજ જોઇએ. દરેક મનુષ્યને તેના ગુણ માટેજ માન મળે છે. તેમ દરેક પ્રથા અગર રીવાજ, રીવાજ, તેના અંગે રહેલાં ફાયદાને લીધેજ અનુકરણીય ગણાય છે પરંતુ જો તે ફાયદા તેમાં ન હોય અને ઉલટું નુકશાન થતુ હોય તો તેવી પ્રથા અગર માન્યતાને કાઢી નાખવા પ્રયત્ન કરવોજ જોઇએ. વિશ્વમાં દરેક વસ્તુ બદલાયા કરે છે તો આપણે આપણી સ્થિતિમાં સંતોષ માની સ્થાયી બેસી રહેવું એ કુદરતના કાયદાનો ભંગ ગણાય આપણી ગતિ કઈ દિશા તરફ વાળવી એજ આપણે જોવાનું છે કારણ એકજ સ્થિતિમાં આપણે રહી શકતા નથી. ઉચે ગગનમાં વિહાર કરવો કે નીચે પાતાળમાં સબડયા કરવું તે આપણા હાથમાં છે તમે જેવા થવા ઇચ્છશો તેવા થઈ શકશો. જો તમે તમારી જાતને પશુથી હલકી ગણશો તો દુનિયા પણ તમને તેવા ગણશે, જો તમે તમારા પોતા માટે ઉચ્ચ વિચાર ધરાવશો તો જગત પણ તમારી તરફ માનની નજરે જોશે.

---

# પ્રેમ અને પ્રાયશ્ચિત.

## (૧)

રાત્રિનો સમય હતો લગભગ ત્રણ વાગ્યા હતા. સૃષ્ટિમાં સર્વ જીવો આનંદથી નિંદ્રા લેતા હતા. શાન્તિનું સામ્રાજ્ય સર્વ સ્થળે પ્રસરાઇ રહ્યું છે. નિંદ્રાદેવીએ પોતાનો અમલ સર્વજીવોપર સંપૂર્ણ રીતે બેસાડયો છે. આ સમયે સર્વ જીવો ચિન્તામુક્ત થઇ આરામ લે છે. વૃક્ષોના હાલવાથી કોઇ વખતે શાન્તિનો ભંગ થતો હતો. ચંદ્ર પૂર્ણકળાથી પ્રકાશી રહ્યો છે-સર્વને આનંદ આપી રહ્યો છે-સર્વને પોતાની અમૃતભરેલી દષ્ટિથી સુખી

ફરી રહ્યો છે. ચંદ્રપુર નામે એક ન્હાનું ગામ છે. આસપાસ જંગલ આવી રહ્યું છે. જંગલમાંના વૃક્ષોપર ચંદ્રનાકિરણ પડતા અલૌકિક દેખાવ થઇ રહ્યો છે.

મધુર કોમળ ચાંદની શી ખીલે
તરૂવરો સૌ અમૃતને ઝીલે (મ-બ-હોરા.)

આ પ્રમાણે દેખાવ થઇ રહ્યો છે એક નાના ગૃહમાં પાછલા ખંડમાં અરાઢ વર્ષનો એક યુવક આમ તેમ ફરે છે.

" હા ઇશ્વર, મ્હારાપર કેટલી આપત્તિઓ ! પાપી "કૃષ્ણજીવન" ના કેદખાનામાંથી છુટયાને ચાર કલાક થયા નથી તેટલામાં તો શું થઇ ગયું ? અરે જો પેલા દૈત્યને દયા ન આવી હતે તો હું ક્યારનો કારાગ્રહમાં પુરાયો હોત. પિતાજી ! બે વરસનો મુકી ત્હમે સ્વર્ગમાં ગયા, અને ત્હમારા પ્રિયતમ પુત્રને અહીઆ દુ:ખના સમુદ્રમાં મુકી ગયા. હવે મ્હારૂં શું થશે ! જો રજા માગું છું તો વ્હાલી મનોરમા કદી પણ રજા ન આપે. ત્યારે નારીએ પડી મ્હારો જીવ બચાવ્યું."

" અરે—ના"

" જેણે મ્હારે માટે આટલું વેઠયું–મને કારાગ્રહમાંથી મુક્ત કીધો–તે મારી સુકુમાર મનોરમાને કેમ છેડાય. "

" મનોરમા ! વ્હાલી મનોરમા ! પ્રિયતમે ! હવે ત્હારા આ દુ:ખી આશકનું નામ ત્હારા પવિત્ર હૃદયમાં કાઢી નાંખજે. પ્રિયતમે ! જાઉંછું. ત્હારો પ્રેમ ત્હને મ્હને રજા આપતા અટકાવશે. જાઉંછું વ્હાલી !

"પ્રિયે આપણાં હૃદય એક છે–એકરીતે આપણું આત્મલગ્ન તો થયું છે. માત્ર દેહ લગ્ન બાકી છે. પ્રિયે ! શું ઇશ્વરઇચ્છા એવી હશે કે આપણું દેહલગ્ન થવું જોઇએ.

"સ્વામી કૃષ્ણ–ચંદ્રજી ! આપના વચન અક્ષરે અક્ષર સત્ય છે. જો આપનું કહેવું માન્યું હોત તો આ વખત ન આવતે.

મનોરમા આપણે ત્રણ દિવસપર કેવાં સુખી હતાં. ત્હેં મને પુછ્યું.

"પ્રિયતમ કુમાર આપ મને હવે સુખી કરશો !"

મ્હેં કહ્યું "જેનું હૃદય શાન્ત નથી–જે જાતે સુખી નથી તે પ્રિયતમે ! બીજાને કેમ સુખી કરી શકે.

ત્હેં પુછ્યું " પ્રિયતમ ! આપને શું દુ:ખ છે " ત્યારે તો મ્હેંવાત છુપાવી.

જ્યારે સ્વામી એ કહ્યું.

" વત્સકુમાર તું આ સંસારમાં સુખી થઇ શકશે નહીં—માટે તું સંન્યાસ ગ્રહણ કર–અને સ્વર્ગના અલૌકિક સુખનો ભોક્તાથા. "

વ્હાલી ! તેજ વખતે મારા હૃદયમાંથી મ્હને જવાબ મળ્યો.

" જ્યાંસુધી આ અંતરમાં મનોરમાની મૂર્તિ કોતરાયલી છે ત્યાંસુધીહું કદાપિસંન્યાસ ગ્રહણ કરીશ નહીં. મ્હારી મનોરમા માટે સ્વર્ગના અનુપમ અને અલૌકિક સુખોનો પણ ભોગ આપવા હું તૈયાર છુ "

" વ્હાલી પ્રણામ " યુવકે દાદર તરફ જવા માંડયું.

* * * * *

તેજ ખંડમાં એક શૈયા પાથરેલો છે. તેનાપર એક ષોડશવર્ષિ યુવતિ નિંદ્રાધીન થઇ છે. પોશાક સાદો હોવા છતાં તેના અત્યંત લાવણ્યને લીધે શોભતો હતો. જેવો યુવક દાદર ઉતરવા જાય છે તેવીજ પેલી યુવતિ નિંદ્રાવસ્થામાંજ બોલી ઉઠી.

" ના, પ્રિયતમ, ના જશો. દાસીને ના તરછોડશો ".

યુવક પાછો વળ્યો.

" વ્હાલી શું હું ન જાઉં ? શત્રુઓ પાછળ પડેલા છે. આ સૃષ્ટિમાં કદાચ આપનું લગ્ન નહીં થાય તોપણ સ્વર્ગમાં આપણે નક્કી એક થઈશુંજ. "

" વ્હાલી ! પ્રેમનો પંથ મહા વિકટ છે. પ્રેમના માર્ગમાં આગળ વધતા પ્રણયીઓ ને હંમેશા વિઘ્નો નડે છે "

આ પ્રેમ સંસારીતણો તુંજ તેજ જેવો છે નહી,
એ અમૃતે શું ઝેરના બિન્દુ ભર્યા વિધિએ નથી

—કલાપી—

યુવક દાદર ઉતર્યો પાછો અન્તરમાં વિચાર સ્ફુર્યો.

" પાપી કુમાર ! આ શું બાજખી છે ! તું બહુઘાતકી છે. જેણે નથી દરકાર કરી લક્ષ્મિની-કે ભવિષ્યના સુખની-અને આ વિશ્વની દરકાર નહીં કરતા જે વળગી છે ત્હને !

" ત્હારી થઈ છે-ત્હને વળગી છે-ત્હેને તજવી તે પણ વિના વાંકે.

એ મહાપાપ છે-મોટું પાપ છે-અને નિર્દોષને દુભાવવું એ મહા પાપછે. અને એ મહાપાપનું પ્રાયશ્ચિત પણ મહા ભયંકર છે. "

યુવક પાછો ગૃહમાં આવ્યો

યુવતિ પાછી નિદ્રાવસ્થામાં બબડી " કુમાર આપ મારા ઈશ્વર છો "

વ્હાલી ! હું ! પણ ત્હને મ્હારી હૃદયેશ્વરી જ ગણુંછું.

પ્રિયતમે !

" સંકટથીજ પ્રેમની પ્રતિતી થાય છે. સંકટથી ડરતી નહી "

અખંડ સુખના ભોગી થવાને દુઃખી મહાસાગર ઓળંગવો પડે છે.

વ્હાલી ! હવે સચ્ચિદાનંદનું સ્મરણ કર,

" વ્હાલી "

હવે તો આ પૃથ્વીમાંથી જુદા પડી સ્વર્ગમાં × ×

" આપણે નિયંતા પ્રભુને સ્મરી—તેની પ્રાર્થના કરી-તેની કૃપા સંપાદન કરી-વ્હાલી મનોરમા પ્રભુના નામરૂપ નૌકાથી-ભલે એક બીજાથી દૂર રહી અંતરમાં એકબીજાની મૂર્તિ રાખી-પૂર્ણપ્રેમથી પૂંજીશું-અને શ્રી પરમાત્માના સ્વર્ગ લોકમાં જઇશું. "

પરમાત્માના ધ્યાનરૂપી ગેબી મદદથી-સંસારના સર્વે પગથીઆ ચઢી-સર્વપર જીત મેળવી-સર્વે વાસનાઓને ત્યાગી પ્રિયતમે ! મ્હારૂં ત્હારૂં છોડી—

— " વ્હાલી મળીશું સ્વર્ગમાં —

(૨)

સુંદરરાય જાગીરદાર લગભગ ૬૦ વર્ષના હતા ત્યારે તેમણે ત્રીજી વખત લગ્ન કરવા નિશ્ચય કર્યો. પહેલી વખતની ઓને જાગીરદારે ઝેર આપી મારી નાખી એવી લોકોમાં

વાત ચાલતી હતી. જાગીરદારને બીજી ઓસાથે ઠીક અનતું હતું. આ બીથી તેમને એક પુત્રી રત્ન પ્રાપ્ત થયું હતું. બાપદાદા મોટી દોલત મુકી ગયલા હોવાથી જાગીરદારને કંઈ સંતાપ નહીં હતો. તે એટલા તો વિદ્વાન હતા કે પોતાની સહીપણ મુજવે હાથે કરી શકતા હતા છતાં તેમણે પોતાની પુત્રી કમળાવતીને કેળવણી આપવા વિચાર કર્યો હતો. અને તેને ગુજરાતી ચાર પાંચ ચોપડીનો અભ્યાસ કરાવ્યો હતો. પણ તેમની બીજી વખત ની પત્નીનો સ્વર્ગવાસ થવાથી અને ત્રીજી વખતના લગ્ન માટે તૈયારી કરવામાં પોતાનો સર્વ સમય ગાળતા હોવાથી પોતાની પુત્રીના અભ્યાસ માટે સ્ત્રી શીક્ષક રાખવાની વાતપણ મુલતવી રાખી.

* * * * *

આજે જાગીરદારનો લગ્ન દિવસ છે. જાગીરદાર ખુબ આનંદમાં ફરે છે.

જાગીરદાર—એ રેવલા

નોકર—હું સાબ

જાગીરદાર—કલફ લઇ આવ.

નોકર—સાબ કલબ મેં જઇ શું કહું.

જાગીરદાર—મૂર્ખ બજારમાંથી કલફ લઇ આવ.

નોકર—સાબ પેર ગઇ એ નોકરી બજારમાં મીયાંભાઇની કલબમાં જવાનું કહો છો શુ, શુ, શુ, માફકરો સાબ બીજા હુકમ કરો શુ, શુ, શુ.

જાગીરદાર ( એક લપડાક લગાવીને ) સાલા કુત્તા સમજતો નથી. જા હીરાને ત્યાંથી લઈ આવ.

નોકર—સાબ હું હીરાને ત્યાં નહીં જાઉં.

એવામાં જાગીરદારના મહેતા આવી ચડયા તેમણે કહ્યું " જાગીરદાર સાહેબ આ સાલો તો પાગલ છે લાવો હું લઇ આવું "

કલફ આવ્યો ઘરડા ડોસા જુવાન જેવા દેખાવાનો પ્રયત્ન કરતા હતા. બીજે દીવસે પ્રાત:કાળમાં લગ્નનું મુહુર્ત હતું. આ રાત્રે એક વિચિત્રબનાવ બન્યો.

સવારે આખી જાનમાં શોધા શોધ થઇ પણ વરરાજાનો પત્તો નહીં મળ્યો.

ચંદુભાઇ—અરે ભાઇ એમના સ્વરૂપથી મોહપામી કોઈ સ્વર્ગમાંની અપ્સરા ઉઠાવી ગઈ હશે.

મગનભાઇ—અરે ભાઇ કહે છે કે એમની આગલી બાયડીઓ ભૂત થઇ છે તે પણ વખતે ઉઠાવી ગઈ હશે.

બે કલાકે જાગીરદાર ગામને પાદરે આવેલા ખેતરમાંથી મળી આવ્યા આ પ્રમાણે જાનમાં વાતો ચાલતી હતી. તેમના આખા મોંપર કાળો કલફ લગાડવામાં આવ્યો હતો. જાનના માણસો તેને ઉંચકી લાવ્યા અને સાવચેત કર્યા.

પછી બધા પૂછવા લાગ્યા કે ત્હમને કોણે ફસાવ્યા !

પણ જાગીરદાર એક શબ્દ પણ બોલ્યા નહીં, થોડીવારે લગ્નમંડપમાં જવા વરઘોડો નીકળ્યો. લગ્ન પણ થઇ ગયાં અને ત્રણ દિવસ રહી જાગીરદાર પાછા સુંદરપુર ગયા.

× × × × × ×

વરસના બુઢ્ઢાને કન્યા આપે એવું કોઇ પણ ન હતું. જોકે જાગીરદાર પૈસાદાર હતા પણ તેમની પત્નીના સ્વર્ગવાસ પછી તેમને ત્યાં કોઈ પણ પોતાની પુત્રી દેવા ર્યું નહીં.

જાગીરદારનો મહેતો હરિદાસ પ્રપંચી તેમજ કંઇ વિચારવંત હતો. મહીને મહીને ના પગાર ઉપરાંત બીજું પણ મારી ખાતો હતો. જ્યારે શેઠે ત્રીજી વખત પરણવા ાર કર્યો ત્યારે હરિદાસ કન્યા શોધી લાવ્યો. કન્યાની ઉમર દશ વર્ષની હતી, અને બાપને તો ગમે તેવો આદમી મ્હોં માગી કીમ્મત આપે તો વેચવાનો ાર હતોજ.

આવા લોભીને જાગીરદાર જેવો માણસ મળે પછી શું બાકી રહે.

વળી કન્યાના બાપને આપવાના દશ હજાર રૂપીઆમાંથી કન્યાના બાપ તરફથી દાસને એક હજાર રૂપીઆ મળવાના હતા. અને પાછો જાગીરદાર તરફનો સરપાવ જુદો.

લગ્ન કરીને ઘેર આવ્યા પછી ત્રણ ચાર દિવસ સુધી જાગીરદાર રડતા હતા—બહુ ાપ કરતા હતા, ઉંડા નિશ્વાસ મુક્તા હતા.

પોતાની પુત્રી કમળાવતીને કહેતા.

વ્હાલી દીકરી હવે મને લાગે છે કે મ્હારા દિવસ ભરાઈ ચુકયા છે માટે તું રહા-કાકી પાસે રહેજે.

જાગીરદારના લગ્નને પંદર દિવસ વીત્યા પછી જાગીરદાર એકાએક મૃત્યુ પામ્યા. ગીરદારના એક સગાએ તેમની મીલકતનો કબજો લીધો. અને કમળાવતીનું શું થયું તે ત પણ અંધારામાં રહી ગઈ. ઘણા લોકો કહેતા કે તે બિચારી બાપના વિયોગે નદી, કુવામાં પડી મરી ગઈ. અપૂર્ણ.

બાળમુકુંદ ગીરધરલાલ મોદી.

---

# आत्म दर्शननी नूतन प्रक्रिया.

( વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૯૨ થી )

પ્રત્યક્ષવાદી—આ પ્રમાણે જે જે હું જોઉં છું. તે વ્યવહારમાં જેને જગત્ કહું છું નથી પણ મારૂં આત્મતત્વ જે એકલુંજ મારૂં સ્વત્વ છે તેનેજ જોઉં છું. પણ તે તો ટલી બધી મહેનત કરૂં છું ત્યારેજ સમજાય છે તેથી તે પ્રકારનું સમજવું મને કુદ-ી હોય તેવું લાગતું નથી. જે જગતરૂપે જોઇને સમજાય છે તે કેવું ઝટ સરળતાથી મજાય છે ! તે સમજવાથી તેનો ઝટ કેવો ઉપયોગ થાય છે ! આ આપનેજ દાખ ા લાગી કે તુરતજ આ કુજામાં જળ છે તેને દેખીને કુજાને કુજારૂપે જોયો, જળને ળરૂપે જોયું, પ્યાલાને પ્યાલા રૂપે જોયો, હાથ તથા મુખને હાથ તથા મુખરૂપે જોયા તૃષાની વ્યાકુળતા મટી અને આ તત્વજ્ઞાનની વાર્તા આપણી આગળ ચાલી.

જે કુદરતી છે તેજ વાસ્તવ સત્ય હોવું જોઇએ. ને તે સરળજ હોય છે,

જેમાં ક્લિષ્ટતા તથા મહેનત હોય છે તેમાં કેટલી કુદરતમાં ન હોય તેવી રચનાના થીંગડાં મારવા પડે છે. તેથી તે બનાવટી અને અસત્ય હોય એમ સહજ વિચારકને શું નથી જણાતું ?

તત્વવેત્તા–ઉપરથી તું કહે છે તેવું દેખાય છે. મારેજ આત્મદર્શનમાં અભ્યાસ તથા વૈરાગ્યની આવશ્યક્તા છે. રેલ્વે સ્ટેશન ઉપર આપણે ગયા હતા ત્યારે ડબ્બાઓની આગળથી એનજીનને છુટું કર્યા પછી પણ તે ડબ્બાઓ થોડા સમય સુધી પોતાની ગતિને ચાલુ રાખીને એ દિશામાં ચાલ્યા જતા હતા. એ તો તને યાદ હોવુંજ જોઇએ એ ડબ્બાઓનો કુદરતી ગુણ તો જમીનની સાથે અટકીને પડી રહેવું એવોજ છે. એનજીન ધક્કો મારે એટલા બધા બળને પરિશ્રમ કરી ખડું કરીએ ત્યારેજ તે ડબ્બો ખસે છે. એ કુદરતી છે છતાં એનજીનના ધક્કારૂપ સંસ્કારો પૂર્વની ક્ષણોમાં પ્રાપ્ત થએલા હોવાથી એનજીન વિખુટું થયાં છતાં પણ તે ડબ્બાઓને તેજ ક્ષણે હું કે તું સામો ધક્કો મારીને ઉભા રાખવા જઇએ તો પણ ડબ્બા ઉભા નહિ રહે પણ ઉલટા આપણને ચગદી નાંખે એવું બનશે. આનું કારણ એકજ છે. કે અમુક ક્ષણો સુધી તે ડબ્બાઓએ તે એનજીનના ધક્કાની ગતિનો ઉપયોગ કરવાનો અભ્યાસ કર્યો અને તે અભ્યાસ કરવાના સમયે ન ખસવાના સ્વભાવ પ્રતિ વિરાગ રાખી ગતિમાંજ વિશેષ રાગ રાખ્યો હતો. આટલા ટુંકા અભ્યાસ તથા વૈરાગ્યથી આગગાડીના જડ ડબ્બાઓમાં આવું પરિણામ દેખાય છે. તો અનંતકાળથી જેને જગત્ છે એવું માનીને જગત્રૂપે જોઇએ છીએ તે પ્રકારનો આપણો દીર્ઘ અભ્યાસ તથા જે દેખીએ છીએ તે આત્મતત્વપ્રતિ વિરાગ અને તે જગત્ નથી છતાં છે માનીને તે પ્રતિમોહ એ આપણા ચૈતન્યમય મનની સ્થિતી છે. તો ઉપર કહેલી ગાડીના ડબ્બાને અટકાવવાને જોઇએ તેનાં કરતાં વખતે વિશેષ પરિશ્રમ પડે તો તેમાં આશ્ચર્ય નથી. એટલાજ કારણસર તેમાં સરળતા નથી અને તે કુદરતી નથી એવા નિશ્ચય ઉપર આવવું એ પણ ઉપર કહ્યું છે તેવા ધક્કાનું પરિણામ છે. છતાં તારા કહેવામાં યથાર્થ સત્યનો અંશ છે, તે ધક્કામાં મચડાઇને વિરૂપ થઇ ગયો છે જે કુદરતી છે તે અનુકૂલતાપૂર્વક અનુભવાય છે. પૂર્વે વિરોધી દિશાના પરિણામોની પ્રતીતિ કરાવનાર સંસ્કારોના પ્રમાણમાં જે પ્રતિકૂલતાઓ પ્રતીત થાય તેમાં તે અનુકૂલતાનું જમા ખર્ચ એક પ્રકારે થાય છે. તેથી એ અનુકૂલતા અનુકૂલતારૂપે પ્રતીત ન થાય તો પ્રતિકૂલતાની ન્યૂનતારૂપે તેને તેનો અનુભવ કરાય છે. જગતને જગતરૂપે દેખવાથી જેટલે અંશે પ્રતિકૂલતાનુ ભાન થાય છે. તે અંશથી છુટીને કેવલ અખંડિત સુખનું ભાન કરવાના અમોઘ ઉપાય રૂપ આત્મદર્શન છે. તે વાર્તાનો અનુભવ હવે તને થશે ત્યારેજ ખરો સ્વાદ આત્મદર્શનનો પડશે. પ્રતિકૂલતાનું ઉપશમનને અનુકૂલતાની વૃદ્ધિ એ એકજ કસોટી આત્મદર્શન વાસ્તવ થયું છે કે નહિ તેના પુરાવારૂપ છે. અખંડિત પ્રસન્નતા મુખઉપર થતાં દૈવી નૂર અણુએ અણુએ ઝળકી નીકળે છે ત્યારેજ વાસ્તવ આત્મ દર્શન થયું એમ સમજાય છે.

પ્રત્યક્ષવાદી—અભ્યાસને વૈરાગ્ય શિખવાની તથા આચારમાં મૂકવાની કડાકુટ બાકી બાકી રહી.

તત્વવેત્તા:—બાકી રહી નથી ને તે કડાકુટ નથી. અભ્યાસ અને વૈરાગ્યનો તમે દરરોજ

ઉપયોગ કરો છો. તમારા ઘરમાંથી તમે તમારા કપડાં પહેરીને અત્ર આવ્યા તે વખતે તમારી પેટીઓમાં અને ટ્રંકોમાં ઘણાં કપડાં હતાં તે ઘણાં સુંદર હતા, એમાંથી ફેંકી દેવા જેવાં તમે કોઇને પણ ગણ્યા નથી. છતાં તમે તેમાંથી અમુકજ કપડાં પહેરી લીધાં છે. એક એ કૃત્તિ તે વખતે અન્ય બધાજ કપડાં પ્રતિના તમારા વૈરાગ્યનો અનુભવ છે. તમે તમારે ઘેરથી અત્ર આવ્યા તેમાં રસ્તામાં મોટા મોટા સુંદર માર્ગો હવેલીઓ મોહક અનેક પદાર્થો તથા પ્રાણીઓ પક્ષીઓ વગેરેની ખોટ નહોતી, તે બધાનોજ અનાયાસે ત્યાગ કરીને આ સ્થાને આવવું એ પણ વિરાગના અનુભવનીજ કૃતિ છે. **વ્યવહારની કહેવાતી એક પણ ક્રિયા તમારી એવી નથી કે જેમાં તમે વૈરાગ્ય તથા અભ્યાસના સ્વરૂપોને આચારમાં મૂકતા ન હો.** તેને આચારમાં મૂકયા વિના કાંઇપણ કાર્ય બનતુંજ નથી. છતાં જેટલા ભાનથી દ્રઢતાપૂર્વક તેમ કરાય છે તેટલે અંશે તે કાર્યની ઉચ્ચતા સિદ્ધ થાય છે. આત્મતત્વ સુખકર છે તેથી આપણે તો સુખરૂપ છીએ તેથી અન્યની અપેક્ષાથી તે ઉપર પ્રેમ જે અત્યંત હોવો જોઇએ તેની કળાને ખીલાવવામાં જે પ્રમાદ તે અજ્ઞાન તેજ માત્ર મુશ્કેલીઓને ઉભી કરાવી આપે છે.

પ્રત્યક્ષવાદી—ત્યારે તો હવે જગતનું જે અન્ય અંગ ( " નામ " એ પ્રકારનું છે. ને તેથી તે શ્રવણનો વિષય છે. તે દ્વારા આત્મતત્વને કેવી રીતે સાંભળવું એ પ્રત્યક્ષ શ્રવણનું સ્વરૂપ સમજાવો.

તત્વવેત્તા—આત્મતત્વને પ્રત્યક્ષ જોવું કેવી રીતે એ સમજાયું એટલે માર્ગની કુંચી ઉઘડી ગઇ. તેથી આ સમજવું હવે કઠીણ નહિ પડે. તેમજ સમય પણ બહુજ થોડો લાગશે જો કહે પેલું શું સંભળાય છે !

પ્રત્યક્ષવાદી—એતો આગગાડી ઉપડી તેની સીસોટી થઇ ને સ્ટેશન ઉપર ઘંટનો નાદ થયો તે સંભળાય છે.

તત્વવેત્તા—જરા વિચાર કર તું ( physics ) વિજ્ઞાનશાસ્ત્ર શિખ્યો છે. અવાજના-મનો વ્યતિકર તેમાં તું શિખ્યો છે. તે યાદ કરીને મને કહે.

પ્રત્યક્ષવાદી—એ તો ઘંટ તથા એનજીનના ધાતુમય પદાર્થની સપાટી ઉપર આઘાત થયો. તેથી તે ધાતુમય પદાર્થોના રજકણોમાં ક્ષોભ થયો. તે ક્ષોભ તેની આસપાસ જે હવા કુદરતે ભરી રાખી છે તે હવામાં ક્ષોભ થયો અમે કોલેજમાં જોયું હતું કે એક વાસણમાંથી હવા કાઢી લઇને પછી તેમાં શબ્દને ઉત્પન્ન કરવા માટે આઘાત થાય તેવું કર્યું હતું પણ તે વાસણમાં હવા નહિ જેવી હોવાથી તે પ્રકારનો ક્ષોભ હવામાં થઇ શકયો નહિ તેથી તે આઘાતનો અવાજ સંભળાયો ન હોતો માટે હવામાં ક્ષોભ થયો ને તે ક્ષોભ મોજારૂપે એક પછી એક હવાના ભાગમાં ચાલી આવવો એવો બનાવ બને છે; એક સરોવરમાં સ્થિર પાણી હોય છે. તેમાં કાંકરો નાંખીએ છીએ તે આઘાતથી નાના નાના તરંગો તે સ્થાનેથી ઉપડીને પોતપોતાની પાસે પાસેના પાણીના આસપાસના જથામાં આઘાતને પ્રેરે છે. તેથી તરંગો કિનારા સુધી લગભગ આવતાં દેખાય છે તેજ પ્રમાણે એ વાતાવરણમાં બને છે. છેવટે તે ક્ષોભ આપણા કાનની અંદરના પડદામાં અથડાય છે. તે ક્ષણે તે નાદને સાંભળ્યો એવો અનુભવ થાય છે.

તત્વવેત્તા ત્યારે હવે તો તારા કહેવાથીજ એમ જણાય છે કે જે તેં સાંભળ્યું છે તે

એનજીન કે ઘંટની ધાતુ ઉપર થએલો આઘાત જે બંને તારા કાનથી દૂર હતા તેને નહિ પણ તારા કાનના પડદા ઉપર થએલા આઘાતનેજ તે સાંભળ્યો છે. અને તેનેજ તું એનજીનની સીસોટી તથા ઘંટનો નાદ કહે છે. આંખની માફકજ હવે વિચારમાં આગળ વધીએ. કાનના પડદામાં વિકાર હોય છે તો તે વિકાર એ આઘાત ઉપર છવાઇ રહે છે. જે બહેરા મનુષ્યો હોય છે તેમનાં સંબંધમાં તો દીવા ઉપર કાળું હાંલ્લું ઢાંક્યું હોય, અને દીવો ન દેખાય તે પ્રમાણે એ નાદ બીલકુલ ઢંકાઈ જાય છે એટલે સંભળાતો નથી. સારાંશ એ પ્રાપ્ત થાય છે કે શ્રવણેન્દ્રિયની જે શક્તિ તેજ તે આઘાતના ઉપરના ભાગમાં આવી રહે છે. અને તે શક્તિ ઉપર થતા આઘાત મનરૂપ તકતી ઉપર જે સંસ્કાર પાડે છે. તે સંસ્કારનુંજ આપણે શ્રવણ કરીએ છીએ. સરોવરમાં કીનારા ઉપર દેખાતા તરંગ તે સરોવરના જળના જે વચલા સમુહમાં કાંકરી પડી હતી તે કાંકરી નથી તેમજ જે વચલા જળના સમુહ ઉપર કાંકરીનો આઘાત થયો હતો તે જળનો તે સ્થાનનો તે સમુદ પણ નથી. તેજ પ્રમાણે આપણા માનસપટ ઉપર આઘાત થતો અનુભવાય છે તે નામક નાદ વણ પણ એનજીનની સીસોટી કે ઘંટા નાદ નથી. માનસપટ ઉપર જે સંસ્કાર ફોનોગ્રાફની તકતી ઉપરના સંસ્કારના જેવો પડ્યો છે. તેનું ઉપાદાન કારણ જે કાંઈ આપણાં પોતાની અંદર આપણા પોતાના સ્વરૂપ ભૂત છે તેજ છે. અન્ય કાંઇજ નથી. એટલુંજ નહિ પણ ઇચ્છા સંકલ્પ આદિરૂપે પ્રતીત થતું આપણું પોતાનુંજ સ્વરૂપ તેનું નિમિત્ત કારણ પણ છે. સારાંશ એછે કે જે જે કાંઇ જગતમાં જગતરૂપે શ્રવણના વિષયરૂપે અનુભવાય છે તે બધુંજ આપણું પોતાનું સ્વ છે. અભિન્ન નિમિત્તોપાદાન કારણ રૂપ આપણું આત્મતત્વ દર્શન માત્રમાં આપણે દેખીએ છીએ તેનેજ શ્રવણ માત્રમાં સાંભળીએ છીએ નામ રૂપાત્મક જગત જેને કહીએ છીએ તે એ પ્રમાણે કેવલ આત્મતત્વનોજ અનુભવ છે. એ પ્રમાણે શાસ્ત્ર તથા મહાપુરૂષો કહે છે. તેની માત્ર હાએ હા કરીને નહિ પણ તારા પ્રત્યક્ષ અનુભવથી—જે પ્રત્યક્ષ એકલુંજ તને માન્ય છે તે એકલા પ્રત્યક્ષ થીજ પણ તારી ખાત્રી થાય છે. શાસ્ત્રને મહાત્માઓ આટલી બાબતમાં તો તને કે કોઇને આડાં દોરી જતાં નથી પણ જે સત્યના ઉપર તને આટલો બધો પ્રેમ છે તે સત્યમાંથી અસાવધપણે ખસી જઇને સત્યના કેવળ ઠગીને આડે રસ્તે દોરી જનારા આભાસરૂપ વાસ્તવ અસત્યમાં તું તણાઇ જઇને તેમાં અસાવધપણે ગળચાં ખાતો હતો તેમાં ડુબતો અટકાવવાને માટે તારો હાથ ઝાલીને તને સત્યના સ્થિર કિનારા ઉપર લાવીને મૂકવાનોજ તેમનો પ્રયત્ન છે એવી તારી ખાત્રી હવે થાય છે.

પ્રત્યક્ષવાદી—આપે જે મંત્ર કહ્યો તેમાં દ્રષ્ટવ્યઃ એ શબ્દ પહેલો છે. તે પછી શ્રોતવ્યઃ છે. ને જગતને નામરૂપાત્મક કહ્યું છે. રૂપ નામાત્મક કહ્યું નથી. એ પ્રમાણે ક્રમમાં જે ભેદ છે. તે તો આકસ્મિકજ હશે ?

તત્વવેત્તા—અકસ્માત એ અજ્ઞાનનું પરિણામ છે. સર્વજ્ઞત્વ જે શ્રુતિ ભગવતીમાં આપણે સ્વીકાર્યું છે તેમાં આપણી કૃતિની માફક અકસ્માતનો સંભવ છેજ નહિ. આપણા સામાન્ય અનુભવથી જે કક્ષામાં આપણે ઉભા છીએ ત્યાંથી પ્રેમપૂર્વક આપણે શ્રમ ન પડે પણ આનંદની વૃદ્ધિ થતી જાય તેવે માર્ગે દોરી જવાની આ પ્રક્રિયા છે. ક્રમાણે યાદ કરીશું તો આપણને જણાશે કે પ્રથમ કોઇ પદાર્થ આપણી દૃષ્ટિએ પડે છે.

એટલે પહેલું દર્શન થાય છે. છતાં તે પદાર્થની સાથે પૂર્વનો પરિચય નહિ હોય તો તે શું છે તે પ્રકારનો સહજ પ્રશ્ન ઉઠતાં બહારથી શબ્દનું શ્રવણ કરવાનું બની આવે છે. ત્યારે તે પદાર્થ સાથે આપણે જ્ઞાનપૂર્વક યોજાવાનો આરંભ થાય છે. એ શબ્દ સાથે સંબંધ થતાં જે પદાર્થ સંબંધી તે શબ્દનું શ્રવણ થાય છે. તે પદાર્થમાં કલ્પાયલા ધર્મો વિગેરેનું અસ્તિત્વ છે એવું વિશેષ ભાન પણ તે પ્રકારના શબ્દોજ કરાવે છે. જે પદાર્થ ઉપરથી તેનો જેવા દેખાતા હોય પણ વાસ્તવે તે ન હોય તો તેમાં ભ્રમ થતો અટકાવાને માટે પણ અન્ય શબ્દોનું શ્રવણ થાય છે. એ પ્રકારે સજાતિય તથા વિજાતિય જ્ઞાત પદાર્થોની સાથે આપણા નવીન પદાર્થનું અનુસંધાન કરાવવા રૂપ મનન નામની ક્રિયા તે શ્રવણ વડે કરવાનો પ્રસંગ આવે છે. એ પ્રમાણે સંકલ્પ વિકલ્પ તે પદાર્થના સંબંધમાં થતાં આપણો અડગ નિશ્ચય સ્થિર થાય છે કે તે પદાર્થ અમુક છે. એજ નિદિધ્યાસન છે. એક નાના બાળકથી આરંભીને મહાત્મા સુધી કોઇપણ વ્યાવહારિક ગમે તેવા ક્ષુદ્ર પદાર્થથી આરંભીને મોટા વિકટ વિષય સુધી આ દર્શન, શ્રવણ–મનન, અને નિદિધ્યાસનનો અભ્યાસ જાણે કે અજાણે કરતા ન હોય એવું તો ભાગ્યેજ દેખાશે. એ પ્રકારે જે પ્રમાણે કરવાની આપણને ટેવ પડી છે એજ પ્રક્રિયાને વિષયાંતર કરીને આપણા ઉપર કેવળ અનુગ્રહ કરવા અર્થેજ લીધી છે. પરમાત્મતત્વ અવતાર લે એ વાતનો સંભવ નથી એવું કહેનારાઓને એક આ પ્રક્રિયાથીજ જણાશે કે એ તત્વને આપણા ઉપર આપણું સ્વ સ્વરૂપ હોવાથી જેટલો પ્રેમ છે તેટલો જો કાંઈ અન્ય વસ્તુરૂપ તે હોય તો તેને હોઇ શકતો નથી. આપણને અનુકૂળ પડે તે પ્રકારની પ્રક્રિયાઓ આપણી વર્તમાન પરિસ્થિતિને અનુસરીને ભિન્ન ભિન્ન રચાઈ રહી છે. તો તેજ પ્રકારે આપણને દર્શન આપવા અર્થે આપણને યોગ્ય શબ્દનું શ્રવણ કરાવવા અર્થે મનન તથા નિદિધ્યાસનમાં આપણે યોજાઈએ તે સમયે આપણું રક્ષણાદિ કરવા માટે, આપણી પાસે આપણું સર્વોત્તમ હિત સિદ્ધ થાય તેવા સ્વરૂપને ધારણ કરીને તે તત્વ આવીને ખડું રહે એમાં કાંઈ આશ્ચર્ય મને તો લાગતું નથી. એમ કરવાની તેની અશક્તિ છે, કે એટલું બધું કરવાની તેને પરવા નથી કે તેમ કરવામાં તેને અત્યંત પરિશ્રમ થઈ જવાનો છે કે અમુક મનુષ્યો તેને હલકો વગેરેરૂપે તિરસ્કારપૂર્વક ગણવાથી તેનાં મહત્વમાં કાંઇ ખોડ આવશે એવો ભય તે પરમ તત્વમાં હોય તોજ વખતે તે અવતાર લેવાનું કામ ન કરે. ને તેમ હોય તો જે સ્વરૂપે જીવરૂપે આપણી પ્રતીતિ હાલ અત્યારે થાય છે, તેનું તે સર્વસ્વરૂપ આત્મતત્વમાં બનેજ નહિ. ગમે તે હોય પણ આ જે ક્રમ મંત્રમાં છે તે તો માત્ર આપણી અનુકૂલતાને માટેજ છે.

બીજી રીતે આ ક્રમના સંબંધમાં વિચાર કરતાં કોઇપણ વિષયને સમજવામાં કાર્યને હાથમાં લઇને પૂર્વ પૂર્વ કારણ ઉપર જતાં તે વિષયનું જ્ઞાન મૂળસહ થાય છે. દૃષ્યરૂપ જગત્ કાર્યરૂપે પ્રત્યક્ષ છે. એ પ્રકારે માનવાની આપણી વર્તમાન સ્થિતિ છે. જે વસ્તુને આપણે દેખીએ છીએ. તે વસ્તુ કેવી રીતે પ્રતીતિમાં આવી જેનું દર્શન થાય છે, તે દર્શનનું કારણ શું?

શબ્દ બ્રહ્મ એ ચાર અક્ષરો ઘણાએ વાંચ્યા છે. જગતમાત્રનું કારણ શબ્દ છે. શબ્દમાંથીજ ॐ ની પ્રતીતિને તેમાંથીજ આખું જગત્ તૈયાર દેખાય છે બાઇબલમાં પણ

જગતની ઉત્પત્તિ શબ્દમાંથી કહી છે. પણ તે શબ્દ ખોવાઇ ગયો છે એમ કહે છે. ખોવાઈ ગયો નથી આપણી પાસેજ છે. પણ આપણે તેને શ્રવણ કરવાનું સામર્થ્ય ઘણેઅંશે ગુમાવ્યું છે, અને ગુમાવતા જઇએ છીએ.

આપણે બાળપણથી જે જે શબ્દો સાંભળતા આવ્યા છીએ. તે શબ્દોની આપણા ઉપર અસર કેટલી થાય છે તે વિચારો? જગતમાં મોટા મોટા કાર્યો પછી સારાં કે નઠારાં બોલાયલા શબ્દના બળવડે કેટલા થાય છે તે વિચારો–મહાભારત તથા રામાયણના યુદ્ધ તથા આજે આખી પૃથ્વી ઉપર જે અપૂર્વ બળથી સંગ્રામ મચી રહ્યો છે. તેનું કારણ શોધતાં અમુક વ્યક્તિથી બોલાયલા અમુક શબ્દ વિના બીજું કાંઇજ પ્રેરકરૂપે નહિ જણાય. ગર્ભમાં પણ આપણી માતાએ શ્રવણ કરેલા શબ્દો તથા આપણા માતાપિતા તથા તેમના પૂર્વજોએ શ્રવણ કરાયલા શબ્દોની અનાદિ કાળથી શબ્દજાળના સંસ્કારોએ સર્વે શબ્દનુંજ પરિણામ હાલ જે આપણે જગતને દેખીએ છીએ અને તે દેખીને જે આપણે માનીએ છીએ, તે છે. એટલે સર્વનું કારણ શબ્દ છે તેથી દર્શન નામના કાર્ય પછી શ્રવણ તેનું કારણ આ મંત્રમાં મૂક્યું છે. શ્રવણ એટલે શબ્દના સંબંધમાં વિચારતાં જણાય છે કે કેટલાકનું ફળ યથાર્થ પ્રત્યક્ષ થાય છે. મહાત્માઓએ અપાયેલા શાપ તથા વર એના દ્રષ્ટાંતરૂપ છે. કેટલાંકનાં ફળ વિપરીત દેખાય છે. જે જનકથનરૂપે સતિશાપ દે નહિ અને સખિનિનો લાગે નહિ' એ પ્રકારનો મનુષ્યનો પ્રચલીત અનુભવ છે. સારાંશ એટલોજ છે કે શબ્દ બોલનાર તે શબ્દથી વહન થતા અર્થને તે અર્થ યથાર્થ છે એવું જેટલી દૃઢ શ્રદ્ધાથી માને છે. તે દઢતાના પ્રમાણમાંજ તેની પ્રતીતિ હોય છે. **એજ भावना सदृशि सिद्धिः** એ શાસ્ત્ર વાક્યવડે સમજાવ્યું છે. એ માનવું એ શ્રવણના પર્યાયત્વનું કારણ છે, માન્યો નહિ હોય એવો શબ્દ વંધ્યાવત છે. આ વિષયનો મંતવ્યના વિચારમાં વિસ્તાર થશે.

પ્રત્યક્ષવાદી–આ શબ્દ આપે કહ્યો તે વ્યાકરણમાં અમુક અક્ષર રૂપી સંજ્ઞાઓનો બનેલો કહ્યો છે તે કે કાનવડે સંભળાય છે તે એકલોજ સમજવો.

તત્વવેત્તા–એ પ્રશ્ન પણ ઠીક છે. શબ્દ એ પાત્ર છે તેમાં અર્થ નામની વસ્તુ ભરીને એક અંતઃકરણ બીજા અંતઃકરણમાં તે વસ્તુને ઠાલવે છે. સામાન્ય પ્રચાર ભિન્ન ભિન્ન ભાષામાં બોલાયલા ધ્વનિરૂપી શબ્દો છે. ફેનોગ્રાફની પ્લેટના ઉપર એ બોલાયલા ધ્વનિના ચિન્હો પડે છે. તેનાઉપર અણીદાર ટાંકણી ફરવાથી તે સંસ્કારોનું પુનરુત્થાન થાય છે. તે પ્રમાણે આંગળીઓના અમુક ચાળારૂપ કરપલવી, આંખના ચાળારૂપ નયન પલ્લવી, લખાયલા ચિત્રરૂપ લેખો ભિન્ન ભિન્ન રંગના ઝળુકારૂપ પ્રકાશપલવી તથા તાર ઓફીસના ટકોરા રૂપ ધ્વનિપલવી વગેરે સ્વરૂપમાં બોલાયલા શબ્દોના અર્થને પ્રયોજીને મન ઉપર સંસ્કાર પાડવાના સાધનરૂપે ઉપયોગ થાય છે. તે બધાજ અર્થવાહક હોવાથી શબ્દો છે. શાસ્ત્રમાં તો શબ્દ એટલે વાણીના ચાર પ્રકાર ખાસ કહ્યા છે. તેમાં વૈખરી ને ઉપાંશુ એ બનેનો ઉપરના વિચારમાં સમાવેશ થાય છે. મનન તેનેજ મધ્યમા અને નિદિધ્યાસનને પશ્યની વાણી કહી છે. તે બનેના સ્વતંત્ર ઉપયોગ હોવાથી કરીને આ મંત્રમાં તેમને નિરાળા લીધા છે.

પ્રત્યક્ષવાદી–ત્યારે હીપનોટીઝમમાં પ્રયોગ કરનાર શબ્દ તથા ચેષ્ટાઓનો ઉપયોગ કરે છે તે બંનેનો આ શબ્દમાંજ સમાવેશ થાય છે?

તત્વવેત્તા, અલબત, તે જો કેવો ચમત્કાર શબ્દનો છે. એ શબ્દને સાંભળનાર શ્રવણ કરે છે કે જેને આપણે ખુરશી કહીએ છીએ તે ખુરશી નથી પણ ભળભળાટ સળગતી સગડી છે. તેનાં અંતઃકરણની સ્થિતિ એવી છે કે જે પદાર્થને અન્ય મનુષ્યો ખુરશી માને છે તેને તે સળગતી સગડી અત્યંત ઉંડી શ્રદ્ધાથી માને છે. અન્યના મંતવ્યથી તેનાં મંતવ્યમાં ભેદ પડવાથી અન્ય લોક તેને પરતંત્ર મનની શક્તિ ખોઈ બેઠેલો ગાંડો ગણે છે પણ તેથી તેના મંતવ્યમાં કાંઇ ફરકનો ફેરાર થતો નથી એ પદાર્થનો સ્પર્શ થતાંજ તેનેજ ફોલ્લો ઉપસી આવે છે અને દાહ થવાથી ચીસો પાડી ઉઠેછે. હિપનોટીઝમના આ પ્રયોગ જેણે દીઠા હોય તેને આ વિષય સમજવો કઠીન પડે એમ નથી એક વ્યક્તિના ઉપર જે પ્રયોગ લાગુ પડયો છે તેને હિપનોટીઝમ કહ્યુ છે, એટલીજ દઢતાથી માનવાના સંસ્કારો વારસામાં વંશપરંપરાથી આપણા લોહી તથા નસેનસમાં ઝણઝણી રહ્યા છે. ને તેમાં ન્યૂનાધીક થવાના પણ નવીન નવીન શબ્દ શ્રવણ આદી પ્રયોગો ચાલતા રહ્યા છે. એ પ્રકારનું સામાન્ય સર્વ મનુષ્યગત શબ્દ શ્રવણના વર્તમાન ક્ષણ સુધીના પરિણામરૂપે જેને વ્યાવહારિક સત્યરૂપે આપણે માનીએ છીએ તે માનવાનું બની રહ્યું છે ને તે મનાવનાર સાધન સર્વગત હિપનોટીઝમ જેને માયા શબ્દવડે શાસ્ત્ર કહે છે તેછે. તેમાંથી જાગ્રત કરનાર શ્રુતી ભગવતિ એકજ છે.

પ્રત્યક્ષવાદી—આ તો કામ ગુંચવાયું હવે તો મને સમજજ પડતી નથી કે જે હું માનુંછું તે તે મારૂં વાસ્તવ માનવું છે કે ઉપર પ્રમાણે એક બાલ્યશબ્દો વડે મારા મન ઉપર વળગાડેલું કાંઇ અન્યજ છે.

તત્વવેત્તા એજ તારા અંતઃકરણની જ્ઞાનની ખરેખરી સ્થિતિ છે. વિવિધતારૂપે જે જે દેખાય છે તે તે બહારથી આવતુંજ દેખાય છે. ને બહારના શબ્દો દ્વારાજ તે આવે છે. તે માયા અથવા હિપનોટીઝમનું પરિણામ હોવાથી ઝાંઝવાના જળ કેટલાં ઉંડા છે તેનો નિશ્ચય કરવા જનાર વિવિધ માપણીઓ કરીને ગુંચવાય તે પ્રમાણે હોવાથી તેમાં એક ગુંચવણને દૂર કરતાં અનેક ગુંચવણો આવી પડે છતાં જેની ઉંડાઈનું માપ ન નીકળે તેમાં કાંઇ હાની નથી. વાસ્તવેતો એ જળ નથી એટલુંજ જ્ઞાન ઉપયોગનું છે. તે પ્રમાણે જગતના જગતરૂપ જ્ઞાનમાં ભેદ પડે. સમજણ ન પડે તેમાં હાની નથી પણ તે દ્વારા આત્મતત્વનો પ્રત્યક્ષ અનુભવ થાય છે એજ મુખ્ય સમજણ આપણા ઉપયોગની છે. આ પ્રમાણે આ યુક્તિ તથા પ્રયુક્તિથી જેનો અનુભવ થાય છે તે આત્મા છે એ પ્રકારનો વિચાર આવે છે. વળી પૂર્વના સંસ્કારથી ખુરશી ટેબલ આદીરૂપે જગતની પ્રતીતિનો વિચાર આવે છે. એ દરેક વિચારને ક્ષણીક વિજ્ઞાન કહે છે. ઉપરના આત્મ અને જગત એટલે અનાત્મ એ પ્રકારના એક પછી એક અંતઃકરણમાં વૃત્તિરૂપે ઉઠતા વિચારોની ધારારૂપ એક પ્રવાહ અખંડ ચાલી રહે છે. તેને તે સ્વરૂપે અનુભવવો તેમાં વિજાતીય એટલે આત્મ અને અનાત્મ એમ જુદી જુદી જાતીનું મિશ્રણ થાય છે અનાત્માનું ભાન થાય તેમણે સાવધાનતા રાખી તેને ત્યાંથી દૂર કાઢતા હોઇએ તેમ પ્રયત્ન કરીને વિચારવું કે નહિ નહિ માયા નામના હિપનોટીઝમથી જે અસાવધાનપણામાં ખુરશી ટેબલ વગેરેરૂપે

સ્ફુરણુ વચ્ચે આવી નડે છે. તે માનવું ખોટું છે પણુ વાસ્તવે તે તો મારૂં આત્મ તત્વ છે એજ માનવું ખરૂં છે." એ પ્રકારે વિચાર કરવો તેને મંતવ્ય એ શબ્દવડે આ મંત્રમાં કહ્યો છે.

પ્રત્યક્ષવાદી—ત્યારે આ મંતવ્ય તો પાછું પ્રત્યક્ષમાં ન આવ્યું તેનું કેમ !

તત્વવેત્તા—જે આરંભક વિદ્યાર્થી હોય છે તેને માટે આંકણી વગેરે સાધનો છતાં પણુ તેને હાથ ઝાલીને અક્ષર ઘુંટાવવા પડે છે. તે ઉપરથી એમ સમજવાનું નથી કે અભ્યાસમાં વૃદ્ધિંગત થતાં પણુ તેના મહેતાજીએ તેનો હાથ ઝાલીનેજ તે શિષ્ય ઘરડો થાય ત્યાં સુધી તેની પાસે અક્ષર ઘુંટાવવા અક્ષર ઘુંટાવવાનો ઉદ્દેશજ તેના હાથને સ્થિર કર્યા પછી છોડી દેવાનો ને સ્વતંત્રતાથી તે પોતાનું કાર્ય કરી શકે તેવો તેને બનાવવાનો હોય છે. દર્શનનો વિષય રંગ છે. શ્રવણુનો વિષય રાગ છે બંને રંજ ધાતુમાંથી નીકળ્યા છે. વિજ્ઞાનશાસ્ત્રના પ્રયોગોથી જણાય છે કે પ્રકાશના કિરણુમાં આઘાત થવાથી દર્શનના વિષયરૂપ રંગો દેખાય છે. પહેલ પાડેલા કાચ હિરા વગેરેમાં આનું પ્રદર્શન થાય છે. સાકાર વસ્તુ વિશેષ સ્થુલ છે. તેને પ્રત્યક્ષ કહીએ છીએ તેનાથી સુક્ષ્મ સ્વરૂપ તેના કારણુ રૂપ શબ્દનું છે. શબ્દ આંખે દેખાતા નથી છતાં આઘાત રૂપ હોવાથી જે આકૃત્તિનો રંગ દેખાય છે તેમાં અનુસ્યુત છે. તેથી તેને પ્રત્યક્ષ કહીએ તેજ પ્રમાણે એ સંસ્કારો મન ઉપર પડે છે તેથીજ શબ્દનું શ્રવણુ થવાનો સંભવ આવે છે. માટે શબ્દ માત્રમાં માનસતત્વ અનુસ્યુત છે. તેથીજ માનવારૂપ ભાન નામનો અનુભવ થાય છે. એ ભાન નામનો અનુભવ શબ્દ દ્વારા દૃશ્યમાં અનુસ્યુત હોવાથીજ દર્શન થાય છે. ભાન નથી હોતું તો દર્શન થતું નથી એ આપણો અનુભવ છે. તેથી મનનને પણુ આપણે પ્રત્યક્ષ કહીએ તો તેમાં અડચણુ નથી. વળી મેં તને આરંભમાં કહ્યું છે તે પ્રમાણે અમુક અનુભવને પ્રત્યક્ષ કહેવો કે નહિ કહેવો એ કાંઈ આપણો વિષય નથી. યથાર્થ સત્ય એ એકજ તારે જોઈએ છે એ પ્રકારની આપણી પ્રતિજ્ઞા છે. એ સમજવાને માટે પ્રત્યક્ષ શિવાય બીજી રીતે તારી બુદ્ધિમાં ઉતરતું નહોતું તેટલાજ માટે પ્રત્યક્ષને તું વળગી રહ્યો હતો પણુ હવે આ વિષયે તારા મગજમાં દૃઢતાથી ઉતરતો જાય છે માટે તે પ્રત્યક્ષ છે કે નથી એના વિચારવડે એ પ્રવાહમાં વિઘ્ન નાંખતો નાહ. જે રીતે તને સમજાય છે તેજ તારા અધિકારની રીતને તું પ્રત્યક્ષ શબ્દ વડે સમજીને તારો આનંદ તારો તારી પ્રસન્નતાનો ભંડાર તું કાયમ કરજે.

° પ્રત્યક્ષવાદી—ત્યારે તો આત્મતત્વનો અભ્યાસ કરવો એજ મનન થયું અનાત્મતત્વના સ્ફુરણુને વીણી વીણીને જ્યારે જ્યારે આવે ત્યારે ત્યારે તેને નાટકના વેષધારી રૂપે ગણીને તે વેષ જેણે ધારણુ કર્યો છે તેનું તે વેષ રૂપ ઢાંકણુ નીચે મારૂં આત્મતત્વ સ્વપ્રકાશથી પ્રકાશી રહ્યું છે. એવો મને અનુભવ થાય છે. અહો હો. મારા હર્ષનો તે વખતે પાર રહેતો નથી. કારણુ કે એ ચિંતન જેમ જેમ વધારે ક્ષણો સુધી ટકે છે તેમ તેમ મારા શરીરમાં મારા મનમાં મારી બુદ્ધિમાં ને આખા વિશ્વમાં કોઇ અપૂર્વ બળ તથા ઓજસ શાંતિ તથા પ્રસન્નતા અખૂટ ભંડાર રૂપે ઉભરાઇ રહેતું જણાય છે. પણુ પાછો વ્યવહારમાં આ તમારી પાસેથી જઇને વળગીશ એટલે હતું એનું એ થઇ રહેશે.

તત્વવેત્તા એ " હતું એનું એજ પાછું થાય છે " ત્યાં સુધીની સ્થિતિ સાધક અવસ્થાની છે. જે જે વખતે જે જે થાય છે તે થયા કરે તે સર્વમાં ઉપરના મનન નામના અભ્યાસવડે આત્મદર્શનની બે ક્ષણોના વચલા અંતરાયની ક્ષણો ટુંકીજ થતી જાય છે. તેથી આત્મદર્શનની નાની નાની ધારાઓ બંધાતી જાય છે તે ધારાઓના વચલા અંતરાયો પણુ

ધૈર્ય તથા સ્થૈર્યથી દૂર થાયછે. ત્યારે સતત આત્મદર્શનની એકજ દ્વારા અસ્ખલિત તથા અખંડિત વહી રહેછે આ સ્થિતિને નિદિધ્યાસન એટલે નિર્વિકલ્પ સમાધિ કહીએ. તેનવડે યોગ અને ક્ષેમ એટલે તેની જીવનદ્વારાને સતત પ્રસન્નતાપૂર્વક ચાલુ રાખવાને માટે કાંઇ પણ સાધન તેણે કરવાનું બાકી રહેતું નથી તેથી તેવા ભાગ્યશાળી પુરૂષોને સિદ્ધ એવું નામ આપેલું છે તેવા પુરૂષોને માટે શ્રીમદ્ ભગવત્ ગીતામાં શ્રીમુખે શ્રીકૃષ્ણચંદ્ર પોતે કહે છે કે—

अनन्याश्चिंतयंतोमां एजनाः पर्युपासते ।
तेसाम निंत्याभियुक्तानां योगक्षेमंवहाम्यहम् ॥

પ્રત્યક્ષવાદી—અહો આ વિષય તો ખરેખરો રસભરેલો હતો હાલ સુધી હું એવી સંગતીમાં રહેલો હતો કે ઘરમાંથી બહાર જાઉં કે આ વિષય ઉપર તિરસ્કાર તથા અશ્રદ્ધા કરવાનાંજ સાધનો ભેગાં થતાં મારા ઘરમાં આવું એટલે પાછાં ત્યાં બધાને આસ્તિકરૂપે ચાળા કરતાં હોય એવું મને દેખાતું છતાં ગમે તે કારણથી મને તે કાંઇક સારૂં લાગતું પણ તે વગર સમજ્યે હતું. હવે તો બ્રહ્મવિદ્યા બહુ વિસ્તારથી સાંભળવાની બહુ ઉત્કટ ઇચ્છા મારા હૃદયમાં ઉછાળા મારી રહી છે, માટે તે નિરાંતે સંભળાવવાની કૃપા કરવી પડશે.

તત્વવેત્તા—તારી ઇચ્છા જોઇને મને બહુ આનંદ થાયછે. આ વિષયને તું પહેલો તારા મનમાં પુનઃ પુનઃ વાંચીને પચાવજે. પછી શ્રી 'શાસ્ત્રવિનોદ વ્યવસ્થા' નામનો લઘુ ગ્રંથ આનંદનિધિ અને શોધકપ્રસાદ નામક બે પાત્રો વચ્ચે વાર્તાના રૂપમાં આપણી પેહેજ ચાલ્યો છે તેમાં બ્રહ્મવિદ્યાના મહાન સાધનરૂપ તૈત્તિરીયોપનિષતનું બહુજ વિસ્તારથી અધ્યયન કરાયું છે. તે તારા ઉપયોગમાં લેજે. તે ગ્રંથની પૂર્વેજ આ આપણા લઘુ વિચારને યોજજે. એટલે એ યોજનાવડે વખતોવખત એકબીજા ઉપર અપૂર્વ પ્રકાશ પડશે.

પ્રત્યક્ષવાદી—ઠીક ત્યારે તો બહુ સારૂ થયું એ ગ્રંથ હું ખાસ વાંચીશ ચાર પાંચ વખત આપે કહ્યુ તે પ્રમાણે વાંચીશ અને તે પછી કાંઇ ખુલાસાની જરૂર રહેશે તો આપની પાસે આવીશ.

તત્વવેત્તા—ભલે એમ કરજે. તારૂં સર્વદા કલ્યાણ થાઓ ને તારો પ્રયત્ન સફળ થઇ તું કૃત્ય કૃત્ય થા. એજ આ હૃદયની ઊર્મિ છે. ઇતિ ॐ

દુર્ગેશ્વર નટવરજી ત્રિવેદિ.

---

# स्वागत मंदिर.

(૨૪) કુસુમકળા—( પ્રકાશક રા. રા. જેકિશનદાસ ભાઇલાલ પરીખ અમદાવાદ મૂલ્ય રૂ. ૨-૮-૦ ) લેખક પોતાના અંતઃકરણના સિદ્ધાંતોને નવલકથાના રૂપમાં સરળ ભાષામાં મૂકયા છે. એમનો ઉદ્દેશ ઘણો સ્તુત્ય છે. ઉત્તમ પદાર્થને પણ તેને ગ્રહણ કરવાના સામર્થ્યહીન અંતઃકરણોની સમક્ષ રજુ કરવામાં આવે છે તો પોતાના અંતઃકરણની વૃત્તિ લેખકના ઉદ્દેશને ગ્રહણ કરવાને બદલે કાંઇ વિપરીત ભાવને ગ્રહણ કરીને આડે રસ્તે જાય છે આવાં પુસ્તકો યોગ્ય રસને સમજીને તેનો સદ્ઉપયોગ કરી શકે તેવાનાજ હસ્તમાં જાય એ સ્પૃહણીય છે.

(૨૫) મૃણાલિનો—( અનુવાદક રા. રા. કવિ બાલકૃષ્ણ કાશીનાથ વિદ્વાંશ જામનગર કાઠીયાવાડ મૂલ્ય પાકા પુંઠાના ૧-૪-૦ કાચાના ૧-૦- ) આ એક બાબુ બંકિમચંદ્રની બંગાળી નવલકથાનો અનુવાદ છે. અને તે સર્વ રીતે સર્વોત્તમ થયો છે. વાર્તા સામાજીક હોઈ વાંચવા જીજ્ઞાસા વૃત્તિને પ્રેરે તેવી છે. રા. કવિ બાલકૃષ્ણની આ નવલકથાનો યોગ્ય પાત્રોમાં યોગ્યરીતે સત્કાર થાઓ એવું અમે ઇચ્છીએ છીએ.

૨૬ નવાયુગના જુવાન સ્ત્રી પુરૂષો—( લેખક શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા. રા. રા. નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર રા. રા. મહારાણીશંકર શર્મા મુંબઈ. મૂલ્ય ત્રણ આના. ) વિચારપુષ્પમાળા સીરીઝનું આ બીજુ પુસ્તક છે. અને તેમાં પ્રસ્તુત ત્રણ વિષયો ત્રણ લેખકો તરફથી લખવામાં આવ્યા છે. વિષયો હાલની સુધરેલી ઢબ મુજબ લખાયલા છે. પ્રથમના બે વિષય સર્વોત્તમ લખાયલા છે. ત્રીજામાં ઘણોખરો પદ્યનો ભાગ આવતો હોય તેવું ભાન થાયછે. આવા લેખને ગદ્યમાં ગણવા કે પદ્યમાં તે સંશય છે. એકંદરે પુસ્તક સારૂંછે. આ પત્રની ઓફીસમાંથી પણ તે મળી શકે છે.

૨૭ યોગવાસિષ્ઠ મહા રામાયણ—ભાગ ૧ લો ( પ્રકાશક સ્વામીશ્રી અખંડાનંદજી મંત્રી સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય અમદાવાદ ) સસ્તા સાહિત્ય તરફથી નીકળતી બૃહદ્‌ગ્રથમાળાનો આ ૯ મો ગ્રંથ છે અને તે ઘણોજ ઉત્તમ છે. ગુજરાતમાં સસ્તા સાહિત્યની પ્રથમ ચળવળ કરનાર સ્વામી અખંડાનંદ એકલાજ છે. અને તેઓ પોતાના આનંદી અને કર્તવ્યનીષ્ઠ સ્વભાવથી આ સંસ્થાને આટલી પ્રગતિમાન કરી છે. વિદ્વાન તેમજ સામાન્ય વર્ગમાં એવો એક પણ મનુષ્ય ભાગ્યેજ હશે કે જેને સસ્તા સાહિત્ય સંબંધી ખબર નહિ હોય. એકજ મનુષ્ય જગતમાં શું કરી શકેછે તેનો નમુનો જોવો હોય તો સ્વામી અખંડાનંદ પોતેજ છે. કાર્યાલયની શરૂઆત ફક્ત એકાદશસ્કંધ ભાગવત ઉપરથી તેમણે કરી હતી. તે પછી તેની પ્રખ્યાતિ થતી ગઇ અને કાર્યાલયને મદદ પણ મળતી ગઇ. અને આજે સર્વોત્તમ પુસ્તકોનો લાભ ગરીબ લોકો પણ તેના સસ્તાપણાને લીધે લેવા લાગ્યા. જનસમાજે આવી સંસ્થાને દરેકરીતે ઉત્તેજન આપવું જોઈએ. નહિ કે પોતાના સ્વાર્થને ખાતર તેના કર્તવ્યને વખોડી કાઢવાં. આ પ્રમાણે અમારે લખવાની ફરજ તટસ્થ રીતે પડવાનું કારણ 'ગુજરાતી' અને શાંતિપર્વ એ સંબંધની ચર્ચાછે. ભૂલપાત્ર મનુષ્ય માત્રછે. તેથી કદાચ પ્રુફની સામાન્ય ભૂલ કોઇ પ્રસગે થઇ હોય તો તેથી આખી સંસ્થાના વગોણા ગાવા બેસી જવું એ ઉચિત કાર્ય નથી.

આ પુસ્તકનું ભાષાંતર મુંબઇની વેદધર્મ સભા તરફથી કરાવામાં આવેલું છે અને તે સર્વોત્તમ થયુંછે. પ્રસ્તુતઃ ખાતા તરફથી તેની આ બીજી આવૃત્તિ છપાઇ છે. પોતાની લાયબ્રેરીમા યોગવાસિષ્ઠ જેવા ઉત્તમ પુસ્તકને દરેક મનુષ્યે રાખવાં જોઇએ. આ પ્રથમ ભાગમાં વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, અને ઉપશમ મળી પાંચ પ્રકરણો આવ્યાંછે. મોટી સાઇઝના (આ માસિકની સાઇઝ) તેના ૫૧૧ પૃષ્ઠ છે. કાગળ ઉત્તમ તથા છપાઈ સારી અને પુંઠા પાકાં સોનેરી નામના હોવા છતાં મૂલ્ય ફક્ત ત્રણ રૂપિઆ રાખવામાં આવ્યુંછે. આ પત્રની ઓફીસમાંથી પણ તે મળી શકશે.

# आरोग्य संरक्षण.

( વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૮૭ થી. )

જ્યાં સારી પેઠે હવા આવતી હોય ત્યાં બેસવું યા બની શકે તો બે ચાર માઇલ ઝડપથી ચાલીને પછી બેસવું ખુલ્લી હવામાં ચાલતી વેળાએ લાંબા ઉંડા દમો ખેંચવાને ભુલવું નહી એ માટે એક સાદી રીત આ છે કે, જ્યારે બાહેર ચાલો ત્યારે પાંચથી સાત પગલા ભરતાં દમ અંદર ખેંચવો તે પછી જરા ( પાંચથી દશ સેંકડ ) દમને રોકવો, અને પાછા બીજાં પાંચ સાત પગલાં ભરતાં દમ બાહેર કાઢવો આમ ચાલુ રાખવું.

૫. રાત્રે સુતી વેળા બારી બારણા બંધ કરી સુવું નહી. પણ બાહેરની હવા સારી પેઠે ઘરમાં આવે એવી રીતે ગોઠવણ રાખી સુવું. દીવસ કરતાં રાત્રે આપણને વધુ હવાની જરૂર છે કારણ કે આપને એકજ જગ્યામાં પડી રહેલા હોવાથી ત્યાં તાજી હવા જેમ બને તેમ વધુ આવે એમ સુવું જોઇએ. બની શકે તો રાત્રે ખુલ્લી હવામાં બાહેરજ સુવાની આદત રાખવી વીશેષ લાભકારક છે.

૬. પ્રાણાયામ કરવાથી શરીરની આરોગ્યતાને વિશેષ ફાયદો થાય છે. એટલુંજ નહી, પણ જેઓ તે નીત્ય કરવાનું ચાલુ રાખે છે. તેમનાં આયુષ પણ લંબાઇ શકે છે, પ્રાણ એજ જીંદગી છે અને જે કોઇ પ્રાણને જેટલો સાચવે છે. તેમને તેટલો લાભ મેળવેશે. એ વીષે આ ચંદ્રપ્રકાશનાં વ્યવસ્થાપકે જે પુસ્તક પ્રાણાયમ કરી લખી છે તે વાંચવાની દરેક સુજ્ઞ વાંચકને સખ્ત ભલામણ કરીશ.

૭. ખુલ્લી હવામાં રહેવાથી, હવા મળે છે એટલુંજ નહી, પરંતુ સુર્યનો તડકો અજવાળું વગેરે શરીરને બહુ લાભકારક ચીજો પણ મળે છે. નાના બાળકોને જેમ બને તેમ બાહેરજ રાખવા વિશેશ લાભકારક છે.

## પહેરવેશના નિયમો.

૧. ઉંચી એડીનાં અને ' નેરો ટો ' સાંકડા પંજાનાં બુટ કે સલીપર કદી પહેરવા નહી, બનતાં સુધી ઉઘાડા પગેજ ફરવામાં વિશેશ લાભ છે. જો બુટ કે જોડા પેહર્યા વિના ન ચાલે એવું હોય તો રાત્રે જોડા કાઢ્યા પછી પગોને સારીપેઠે ધોઇ લુછી નાંખવા.

૨. ચામડીની અડોઅડ કોઇપણ ગરમ કપડુ ( ગંજીફરાક યા પેટી ) કદી પણ પેહરવું નહી. જો પરસેવો બહુ પડતો હોય, અને ગંજીફરાક જેવું કાંઇ લુગડું પેહરવાની ગરજ જ હોય તો સુતરાઉ (કોટનનું) જાળીવાળુ ગંજીફરાક યા પેટી પેરવી. ગરમ ઉનના કપડાંથી ચામડી ઉપરનાં છીદ્રો પુરાઇ જાય છે. જેથી ચામડી દ્વારા મેલ પરસેવો બાહેર નીકલી શકતો નથી. સુતરાઉ વસ્ત્રથી તેમ થતું નથી.

૩. શરીર ઉપર ઘણા ઘણાં વસ્ત્રો પહેરવા નહી. પણ શરીર માત્ર ઢંકાય એટલા પાતળાં, લુગડાંજ રાખવાં.

૪. દીવસનાં પહેરેલા લુગડાં સાથે સુવું નહી. પણ સુવા માટે જુદાજ વસ્ત્રો રાખવ જેને દીવસે તડકામાં સુકાતા રાખી રાત્રે તે વાપરવાં.

૫. રાત્રે સુતી વેળા શરીર ઉપર ઘણા બોજદાર કપડાં કે ઓઢવાનું રાખવું નહી, પણ ગરજ પુરતી હલકી ચાદરજ લેવી. જ્યારે વધુ ઠંડી હોય અને ન રહેવાય ત્યારેજ ગરમ બનાત કે યા પાતલી. ઓઢવી. મહોડું ઢાંકીને સુવું નહી પણ હમેશાં ખુલ્લું રાખવું વળી સુતી વેળા મહોં ઉઘાડી સુવું નહી. પણ બંધ રાખી નાક વાટેજ દમ ચાલે તેમ સુવાની આદત પાડવી.

૬. ઘણા ટાઇટ વસ્ત્રો પટા કે પેટી કે જેથી પેટ તથા કમરનો ભાગ સંકડાઇ જાય એવાં વસ્ત્રો કદી ન પહેરવાં, પણ બનતાં સુધી ઢીલાં વસ્ત્રો રાખવાં કે જેથી હવા અંદર જઇ શરીરને હમેશાં મળતી રહે.

૭. બીછાનું બનતાં સુધી લગાર કઠણજ રાખવું. પણ ઘણા નરમ બીછાનાં રાખવા નહી. માથા તળે બે ત્રણ ઉસીકા (તકીયા) લઇને નહી સુવું પણ એક પાતલોજ કઠણ તકીયો માથા તળે લઇને સુવામાં લાભ છે.

## રેહવા કરવાના નીયમો.

૧. રાત્રે નવથી દશ વાગ્યામાં બીછાને જવું.

૨. સવારે પાંચથી ૭ વાગામાં (સુર્ય ઉગતા આગમજ) ઉઠવું યાને આઠ કલાકની પુરતી નિદ્રા (આસાયશ) લેવી.

૩. મોડી રાત્ર સુધી ઉજાગરા બનતાં સુધી કરવા નહી. કારણ કે દીવસની મહેનતથી શરીરની જે શક્તિ ખપી જાય છે, અને જે રચકણો ઘસાઈ વપરાઈ જાય છે તેમને પાછા નવાં કરવાની અને શક્તિ (જીવન શક્તિ) મેળવવાનું ઉંઘ એજ એકલુ સાધન છે. કારણ આ ક્રિયા રાતના આપણે ઉંઘીયે છીએ, ત્યારેજ ચાલે છે અને તે પણ ખાસ કરી પહેલી રાતનાં વધુ માટેજ મોડી રાત્ર સુધી જાગવું એ શરીર માટે નુકશાનકારક ગણાય છે.

૪. દર દીવસે ઠંડાપાણીએજ સ્નાન કરવું જે કોઇ ઘણા નબળા હોય તેઓએ કુકા ગરમ પાણીથી નહાવું બાળકોને ઠંડા પાણીનીજ આદત પાડવી ફક્ત અઠવાડીયામાં એક યા બે વાર સાબુ વગેરે ચોળીને મેળ કાઢવા માટે ગરમ પાણીએ નહાવું.

(૫) હમેશાં બેસવું ત્યારે સીધા ટટાર બેસવાની આદત રાખવી પીઠ વાળીને નહી બેસવું.

(૬) જમીને તુરત નહાવું નહી–પણ કલાક યા વધુવાર પછીજ નહાવું.

(૭) સુવાના ઓરડામાં ઘાસતેલની બતી કદી પણ રાખી સુવું નહી.

(૮) રાતની બતી આગળ ઝાઝું વાંચવું નહી. વાંચવાની ગરજ પડે તો બતીનો પ્રકાશ. આંખો ઉપર ન આવે, પણ પુસ્તક ઉપરજ આવે તેમ બેસીને વાંચવું.

(૯) આખો દુખતી હોય, લાલચોળ થઈ હેય યા કાંઇપણ કચરો ગયો હોય તો, ઠંડું સોનું પાણી એક વાસણમાં નાંખી તેમાં ૧) ચમચો ભરી મીઠું નાંખવું, અને પાણીની અંદર મહોડાને ઘુસાડી, આંખો ઉઘાડ ઢાંક, જ્યાં સુધી દમ પાણીમાં રહી શકો ત્યાં સુધી કર્યા જવું. આ મીઠાનું પાણી આંખો માટે બહુ લાભકારક છે.

ગુહ્ય બાબત–બ્રહ્મચર્ય.

હવે આ સઘળું કર્યા પછી જે બાબત વધુ અગતની પાળવાની છે તે એકે ઈશ્વરે નિર્માણ કરેલા પ્રજા ઉત્પન્ન કરવાના કાર્ય માટેજ-વિષયભોગ ભોગવવાનો છે, અને નહી કે માત્ર કામદેવને તૃપ્તિ કરવા સારૂ-કારણકે આપણું વિર્ય જવાથી જેટલી શરીરની શકતી ખપે છે અને કમશકિત આવે છે તેટલું બીજા કશાથી થતું નથી. તમો ગમે એવો સારો ખોરાક લ્યો. હવા પાણીના લાભ મેળવો છતાં જો વિર્યજળને ખપાવવાની ક્રિયા ચાલુ રહેતો તંદુરસ્તી મેળવવામાં તમને નાસીપાસ જ મળશે.

આ ગુહ્ય બાબત ઉપર, હમણાં થોડાકજ દીવસ ઉપર આપના દેશભક્ત શ્રીયુત મોહનલાલ ગાંધીએ ધનવંતરીમાં એક આરટીકલ લખી છે, તેમાં કહેલા શબ્દો દરેક વાંચનારને ગોખવાં તથા મનન કરવા લાયક હોવાથી હું તે અતરે આપું છું–મી ગાંધી કહે છે કેઃ—

"આરોગ્યતાની ઘણી ચાવીઓ છે અને તે બધી ચાવીઓની જરૂર છે. પણ તેની મુખ્ય ચાવી બ્રહ્મચર્ય છે, સારી હવા. સારો ખોરાક. સારૂ પાણી વીગેરેથી આપણે આરોગ્યતા મેળવી શકીએ, પણ જેટલો પૈસો કમાઇએ તેટલો ઉડાવીએ તો કંઇ બચતું નથી. તેમજ જેટલી આરોગ્યતા મેળવી તેટલી ઉડાવીએ તો પાસે શું પુંજી રહેવાની"?

ઉપલી કીમતી શીખામણથી સઉ કોઈ જોઇ શકશે, કે શરીરને શકતીવંત અને રોગથી નીરાળું રાખવાને માટે, વીષયભોગમાં શું મરદ કે સ્રી બન્નેએ મીતાહારીપણું, અથવા મધ્યમપણું જાળવવું જોઇએ. અને જેઓ તેમ કરશે તેમને ટુંક મુદતમાંજ આનંદમય અનુભવ થયા વિના રહેશે નહી —

જેમને આ ગુહ્ય બાબત, વિષે વધુ જાણવું હોય તેમને, મી. ગાંધીની આખી આરટીકલ, જે મે માસના ધનવંતરીમાં છપાઈ છે. તે વાંચવાને અતીશય ભલામણ કરૂં છું–તેમાં આરોગ્યતા વિષે ઘણા સારા સરસ ઉપાયો, પણ આ મહાન અનુભવી નરે સમજાવ્યા છે.

હવે પાછીના અંકમાં, તીક્ષણ દરદો વેળા હું તાતકાલીક લેવાના થોડાક સાદા સરલ કુદરતી ઘરઘતુ ઉપચો લેવા વિષે સમજાવીશ. તેમજ દરરોજ સાધારણ ઘરમાં લેવાની સાદી કસરતોની વીગત આપીશું.

અપૂર્ણ.

બેરામજી પીરોજશા માદન.

---

# मुक्तिना महामंत्र.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૬૩ થી )

અભિપ્રાય અને ભાવનાઓમાં અસમાન જમીનનો જ્યાં ફેર હોય છે ત્યાં મિત્રો, પડોશીઓ અને એક ધર્મના અનુયાયીઓ વચ્ચે ભારે વિરોધ પડે છે.

૩. જુની દૃઢ થયેલી આદત ઘણીજ મુશીબતે છુટે છે અને કોઇપણ મનુષ્ય પોતાના વિચારો એકદમ બદલવા રાજી હોતું નથી.

જો તું તારી બુદ્ધિ ઉપર અને તારા પોતાનાજ પ્રયાસ ઉપર કેવળ આધાર રાખીશ

અને પ્રભુ કૃપાની અવગણના કરીશ તો તું કદી પણ સત્યજ્ઞાન પામીશ નહિ.

કારણ કે ઇશ્વરની ઇચ્છા એવી છે કે આપણે મન વચન કર્મથી તેનું શરણુ લેવું જોઇએ. અને આપણા પ્રેમ અને અનુરાગને એવો તો દઢ કરવો જોઇએ કે આપણે તેના પ્રભાવવડે કેવળ બુદ્ધિના વિષયની પાર ઉડી શકીએ.

## મંત્ર ૧૫ મો.

### પરમાર્થનાં કામ વિષે.

જગતમાં કોઇ પણ વ્યક્તિના હિતની ખાતર કદિ અધર્માચરણ કરવું નહિ; તેમ કોઇના ઉપરના પ્રેમને લીધે મોહાંધ થઇને ધર્મમાર્ગથી ખસવું નહિ. પણ વિપત્તિથી ઘેરાયલા મનુષ્યને સહાય કરવાની ખાતર જો કોઇ સત્કાર્ય પડતું મૂકવું પડે તો મનમાં ઉદ્વેગ કરવો નહિ કેમકે એમાં પરોપકારનો હેતુ સમાયલો છે.

એમ કરવાથી પુણ્યમાં ન્યૂનતા ન આવતાં ઉલટી વૃદ્ધિ થાય છે.

સાચી પરોપકારવૃત્તિ વગર કરેલાં પુણ્ય નિષ્ફળ જાય છે; પણ ખરી દયાથી પ્રેરાઇને જે કાંઇ ન્હાનું નજીવું કર્મ પરમાર્થની દિશામાં કરવામાં આવે છે તે અનેકગણા ફળને આપે છે.

મનુષ્ય જે પ્રેમથી પરમાર્થ કરે છે. તે પ્રેમવડે ઇશ્વર પ્રસન્ન થાય છે; તેણે કરેલા કામ વડે પ્રસન્ન થતો નથી.

૨ જેનો પ્રેમ વિશાળ છે તેનું કાર્ય પણ વિશાળ છે.

જેટલાં કાર્ય પોતે કરે તેટલાં કાર્ય જે ઉત્તમ રીતે કરે છે તેણે ઘણાં કાર્ય કર્યાં ગણાય છે.

ઘણીવાર સકામ કર્મ ભૂલમાં પરમાર્થનાં કર્મ ગણાઇ જાય છે; મનના વ્યક્તિગત વલણ, દુરાગ્રહ, ફળની ઇચ્છા, આત્મ ગૌરવ તરફ દૃષ્ટિ વગેરે દોષોથી મુક્ત હોય એવું જવલ્લેજ કોઇ કાર્ય જોવામાં આવે છે.

૩ જે ખરો કર્મવીર છે, પ્રેમી છે તે કોઇ પણ કાર્ય કરતાં પોતાને માટે કશાની આશા રાખતો નથી પણ દરેક કાર્ય શ્રીભગવાનને અર્પણ કરી તેનેજ હાથે થએલાં માનેછે.

તે કોઇની ઇર્ષા કરતો નથી; પોતાને માટે કોઇ પણ પ્રકારના સુખની આશા રાખતો નથી.

તે કદિ પોતાના આનંદ તરફ લક્ષ આપતો નથી પણ તેની ઇચ્છા માત્ર ઈશ્વર પરાયણ થઇ તેનાજ ચરણ કમળનું સુખ પ્રાપ્ત કરવાની હોય છે.

તે કોઈપણ શુભ કર્મનું કર્તાપણું કોઇ પણ મનુષ્યને આપતો નથી પણ સર્વનો કર્તા સર્વ પ્રવૃત્તિનું મૂળ સંતો અને ભક્તજનોના આશ્રયરૂપ જે પરમેશ્વર છે તેનેજ કર્તા માને છે.

જો મનુષ્યના અંતઃકરણમાં ખરી ભક્તિનો અંશ માત્ર પણ હોય તો જગતના સર્વ પદાર્થ તેને મોઢાથી ભરેલાજ જણાય.

## મંત્ર ૧૬ મો.

### બીજાના દોષ સહન કરવા વિષે.

જો પોતાની સ્થિતિમાં અથવા બીજાઓની પ્રકૃતિમાં પોતે ફેરફાર કરવા અસમર્થ હોય તો ઇશ્વર યોગ્ય ફેરફાર ન કરે ત્યાં સુધી સર્વ સહન કરી લેવું જોઇએ.

તે વખતે એવો વિચાર મનમાં લાવવો જોઇએ કે પ્રતિકૂળ સ્થિતિ મારી કસોટી અથવા બળની વૃદ્ધિને અર્થે છે એવી કસોટી વગરની જીંદગીની મહત્તા હોતી નથી.

તોપણ એવા સંજોગોમાં સાધકે ઇશ્વરની પ્રાર્થના કરવી જોઇએ અને તેની સહાય માગવી જોઇએ; એમ કર્યાથી તેનામાં સહનશક્તિનો વધારો થશે.

૨ જો એક કે બે વાર શિખામણ દેતાં કોઇ સુધરતો ન હોય તો તેને તેના રસ્તે જવા દેવો; તેને માટે ઇશ્વરની આરાધના કરવી કે તેની કૃપાવડે તેનામાં સુધારો થાય. માઠાનું સારૂં કેમ કરવું એ તેનુંજ કામ છે. "અવળાનું સવળું કરે સુંદરવર, જ્યારે જન જાયે હારી." ( દયારામ )

બીજાના દોષ અને નિર્બળતા સહન કરવાનો અભ્યાસ વધારવો કેમકે બીજાઓને સહન કરવા પડે એવા તમારા પણ ઘણા દોષ હશે. જેવા થવાની તમે ઇચ્છા રાખો છો તેવા જ્યારે તમે પોતે પણ થઇ શકતા નથી ત્યારે બીજાઓથી કેમજ બની શકે.

આપણે બીજા લોક પાસે પૂર્ણતાની આશા રાખીએ છીએ પણ આપણા દોષ સુધારવાની કાળજી રાખતા નથી.

૩ આપણે લોકોને દોષરહિત થએલા જોવા ઇચ્છીએ છીએ પણ તેવા થવાને આપણે પ્રયાસ કરતા નથી.

બીજાઓને સ્વચ્છંદે વર્તતા જોઈ આપણે નારાજ થઇએ છીએ પણ આપણી એકાદ માગણી તૃપ્ત ન થાય તો મનને ઘણોજ ક્ષોભ થય છે.

બીજાઓને નિયમોથી બાંધી લેવા આપણે તૈયાર છીએ પણ આપણે પોતે તેમાંથી તદ્દન મુક્ત રહેવા ઇચ્છીએ છીએ.

આ ઉપરથી ઉઘાડું માલુમ પડે છે કે લોકોના ગુણ દોષની તુલના કરતી વખતે તેઓની સ્થિતિમાં આપણે હોઇએ તો શું કરીએ તેનો વિચાર કરતા નથી.

જો બધાં માણસો પૂર્ણ હોય તો ભગવાનની ભક્તિ કરતાં ભક્તજનોને શા માટે લોકો તરફથી દુઃખ ખમવાં પડે ?

૪ પણ ભગવાનની એવી યોજના છે કે આપણે એકબીજાનાં દોષ સહન કરવા અને તેમ કરીને મનોબળ મેળવવું. તેટલા માટે આ જગતમાં દોષ રહિત કોઇ નથી; પૂર્ણ કોઇ નથી; સર્વજ્ઞ કોઇ નથી. પણ સર્વ થોડાઘણા માયા મુગ્ધ દોષવાન અને અપૂર્ણ છે. તેટલા માટે આપણે એકબીજાને ધૈર્ય આપવાનું છે; દિલાસો આપવાનો છે અને જરૂર પડે સહાય અને શિખામણ પણ આપવાની છે.

દરેક માણસનું ધર્મબળ આપત્તિના સમયમાં સારીરીતે અંકાય છે. કારણ કે એવા પ્રસંગોથી જ્ઞાની ધર્મ માર્ગમાંથી ચલિત થતો નથી પણ તેનું ખરૂં પુરૂષત્વ પ્રકટ થાય છે.

## મંત્ર ૧૭ મો.

### સાધુ જીવન.

૧ હે સાધક ! તારે ઘણી બાબતોમાં મનોનિગ્રહ કરતાં શીખવું જોઇએ. તેમ કરીશ તોજ તું શાંતિમાં અને સર્વની સાથે સુલેહથી જીવી શકીશ.

મઠમાં અથવા એવા કોઇ આશ્રમમાં રહેવું એ પણ મોટી વાત છે તોપણ ત્યાં રહીને વિતૃષ્ણપણે જીવન ગાળવું અને જીવનની આખરની ઘડી સુધી ઇશ્વિર ભક્તિમાંજ નિમગ્ન રહેવું એ વધારે મહત્વનું છે.

આરંભથી તે આખર સુધી જે મનુષ્ય આવી સ્થિતીમાં રહી શક્યો છે તેને ધન્ય છે.

જો તારે ધર્મમાં દ્દઢ રહેવું હોય અને આગળ વધવું હોય તો આ જગતને ધર્મશાળા માનજે અને તું પોતાને એક મુસાફર અથવા તો એક દેશનિકાલ થયેલા મનુષ્ય જેવો સમજજે.

જો તારે ભક્ત થવું હોય તો ભક્તિની ખાતર તારે મૂર્ખ ઠરવું પડે તો તું અચકાતો નહિ.

૨ બહારનાં ભગવાં વસ્ત્ર અથવા માળા તિલકથી નહિ જેવી અસર થાય છે પણ ઇંદ્રિયોનો સંપૂર્ણ નિગ્રહ અને પૂર્ણ નૈતિક બળમાં ભક્તનાં લક્ષણોનો સમાવેશ થાય છે.

જે પોતાના આત્માનું કલ્યાણ અને ઇશ્વર પ્રાપ્તિ સિવાય અન્ય પદાર્થો ઉપર મોહ રાખે છે તે મૂર્ખ છે અને તેને દુઃખ અને અશાંતિ સિવાય બીજા કશાનો લાભ થવાનો નથી.

જે દીનથી પણ દીન અને સર્વથી નીચ થવાને તૈયાર નથી તેને પૂર્ણ શાંતિ કદી મળવાની નથી.

૩ હે વત્સ ! તું સેવા કરવા આવ્યો છે, સેવા કરાવવા નથી. આવ્યો તારો ધર્મ દુઃખ સહન કરવામાં અને પુરૂષાર્થ કરવામાં છે.

કદી આળસમાં અને મિથ્યા વિષય પર વાતો કરવામાં તમારો વખત ગુમાવોતા નહિ.

જેમ ભઠ્ઠીમાં સુવર્ણ તપીને શુદ્ધ થાય છે તેમ મનુષ્ય પણ સાધુના આશ્રમમાં તવાઇને શુદ્ધ બને છે.

ઇશ્વરના પ્રેમની ખાતર જે મનુષ્ય ખરા જીગરથી દીન થવાને તૈયાર નથી તેને સાધુઓના આશ્રમમાં સ્થાન હોવું ન જોઇએ.

## મંત્ર ૧૮ મો.

### ભક્તજનોનાં દ્દષ્ટાંત વિષે.

નિરંતર ભક્તોનાં જીવનનું મનન કરજે. જેઓ પૂર્ણ સ્થિતિને પામ્યા છે અને જેમણે ધર્મનું યથાવિધિ પાલન કર્યું છે તેમના આંતર જીવનનો અભ્યાસ કરજે. તેમ કરતાં તું હજી કેટલો અપૂર્ણ છે અને તારાં કાર્ય કેવાં તુચ્છ તે તને બરાબર સમજાશે.

એ ભક્તો સાથે સરખાવતાં આપણાં જીવન કેવાં ક્ષુદ્ર લાગે છે !

અપૂર્ણ.

---

ઍક્ટ, નરવાનો ઍક્ટ, મ્યુનીસીપાલ ઍક્ટ, જમીન લેવા બાબતનો ઍક્ટ, સુતરાઉ માલ ઉપર જકાત લેવાનો ઍક્ટ, જંગલી પક્ષી તથા શિકારના રક્ષણ બાબતનો ઍક્ટ, હિંદુસ્તાનનો ચલણી નાણું બાબતનો ઍક્ટ, હિંદુસ્તાનનો તારીફનો ઍક્ટ, જળમાર્ગની કસ્ટમની ડયુટી લેવા બાબતનો ઍક્ટ, જંગલનો, વતન બાબતનો ઍક્ટ, ઈરીગેશન ઍક્ટ, શિતળા કાઢવાનો ઍક્ટ, જનાવર તરફ ઘાતકીપણું અટકાવવાનો ઍક્ટ, સેનીટરી ઍક્ટ, છાપવાના પ્રેસો તથા વર્તમાનપત્રો અને બુકો નોંધવા બાબતનો ઍક્ટ, વર્તમાનપત્રનો ઍક્ટ, હથિઆર તથા યુદ્ધ સામગ્રી બાબતનો ઍક્ટ, ફટકાની શિક્ષા કરવા બાબતનો ઍક્ટ (નવો) વિગેરે વિગેરે.

**અમદાવાદના મે. ડીસ્ટ્રીક્ટ ડીપોટી કલેક્ટર સાહેબ અને સબ. ડી ફ. ક્લાસ માજીસ્ટ્રેટસાહેબ મે. નર્મદાશંકર દેવશંકર મહેતા બી. એ** લખે છે કેઃ—**શ્રી. જેઠાલાલનું** 'કાયદાનો શિક્ષક'એ નામનું પુસ્તક કે જેમાં કાયદાઓ અને રૂલોનો સમાવેશ કર્યો છે, તે તમામ ગુજરાતી જાણનારા મુખત્યારો તથા રેવન્યુ હિસાની અને પોલીસ ખાતાના સઘળા સરકારી નોકરોને ઘણું જ ઉપયોગી થઇ પડશે. અને તેમાં અત્યાર સુધીના સુધારા વધારા દાખલ કરેલા છે. તેના કાગળો ટાઇપો અને બાંધણી વીગેરે વખાણવા લાયક છે અને મને ખાત્રી છે કે આપણા હાલના જમાનામાં ગુજરાતી જાણનારા બુદ્ધિશાળી વર્ગની તે ઘણા લાંબા વખતની ખોટ પુરી પાડશે.

આ સિવાય અનેક અભિપ્રાયો મળ્યા છે. પુસ્તકની કીં રૂ. ૫) પો. ૦–૭–૦.

---

## અમારા તરફથી હાલમાં નવાં બહાર પડેલાં પુસ્તકો.

# ત્રિકાળ દર્શક દર્પણ યાને પ્રેતાવાહન વિદ્યા

આ નામનું એક અતિ ઉપયોગી પુસ્તક હાલમાંજ બહાર પડ્યું છે. જેમાં ભૂત ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળનું જ્ઞાન દર્શાવનાર દર્પણો, ચમત્કારિક વિંટીઓ વિગેરે બનાવવાના તેમજ પ્રેતોનું આવાહન કરી તેની સાથે વાતચિત કરવાની વિદ્યા ઉપરાંત હિપ્નોટીઝમ, મેસ્મેરીઝમના પ્રયોગો સિદ્ધ કરવાના રહેલા અને સરળ ઉપાયો, જાદુઇના આશ્ચર્યજનક ખેલો કરવાના સહેલા અને તુરત બની શકે તેવા ગુપ્ત પ્રયોગો, કેટલીક ગુપ્ત વિદ્યા ઉપરાંત અનેક ચમત્કારીક વિદ્યાનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ વિદ્યાને સિદ્ધ કરનાર માણસને ભૂત. ભવિષ્ય અને વર્તમાનકાળનું જ્ઞાન થાય છે. ઉપરાંત અન્ય જનોને ભવિષ્ય અને વર્તમાનકાળનું જ્ઞાન થાય છે. ઉપરાંત અન્ય જનો આગળ મોટા સિદ્ધ અને ચમત્કારિક પુરૂષ તરીકે લેખાય છે. આવા ઉપયોગી પુસ્તકની કીં. રૂા. ૨–૦–૦ પો. ૦–૪–૦ પાકું સોનેરી પુઠું, જાડા ગ્લેઝ કાગળો.

---

# પરસીયન નાઇટસ.

ગૃહસ્થો, આપે અરેબીયન નાઇટસ તો વાંચીજ હશે. ને જેમ આરબોની વાર્તા છે તેમ આ પરસીયન વાર્તા છે. અરેબીયનનાઇટસ જેવીજ રસીક અને બોધક વાર્તાઓ આ પુસ્તકમાં છે. અરેબીયનનાઇટસમાં જેમ એક બાદશાહને સ્ત્રીયો પ્રતિ તિરસ્કાર ઉત્પન્ન થઇ વાર્તાઓ શરૂ થાય છે તેમ આ પુસ્તકમાં એક શાહજાદીને પુરૂષો ઉપર તિરસ્કાર હોવાથી તે લગ્ન કરતી નથી. અને જ્યારે તેને તેની વૃદ્ધ દાસી અનેક વાર્તાઓ કહી પુરૂષોની સહૃદયતા અને પ્રેમનું વર્નન કરે છે એટલે તેનો ભાવ બદલાય છે. અને વિવાહ કરે છે. ઘણીજ મનોરંજક વાર્તાઓનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે. જેનાં હીંદી, બંગાળી અંગ્રેજી વિગેરે ઘણી ભાષામાં ભાષાંતરો થઇ ચુક્યાં છે. એકવાર હાથમાં લીધા પછી વાંચ્યા સિવાય છુટકોજ થતો નથી. પાકું પુઠું, જાડો ગ્લેઝ કાગળો. આવા મનોરંજક અને રસદાર પુસ્તકનો દરેક માણસ લાભ લે તે અર્થે તેની કીંમત માત્ર રૂા. ૧–૮–૦ પો. ૦–૨–૦ રાખી છે.

જેઠાલાલ દેવશંકર દવે. વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ

હવે કેમીકલ વર્કસની અમૃતતુલ્ય ગુણકારી દવાઓ. ૭

આ કારખાનામાં બનેલી ભષ્મો ગુણકારી અને કોઇપણ પ્રકારનું નુકસાન ન કરે તેવી છે.

# ભષ્મો.

## अभ्रक भष्म.

( હજાર પુટી ).

ક્ષયમાં આ ભષ્મ બહુ વપરાય છે. નબળાઇમાં અને ઘડપણની નબળાઇમાં તથા દમમાં આ ભષ્મ સારો ગુણ આપે છે. ધાતુની નબળાઇ મટાડી, પુષ્ટ કરે છે. ૧ તોલાની કીં. રૂ. ૩૦–૦–૦.

માત્રા ૧ થી ૩ રતી, મધ સાથે દિવસમાં બેથી ત્રણ વખત લઇ ઉપર દૂધ પીવું.

---

અભ્રક ભષ્મ—( શતપુટી ) ગુણ–તથા પ્રમાણ ઉપર પ્રમાણે ૧ તોલાની કીં. રૂ. ૧૦)

## लोह भष्म—રાજવૈદ્ય ભષ્મ.

પાંડુ, સ્ત્રીઓનો પાંડુરોગ, રતવા, મૂત્ર પીંડ, હૃદરોગ, ગંડમાળ, ક્ષય, સાધારણ નબળાઇ અને ધાતુની નબળાઇ મટાડે છે. માત્રા ના થી ૩ રતી. જમ્યા પછી દિવસમાં બે વખત મધ કે ઘી સાથે લેવી, ઉપર દુધ પીવું. તોલા ૧ ની કીં. રૂ. ૫.

## नाग भष्म—શીસાની ભષ્મ.

પેશાબના રોગોમાં તથા સાધારણ નબળાઇમાં આ ભષ્મ ઉપયોગી છે.

માત્રા ૧ થી ૬ રતી માખણ કે ઘી સાથે દિવસમાં બે વખત લેવી, મરચા વિગેરે ગરમ પદાર્થો ન ખાવા. તો. ૧ ની કીં. રૂ. ૫.

## प्रवाल भष्म.

પાઠામાં, પેશાબમાં થતા વીર્યસ્ત્રાવમાં ઉદરસમાં, ગરમીના બાકી રહેલા વિકારમાં, ક્ષયમાં, વહ, ઘેલછા અને સાધારણ નબળાઇમાં આ ભષ્મ ઉપયોગી છે.

માત્રા ૨ થી ૬ રતી દિવસમા બે વખત જમ્યા પછી મધ સાથે લેઇ ઉપર દુધ પીવું. તોલા ૧ ની. કીં. રૂ. ૨.

## बंग भष्म—કલાઇની ભષ્મ.

પેશાબના રોગો અને નબળાઇમાં, સ્વપ્નામાં ધાતુનું જવું તથા, ધાતુનું ક્ષીણ થવું તેમાં ગુણ કરે છે. માત્રા ૨ થી ૪ રતી માખણ કે મધ સાથે દિવસમાં બે વખત લેવી, તોલા ૧ ની કીં. રૂ. ૫.

## चंद्रोदय.

ધાતુની નબળાઇ ઉપર આ ભષ્મ અકસિર છે. માત્રા ૧ થી ૩ રતી. મધ સાથે ખાઇ ઉપર દુધ પીવું તો. ૧ ની કીં. રૂ. ૫૦).

## मुक्ता भष्म—સાચાં મોતીની ભષ્મ.

સાધારણ નબળાઇ, ઉદરસ, ક્ષય, અને દમમાં આ ભષ્મ ઘણો ગુણ કરે છે. કીં. તો. ૧ ની રૂ. ૩૦. માત્રા ૧ થી ૩ રતી. મધ કે ઘી સાથે દિવસમાં બે વખત લેવી.

## मंडुर भष्म.

પાંડુમાં, સ્ત્રીઓના પાંડુમાં, સાધારણ નબળાઇમાં, ધાતુની નબળાઇમાં અને માટી ખાનારા બાળકોની પાંડુવાળી અશક્તિમાં બહુ ઉપયોગી છે.

માત્રા ૧ થી ૮ રતી. દિવસમાં બે વખત જમ્યા પછી મધ કે માખણ સાથે લેવી. ઉપર દુધ પીવું. તો. ૧ ની કીં. રૂ. ૨.

## सुवर्ण माक्षीक भष्म.

પાંડુમાં, સ્ત્રીઓના પાંડુમાં, હૃદરોગમાં, ગંડમાળમાં, સાધારણ નબળાઇમાં, અને ધાતુની નબળાઇમા આ ભષ્મ ગુણ કરે છે. તો. ૧ ની કીં. રૂ. ૨.

માત્રા ૧ થી ૬ રતી. દિવસમાં બે વખત જમ્યા પછી મધ સાથે લેવી.

## शृंग भष्म—સાબરસીંગાની ભષ્મ.

શ્વાસ, શળ અને ઉદરસ મટાડી પુષ્ટ કરે છે.

માત્રા ૧ થી ૩ રતી. ઘી કે મધ સાથે દિવસમાં બે વખત લેવી. તો. ૧ની કીં. રૂ.૧.

## सुवर्ण वसंत मालति.

ઉદરસ અને ખાસ કરીને ક્ષય તથા દમમ બહુજ ગુણ કરે છે. રૂચિ વધારે છે. શક્તિ આપે છે. ધાતુને સુધારે છે, જીર્ણજ્વરને મટાડે છે. ધાતુગત જ્વર, વાયુ, શોષ, લોહિવિકાર અને દુબળાપણાને મટાડી, બાળક, વૃદ્ધ, સુતિકા અને ગર્ભિણી સ્ત્રીના દરદોને મટાડે છે.

માત્રા ૧ થી ૪ રતી પીંપર અને મધ સાથે દિવસમાં બે વખત લેવી. ઉપર દુધ પીવું. ૧ તોલાની કીં. રૂ. ૨૦–૦–૦.

હવે કેમીકલ વર્કસ–અમદાવાદ.

તે ચિત્રકાર આ ઉત્તર સાંભળી હસ્યો અને કહ્યું કે તારે મ્હોટા થવાની મહેચ્છા નહિ હોય.

આ પ્રમાણે રમણ પોતાના વતનમાંજ રહ્યો. પોતાનાં મનનાં સ્વપ્નોને, કલ્પનાએ ઉભી કરેલી મૂર્તિઓને ચિત્રમાં ઉતારતો. સમુદ્ર કિનારે બેઠો બેઠો ચિત્ર દોરતો અને આ ઉદ્યોગમાંજ તે મસ્ત રહેતો. તે કહેતો કે ચિત્રમાં આલેખવા લાયક કોઇ સૌન્દર્યની પ્રતિમા દુનિયામાં જો હશે તો તે સમુદ્ર કિનારેજ પ્રાપ્ત થવી જોઇએ.

એક દિવસ પ્રભાત થતુ હતું તે વેળાએ રમણ સમુદ્ર કિનારે આવ્યો. ક્ષિતિજ ધુમ્મસથી છવાઇ ગયુ હતું. સમુદ્ર શાંત, સ્વચ્છ, આરસીના જેવો પથરાયો હતો. રમણનું હૃદય હમેશની માફક આનંદથી ભરાઇ ગયું. તે એવી ઉશ્કેરાયલી હાલતમાં આ સૌન્દર્ય નું દર્શન કરવા લાગ્યો.

તેને તેજ ક્ષણે એક અલૌકિક બનાવ નજરે પડયો. સમુદ્ર-કિનારે પાંચ-સાત દિવ્ય કુમારિકાઓ નૃત્ય કરતી હતી. તેમના દેહ સમુદ્રના ફિણના જેવા હલકા હતા. તેમના દીર્ઘ કેશ પવનમાં ફરકતા હતા. નૃત્ય કરતાં કરતાં તેઓ મોહક છટાથી તાળી પાડતી હતી. કોઇ વાર તેઓ પાણીમાં દોડી જતી. તરંગમાલાની સાથે ક્રીડા કરતી; વળી સમુદ્ર તટ ઉપર રેતીમાં દોડા-દોડ કરતી—જાણે સમુદ્રની ન્હાની રમણીય લહરીઓ. તેમના ખુલ્લા હાસ્યથી સમુદ્રતટ ગાજી રહ્યો હતો.

રમણ મંત્ર મુગ્ધ જેવો ઉભો તેનું કવિ-હૃદય આનંદમાં ગરકાવ થઇ ગયું. તે જરાક તેમના તરફ ગયો પણ તેને જોતાંજ તે કુમારિકાઓ ભયની મધુર મોહક ચીસ પાડી ન્હાસી ગઇ અને દરિયામાં અદૃશ્ય થઇ ગઈ. માત્ર એક બાલા બધાના ગયા પછી પણ ઉભી રહી. જાણે ચંદ્રના તેજવડે તેનો દેહ ઘડાયો હોય એવી તે પરમ સુંદરી હતી. નાજુક હતી કે પવનની એક ધીમી લહરથી પણ ઉડી જાય. પરમ કોમળ! પરમ સુન્દર! તેના સોનેરી વાળ તેના પૃષ્ટ ભાગને ઢાંકી દેતા હતા. તેના પર વળગેલાં પાણીનાં ટીપાં ઉગતા સૂર્યના કિરણમાં હીરા જેવા ચળકતાં હતાં. ભૂરા સમુદ્ર જેવી તેની આંખ ભૂરી હતી. તેનાં વસ્ત્ર સમુદ્રના ફીણ જેવાં સૂક્ષ્મ અને આછાં હતાં.

સૌન્દર્યની દેવીટી પાસે રમણ હળવે પગલે ગયો.

"ઓ રમણીય બાલા! તું કોણ છે? સમુદ્ર જેવી ભૂરી આંખ વાળી બાલા! મને કહીશ તું કોણ છે?"

હિન્દુ તેણે જ વિનાશ થયો. પણ તેના મુખ ઉપર મધુર હાસ્ય પથરાયું. તે રમણની
રાશો નહિ. કહે તેને કહેવા તેણે એકદમ પોતાનો નાજુક હાથ લંબાવ્યો અને રમણને
આપણી ઉઘ પૂરી થઇ નથી તુને પોતાની સાથે ખેંચની તે બાલા દરિયા તરફ ચાલી.
કેના ઘેનમાં ઘોરતા નામધારી જુતો. આખરે તે બાલાએ પાણીમાં પ્રવેશ કર્યો, રમણ થંભ્યો.
પડના હિન્દુઓ! તમે તમારી સમુદ્રમાં ન અવાય. હું ડુબી જાઉં તું મારી સાથે રહે
વર્ષ પૂર્વે સ્થાપેલાં તમારાં શાઓને.
જાગો ને સાંભળો અમારો સૂરતનો અને સમુદ્ર તરફ આંગળી કરી રમણને નિમંત્રણ કરવા
વાગ્યા—ભાઇ બાર! હિન્દુ ભાઇઓ રહેજ ખેંચો પણ જ્યારે તે અડગ રહ્યો ત્યારે તે બાલા
મધુર હાસ્ય કરતી ધુમ્મસથી છવાયલા સમુદ્ર જળમાં પેસી

અદ્રશ્ય થઈ ગઇ. રમણ ચકિત થયો; સ્તંભિત થયો; તે બાલા પુનઃ જળ બહાર આવશે એવી આશાથી ત્યાંને ત્યાંજ ઉભો. પણ કિનારા તરફ દોડી આવતી રમતીઆળ તરંગમાલા સિવાય કાંઇ તેની નજરે પડ્યું નહિ. તે વિચારમાં ડુબી ગએલો, દશામાં ઘેર ગયો.

તે ખાધું ન ખાધું કરી ઉઠી ગયો અને પોતાની રંગની પેટી, પીંછી વિગેરે ચિત્રનો સાહિત્ય લઈ સમુદ્ર તીરે ગયો. "જે સુન્દર કુમારિકાને મેં સવારમાં જોઇ તેનું હું ચિત્ર કહાડીશ" એવો સંકલ્પ કરી તે એક એકાંત જગ્યાએ ગયો. જે અલૌકિક સૌન્દર્ય તેની સ્મરણ શક્તિમાં રમી રહ્યું હતું તેણે રંગવડે મૂર્તિમાન્ કરવા માંડ્યું. એમ કરતાં કરતાં સૂર્યાસ્ત થયો. તેણે જે કાંઇ જોયું હતું, જે જે કલ્પ્યું હતું તે સર્વને એક ચિત્રમાં એકત્રિત કરવાનો મહાપ્રયાસ આરંભ્યો. રાત પડી પણ ચિત્ર અધુરૂં હતું. તેણે પોતાનાં ચિત્રના ઉપકરણ તથા અધુરૂં ચિત્ર સર્વ એક ગુપ્ત જગ્યાએ છુપાવી રાખ્યાં.

રાત્રિ લગભગ વગર નિદ્રાએ પ્રભાતની રાહ જોવામાં પસાર થઇ. પરોઢીયું થતાંજ રમણ ઉઠી ઉભો થયો. અને પેલી દિવ્ય કુમારિકાનું દર્શન, થશે એવી આશાથી હરખભેર તે સમુદ્ર કિનારે દોડી ગયો. તેણે શંકા પણ જતી વખતે તે સઘળું દ્રશ્ય સ્વપ્ન તો નહિ હોય! પણ તેનો મધુર, રોમાંચ ખડો કરતો લલિત સ્પર્શ, પ્રેમથી નૃત્ય કરતાં નેત્ર, તેનું પ્રસ્ફુટ હાસ્ય! ના, ના, સ્વપ્ન ન જ હોઇ શકે. એવી ઉત્સુક અવસ્થામાં રમણ, સમુદ્રતટ ઉપર આવી પહોંચ્યો. જુએ છે તો ગઈ કાલના જેવોજ દેખાવ! તે કુમારિકાઓ પ્રથમની માફક નૃત્ય કરી રહી હતી! રમણ તેમની કને ગયો એટલે તેઓ પંખિણીની પેઠે એકદમ અદ્રશ્ય થઈ ગઇ. પણ પેલી રમણીયતાની દેવી! તે તો રમણ તરફ સ્મિત કરતી, પોતાની પાસે આવવા ઉત્તેજિત કરતી ઉભી હતી. વાયુથી ડોલતી કુમળી વેલીની પાંદડી જેવી તેની આંગળીઓ રમણને આવકાર દેતી હતી. અરે! આ સ્વપ્ન નથીજ. રમણનો આત્મા શરીરમાંથી ખેંચાઈ તે બાલિકામાં જાણે તન્મય થતો હોય એવો તેને અનુભવ થયો. આટલા સમય સુધી સૌન્દર્યની દિવ્ય ભાવના પોતે શોધતો હતો તેજ આજે મૂર્તિમાન થઇને ઉભી છે? નીલકમળ જેવા નેત્ર,ચન્દ્રિકા જેવી દેહકાન્તિ, સોનેરી વાળ વાળી અપ્સરા એજ મારો આદર્શ હશે?

આ વખતે રમણ કશું બોલ્યો નહિ કેમકે ગઇ કાલે તે બાલિકાએ તેના કથનનો ઉત્તર આપ્યો ન હતો પણ જે ઠેકાણે તેણે પોતાનું અધુરૂં ચિત્ર છુપાવી રાખ્યું હતું ત્યાં જવાને તે કુમારિકાને ઇશારત કરી થોડીવાર પછી તે રમણની સાથે આવવા લાગી. રમણના હાથમાં જ્યારે તે અપ્સરાએ પોતાનો પુષ્પ જેવો કોમળ, દુધના ફીણ જેવો શ્વેત ન્હાનકડો હાથ સરકાવી દીધો ત્યારે તેના આખું શરીર હર્ષથી રોમાંચિત થઇ ગયું.

તેઓ સાથે સાથે ઉપર કહેલી જગ્યાએ ગયાં. રમણને ઇશારતથી તે અપ્સરાને સમજાવ્યું કે તું અહિં થોડીવાર ઉભી રહે કેમકે મારે તારૂં ચિત્ર આલેખવું છે. તે પણ રમણના મનની વાત સમજી હોય અને તેને એ વાત પસંદ હોય તેમ તે પોતાના સૌન્દર્યનો પૂર્ણ વિકાસ કરી રમણની સામે ઉભી. તે ત્વરાથી કામ કરવા લાગ્યો. તેને ચિન્તા એટલીજ હતી કે રખે ને તે ગઈ કાલની પેઠે અદ્રશ્ય થઇ જાય ચિત્ર પૂરૂં થવા આવ્યું. નિર્જીવ રંગ અને રેખાઓ જીવંત થવા લાગ્યા. પણ એટલામાં તે અપ્સરાએ આકાશમાં

ન્હડતા સૂર્ય તરફ આંગળી કરી અને રમણને ઉતાવળથી એક ચુંબન કરીને રેતીમાંથી એકદમ સમુદ્રમાં ચાલી ગઈ.

તેના ગયા પછી રમણ તો કામ કરતોજ ગયો. ચિત્ર ધીમે ધીમે ચિત્રનું રૂપ લેતું ગયું. તેને પોતાને પોતાના કામથી સંતોષ થયો હતો તેને ત્યાંનું. ત્યાં રહેવા દઇ ઘેર ગયો.

"રમણ! તુ તો હમણાં આખો દિવસ બહારનો બહાર રહે છે, કેમ વારુ!" રમણની માએ પૂછયું.

"મને સૌન્દર્યનો આદર્શ આટલે વર્ષે હાથ લાગ્યો છે."

તેની મા તેનો સ્વભાવ જાણતી હોવાથી વધારે બોલી નહિ. રમણ જમ્યો અને ફરી પાછો બહાર જવા નીકળ્યો. તેની મા વિચારમગ્ન થઇ તેની પૂઠ જોતી ઉભી રહી.

રોજ સવારમાં રમણ સમુદ્ર કિનારે આવતો અને ભૂખ તરસ કશાની પરવા રાખ્યા વગર સાંજ સુધી કામ કરતો કોઈ કોઇ દિવસ તે અપ્સરા ઘણો વખત તેની પાસે ઉભી રહેતી. કોઈ વાર તે મોંઘી થતી અને જરા વાર થોભી ચાલી જતી. એમ કરતાં દોઢ મહેનો થવા આવ્યો ત્યારે ચિત્ર સંપૂર્ણ થયું.

હવે રમણને શ્રમ જણાયો. તે હાથ પર માથું ટેકવી બેસી રહ્યો. અત્યાર સુધી ઉમંગને લીધે તેને શ્રમ જણાતો નહતો પણ હવે તે પૂરૂં થયું એટલે તેને થાક લાગ્યો અને જરા એકલો પડયો. સાંજ પડવા આવી હતી અને રાત્રિનો કાળો પડદો આકાશમાં વિસ્તરાવા લાગ્યો. ચંદ્ર ક્ષિતિજમાં ઉગતો જણાયો રમણે જાણ્યું કે રાત પડી ચૂકી. તેનું શરીર અકડાઇ ગયું હતું પણ જ્યારે ચંદ્રના અજવાળામાં પોતાના ભવ્ય ચિત્રને તેણે જોયું ત્યારે પ્રફુલ્લ અને ગર્વિત થયો. કદિપણ આવું સુશોભિત, લલિત ચિત્ર કોઇએ ચિતર્યું નહતું. જાણે નાસવાની તૈયારીમાં હોય તેમ તે અપ્સરા ચિત્રમાં ઉભી હતી. પવનમાં ફરફરતા તેના સોનેરી વાળ ઝબ્બાની પેઠે તેની આસપાસ ઝુમી રહ્યા હતા. આવી રમણીય આકૃતિ! રમણ પોતે પોતાના ચિત્રના સૌન્દર્યથી મુગ્ધ થઈ, વિવશ થઇ બેસી ગયો અને તે નિર્જીવ ચિત્રને ગાઢ પ્રેમથી હૃદય સાથે દાબવા લાગ્યો.

તેના હોઠ કાંઇક કપ્યા. "હું તને ચાહું છું, પૂજું છું, આરાધું છું. હું મનુષ્ય છું ને તું અપ્સરા છે કદિ પણ હું તને મારી પત્ની કરીને જીવન પર્યન્ત મારી ગણીને મારા હૃદયના સાચા પ્રેમથી તારી આરાધના કરી શકીશ નહિ. પણ તે છતાં હું તનેજ ચાહું છું."

તે આખી રાત બેભાન હાલતમાં ત્યાંને ત્યાં પડી રહ્યો. વળી પાછું આકાશ રક્ત વર્ણું થયું અને હંમેશની માફક તે અપ્સરા ત્યાં આવી ઉભી.

તે ધીમે પગલે રમણની પાસે આવી, અને તેને પૃથ્વીપર પડેલો જોયો. તે જોતાંજ તેના નેત્રમાં, ચ્હેરામાં ભય વ્યાપી ગયો. તે નીચી નમી અને ધીરેથી તેણે રમણને ખોળાપર ઉઠાવ્યો. તેના ખભાપર માથું ટેકવી રમણ બેઠો થયો. તેણે આંખ ઉઘાડી અને તેનો ચ્હેરો આનંદથી પ્રફુલ્લ થયો.

તેણે મૃદુસ્વરે કહ્યું, "શું તું જ મારી પાસે બેઠી છે!"

સાચા પ્રેમથી નીગળતી આંખે અપ્સરાએ નીચી નમીને રમણને જોયો તેના ગુલા-

બની પાંખડી શા હોઠ સ્મિતવડે વિકસવા લાગ્યા સમુદ્ર ભણી આગળ રમણને ત્યાં આવવાને ઇસારતથી પ્રાર્થના કરવા લાગી રમણ મુશ્કેલ થયો અને જાણે સ્વપ્નાવસ્થામાં હોય તેમ તેની પાછળ પાછળ જવા લાગ્યો. અપ્સરા જરા આગળ ચાલતી હતી. પુનઃ પુનઃ પાછી ફરી રમણને ઇશારતથી સ્મિતથી તેના પાછળ આવવા ઉત્તેજિત કરતી હતી. એમ કરતાં કરતાં તેમણે સમુદ્રમાં પ્રવેશ કર્યો. રમણની આસપાસ સમુદ્રનું શીતળ જળ ચારે બાજુએ ફરી વળ્યું હતું. પ્રથમ તેના ઘુંટણ સુધી, પછી કમર સુધી, પછી ગળા સુધી પાણી આવી ગયું. રમણ સહેજ ગભરાયો. તેણે ગભરાટમાં પોતાના હાથ પહોળા કર્યા.

"હું પ્રેમાન્ધ છું," રમણે કહ્યું અને એ શબ્દ નીકળતાંજ બે કોમલ હાથ તેની ગરદનની આસપાસ વીંટલાયા; બે મધુર હોઠ તેના હોઠ સાથે જડાયા......અને પછી... ... જે ઠેકાણે રમણ ઉભો હતો ત્યાં એક સમુદ્રના મોજાના વિભાગ અને પાછું જળ હતું તેવું ને તેવું થઇ ગયું.

ઘણો સમય થયો અને રમણ ઘેર પાછો ન ફર્યો ત્યારે તેનાં માબાપને ચિન્તા થઇ તેથી તેમણે તેની ખોળ કરવા માંડી એક હોડીવાળાને સમુદ્રનાં મોજાંથી ઘસડાઇ આવેલું તેનું શબ હાથ લાગ્યું. ડુબી ગએલા માણસના જેવી તેની મુખાકૃતિ ન હતી. એક પરમ સુખમય સ્વપ્ન નિહાળતો હોય એવી પ્રસન્ન મુખમુદ્રા ધારણ કરી તે જાણે મધુર નિદ્રા લેતો હોય એમ તે સુતો હતો. લોકો તેના શબને ઘેર લઇ ગયા. તેનાં દુઃખી માતાપિતાએ રડારોળ કરી મૂકી.

કોઇએ તેને સમુદ્રકિનારે કામ કરતો જોયો હતો તે તેનો ચિતરવાનો સામાન લાવવા તે જગ્યાએ દોડી ગયો. પણ જોયું તો એક પરમ મનમોહક ચિત્ર ત્યાં પડયું હતું. તે બીજા લોકોને ત્યાં તેડી લાવ્યો. ને અજાણ લોકો પણ ચિત્રને જોઇને દિઙ્ગ થઇ ગયા. તેમને પણ લાગ્યું કે ચિત્રની બેહદ શોભા, રમણનું ભેદ ભર્યું મરણ એ સર્વની વાર્તાનો વિષય હતો. આ વાત બધે ફેલાઇ. આસપાસનાં ગામના અનેક લોકોએ ચિત્ર જોવા આવવા લાગ્યા.

પેલો ચિત્રકાર જે રમણને ન્હાનપણથી ઓળખતો હતો તે પણ આવ્યો. જ્યારે તેણે રમણનું ચિત્ર જોયું ત્યારે તેને રમણે કહેલા શબ્દ આવ્યા.—

"જ્યારે મને કોઇ પણ પ્રકારના સૌન્દર્યનું દર્શન થાય છે ત્યારે તરત હું તેને ચિત્રમાં ઉતારૂં છું. કુદરત મને શીખવે છે. એ શિવાય વધારે તાલિમની મને જરૂર નથી"

તેણે રમણના બાપ પાસેથી એ ચિત્ર ભારે કિંમત આપી વેચાતું લીધું. તેને રાજધાનીના પ્રસિદ્ધ સ્થાનમાં જગ્યા મળી અને દેશદેશના લોકો તેને જોઇ જોઇ ચકિત થતા. ચિત્રનું લાવણ્ય અને તેના આલેખનારનું અજાયબ જેવું મરણ એ બે જાણી સર્વનું હૃદય દ્રવીભૂત થતું.

પણ પેલો ચિત્રકાર તો સમજતો કે એ કોઈ અપ્સરા ન હતી પણ માનસશાસ્ત્રના નિયમ પ્રમાણે ધ્યાન અને સતત ચિંતવનને લીધે એક અપૂર્વ સુન્દર સ્વપ્ન રમણે જોયું હશે.

કરી તેમણે કલાક ઇષ્ટ સ્તુતિના પદો તેજ બગીચામાં બેશી ગાયાં ને અંતે છેવટે શશિવદની આનંદથી બોલી પ્રભુ ! આપ યોગ્ય સમયે યોગ્ય માર્ગો દર્શાવો છો જ ને તેથી તે પ્રમાણે વર્તવાનું સામર્થ્ય અર્પશો આપની સમગ્ર સૃષ્ટિ બોધરૂપ છે ને આથીજ આપ ક્ષણે ક્ષણે તેનું યથાર્થ સ્વરૂપ જાણવાનું ને વિચારવાનું સ્ફુરણ કરશો એ પ્રાર્થના છે.

વિનોદીની ને શશિવદની બે ઉઠયાને શશિવદનીએ છેવટે કહ્યું બહેન ! આ એકજ સ્મરણમાં રાખજે આ સૃષ્ટિ જ એજ એક વાસ્તવ જ્ઞાન પામવાની શાળા છે ને તેમાંથી સર્વે જાણી શકાય છે યોગ્ય વિચાર કરવાથી સર્વે મળશેજ.

આ રીતે ઉચ્ચ નિશ્ચયોને કરતાં તે બે છૂટાં પડી તે વિચારથી ક્રિયાથી ઉન્નતિને પામી જેને દુઃખમય સંસાર કહે છે તેમાંજ અદ્ભૂત સુખને પામવા લાગ્યા.

**પ્રેમીલા બહેન.**

---

## વિવિધ વાનીઓ.

**ઘરવાળો**—( ચોરને ) " અરે એ ! કેમ અહિં મારા ઘરમાં ફાંફાં મારે છે ? "

**ચોર**—( ઠંડે પેટે ) " તમારૂં ઘર ! કોણે કહ્યું તમારૂં ઘર ? હું તો જાણું કે તમે ભાડે રહેતા હશો. "

**ઘરવાળો**—( જરા ચમકીને ) " ના, ના, મારા સમ. મારૂંજ ઘર છે. "

**ચોર**—" એમ કે ! ત્યો ત્યારે હું તો આ મારે ચાલ્યો. મારે શું ? જેનું હોય તેનું. "

**ખેડુત**—" ગામમાં આ રસ્તે જવાય છે ? સીધા ચાલ્યા જાઓ.

**વટેમાર્ગુ**—" ત્યારે હાથનું પાટીઉં અવળો રસ્તો કેમ બતાવે છે ? "

**ખેડુત**—" એ તો ચોર, ભિખારી, ભામટા વગેરેને છેતરવાને સારૂ. "

**અસીલ**—( વકીલને ) " સાહેબ, તમારા બીલનો આંકડો ઘણો ગેરવાજમી છે. જરા સમજાવશો ? "

**વકીલ**—ઘણીજ ખુશીથી પણ સમજાવવા બદલ તમારે રૂા ૨૫ વધારે આપવા પડશે. સમજાવતાં એ અમને મહેનત પડે છે ને ? "

**ઉતારૂ**—( હાંફતો હાંફતો ) " માસ્તર ! માસ્તર ! મને ચારની ગાડી મળશે.

**સ્ટેશનમાસ્તર**—( ઠંડે કલેજે, ) હા જેવી તમારી દોડવાની ઝડપ. હજી તેને ઉપડી ગયે માત્ર બાર મિનિટ થઇ છે.

**માશુક**- " ત્યારે શું ખરેજ તમે મને ચાહો છો ? "

**આશક**—" તને ચાહું ! મ્હારા જાન ! જ્યારે તને તું ગઇ કાલે છુટાં પડતી વખતે આલિંગન દેતો હતો તે વખતે કુતરાએ મારો પગ કરડી ખાધો પણ તેની મને ઘેર પહોંચ્યો ત્યારેજ ખબર પડી. મારો કેટલો બધો પ્યાર ? "

**મા**—" કેમ છગન ! તારો નાનો ભાઈ કેમ રડે છે ? "

**છગન**—" બા, હું મારી પૂરી ખાઉં છું અને એને નથી આપતો તેથી રડે છે. "

**મા**—" એની પૂરી થઇ રહી ? "

**છગન**—" હા, બા હું તે ખાઇ જતો હતો ત્યારે પણ રડતો હતો. "